D

# બુખારી શરીફ (ગુજરાતી)

(ભાગ : ૬ થી ૧૦ નો સંપૂટ)

આવૃત્તિ : બીજી




★ પ્રકાશક ★

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
પરીએજ





★ પ્રકાશનનો સમય ★

ઝીકઅદહ–હિજરી ૧૪૨૩ • જાન્યુઆરી–૨૦૦૩









★ કિતાબ મેળવવાનું સ્થળ ★

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
''બયતુલ અમન'' • શેખવાડી • મુ. પો. પરીએજ–૩૯૨ ૦૨૧
તા. જી. ભરૂચ • [ગુજરાત]
ફોન : (૦૨૬૪૨) ૨૮૪૩૩૦


E

# દારુલ ઈશાઅત સલાહકાર સમિતિ

''બયતુલ અમન'', પરીએજ, તા. જિ. ભરૂચ.

(૧) મવ. ઇસ્માઈલ સા. મનુબરી (દા.બ.)
મુહતમિમ : દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૨) મુફ્તી અબ્દુલ્લાહ સા. રવિદ્રવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ.

(૩) મુફ્તી મુહિયુદ્દીન સા. બળોદવી (દા.બ.)
મુહતમિમ : બઝમે નુસ્રતુલ મુઅમિનીન મોગલવાડા, બરોડા.

(૪) મવ. ગુલામ મુહમ્મદ સા. વસ્તાનવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ ઈશાઅતુલ ઉલૂમ, અક્કલકુવા (મહારાષ્ટ્ર)

(૫) મવ. હસન અબ્દુલ્લાહ સા. ભડકોદ્રવી
નાઝિમ : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૬) ઈબ્રાહીમ આદમ સા. ટંકારવી
(અનુવાદક) હાલ જિદ્દા (સઉદી અરબ)

(૭) જનાબ ઇસ્માઈલ સા. ઘડિયાળી
(પ્રકાશક) બયતુલ અમન, પરીએજ, ભરૂચ.



# દારુલ ઈશાઅત

## ★ આદર્શો અને હેતુઓ ★

(૧) ગુજરાતી ભાષામાં ઈસ્લામી સાહિત્યનું પ્રકાશન કરવું.

(૨) સમાજ ઉપયોગી પુસ્તક-પુસ્તિકાઓનું પ્રકાશન કરવું.

(૩) અરબી, ઉર્દૂ, અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી ઉત્તમ પુસ્તકોનું ગુજરાતીમાં રૂપાંતર કરવું.

(૪) ગુજરાતના મુસ્લિમ લેખકો અને ભાષાંતરકારોની કૃતિઓને પ્રગટ કરી, લેખકો-ભાષાંતરકારોને યોગ્ય પુરસ્કાર આપવો.

(૫) અલ્લાહ તૌફીક આપે તો, ગુજરાતી ભાષાના ઈસ્લામી પુસ્તકોનું એક આધારભૂત વિશાળ પુસ્તકાલય ભરૂચ ખાતે સ્થાપવું.

(૬) સાહિત્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપવું.

(૭) ઈસ્લામી વિચારસરણીનું સંવર્ધન કરવું.





 بسم الله الرحمن الرحيم 

# ☆ તાજગીદાયક ☆

અલ્લાહનો આભાર, જેણે આપણને ઈલ્મનું નૂર આપ્યું, જે અક્ષરોમાં ઝળહળે છે, શબ્દોમાં ઝગમગે છે અને વાક્યોમાં ચમકે છે.

રહમત અને સલામ રસૂલુલ્લાહ (સલ.) પર, જેમના વાણી રત્નો આજે પંદરમી હિજરી સદીના ત્રીજા દાયકામાં પણ એટલા જ ઉપયોગી અને અસરકારક લાગે છે, જેટલા પહેલી હિજરી સદીના પ્રથમ દાયકામાં હતાં. આ વાણી રત્નોની ચમક અને રોનક સદીઓનો સમય પસાર થઈ ગયા પછી પણ ઘટવાના બદલે વધી છે.

કોઈ પણ પુસ્તકની બીજી આવૃત્તિનું પ્રકાશન તેની ઉપયોગિતા, આવશ્યકતા, લોકપ્રિયતા અને મહત્તાનો નિર્દેશ કરે છે. **"બુખારી શરીફ"** એ સામાન્ય કદનું પુસ્તક નથી કે આસાનીથી બીજી આવૃત્તિનું પ્રકાશન હાથ ધરી શકાય. એ ત્રીસ ભાગો પર પથરાયેલો મહાગ્રંથ છે. બીજી વાર આવા મહાગ્રંથનું પ્રકાશન ગણનાપાત્ર આર્થિક શક્તિ, ભારે માનસિક પરિશ્રમ અને આયોજનબદ્ધ વહીવટી આવડત માંગે છે.

ત્રીસ ભાગોની પહેલી આવૃત્તિ પૂરી થતાંની સાથે જ બીજી આવૃત્તિ માટેની લોકોની માંગણી એ વાતનો આનંદવર્ધક સંકેત આપે છે કે, નૈતિક મૂલ્યોના અધઃપતનના આ યુગમાં આજે પણ એવા લોકો આ પૃથ્વીના પટ પર વસવાટ કરે છે, જેઓ નૈતિક મૂલ્યોનું જતન કરતા પુસ્તકો વાંચવાનો આગ્રહ રાખે છે.

બુખારી શરીફના ત્રીસ ભાગોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરનાર નસીબદાર માનવી જ એની મહત્તા અને ઉપયોગિતાને સમજી શકે છે. હું નમ્રતાપૂર્વક માત્ર એટલું જ કહી શકું છું કે, આજે પણ આ પુસ્તક તાજગીદાયક અને રૂહવર્ધક લાગે છે.

ભાગ ૬ થી ૧૦ ને સંયુક્ત એકમરૂપે પાકા બાઇન્ડીંગમાં આપના મુબારક હાથોમાં અદબપૂર્વક રજૂ કરતાં અલ્લાહનો આભાર માનું છું. જેના અનહદ, અપાર અને અગણિત ફઝલો કરમના કારણે બીજી આવૃત્તિનું પ્રકાશન તાકિદે અને સત્વરે શક્ય બન્યું છે.

બુખારી શરીફને ગુજરાતની જનતા સમક્ષ આદરપૂર્વક રજૂ કરવામાં પરીએજ હાઇસ્કૂલના ભૂતપૂર્વ આચાર્ય જનાબ હાજી ઇસ્માઈલ ઇબ્રાહીમ ઘડિયાળી સાહેબનો તથા જનાબ મવ. મુફતી મુહિયુદ્દીન બળોદવી સાહેબનો નોંધપાત્ર ફાળો રહ્યો છે. આ તકે એમનો હાર્દિક ઉપકાર માનું છું. અલ્લાહ એમની મહેનતને કબૂલ કરે. આશા છે કે, તેમનો નિરંતર, નિખાલસ અને નમુનેદાર સહકાર સતત ચાલુ રહેશે.

અનેક નામી અનામી સજ્જનોનો નાનો મોટો ફાળો પ્રત્યક્ષ અથવા પરોક્ષરૂપે બુખારી શરીફના ગુજરાતી પ્રકાશનમાં અવાર નવાર મળતો રહ્યો છે. આજની પળે તેમનો દિલપૂર્વક આભાર માનું છું અને આશા રાખું છું કે, ભવિષ્યમાં પણ તેમનો નિખાલસ સહકાર મળતો રહેશે.

*ઇબ્રાહીમ*

*જિદ્દા, સઉદી અરબ*





  

# ☆ પ્રકાશકીય ☆

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.....**

**"બુખારી શરીફ"** : એક અત્યંત આધારભૂત, પ્રમાણભૂત, વિશ્વસનીય, મહાનતમ્, શ્રેષ્ઠતમ્ અને ઉચ્ચતમ્ હદીષ-સંગ્રહ. બુખારી શરીફની ફઝીલત અને પ્રશસ્તિમાં જેટલું કહેવાયું અને લખાયું છે એટલું બીજા કોઇ માનવગ્રંથ વિષે કહેવાયું અને લખાયું નથી. કોઈપણ પ્રકારના ક્ષોભ-સંકોચ અને અતિશયોક્તિ વિના કહી શકાય છે કે જે મહાનતા, ખ્યાતિ અને લોકપ્રિયતા સહીહ બુખારી શરીફના ભાગે આવ્યાં છે, તે બીજી કોઇ માનવીય કૃતિને પ્રાપ્ત થઇ શક્યાં નથી. સાચી વાત અને ખરી વાસ્તવિકતા તો એ છે કે હદીષના વિષય પર લખાયેલી સઘળી મશહૂર અને મકબૂલ કિતાબોમાં સહીહ બુખારી શરીફને જે ઉચ્ચ અને મહત્તમ સ્થાન પ્રાપ્ત થયું છે, તે હદીષની બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થયું નથી. ઉમ્મતના ઉલમાએ કિરામ આ વાતે સર્વ સંમત છે કે કુર્આન શરીફ પછી હદીષની બુખારી શરીફથી વધુ સહીહ અને મુઅતબર બીજી કોઇ કિતાબ પૃથ્વીના પટ પર મોજૂદ નથી. પેલી મશહૂર લોકોક્તિ : **"અસહ્હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી"** અકારણ પ્રચલિત થઇ ગઇ નથી; બલ્કે આ હદીષ-સંગ્રહને વ્યાપકરૂપે સાંપડેલી પ્રચંડ લોકસ્વીકૃતિ, લોકપ્રિયતા, લોકાદર અને લોકભોગ્યતાને કારણે જ બુખારી શરીફને-કિતાબુલ્લાહ પછી-હદીષને લગતી કિતાબોમાં સર્વશ્રેષ્ઠ અને સર્વાધિક સહીહ કિતાબ હોવાનું બહુમાન મળ્યું છે. આ અનન્ય, દિવ્ય, ભવ્ય અને પવિત્ર ગ્રંથ દ્રઢપણે અને અતૂટ તથા અવિચ્છેદ રીતે તેનામાં સંકળાયેલી સિહ્હત, શુદ્ધતા, ગુણવત્તા, નિર્મળતા, નિર્ભેળતા અને આધારભૂતતા જેવી અનેકવિધ ખૂબીઓ, વિશેષતાઓ અને ગુણધર્મોને કારણે જ એને **"અસહ્હુલ કુતુબ......."**નું અનુપમ, અદ્ભુત અને અદ્વિતીય બિરૂદ મળવા પામ્યું છે.

આવી વિરલ, ગરિમાવંત અને બહુમૂલ્ય કિતાબને પ્રચારવાનું અને પ્રસારવાનું સદ્ભાગ્ય મુજ જેવા અપાત્ર, અશક્ત અને અસમર્થ મનુષ્યને સાંપડયું તે બદલ અલ્લાહ તબારક વ તઆલાનો અપાર શુક્ર અદા કરૂં છું. **"ફલિલ્લા હિલ**

**હમ્દુ વ લહુ શ્શુક્રુ અલા ઝાલિક......"** એ વાતનો સ્વીકાર કરવામાં મને લગીર ખંચકાટ અને સંકોચ નથી કે જો અલ્લાહ તઆલાની તવફીક શામિલે હાલ ન રહી હોત અને અલ્લાહ તઆલાએ મને શક્તિ પ્રદાન ન કરી હોત તો આવું કઠિન અને સખત પરિશ્રમભર્યું કામ આ પ્રમાણે સરળતાપૂર્વક અને હેમખેમ પાર પડયું ન હોત. જ્યારે હું આ વિકટ અને વિશાળ કામને નિહાળું છું અને પોતાની સાંગોપાંગ કમઝોર ઝાત પર નજર કરું છું, તો મારા આશ્ચર્યનો પાર રહેતો નથી. ક્યાં મારી અલ્પતમ ઝાત અને ક્યાં આવું મુબારક અને ભારેખમ કામ !

**કહાં મૈં ઔર કહાં યહ નિકહતે ગુલ,**
**નસીમે સુબ્હ તેરી મહરબાની**

પરંતુ અલ્લાહ તઆલાના અનંત ફઝલો કરમ અને સાથી કાર્યકરોના બેમિસાલ તઆવુનથી આવા કષ્ટભર્યા પ્રકાશન કાર્યને અને નફારહિત વિતરણ કાર્યને ક્ષેમકુશળ અંજામ આપી શકાયાં, તે બદલ સ્વાભાવિક રીતે ધન્યતા, આનંદ અને હર્ષોલ્લાસની લાગણી અનુભવું છું અને બારગાહે ઇલાહીમાં શુક્ર બજાવી લાઉં છું......**ઝાલિ-ક ફદ્લુ લ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ વલ્લાહુ ઝુલ્ફદ્લિલ અઝીમ** (આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે આપે છે અને અલ્લાહ તઆલા મહાન ફઝલવાળો છે.) —સૂરએ જુમુઅહ : ૪

આ દળદાર અને સિમાચિહ્નરૂપ પ્રકાશન અનેક સાથીઓ અને સજ્જનોની વિવિધ પ્રકારની મહેનત અને પ્રયાસોનું પરિણામ છે. જો આ સદ્‌ગૃહસ્થોનો ઉષ્માભર્યો સહકાર સાંપડયો ન હોત તો આ કામ આ રીતે સાંગોપાંગ પાર ઊતર્યું ન હોત. આ સૌ સજ્જનોનો નામજોગ શુક્રિયહ અદા કરવાને હું પોતાની ધાર્મિક અને નૈતિક ફરજ માનું છું : **"મન્ લમ્ યશ્કુરિન્નાસ લમ્ યશ્કુરિલ્લાહ"**.

સૌ પ્રથમ તો હું આ ફૈઝદાયી કિતાબના **અનુવાદક મુહતરમ જનાબ હઝરત મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સા. ટંકારવી** (મ. ઝિ.)નો આ મુબારક કાર્યમાં મને નિમિત્ત બનાવવા બદલ હાર્દિક આભાર વ્યક્ત કરું છું અને એમનો ઋણ-સ્વીકાર કરું છું. જો આપે મને સદકએ જારિયહ રૂપી આ કાર્યમાં જોતર્યો ન હોત તો ફલાહે દારૈન, સઆદતે દારૈન અને સવાબે દારૈનથી મહરૂમ રહી જવા પામ્યો હોત.



હઝરત મવલાના **મુફતી સૈયદ મુહમ્મદ મુહિયુદ્દીન સા. બળોદવી** (મ. ઝિ.)નો હું ખૂબ જ મમ્નૂન અને મશ્કૂર છું. આપે મને અતિ પરિશ્રમ માંગી લેતી ફૂટનોટ્‌સ સમયસર લખી આપી પ્રકાશન પર ભારે ઉપકાર કર્યો છે.

મૂલ્યવાન અભિપ્રાયો - દુઆઇયા કલામો લખી આપવા બદલ **ગુજરાતના નામવંત ઉલમાએ કિરામો**નો પણ હું અત્યંત ઋણી અને આભારવશ છું. એમના અમૂલ્ય મંતવ્યો અને અભિપ્રાયોએ કિતાબની ગુજરાતી આવૃત્તિની શોભામાં અભિવૃદ્ધિ કરી છે.........આ અતિ પરિશ્રમપૂર્ણ અને મોટીમસ સ્કીમને લીલી ઝંડી (પરવાનગી) આપવા બદલ ''દારુલ ઇશાઅત'' પરીએજના ટ્રસ્ટી મંડળનો અનુગ્રહિત છું.

પ્રથમ આવૃત્તિના સમાપન વેળા પરીએજ મુકામે આયોજિત ''મજલિસે ખત્મે બુખારી શરીફ''માં આમંત્રિત ગુજરાતના માનવંત ઉલ્માએ કિરામ, મહેમાનગણ અને ઉપસ્થિતો માટે બેનમૂન વ્યવસ્થા અને ખિદમતો અંજામ આપવા બદલ **મદ્રસા અન્વારુલ ઇસ્લામ**ના સદર મવ. એયુબ સાહેબ, મજલિસ કમિટિના સર્વે સભ્યો, મદ્રસાના તમામ મુદર્રિસ સાહેબો, ગામના નવયુવાનો તેમજ વડીલો, સૌ કોઇ પ્રત્યે આ ક્ષણે હાર્દિક આભાર વ્યક્ત કરવાની તક ઝડપી લઉં છું.

વળી ''દારુલ ઇશાઅત'' ટ્રસ્ટી મંડળના ખૂબ જ મસરૂફ છતાં બુખારી શરીફના પ્રકાશન કાર્ય સંદર્ભે જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે સમય, શક્તિ અને વૈચારિક માર્ગદર્શનના ત્રિવિધ હેતુથી અત્યંત મદદરૂપ પુરવાર થનાર દારુલ ઉલૂમ-કંથારીઆ, પ્રકાશન વિભાગના **"નાઝિમ" મવલાના હસન અબ્દુલ્લાહ ભડકોદ્રવી સા.** નો જેટલો આભાર માનું એટલો ઓછો છે. અલ્લાહ તબારક વ તઆલા એમને કલમને ઝરિયે દીનની મહાનતમ્ ખિદમતો માટે કુબૂલ ફરમાવી, બન્ને જહાનમાં બેહતરીન બદલ અતા ફરમાવે. નાચિઝની એ જ દુઆ !

સામાન્ય રીતે કોઇ પણ યોજનાને સાકાર કરવા માટે આર્થિક સહિત અનેક મુશ્કેલીઓ મૂંઝવણોનો સામનો કરવો પડતો હોય છે. દેશ-વિદેશમાં વસતા ઉદારદિલ મુસ્લિમ સખી-સજ્જનોએ ભરપૂર તઆવુન ફરમાવી આ વિકટ સમસ્યા અને મૂંઝવણને પણ દૂર કરી દીધી. મારા આવા વિશાળ દિલ મુઆવિનોનો ખૂબ

ખૂબ ઋણ-સ્વીકાર અને આભાર. કિતાબના પ્રકાશનમાં એમણે આપેલો સિંહફાળો કદી વિસારી શકાય એમ નથી.

નીચેના મહાનુભાવો તરફથી પણ મને અતિ ઉષ્માભર્યો આવકાર અને હુંફાળો સહકાર સાંપડયો છે. આ પ્રસંગે એમને વિસારી શકાય તેમ નથી. એમના નામોની સાભાર અને સાદર નોંધ લેતાં ગદ્દગદિત થઇ જાઉં છું.

(૧) હાજી ઈકબાલ મહંમદ નાથા (પરીએજ)
(૨) હાજી ઈબ્રાહીમ આદમ મીઠા (પરીએજ)
(૩) હાજી ગુલામ મુસા બશ (પરીએજ)
(૪) જનાબ ઈશાક ઈબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૫) હાજી ઈસ્માઈલ મહંમદ ભીખા (માંકણ)
(૬) હાજી એયુબ મુસા અથાભા (કરમાડ)
(૭) હાજી દાઉદ પેડલ (પરીએજ)
(૮) હાજી યાકુબ ભૂતા (ટંકારીઆ)
(૯) હાજી આદમભાઈ રોકડ (વલણ)
(૧૦) જનાબ હારૂન ઈબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૧૧) હાજી ઈકબાલ ગુલામ અકુજી (કોઠી વાંતરસા)
(૧૨) હાજી યાકુબ ઉંમરજી પાટલૂન (મનુબર)
(૧૩) હાજી અ. રશીદ શેખ (હાંસોટ)
(૧૪) મવલાના યાકુબ કાસિમી (મ. ઝિ.) (કાવી)
(૧૫) હાજી શબ્બીર વલી ટેલર (પરીએજ)
(૧૬) હાજી ઈસ્માઈલ મોહંમદ ઉમર (પરીએજ)
(૧૭) હાજી મુસ્તાક અ. મજીદ પટેલ (પગુથણ)
(૧૮) હાફેજી યાકુબ સૂફી (પરીએજ)
(૧૯) હાજી ઈકબાલ અહમદ સુલેમાન (સ્હાડપોર)
(૨૦) હાફેજી ઈસ્માઈલ ઈબ્રાહીમ મસન (પરીએજ)
(૨૧) જનાબ યાકુબભાઈ મહેક (ટંકારીઆ)

આ ઉપરાંત કોઇ પણ રીતે, કોઇ પણ પ્રકારે, યથાશક્તિ અને યથાતવફીક કિતાબના પ્રકાશનમાં સાથ-સહકાર પૂરો પાડનાર નામી-અનામી સહાયકો અને હિતચિંતકોનો પણ આ તકે અંતઃકરણપૂર્વક શુક્રિયહ અદા કરું છું.

**જઝાકુમુ લ્લાહુ તઆલા ફિદ્દારૈનિ ખયૂરા.......**

અલ્લાહ તઆલા આપણા સૌના આ સહિયારા પ્રયત્નોને શર્ફ કબૂલિયતથી નવાઝી, એને દીન-દુનિયાની કામિયાબી અને સરફરાઝીનું નિમિત્ત બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

અહકર,

**ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી**

''બયતુલ અમન'' શેખવાડી,
મુ. પો. પરીએજ-૩૯૨ ૦૨૧, તા. જિ. ભરૂચ
ફોન (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (R)



# પ્રતિભાવ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**નહ્મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ.**

ઈમામ મુહમ્મદ બિન ઈસ્માઈલ બુખારી (રહિમ-હુલ્લાહુ તઆલા)ની જગવિખ્યાત કૃતિ **"સહીહ બુખારી શરીફ"**ને જે અઝમત, ખ્યાતિ, લોકઆદર અને લોકપ્રિયતા પ્રાપ્ત થયાં છે, તે કોઇ માનવીય કૃતિને અત્યાર સુધી પ્રાપ્ત થયાં નથી. હદીસની કિતાબોમાં બુખારી શરીફ જેવું ઉચ્ચ સ્થાન બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થઇ શક્યું નથી; બલકે હકીકત, નક્કર સત્ય એ છે કે કિતાબુલ્લાહ પછી બુખારી શરીફથી વધુ સહીહ, આધારભૂત અને વિશ્વાસપાત્ર કોઇ કિતાબ જમીનના પટ પર મવજૂદ નથી અને નથી : **"અસહ્હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી."**

આવી ઉચ્ચ, મહાનતમ્ અને શ્રેષ્ઠતમ્ કિતાબને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરવાનું સૌભાગ્ય, ગૌરવ અને શ્રેય હઝરત મવલાના ઈબ્રાહીમ પટેલ સા. ટંકારવી (ઝી.મ.)ને ફાળે ગયાં છે. જ્યારે આ બરકતવંત, ઈમાનવર્ધક અને રૂહપોષક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મુહતરમ જનાબ અલહાજ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી સા. પરીએજીને પ્રાપ્ત થઇ છે : **"ઝાલિ-ક ફઝ્લુલ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ...."** [આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે તેને અર્પણ કરે છે]. -સૂરએ જુમ્આ : ૪

**ઈં સઆદત બ-ઝોરે બાઝૂ નેસ્ત**
**તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ**

અર્થાત્ : *આ નેકબખ્તી બાહુબળ દ્વારા પ્રાપ્ત થઇ શકતી નથી. એ તો અલ્લાહ તઆલાના અર્પણ કરવાથી જ પ્રાપ્ત થઇ શકે છે.*

આવી ઉપયોગી અને અનુપમ કિતાબ પ્રગટ કરવા બદલ આ બંને સજ્જનોને મારા હાર્દિક મુબારકબાદ પાઠવી દુઆ ગુઝારું છું કે અલ્લાહ તઆલા એમની

આ બહુમૂલ્ય, કદ્રપાત્ર અને પ્રશંસનીય દીની-ઇલ્મી ખિદમતને શર્ફે કબૂલ અતા ફરમાવે, દારૈનમાં સરફરાઝી અને સુર્ખરૂઈનું નિમિત્ત બનાવે, આ મહાકાય યોજનામાં કોઈપણ રીતે મદદરૂપ અને સહાયરૂપ બનનારને યથાયોગ્ય બદલાથી નવાઝે અને સૌના હકમાં સદકએ જારિયહ બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

**ઈં દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ.**

અને અંતે...... સંસ્થાના બિરાદરો દીની-તબ્લીગી-ઇસ્લાહી સાહિત્ય સમયાંતરે પ્રકાશિત કરતા રહેવાની નેક નિય્યત ધરાવે છે. એમની આ પ્રકાશન-પ્રવૃત્તિને પ્રોત્સાહિત અને વિકસિત કરવામાં એમને દરેક રીતે બનતો બધો જ સહકાર પૂરો પાડવો સમગ્ર મુસ્લિમ બિરાદરોની દીની, મિલ્લી અને અખ્લાકી ફરજ બને છે. આશા છે કે એમની ભાવિ યોજનાઓને સાકાર કરવામાં સૌનો યથાશક્તિ, યથાતવફીક, ઉત્સાહપ્રેરક, ઉષ્માભર્યો અને ઊમળકાભર્યો સહકાર મળી જ રહેશે, *ઈન્શાઅલ્લાહ.*

અહકરુલ વરા,

***(મવલાના) ઇસ્માઈલ અહમદ મનુબરી (સા., મ.ઝિ.)***

*(મુહતમિમ) : દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર, કંથારીઆ*





## અભિપ્રાય

**મુફતી ઇસ્માઈલ વાડીવાલા**
(મુફતી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર) ૬/૨૦, દારુસ્સલામ, બાબુલેન, રાંદેર, સુરત-૩૯૫ ૦૦૫.

સલામે મસ્નુન બાદ : મૌલાના ઇબ્રાહીમ ટંકારવી સાહબે બુખારી શરીફનો ગુજરાતી તર્જુમો કરી હદીષની કિતાબોમાં એક નવો ઉમેરો કર્યો છે. મુસલમાનો માટે સૌપ્રથમ કુર્આને હકીમ અને અહાદીષે નબવિય્યહ સલ. હિદાયત અને રાહનુમાઇનું માધ્યમ છે. તર્જુમો મોઅતબર અને ભરોષાપાત્ર છે. છપાઇ પણ ઘણી જ સુંદર છે. અગર જરૂરત મુજબ મુશ્કેલ અહાદીષની ટૂંકી તશરીહ કરવામાં આવતે તો કિતાબ ઇ.અ. વધુ ઉપયોગી રહેતે. દુઆ છે કે ખુદાપાક ગુર્જર બિરાદરો માટે મઝકૂર કિતાબને ફૈઝવંત બનાવે તથા ભાષાંતરકાર અને પ્રકાશક તથા નાની મોટી ખિદમતમાં ફાળો આપનારને ખુદાપાક દારૈનની ભલાઇઓથી નવાઝે અને સદકએ જારિયહનો સબબ બનાવે, આમીન.

નાચીઝ

***ઇસ્માઈલ ગુફિરલહુ***

*(મુફતી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર, સુરત)*

## અભિપ્રાય

**મદની દારૂત્તરબિયત**
મુ. કરમાલી, વાયા : પાનોલી
તા. અંકલેશ્વર, જિ. ભરૂચ. ● પીન-૩૯૪ ૧૧૫

**મોહતરમ જનાબ ઇસ્માઈલભાઇ ઘડિયાળી સા.**

સલામ મસ્નુન બાદ : ઉમ્મીદ છે કે ખેરિયતથી હશો. વધુમાં જણાવવાનું કે આપ સાહેબે રવાના કરેલ બુખારી શરીફના ૨૨ થી ૩૦ ગુજરાતી ભાગો મળ્યા. ખૂબ-ખૂબ શુક્રિયા સાથે કબૂલ કરૂં છું, જઝાકુમુલ્લાહ. આનંદદાયક વાત છે કે આપની સંસ્થા બુખારી શરીફના બધા જ ભાગો (સંપૂર્ણ બુખારી શરીફ) એક સંપુટરૂપે છપાવવાની મુબારક નેમ ધરાવે છે. દુઆ છે કે ખુદા તઆલા આ બરકતવંત કામને હેમખેમ પરિપૂર્ણ ફરમાવે અને એના ફાયદા આમ અને તામ કરે તેમજ આપના માટે તેમજ તમામ સાહિબે ખૈર માટે સદકએ જારિયહ સાબિત થાય અને બેદીનિયત-નેચરીય્યતના ઝમાનામાં જ્બ્લીકને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સુન્નતો પર અમલ કરવાની નેક તૌફીક અર્પણ કરે.

*બસ એજ, ફક્ત વસ્સલામ,*

*મોહતાજે દુઆ*

***અહમદ બેમાત***



## જામિઅહ ઈસ્લામિયહ

**ડાભેલ, જિ. સુરત.**

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ ઉપર જે અગણિત અને અસંખ્ય ઉપકારો ફરમાવ્યા છે તે માંહેનો સૌથી મોટો ઉપકાર એ છે કે તેમની સલાહ અને ફલાહ માટે નુબુવ્વત તેમજ રિસાલતનો પવિત્ર અને મુબારક સિલસિલો ચાલુ ફરમાવ્યો અને જ્યારે જ્યારે માનવતાને આસમાની હિદાયતની જરૂરત પડી તેઓમાંથી જ કોઇ એક બંદાને પોતાનો નબી અને માનવતા માટે માર્ગદર્શક બનાવી પોતાની હિદાયત સાથે લોકોમાં મોકલ્યો.

નબીઓ અને રસૂલોના આગમનનો આ સિલસિલો હજારો વરસ ચાલુ રહ્યો ત્યાં સુધી કે અલ્લાહ તઆલાના અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.) પર આ સિલસિલો પૂર્ણ કરવામાં આવ્યો અને આપના હાથે તે છેલ્લી અને સંપૂર્ણ તઅલીમ અને હિદાયત મોકલી આપવામાં આવી જે હરહંમેશ માટે કાફી થઇ રહેનારી છે.

ખુદાઇ તઅલીમ અને આદેશોની જે પુંજી અંતિમ નબી (સલ.)ના થકી દુન્યાને મળી તેના બે ભાગો છે : એક કિતાબુલ્લાહ યાને કુર્આન મજીદ, જે શબ્દ અને અર્થ બન્નેવમાં અલ્લાહનું કલામ છે. બીજો ભાગ આપ (સલ.)ના તે પવિત્ર ઇરશાદો અને આપ (સલ.) તરફથી આપવામાં આવેલા આદેશો અને માર્ગદર્શક કૃત્યો અને કથનો, જે આપ (સલ.) અલ્લાહ તઆલાના પયગમ્બર અને તેની કિતાબનું અર્થઘટન કરનાર તેમજ અલ્લાહ તઆલાના પ્રતિનિધિ હોવાની હેસિયતથી ઉમ્મતને આપતા હતા જેને તેના ખરા રૂપમાં સાચવીને સહાબાએ કિરામે (રદિ.) પાછળવાળાઓ સુધી પહોંચાડયા અને પાછળવાળાઓએ તેને પૂરી સનદ સાથે કિતાબોમાં કંડારી આપ્યા. આપ (સલ.)ની તે તઅલીમાત તેમજ માર્ગદર્શિકાઓના તે ભાગનું નામ હદીસ અને સુન્નત છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ.) તો પોતાની પવિત્ર ઉંમર પૂર્ણ કરી અલ્લાહ તઆલાના હુકમ મુજબ આ દુન્યાથી સિધાવી ગયા, પરંતુ હંમેશ માટે માનવતાના



માર્ગદર્શન માટે પોતે લાવેલ તઅલીમ અને હિદાયતના આ બન્નેવ ભાગો યાને કુર્આન અને હદીસ પોતાની પાછળ મૂકી ગયા અને આ બન્નેવની હિફાઝત માટે દરેક યુગમાં અલ્લાહ તઆલાએ એવી આંતરિક અને બાહ્ય વ્યવસ્થા ફરમાવી જે વિચારનારાઓ અને સમજનારાઓ માટે અલ્લાહ તઆલાની નિશાનીઓ પૈકી એક મોટી નિશાની અને ખાતિમુલ અંબિયા (સલ.)ના મોઅજિઝાઓ પૈકી એક જીવંત મોઅજિઝો છે.

કુદરતની આ વ્યવસ્થાઓ પૈકી એક એ પણ છે કે જે યુગમાં કિતાબ અને સુન્નતની જે પ્રકારની સેવાની જરૂરત લાગી અલ્લાહ તઆલા પોતાના કેટલાક બંદાઓના દિલોમાં તે સેવાનો વિચાર પયદા કરી તેને એમાં લગાવી આપે છે. નબવી યુગથી લઇને આજ સુધી કુર્આન અને હદીસની સેવાઓ જેવી રીતે અને જે પ્રકારે કરવામાં આવી છે અગર કોઇ આદમી ધ્યાનથી જુએ તો સ્પષ્ટરૂપે જણાઇ આવશે કે જે કંઇ થયું તે દરેક યુગની જરૂરતો માટે એક કુદરતી વ્યવસ્થા હતી અને જે બંદાઓના હાથે થઇ તેઓ એક સાધનરૂપ હતા.

ઇલ્મે હદીસ વાસ્તવમાં હુઝૂર (સલ.)ના મુબારક જીવનનો એક વિશ્વાસપાત્ર ઇતિહાસ છે. મુસલમાનોને પોતાના પયગમ્બર (સલ.)ની સાથે જે ઇશ્ક અને મુહબ્બતનો સંબંધ છે અન્ય ઉમ્મતોમાં તેની જોડ નહિ મળે. એટલા જ માટે મુસ્લિમોએ નબીએ કરીમ (સલ.)ના જીવનના દરેક પાસાને અને દરેક રેખા તેમજ બિંદુને સંપૂર્ણ સાવચેતી સહિત સાચવવાની કોશિશ કરી છે. આજે અગર કોઇ માણસ નબીએ કરીમ (સલ.)ના જીવનની પૂરી છબી અને સંપૂર્ણ નકશો જોવા ચાહે તો તેના માટે હદીસની કિતાબો કાફી છે.

લેખિત રૂપમાં હદીસે પાકને જમા કરવા તેમજ સાચવવાનો સિલસિલો વ્યક્તિગત રૂપમાં હુઝૂર (સલ.)ના મુબારક દૌરથી જ શરૂ થઇ ચૂક્યો હતો, પરંતુ સરકારી દેખરેખ અને માર્ગદર્શન હેઠળ આ કામ ખલીફએ રાશિદ હઝ. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)ના યુગમાં શરૂ થયું અને વિવિધ રૂપમાં આ કામ આગળ વધતું રહ્યું. ત્યાં સુધી કે હિજરી સનની ત્રીજી સદીમાં ઇમામ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ ઇબ્ને ઇસ્માઇલ બુખારી (રહ.)એ સનદી રૂએ માત્ર સહીહ હદીસોને કિતાબી રૂપમાં સંકલન કરવાનું બીડું ઝડપ્યું અને વરસોની કષ્ટદાયક મહેનત પછી સહીહ બુખારીના રૂપમાં ઉમ્મતને સહીહ હદીસોનો મહામૂલો

ગ્રંથ સોગાતરૂપે આપ્યો. અલ્લાહ તઆલાએ આ કિતાબને એવી મકબૂલિયત આપી કે હદીસની અન્ય કોઈ કિતાબ તેની તુલનામાં ન આવી શકી અને વિવિધ જમાનાઓમાં વિવિધ મહાન ઉલમાએ કિરામે હદીસની આ કિતાબના સ્પષ્ટીકરણરૂપે મહામૂલી સેવાઓ બજાવી અને આજ સુધી આ પવિત્ર સિલસિલો વણથંભ્યો ચાલુ જ છે. દુન્યામાં બોલાતી વિવિધ ભાષાઓમાં આ કિતાબના અનુવાદો પણ થયા. આપણી ગુજરાતી ભાષા જેમાં દીનનું ખાસું એવું સાહિત્ય ભેગું થઇ ચૂકયું છે અને દિવસો દિવસ તેમાં વધારો થઇ રહ્યો છે તેમાં આજ સુધી હદીસની આ મહામૂલી કિતાબનો ગુજરાતી અનુવાદ થયો ન હતો અને ગુજરાતી દીની સાહિત્યકારો ઉપર આ એક કર્ઝ હતું. અલ્લાહ તઆલા જઝા-એ-ખયર આપે હઝ. મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સાહબ (ઝિદ મજદુહુમ)ને કે તેઓએ આ કર્ઝ ઉતારવાની કામિયાબ કોશિશ ફરમાવી ગુજરાતી દીની સાહિત્યમાં બુખારી શરીફના ગુજરાતી અનુવાદ વડે કિંમતી ઉમેરો કર્યો અને આ મુબારક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મોહતરમ જનાબ અલ્હાજ ઇસ્માઈલભાઈ ઘડિયાળી સાહબને પ્રાપ્ત થઇ છે. આ કિતાબ વડે ગુજરાતી દીની સાહિત્યની સેવા બદલ આ બન્નેવ સજ્જનોને મુબારકબાદી આપવા સાથે દિલથી દુઆ પણ કરું છું કે અલ્લાહ તઆલા તેમની આ કિંમતી કાબિલે-કદ્ર અને સરાહનીય ઇલ્મી તેમજ દીની સેવાને કબૂલિયતથી નવાઝી દુન્યા અને આખિરતની ભલાઈઓ અને બરકતોનો ઝરીયો બનાવે અને એના વડે ગુર્જર મુસ્લિમ સમાજને વધુમાં વધુ ફૈઝ અને ફાયદો પહોંચાડે.

**ઈં દુઆ અઝમન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ**

(અર્થાત : મારા તરફથી આ દુઆ અને સમગ્ર વિશ્વ તરફથી તેના ઉપર આમીન હોજો.) ફક્ત.....

*અમલાહૂ અહમદ ખાનપુરી*
*તા. ૧૮-૬-૧૪૨૩ હિજરી*





 بسم الله الرحمن الرحيم 

## અભિપ્રાય

**અલહમ્દુ લિલ્લાહિ લ્લઝી અન્ઝલલ ફુરકાન અલા રસૂલિહિ વ આતાહુલ હિકમહ, વસ્સલાતુ વસ્સલામુ અલા મુહમ્મદિન નબીય્યી ર્રહમહ, વ અલા આલિહિ વ સહબિહિ લ્લઝીન ફાઝૂ બિલ જન્નહ.**

અલ્લાહે માનવજાતિના માર્ગદર્શન માટે કુર્આનને જીવન બંધારણ તરીકે ઉતાર્યું, જેના અર્થઘટન અને સ્પષ્ટીકરણ માટે એક જીવંત નમુના રૂપે મહાન અને પવિત્ર હસતિ તાજદારે રિસાલત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કુર્આનના શિક્ષક તરીકે દુનિયામાં મોકલવામાં આવ્યા.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ને કોઇએ પૂછ્યું કે, રસૂલે અકરમ (સલ.)ના પવિત્ર જીવન અને સદ્દગુણો અંગે કંઇક પ્રકાશ પાડો, ત્યારે હઝરત આઇશા (રદિ.)એ ફરમાવ્યું : કુર્આન આપ (સલ.)ના સદ્દગુણો છે, એટલે નબીએ કરીમ (સલ.)નું પવિત્ર વ્યકિતત્વ કુર્આનનો જીવંત નમુનો છે. રસૂલુલ્લાહ (સલ.)ના કથન, કર્મ અને જીવનશૈલીમાં કુર્આન દેખાય છે. કુર્આનનો અભ્યાસ કરો અને નબીએ કરીમ (સલ.)ના પવિત્ર જીવન અંગે મનન કરો તો જે કંઇ કુર્આનમાં છે, તે અમલી સ્વરૂપે હુઝૂર (સલ.)ના જીવનમાં દેખાશે.

નબીએ કરીમ (સલ.)ના કથન, કર્મ અને જીવન પ્રણાલિકાને હદીસ શરીફ કહેવામાં આવે છે.

કુર્આને કરીમનું વિવેચન હદીસ શરીફ છે, એટલે ઇસ્લામને જાણવા અને સમજવા માટે હદીસ શરીફનો અભ્યાસ અત્યંત જરૂરી છે. કુર્આનના રક્ષણની જવાબદારી અલ્લાહે પોતે લીધી છે. આપણે આપણા બાળકોના દિલ અને દિમાગમાં એને સુરક્ષિત કરી દીધું છે, પરંતુ કુર્આનના વિવિધ વિષયો, ગહન અર્થો, રહસ્યો અને હિકમતની વાતોનું રક્ષણ બાહોશ મુહદ્દિસો અને વિદ્વાન આલિમો દ્વારા થયું છે.

એવા એવા નામાંકિત મુહદ્દિસો થઇ ગયા છે, જેમને હજારો હદીસો મોઢે

યાદ હતી. ઈમામ બુખારી (રહ.)ને દસ વરસની વયે સિત્તેર હજાર હદીસો, રાવીઓ (વર્ણનકારો)ના નામો અને જીવન ચરિત્ર સાથે યાદ હતી. આ રીતે હદીસની પરંપરા ચાલુ રહી.

ભારતમાં હદીસનો મુબારક ઈલ્મ સૌપ્રથમ ગુજરાતમાં આવ્યો. ભરૂચ જીલ્લાના ભાડભુત ગામને આ સદ્‌ભાગ્ય નસીબ થયું. શેખ રબીઅ બિન સબીહ, જે તબ્એ તાબિઈ છે, તે પોતાના બારસો શાગિર્દો સાથે ભાડભુત આવ્યા હતા, તેમણે અહીં હદીસનો વિષય શીખવવાનું શરૂ કર્યું. આ તે જ રબીઅ બિન સબીહ છે, જેમણે બસરા (ઈરાક)માં હદીસ શરીફનો સૌપ્રથમ સંગ્રહ તૈયાર કર્યો હતો. અફસોસ કે ભાડભુત વિસ્તારમાં પ્લેગનો રોગ ફેલાતાં, તેઓ એ બીમારીમાં સપડાઈને અલ્લાહને પ્યારા થઈ ગયા. ભાડભુતમાં જ તેમને દફનાવવામાં આવ્યા.

આ પ્રમાણે શેખ તાહિર પટણી (રહ.) અને શેખ અલી મુત્તકી (રહ.) મુસ્લિમ જગતના નામાંકિત મુહદ્દિસોની હરોળમાં ગણાય છે. એમના ઈલ્મનો લાભ ગુજરાતમાં અને ગુજરાતની બહાર પણ પહોંચ્યો. તે પછી એક મુદ્દત સુધી અહમદાબાદ (અમદાવાદ)માં હદીસનો આ સિલસિલો ચાલુ રહ્યો. એ પછી ગુજરાતમાં આ સિલસિલો બંધ થઈ ગયો.

ત્યાર બાદ દિલ્હીમાં શાહ વલીયુલ્લાહ (રહ.) અને તેમના ખાનદાન મારફતે હદીસ શરીફનો સિલસિલો ચાલુ થયો, જે પૂરા ભારતમાં ફેલાઈ ગયો. આ સિલસિલાના બે બુઝુર્ગો મવ. મુહમ્મદ કાસિમ નાનોત્વી (રહ.) અને મવ. રશીદ અહમદ ગંગોહી (રહ.) છે, જેમણે અનુક્રમે દારૂલ ઉલૂમ, દેવબંદ અને મઝાહિરૂલ ઉલૂમ, સહારનપુરની બુનિયાદ નાખી.

આ બંને મદ્રસાઓમાંથી દુનિયાના વિવિધ દેશોમાં હદીસ શરીફના સોનેરી યુગની શરૂઆત થઈ. આજે બ્રિટન, કેનેડા, અમેરિકા, ઓસ્ટ્રેલિયા, પનામા, ફીજી, આફ્રિકાના જુદા જુદા દેશો તથા યુરોપના અન્ય દેશોમાં આ બંને મદ્રસાઓના વિદ્વાન આલિમો અને મુહદ્દિસોના ઈલ્મની સુવાસ ફેલાઈ રહી છે.

બુખારી શરીફ, મિશ્કાત તેમજ હદીસના બીજા ૬ પુસ્તકોનો ઉર્દૂમાં અનુવાદ દેવબંદના વિદ્વાન આલિમોએ કર્યો છે. આ ભવ્ય પરંપરા ચાલુ રાખીને દેવબંદના એક કાબેલ અને તેજસ્વી ફાઝિલ મવ. ઈબ્રાહીમ સાહેબ, જેઓ હાલ જિદ્દા ખાતે રહે છે, તેમણે બુખારી શરીફનું ગુજરાતી ભાષાંતર



કર્યું, જે ઈ. સન ૧૯૬૬ થી ૧૯૭૩ ના સમયગાળા દરમ્યાન થયું. આ ભાષાંતર ખૂબ સફળ પુરવાર થયું.

લગભગ ઈ. સન ૧૯૭૩ માં મવ. ઈબ્રાહીમ સાહેબે ફુટનોટ લખવાની જવાબદારી મને સોંપી. થોડુંક કામ થયું, પછી તેઓ જિદ્દા, સઉદી અરબ ખાતે ચાલ્યા ગયા, એટલે પ્રકાશન કાર્ય મોકૂફ રહ્યું. અહીં સુધી કે ઈ. સન ૧૯૯૫માં એટલે કે ૨૩ વરસ પછી તેમણે જિદ્દા ખાતેથી બુખારી શરીફના પ્રકાશન તરફ ફરી ધ્યાન કેન્દ્રિત કર્યું અને ઝડપભેર પ્રકાશન કાર્ય શરૂ થયું. અલ્હમ્દુ લિલ્લાહ પૂરા ત્રીસ ભાગોનું પ્રકાશન સારી રીતે પૂરું થયું.

બુખારી શરીફના ભાગ ૧ થી ૧૦ નાની સાઈઝમાં છપાયા હતા. મેં મોટી સાઈઝમાં છપાવવા માટે સૂચન કર્યું, જેનો સ્વીકાર કરી, એમણે ભાગ ૧૧ થી ૩૦ મોટી સાઈઝમાં છપાવ્યા. આ ભાગોનું છાપકામ સુંદર અને આકર્ષક રીતે થયું.

પાંચમા ભાગનું છાપકામ ચાલતું હતું, ત્યારથી જ લોકોએ બીજી આવૃત્તિ માટે આગ્રહ શરૂ કર્યો. તમામ ભાગો છપાઈ જતાં સાહિત્ય રસિક સજ્જનોના આગ્રહને માન આપી બીજી આવૃત્તિનું પ્રકાશન તાકીદે હાથ ધરવામાં આવ્યું. ઈન્શા અલ્લાહ ટૂંક સમયમાં આ મુબારક ૩૦ ભાગો આપના હાથોની રોનક બનશે.

અલ્લાહ તઆલા મવ. ઈબ્રાહીમ સાહેબને બેહતર બદલો આપે કે, એમણે બુખારી શરીફનું ગુજરાતી ભાષાંતર કરીને ગુજરાતી વાંચકોને એક અતિ મૂલ્યવાન ઈલ્મી તોહફો અર્પણ કર્યો છે, જે ગુજરાતી ભાષા તથા ગુજરાતી પુસ્તકાલયો માટે ગુલાબના ફુલ કરતાં વધુ સુંદર તેમજ વધુ મહેક અને સુવાસ ફેલાવનાર પુરવાર થશે.

અલ્લાહ તઆલા ભાષાંતરકારની આ મહેનતને કબૂલ કરે અને વિશાળ જન સમુહને એનો લાભ પહોંચાડે. આ બરકતવંતા પુસ્તકને એમની નજાતનું કારણ અને આખિરતનો સંગ્રહ બનાવે, આમીન. વસ્સલામ,

તા. ૮-૪-૧૪૨૩
૧ જુન ૨૦૦૨

***(મવ. મુફતી) મુહિયુદ્દીન બળોદવી***
દારૂલ હિફ્‌ઝ, વલ ઈફતા,
બઝમે નસ્રૂલ મુઅમિનીન વડોદરા.



## ☆ અનુક્રમ ☆

☆ ☆ ☆

# બુખારી શરીફ

## ભાગ-૬

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુશ્રિકોની ઔલાદનો શું હુકમ છે ?**

(૧/૧૫૧૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મુશ્રિકોની ઔલાદનો હુકમ પૂછવામાં આવ્યો. આપે ફરમાવ્યું : ખુદાએ જ્યારે તેમને પેદા કરી હતી ત્યારે તે જાણતો હતો કે એ શું અમલો કરશે.

(૨/૧૫૨૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને કાફિરોના બાળકોનો હુકમ પૂછવામાં આવ્યો. આપે ફરમાવ્યું : ખુદા સારી રીતે જાણે છે કે, તે મોટા થઈને શું અમલો કરશે.

(૩/૧૫૨૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દરેક બાળક ઈસ્લામ પર જન્મે છે. પછી તેના માં-બાપ યહૂદી, ઈસાઈ અથવા પારસી બનાવે છે. જેવી રીતે કે પશુમાંથી સંપૂર્ણ પશુ (જાનવર) જન્મે છે. શું તેમનામાંથી કોઈના નાક-કાન તમને કપાયેલા દેખાય છે ?

(૪/૧૫૨૨) હઝરત સમુરા ઈબ્ને જુન્દુબ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ફજરની નમાઝ પઢીને અમારા તરફ ફરીને ફરમાવતા હતા કે, તમારામાંથી કોઈએ આજે રાત્રે કોઈ સ્વપ્ન જોયું છે ? જો કોઈએ કોઈ સ્વપ્ન જોયું હોય તો તે કહી દેતો હતો અને આપ ખુદાની મરજી મુજબ તેનો સ્વપ્નાર્થ (તઅબીર) કહેતા હતા, જેથી રિવાજ મુજબ એક દિવસ હુઝૂર (સલ.)એ અમને પૂછ્યું કે તમારામાંથી કોઈએ કોઈ સ્વપ્ન જોયું છે ? અમે કહ્યું : ના. આપે ફરમાવ્યું, મેં આજે રાત્રે સ્વપ્નમાં જોયું કે, બે માણસો મારી પાસે આવ્યા અને મારા હાથ પકડીને મને પાક ઝમીન (બયતુલ મુકદસ) તરફ લઈ ગયા. ત્યાં એક માણસ બેઠો હતો અને એક માણસ ઉભો હતો. જેના હાથમાં લોખંડનો આંકળો (હુક) હતો. ઉભેલો માણસ બેસેલા માણસના મોંમા તે આંકળો નાખીને એક બાજુએથી તેની બાજુ ચીરીને ગદ્દી સાથે મેળવી દેતો હતો અને પછી બીજી બાજુ પણ એવી જ રીતે ચીરીને ગદ્દી સાથે મેળવી દેતો હતો. એટલામાં પહેલી બાજુ

સારી થઇ જતી હતી અને તે બીજીવાર ફરી એવી જ રીતે ચીરતો હતો. મેં પૂછ્યું : આ શું છે ? તે બંને માણસોએ કહ્યું : આગળ ચાલો. અમે આગળ ચાલ્યા. એક જગ્યાએ પહોંચીને જોયું કે એક માણસ ચત્તાપાટ સૂતો છે અને બીજો એક માણસ તેના માથા પર પત્થર લઈને ઉભો છે. પત્થરથી તેનું માથું છુંદી રહ્યો છે. જ્યારે તેના માથા પર પત્થર મારે છે ત્યારે પત્થર ગબડી પડે છે. તે માણસ પત્થર લેવા ચાલ્યો જાય છે, એટલામાં તેનું માથું બરાબર થઈ જાય છે. મારનારો માણસ ફરી પાછો આવીને તેને મારે છે. મેં પૂછ્યું કે, આ કોણ છે ? તે બંને માણસોએ કહ્યું કે, આગળ ચાલો. અમે આગળ ચાલ્યા. એક જગ્યાએ જોયું કે તન્નૂરના જેવો એક ખાડો છે. જેનું મોં નાનું છે અને પેટ પહોળું છે. નગ્ન પુરુષો અને સ્ત્રીઓ તેમાં મોજુદ છે અને આગ પણ તેમાં સળગી રહી છે. જ્યારે આગ (તન્નૂરના કિનારાની) નજીક આવી જાય છે ત્યારે તે લોકો ઉપર આવી જાય છે અને બહાર નીકળવાની અણી પર આવી જાય છે અને જ્યારે આગ બેસી જાય છે ત્યારે બધા લોકો અંદર ચાલ્યા જાય છે. મેં પૂછ્યું કે, આ કોણ લોકો છે ? તે બંને માણસોએ કહ્યું કે, આગળ ચાલો. અમે આગળ ચાલ્યા અને એક લોહીની નદી ઉપર પહોંચ્યા. જેની અંદર એક માણસ ઉભો હતો અને નદીના કિનારા ઉપર બીજો એક માણસ હતો. જેની આગળ પત્થર મૂકેલા હતા. અંદરવાળો માણસ જ્યારે બહાર નીકળવા માટે આગળ વધતો હતો ત્યારે બહારવાળો માણસ તેના મોં ઉપર મારીને પાછળ હઠાવી દેતો હતો અને મૂળ જગ્યાએ પહોંચાડી દેતો હતો. ફરી બીજીવાર અંદરવાળો માણસ નીકળવા જતો હતો અને બહારવાળો માણસ તેના મોં ઉપર મારતો હતો અને મૂળ જગ્યા સુધી પહોંચાડી દેતો હતો. મેં પૂછ્યું કે, આ કોણ છે ? તે બંને માણસોએ કહ્યું કે, આગળ ચાલો. અમે આગળ ચાલ્યા. અમે એક લીલાછમ બાગ પાસે પહોંચ્યા, તેમાં એક મોટું ઝાડ છે. ઝાડના નીચે મૂળીયાં પાસે એક વૃદ્ધ માણસ અને થોડાક છોકરાઓ છે. ઝાડના નજીક બીજો એક માણસ છે, જેની સામે આગ છે અને તે આગ સળગાવી રહ્યો છે. મારા બંને સાથીઓ મને તે ઝાડ ઉપર લઈ ગયા અને એક ઘરમાં દાખલ કર્યો. જેનાથી સારું અને સુંદર ઘર મેં કદી જોયું નથી. ઘરની અંદર પુરુષો પણ હતા અને સ્ત્રીઓ પણ, વૃદ્ધો પણ, યુવાનો પણ અને બાળકો પણ. ત્યાર પછી તે બંને સાથીઓ મને તે ઘરમાંથી કાઢીને ઝાડ ઉપર લઈ ગયા અને ત્યાં બીજા એક ઘરમાં દાખલ કર્યો. જેનાથી સારું મકાન મેં કદી જોયું નથી. તેમાં પણ વૃદ્ધ, યુવાન બધા જ પ્રકારના માણસો હતા. છેવટે મેં કહ્યું કે, તમે બંનેએ મને આખી રાત ફેરવ્યો. હવે



જે કંઈ મેં જોયું છે તેનો ખુલાસો તો બયાન કરો. તેમણે કહ્યું કે, વારૂ, અમે બતાવીએ છીએ. જે માણસનું તમે ગાલફોરૂ ચીરાતાં જોયું હતું તે જૂઠો માણસ હતો. જૂઠી વાતો ઘડીને લોકોને કહેતો હતો. લોકો તેની પાસેથી શીખીને બીજાઓને કહેતા હતા. અહીં સુધી કે દુનિયાભરમાં જૂઠ ફેલાઈ જતું હતું. કિયામત સુધી તેના પર આ અઝાબ રહેશે. જે માણસનું માથું છુંદાતું તમે જોયું છે, તે માણસને અલ્લાહ તઆલાએ કુર્આનનો ઈલ્મ આપ્યો હતો, પરંતુ તે કુર્આનથી ગાફિલ થઈને રાત્રે સૂઈ જતો હતો. (તહજ્જુદ પઢતો ન હતો) અને દિવસના તેના પર અમલ કરતો ન હતો. કિયામત સુધી તેના ઉપર પણ આ અઝાબ રહેશે. જે લોકોને તમે ખાડામાં જોયા હતા તે લોકો વ્યભિચારી હતા. જે માણસને તમે લોહીની નદીમાં જોયો હતો તે માણસ વ્યાજખાઉ હતો. ઝાડના મૂળીયાં પાસે જે વૃદ્ધ માણસને તમે બેસેલો જોયો હતો તે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) હતા અને તે છોકરાઓ લોકોની એવી ઔલાદ હતી જે બાલિગ થતાં પહેલાં મરી ગઈ હતી. જે માણસ બેસીને આગ સળગાવી રહ્યો હતો તે દોઝખનો ચોકીદાર 'માલિક' હતો. પ્રથમ તમે જે મકાનમાં દાખલ થયા હતા તે ઈમાનદાર આલિમોનું મકાન હતું અને આ શહીદોનું મકાન છે. હું જિબ્રઈલ છું અને આ મિકાઈલ છે. હવે તમે તમારું શિર ઉંચકો. મેં શિર ઉંચકીને જોયું તો મારા ઉપર વાદળે છાંયડો કર્યો હતો. તેમણે કહ્યું કે, આ તમારી જગ્યા છે. મેં કહ્યું કે, હવે મને મારા મકાનમાં જવા દો. તેમણે કહ્યું કે, હજુ તમારી ઝિંદગીની મુદ્દત બાકી છે. ઉંમર પૂરી થઈ નથી. જ્યારે ઝિંદગીની મુદ્દત પૂરી કરી લેશો ત્યારે તમારા મકાનમાં આવી જશો.

## સોમવારના દિવસે મરવાની ફઝીલતનું બયાન

(૫/૧૫૨૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે : હું મારા પિતા હઝરત અબૂબક્ર (રદિ.) પાસે ગઈ. તેમણે પૂછ્યું કે, તમે રસૂલુલ્લાહ (સલ.)ને કેટલા કપડાંનું કફન આપ્યું હતું ? મેં કહ્યું : ત્રણ સફેદ યમની કપડાંનું, જેમાં કુરતો અને પાઘડી ન હતી. તેમણે પૂછ્યું : રસૂલુલ્લાહ (સલ.)નું કયા દિવસે અવસાન થયું હતું ? મેં કહ્યું કે, સોમવારના દિવસે. હઝરત અબૂબક્ર (રદિ.)એ પૂછ્યું : આજે કયો દિવસ છે ? મેં કહ્યું : સોમવાર છે. કહ્યું : અત્યારથી લઈને સાંજ સુધીમાં મને મરી જવાની આશા છે. તે પછી તેમણે પોતાનું કપડું જોયું, જેને પહેરીને તેમણે બીમારીના દિવસો પસાર કર્યા હતા. તે કપડામાં કેસરનો કંઈક અંશ હતો. તેમણે કહ્યું : આ કપડાંને ધોઈ નાંખો અને એના પર બીજા બે કપડાં વધારીને મને એમનું જ કફન આપજે. મેં કહ્યું કે, આ કપડું તો જૂનું

છે. કહ્યું : મય્યિતની સરખામણીમાં જીવનાર નવા કપડાનો વધારે હકદાર છે. કફન તો માત્ર પરૂ અને લોહી માટે છે. પછી મંગળવારે સાંજના તેમનું અવસાન થયું અને સવાર થતા પહેલાં તેમને દફન કરી દેવામાં આવ્યા.

**અચાનક મરી જવાનું બયાન**

(૬/૧૫૨૪) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ને કહ્યું કે, મારી માંનું અચાનક અવસાન થઈ ગયું. હું માનું છું કે, જો તે વાત કરી શકત તો સદકો કરી દેત. જો હું તેના તરફથી ખૈરાત કરી દઉં તો શું તેને સવાબ મળશે ? આપે ફરમાવ્યું : હા.

**હઝરતે અકદસ (સલ.), હઝરત અબૂબક (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ના મઝારોના સ્વરૂપનું બયાન**

(૭/૧૫૨૫) હઝરત આઈશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) બીમારીની હાલતમાં પૂછતા હતા કે કેટલા દિવસ બાકી છે ? (કિંવા આઈશાના વારાના) હું આજે ક્યાં છું અને કાલે ક્યાં હોઈશ ? જ્યારે મારા વારાનો દિવસ આવ્યો ત્યારે અલ્લાહ તઆલાએ આપને આ દુનિયામાંથી એવી હાલતમાં ઉઠાવ્યા કે આપ મારા પડખા અને છાતીની વચ્ચે હતા અને મારા જ કમરામાં દફન થયા.

(૮/૧૫૨૬) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ જીવલેણ બીમારીમાં ફરમાવ્યું : અલ્લાહ તઆલા યહૂદીઓ અને ઈસાઈઓ ઉપર લાનત કરે, જેમણે પોતાના નબીઓના મઝારોને મસ્જિદો બનાવી લીધી. હઝરત આઈશા કહે છે કે, જો આ હદીસ ન હોત તો હુઝૂર (સલ.)ના મુબારક રોઝાને તદ્દન ખોલી દેવામાં આવત, પરંતુ એ જ ભય લાગ્યો કે, મુબારક મઝારને મસ્જિદ બનાવી લેવામાં આવશે.

(૯/૧૫૨૭) હઝરત સુફયાન કહે છે : મેં મુબારક રોઝાને ઊંટની ખાંધ જેવો જોયો છે.

(૧૦/૧૫૨૮) હઝરત ઉરવા કહે છે કે, વલીદ ઈબ્ને અબ્દુલ મલિકના ખિલાફતકાળમાં હઝરત આઈશા (રદિ.)ના કમરાની દીવાલ તૂટી પડી. લોકોએ તેને બનાવવાનું શરૂ કર્યું, પરંતુ એક પગ દેખાયો. લોકો જોઈને ગભરાઈ ગયા અને માની લીધું કે, રસૂલુલ્લાહ (સલ.)નો મુબારક પગ છે. પગ ઓળખનાર કોઈ માણસ મળ્યું નહીં. છેવટે મેં કહ્યું કે, ખુદાની કસમ ! એ રસૂલુલ્લાહ (સલ.)નો મુબારક પગ નથી, બલકે હઝરત ઉમર (રદિ.)નો પગ છે. હઝરત ઉરવા કહે છે કે, હઝરત આઈશાએ અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર (રદિ.)ને વસિય્યત કરી હતી કે, મને હુઝૂર (સલ.) અને એમના સાથીઓ પાસે દફન ન



કરશો, બલકે જન્નતુલ બકીઅમાં મારી સંગીનીઓ (પવિત્ર પત્નીઓ) સાથે દફન કરજો, જેથી કોઈ મારા (વિશિષ્ટ) ગુણની પ્રશંસા ન કરે.

(૧૧/૧૫૨૯) હઝરત અમ્ર ઈબ્ને મયમૂન કહે છે કે, હઝરત ઉમર ફારૂક (રદિ.)એ પોતાના પુત્ર અબ્દુલ્લાહને હઝરત આઈશા (રદિ.) પાસે મોકલ્યા અને કહ્યું કે, તમે જઈને ઉમ્મુલ મુઅમિનીનને પ્રથમ મારી સલામ કહેજો અને પછી કહેજો કે, ઉમર તમારી પાસે એ વાતની રજા માંગે છે કે, હું મારા બંને સાથીઓ સાથે તમારા કમરામાં દફન કરવામાં આવું. હઝરત આઈશાએ જવાબમાં કહ્યું કે, મેં તે જગ્યા મારા માટે રાખી હતી, પરંતુ હું આજે તેમને મારી જાત પર સરસાઈ આપું છું. અબ્દુલ્લાહ પાછા આવ્યા ત્યારે હઝરત ઉમરે પૂછ્યું : શું તમને ઉમ્મુલ મુઅમિનીને રજા આપી કે નહીં ? અબ્દુલ્લાહે કહ્યું : અમીરૂલ મુઅમિનીન ! તેમણે તમને રજા આપી દીધી. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : સૌથી મોટી લેતુ મારા માટે આ જ આરામગાહ હતી. હવે હું જ્યારે મરી જાઉં ત્યારે મને ઉઠાવીને હઝરત આઈશા પાસે લઈ જજો અને સલામ પછી કહેજો કે, ઉમર તમારી પાસે રજા માંગે છે. જો તે રજા આપે તો મને ત્યાં જ દફન કરી દેજો, નહીં તો પાછી લઈ જઈને આમ મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરી દેજો. ત્યાર પછી હઝરત ઉમર (રદિ.)એ (ખિલાફત વિષે) કહ્યું : જે લોકોથી રસૂલુલ્લાહ (સલ.) અવસાન વખતે રાજી હતા, તેમના કરતાં વધારે આ બાબત (ખિલાફત)નો હકદાર હું કોઈને માનતો નથી, જેથી તમે લોકો મારા પછી જે માણસને ખલીફા બનાવશો તે જ ખલીફા છે. તેની વાત માનજો. તેના હુકમનું પાલન કરવું ઝરૂરી છે. આમ કહીને હઝરત ઉમર (રદિ.)એ ઉસ્માન, અલી, તલહા, ઝુબેર, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ અને સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.)ના નામ લીધાં. (કિંવા એમનામાંથી કોઈને ખલીફા બનાવી લેજો.) એવામાં હઝરત ઉમર પાસે એક અન્સારી યુવાન આવ્યો અને કહેવા લાગ્યો કે, અમીરૂલ મુઅમિનીન, ખુશ થાઓ કે તમે પુરાણા ઈસ્લામવાળા હતા, પછી ખલીફા બનાવવામાં આવ્યા ત્યારે ઈન્સાફથી કામ કર્યું, પછી એ બધા પછી તમને શહીદ થવાનું માન મળ્યું. હઝરત ઉમરે કહ્યું : ભત્રીજા ! કેવું સારું થાય, કે મામલો સરભર બની રહે, ન એનો મને અઝાબ થાય ન સવાબ થાય (એ પણ ગનીમત છે) મારા પછી જે ખલીફા થાય તેમને હું વસિય્યત કરું છું કે, 'પ્રથમ મુહાજિરો' સાથે સારો વર્તાવ રાખે. તેમનો હક્ક સમજે. તેમની ઈઝઝતનો ખ્યાલ રાખે. આ શહેરના વતની-અન્સાર સાથે પણ સારો વર્તાવ રાખે. તેમનાથી જો કોઈ શિક્ષાપાત્ર ઈસ્લામી ગુનોહ થઈ જાય તો માફ કરી દે. તેમની ભલાઈનો સ્વીકાર

કરવામાં આવે. હું વસિય્યત કરું છું કે, ખલીફા ખુદાના વચન અને રસૂલના વચનનું પાલન કરે અને ગજા ઉપરાંત બોજ તેમના ઉપર ન નાંખે. હા, તેમના સિવાય બીજાઓ સાથે જિહાદ કરે.

### મુડદાંઓને વગોવવાની મનાઇ

(૧૨/૧૫૩૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુડદાંઓને ખરાબ ન કહો, કારણ કે, તે પોતાના કર્મોને પહોંચી ગયા.

### ખરાબ સંસ્કારવાળા મુડદાંઓને (બુરાઇ સાથે) યાદ કરવાનું બયાન

(૧૩/૧૫૩૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : અબૂ લહબે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું હતું : તું હંમેશા માટે બરબાદ થઈ જાય. તે વખતે આ આયત ઉતરી : **તબ્બત યદા અબી લહબિંવ્વ તબ્બ.**



### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ ઝકાત ★

**ઝકાત વાજિબ છે. ખુદા તઆલા ફરમાવે છે : વઅકીમૂ સ્સલાત વ આતૂઝ ઝકાત. કાયદેસર નમાઝ પઢો અને ઝકાત આપો.**

(૧૪/૧૫૩૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબૂ સુફયાને (હિરકલ સામે) કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.) અમને નમાઝ પઢવાનો, ઝકાત દેવાનો, કુટુંબનું ભરણપોષણ કરવાનો અને ચારિત્ર્યવાન રહેવાનો હુકમ આપે છે.

(૧૫/૧૫૩૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત મુઆઝ (રદિ.)ને યમન મોકલ્યા અને ફરમાવ્યું : યમનવાસીઓને અલ્લાહના એક હોવાનો અને મારા રસૂલ હોવાનો સંદેશ પહોંચાડજો. જો તેઓ તમારી વાત માની લે તો તેમને કહેજો કે, અલ્લાહ તઆલાએ રાત-દિવસમાં તમારા ઉપર પાંચ વખતની નમાઝ ફર્ઝ કરી છે. જો તે લોકો એ પણ માની લે તો તેમને કહેજો કે, અલ્લાહ તઆલાએ તમારા ઉપર ફર્ઝ કર્યું છે કે, તમારામાંના માલદારો પાસેથી માલનો સદકો લઈને તમારા ગરીબ વર્ગને વહેંચી દેવામાં આવે.

(૧૬/૧૫૩૪) હઝરત અબૂ અય્યૂબ (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ને કહ્યું : મને કોઈ એવો અમલ બતાવો જે મને જન્નતમાં લઈ જાય. લોકો કહેવા લાગ્યા કે, એને શું થઈ ગયું છે (જે આવો સવાલ કરે છે.) હુઝૂરે ફરમાવ્યું : ઝરૂરતના કારણે એ સવાલ કરે છે. પછી આપે ફરમાવ્યું : તું ખુદાની ઈબાદત કર. કોઈને તેનો ભાગીદાર ન બનાવ. પાબંદીથી



પદ્ધતિસર નમાઝ પઢ. ઝકાત આપ અને કુટુંબનું ભરણપોષણ કર.

(૧૭/૧૫૩૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક ગામડીયાએ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને કહ્યું કે, મને કોઈ એવો અમલ બતાવો કે જો હું તેને કરું તો જન્નતમાં દાખલ થઈ જાઉં. આપે ફરમાવ્યું : તમે ખુદાની ઈબાદત કરો. તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવો. રીતસર પાબંદીથી ફર્ઝ નમાઝ પઢો. ઝકાત આપો અને રમઝાનના રોઝા રાખો. ગામડીયાએ કહ્યું : કસમ છે તે ખુદાની જેના કબ્જામાં મારો જાન છે. હું એમાં ઓછું વધતું કરીશ નહીં. જ્યારે તે પીઠ ફેરવીને જવા લાગ્યો ત્યારે આપે ફરમાવ્યું કે, જે માણસ જન્નતી માણસને જોવા માંગતો હોય તે ખુશીથી એને જોઈ લે.

(૧૮/૧૫૩૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબ્દુલ કૈસ કબીલાના અમુક પ્રતિનિધિઓ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારું ખાનદાન બની રબીઆનો એક કબીલો છે. અમારી અને આપની વચ્ચે મુઝર કબીલાના કાફિરો અંતરાય રૂપ છે. એટલે અમે લોકો હરામ મહીનાઓ સિવાય બીજા સમયે સેવામાં હાજર થઈ શકતા નથી, જેથી આપ અમને કોઈ એવો હુકમ બતાવો, જેને અમે આપની પાસેથી શીખી લઈએ અને તે બાજુવાળાઓને જઈને પહોંચાડી દઈએ. હુઝૂરે ફરમાવ્યું : હું તમને ચાર વસ્તુઓ કરવાનો હુકમ આપું છું અને ચાર વસ્તુઓની મનાઈ કરું છું. (જે વસ્તુઓ કરવાનો હુકમ આપું છું તે આ પ્રમાણે છે :) અલ્લાહ ઉપર ઈમાન લાવવું કિંવા એ વાતની ગવાહી આપવી કે એક ખુદા સિવાય બીજો કોઈ ખુદા નથી. રીતસર નમાઝ પઢવી. ઝકાત આપવી અને ગનીમતના માલમાંથી પાંચમો ભાગ આપવો. (હુઝૂરે આ વસ્તુઓ આંગળીઓ ઉપર ગણીને બતાવી હતી) અને નીચે મુજબની વસ્તુઓની તમને મનાઈ કરું છું : દુધીની તામ્બડી, લીલી બરણી, લાખનું વાસણ અને તે ચીકણું વાસણ જેનામાં 'કીર'નું તેલ લગાડેલું હોય. (આ ચારે વાસણોમાં અરબો શરાબ પીતા હતા).

(૧૯/૧૫૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)નું અવસાન થયું અને અબૂબક્ર (રદિ.) ખલીફા બન્યા અને અરબસ્તાનમાં જે લોકો કાફિર બનવા માંગતા હતા તેઓ કાફિર થઈ ગયા (ત્યારે હઝરત અબૂબક્રે તેમની સાથે જિહાદ કરવાનો હુકમ કર્યો.) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, તમે તેમની સાથે કેવી રીતે લડી શકો છો, જો કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, મને ત્યાં સુધી લોકો સાથે લડવાનો હુકમ મળ્યો છે જ્યાં સુધી કે તેઓ 'લા ઈલાહ ઈલ્લલ્લાહ'ના માનનારા ન બની જાય.

જે માણસ 'લા ઈલાહ ઈલ્લલ્લાહ'નો માનનારો બની જશે તે મારાથી પોતાનો માલ અને જાન સુરક્ષિત રાખી શકશે. નાહક ન તેનો માલ લેવામાં આવશે ન જાન. હા, (અંદરનો) હિસાબ ખુદા કરવાવાળો છે. (હું તો જાહેર ઉપર અમલ કરીશ.) હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું કે, ખુદાની કસમ ! હું તો તે માણસ સાથે ઝરૂર જિહાદ કરીશ જેણે નમાઝ અને ઝકાતમાં પરસ્પર ભેદ ઉભો કર્યો છે. કારણ કે, ઝકાત આર્થિક હક્ક છે (જેમકે નમાઝ શારીરિક હક્ક છે) જો તે લોકો મને એક બકરીનું બચ્ચું પણ નહીં આપે, જે તેઓ રસૂલુલ્લાહ (સલ.)ને આપતા હતા તો ખુદાની કસમ હું તેમની સાથે લડાઈ કરીશ. છેલ્લે હઝરત ઉમરે કહ્યું હતું : આ વાત માત્ર એટલા કારણે હતી કે, અલ્લાહ તઆલાએ અબૂબક્રની છાતી (ઈસ્લામી હુકમો સમજવા માટે) ખોલી દીધી હતી. હવે મને લાગે છે કે, તે જ નિર્ણય સાચો હતો.

**ઝકાત આપવાની શરતે બૈઅત કરવાનું બયાન**

**ફઈન તાબૂ વ અકામૂ સ્સલાત વ આતૂઝ ઝકાત ફઈખ્વાનુકુમ ફી દીન.**

(૨૦/૧૫૩૮) હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ના હાથ પર રીતસર નમાઝ પઢવા, ઝકાત દેવા અને દરેક મુસલમાનની ભલાઈ ઈચ્છવાની શરતે બૈઅત કરી હતી.

**ઝકાત ન આપનારના ગુનાહનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે કે, જે લોકો સોનું ચાંદી ભેગા કરતા રહે છે અને અલ્લાહના રસ્તામાં તેને ખરચ કરતા નથી તેમને ભયંકર અઝાબની ખુશખબરી સંભળાવી દો**

(૨૧/૧૫૩૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે ઊંટોની માલિકે ઝકાત આપી નહીં હશે કિયામતના દિવસે તે ઊંટ સરસ હાલતમાં (તાજું થઈને) આવીને અસલ માલિકને પોતાની ખરીઓથી રગદોળશે અને જે બકરીઓની ઝકાત આપી નહીં હશે તે બકરીઓ પણ શ્રેષ્ઠ હાલતમાં (તાજી થઈને) આવીને પોતાના માલિકને ખરીઓથી રગદોળશે અને શીંગડાઓથી મારશે. આપે ફરમાવ્યું : બકરીઓ વિષે એક (શરઈ) હક્ક એ પણ છે કે પાણીના કિનારા ઉપર તેમને દોહવામાં આવે, (જેથી ગરીબોને જંગલમાં દૂધ મળી શકે.) એવું ન બને કે તમારામાંથી કોઈ માણસ બકરીને ગરદન પર નાખીને આવે. બકરી બુમો પાડતી હોય અને તે મને પોકાર પાડીને કહી રહ્યો હોય, મુહમ્મદ ! (ભલામણ કરો) અને હું કહી દઉં કે આજે હું કંઈ કરી શકતો નથી. મેં તો તમને અલ્લાહનો સંદેશ પહોંચાડી દીધો હતો, એવી જ રીતે કોઈ માણસ ઊંટને ગરદન ઉપર નાખીને આવી રહ્યો હોય કે ઊંટ બુમો પાડતું હોય અને તે



મને પોકાર પાડીને કહી રહ્યો હોય : મુહમ્મદ, મારી ભલામણ કરો અને હું કહી દઉં કે, આજે હું કંઈ કરી શકતો નથી, મેં તો અલ્લાહનો સંદેશ પહોંચાડી દીધો.

(૨૨/૧૫૪૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસને ખુદા તઆલાએ માલ આપ્યો અને તેણે તે માલની ઝકાત આપી નહીં તો કિયામતના દિવસે તેનો માલ તેના માટે ગંજા (બોડો) સાપ બનાવવામાં આવશે. જેની આંખો ઉપર બે કાળા ટપકાં હશે. આ સાપ ફંદાના જેમ તે માણસના ગળામાં નાખી દેવામાં આવશે. તેના બંને બાછો (હોઠોના બંને ખૂણા)ને કરડશે અને કહેશે કે, હું તારો માલ છું. હું તારો ખજાનો છું. ત્યાર પછી આપે (પુરાવારૂપે) આ આયત પઢી : **વ લાયહસબન્નલ્લઝીન યબ્ખલૂન બિમા આતાહુમુ લ્લાહુ મિન ફઝલિહિ હુવ ખય્રુ લ્લહુમ બલ હુવ શર્રુ લ્લહુમ સયુતવ્વકૂન મા બખિલૂ બિહિ** જે લોકોને અલ્લાહ તઆલાએ પોતાની મહેરબાનીથી (માલ) આપ્યો છે અને તેઓ તેના માટે કંજુસાઈ કરે છે, તેઓ એમ ન સમજે કે માલ તેમના માટે સારી વસ્તુ છે, બલકે ઘણી ખરાબ વસ્તુ છે. જે માલ માટે તેમણે કંજુસાઈ કરી છે કિયામતના દિવસે તે જ માલનો ફંદો નાખવામાં આવશે.

**જે માલની ઝકાત આપી દેવામાં આવી હોય તેને 'કન્ઝ' કહી શકાય નહી. રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે કે, પાંચ 'અવકિયા'થી ઓછી ચાંદીમાં ઝકાત નથી :**

(૨૩/૧૫૪૧) હઝરત ખાલિદ ઈબ્ને અસ્લમ કહે છે કે, એક ગામડીયાએ હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને પૂછ્યું કે, આ આયત **વ લ્લઝીન યકનિઝુનઝ ઝહબ વલ ફિદ્દત**નો શું અર્થ છે ? ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું : જે લોકો સોનું-ચાંદી ભેગું કરી રાખે છે અને તેની ઝકાત આપતા નથી, તેમના માટે અઝાબ છે, પરંતુ આ હુકમ તો ઝકાતનો હુકમ ઉતરવા પહેલાંનો છે. જ્યારે ઝકાતનો હુકમ થયો ત્યારે અલ્લાહ તઆલાએ ઝકાતને માલના પાક થવાનું કારણ બનાવી.

(૨૪/૧૫૪૨) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પાંચ 'અવકિયા' (લગભગ સાડા બાવન તોલા)થી ઓછી ચાંદીમાં અને પાંચ ઊંટોથી ઓછામાં અને પાંચ 'વસક' (લગભગ ૨૦૦ કીલો)થી ઓછા અનાજમાં ઝકાત નથી.

(૨૫/૧૫૪૩) હઝરત ઝેદ ઈબ્ને વહબ કહે છે કે, એકવાર હું 'રબઝા' સ્થળ પાસેથી પસાર થયો. અચાનક ત્યાં અબૂઝર મળી ગયા. મેં કહ્યું કે, તમે આ વસ્તીમાં કેમ રહો છો ? કહ્યું : હું સીરીયામાં હતો. ત્યાં મારી અને મુઆવિયા વચ્ચે આ આયતના અર્થ અંગે મતભેદ જાગ્યો : **વ**

**લ્લઝીન યકનિઝુનઝ ઝહબ વલ ફિદ્દત વ લાયુન્ફિકૂનહા ફી સબીલિલ્લાહ.** કારણ કે, મુઆવિયા કહેતા હતા કે, આ આયત 'અહલે કિતાબ' વિષે ઉતરી છે. હું કહેતો હતો કે, આ આયતના હુકમમાં આપણે અને 'અહલે કિતાબ' બંને સરખા છે. છેવટે મુઆવિયાએ મારી ફરિયાદ હઝરત ઉસ્માન (રદિ.)ને લખી. ઉસ્માને મને લખીને મદીના બોલાવી લીધો. હું મદીના આવ્યો ત્યારે લોકોની મારી પાસે ભીડ થવા લાગી. એવું લાગતું હતું કે, આ પહેલાં તેમણે મને જોયો જ નથી. મેં આ ભીડના કારણે ઉસ્માનને કહ્યું. ઉસ્માને કહ્યું : જો તમારી ઈચ્છા હોય તો મદીનાની નજીક કોઈ જગ્યાએ લોકોથી દૂર રહીને એકાંતવાસી બની જાઓ. આ જ કારણસર હું અહીં ચાલ્યો આવ્યો. હઝરત અબૂઝર કહેતા હતા કે, જો મારા ઉપર કોઈ હબસીને હાકિમ બનાવી દેશે તો હું તેનો હુકમ પણ માનીશ.

(૨૬/૧૫૪૪) હઝરત અહનફ ઈબ્ને કૈસ કહે છે કે, હું કુરેશની એક જમાઅત (ટુકડી) સાથે બેઠો હતો. એવામાં એક માણસ લાંબા લાંબા વાળવાળો જાડાં કપડાંવાળો ખૂબ જ સાદાઈપૂર્વક આવ્યો. લોકો પાસે ઉભા રહીને પ્રથમ તેણે સલામ કરી. પછી કહેવા લાગ્યો કે, માલ ભેગો કરનારાઓને આ ખુશખબરી સંભળાવી દો કે દોઝખની આગમાં પથ્થર ગરમ કરીને તેમની છાતીની ધાર ઉપર મૂકવામાં આવશે અને ખભાના હાડકાની ઉપરની ધારમાંથી નીકળી જશે, પછી ખભાના હાડકાની ધાર ઉપર મૂકવામાં આવશે અને છાતીની ધારમાંથી નીકળી જશે અને કંજૂસ તે વખતે ધ્રુજતો હશે. આમ કહીને તે માણસ એક થાંભલા પાસે પહોંચીને બેસી ગયો. હું પણ તેની પાછળ પાછળ જઈને તેની સાથે બેસી ગયો. મને ખબર ન પડી કે તે માણસ કોણ છે ? છેવટે મેં કહ્યું કે, મારા મત મુજબ લોકોને તમારી વાત ગમી નથી. તે માણસ કહેવા લાગ્યો, લોકો કંઈ સમજતા નથી. મને મારા દોસ્તે કહ્યું હતું : મેં પૂછ્યું કે કોણ દોસ્ત ? તેણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) કે, અય અબૂઝર ! શું તમે ઉહદ પહાડ જોઈ રહ્યા છો ? મેં વિચાર્યું, કદાચ હુઝૂર મને કોઈ કામ અર્થે મોકલવા માંગે છે. મેં ઉહદ પહાડ તરફ જોયું કે દિવસ કેટલો બાકી છે અને કહ્યું : જી હા, (જોઈ રહ્યો છું) આપે ફરમાવ્યું : હું એ વાત પસંદ કરતો નથી કે, મારી પાસે ઉહદ પહાડ જેટલું સોનું હોય અને હું તેમાંથી ત્રણ દીનાર સિવાય કંઈ પણ બચાવીને રાખું. આ હદીસ બયાન કરીને અબૂઝર કહેવા લાગ્યા કે, એ લોકો અક્કલ વગરના છે, ફક્ત દુનિયાને ભેગી કરી રહ્યા છે. ખુદાની કસમ ! મરતાં સુધી ન હું એમની પાસે દુનિયા માંગીશ અને ન દીની મસ્અલો પૂછીશ.

**માલને યોગ્ય રસ્તે ખર્ચ કરવો**

(૨૭/૧૫૪૫) હઝરત અબ્દુલ્લાહ



ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા : ઈર્ષા માત્ર બે વાતોની થઈ શકે છે. (પ્રથમ) તે માણસની જેને અલ્લાહે માલ આપ્યો હોય અને તેને તે સન્માર્ગે ખર્ચ કરતો હોય. (બીજા) તે માણસની જેને અલ્લાહ તઆલાએ હિકમત (કુર્આન અને હદીસ) આપી હોય અને તે હિકમત અનુસાર નિર્ણય કરતો હોય અને લોકોને તે શીખવતો હોય.

**ખૈરાત આડંબર કરવાનું બયાન :**

**ખુદા તઆલા ફરમાવે છે : યા અય્યુહ લ્લઝીન આમનૂ લા તુબ્તિલૂ સદકાતિકુમ બિલ મન્નિ વલ અઝા કલ્લઝી યુન્ફિકુ મા લહુ રિઆઅ ન્નાસિ વ લાયુઅમિનુ બિલ્લાહિ વલ યવ્મિલ આખિરિ.... કિંવા અય મુસલમાનો ! તમારી ખૈરાત (ના સવાબ)ને ઉપકાર બતાવીને અને તકલીફ પહોંચાડીને બરબાદ ન કરો અને તે માણસના જેવા ન બની જાઓ જે પોતાનો માલ લોકોને બતાવવા માટે ખરચ કરે છે. ન તો તેનું ઈમાન ખુદા ઉપર હોય છે ન કિયામતના દિવસ ઉપર. તે માણસનો દાખલો એવો છે જેમ કે કોઈ સાફ પત્થરના ઉપર માટી પડી અને તેના ઉપર મુશળધાર વરસાદ પડે અને સખ્ત થઈ જાય. તે લોકોની કમાઈ તેમના હાથમાં આવતી નથી. ખુદા તઆલા કાફિરોને હિદાયત આપતા નથી. ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : આ આયતમાં જે શબ્દ 'સલ્દન' છે તેનો અર્થ થાય છે 'સાફ' કિંવા તેના ઉપર કોઈ વસ્તુ ન હોય. ઈકરિમા કહે છે : 'વાબિલુન' મુશળધાર વરસાદને કહે છે અને તલ્લિ માત્ર ભિનાશને કહે છે.**

**જો ગનીમતના માલમાં ખયાનત કરીને કોઈ ખૈરાત કરે તો ખુદા તઆલા કબૂલ કરતા નથી. માત્ર હલાલ કમાઈમાંથી સદકો દેવો કબૂલ થવાને પાત્ર છે. ખુદા તઆલા ફરમાવે છે : કવ્લુમ્ મઅરૂફુંવ્વ મગ્ફિરતુન ખયરૂમ્ મિન સદકતિંય્યત્બઉહા અઝન વલ્લાહુ ગનિય્યુન હલીમ કિંવા યોગ્ય વાત કહેવી અને માફી આપવી તે ખૈરાતથી બેહતર છે કે આપીને (તેને વારંવાર દોહરાવીને) લેનારને તકલીફ પહોંચાડે.**

**પાક કમાઈમાંથી સદકો દેવો જોઈએ. ખુદા તઆલા ફરમાવે છે : યમ્હકુ લ્લાહુ રિબા વ યુર્બી સ્સદકાતિ વલ્લાહુ લાયુહિબ્બુ કુલ્લ કફ્ફારિન અસીમ. ઈન્ન લ્લઝીન આમનૂ વ અમિલૂ સ્સાલિહાતિ વ**

**અકામૂ સ્સલાત વ આતૂઝ ઝકાત લહુમ અજરહુમ ઈન્દ રબ્બિહિમ વ લા ખવ્ફુન અલયહિમ વલા હુમ યહઝનૂન કિંવા ખુદા તઆલા વ્યાજને મિટાવે છે અને ખૈરાતથી માલમાં વધારો કરે છે. અલ્લાહ તઆલા કોઈ નગુણા ગુનેહગાર સાથે મુહબ્બત કરતા નથી. જે લોકો મુસલમાન થઈને નેક અમલો કરે છે, રીતસર નમાઝ પઢે છે અને ઝકાત આપે છે, ખુદા તઆલા પાસે તેમના માટે સવાબ મોજુદ છે. ન તેમને ભય હશે અને ન તેઓ ગમગીન હશે !**

(૨૮/૧૫૪૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ પાક માલમાંથી ખજુર જેટલો સદકો આપે છે, ખુદા તઆલા પોતાના જમણા હાથથી તે કબૂલ કરે છે. પછી તે સદકાને સદકો આપનાર માટે એવી રીતે વધારતો રહે છે જેવી રીતે માણસ પોતાના વાછરડાને ધીરે ધીરે પોષે છે. છેવટે તે સદકો પહાડ જેટલો થઈ જાય છે. ખુદા તઆલા હલાલ માલમાંથી આપેલી ખૈરાત જ કબૂલ કરે છે. (હરામ માલનો સદકો કબૂલ કરતો નથી.)

**સદકો રદ થાય તે પહેલાં આપવો**

(૨૯/૧૫૪૭) હઝરત હારિસા ઈબ્ને વહબ (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું કે, આપ ફરમાવતા હતા, સદકો આપો (અને જો માણસ લઈ લે તો તેને ગનીમત સમજો.) કારણ કે, એક સમય એવો આવનાર છે કે માણસ સદકાનો માલ લઈને ફરશે અને કોઈ તેને કબૂલ કરનાર મળશે નહીં. દરેક માણસ એવો જ જવાબ આપશે કે, જો તમે કાલે લઈ આવત તો હું લઈ લેત. આજે તો મને ઝરૂર નથી.

(૩૦/૧૫૪૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામત ત્યારે કાયમ થશે જ્યારે કે તમારા લોકોમાં માલનું પ્રમાણ એટલું વધુ હશે કે તે વહેતો વહેતો ફરશે. માલદાર માણસ ચિંતામાં હશે કે, તેની ઝકાતનો માલ કોણ કબૂલ કરે, જો કોઈ મોહતાજ સામે માલ રજુ કરશે તો તે કહેશે કે મને એની ઝરૂર નથી.

(૩૧/૧૫૪૯) હઝરત અદી ઈબ્ને હાતિમ (રદિ.) કહે છે કે, હું એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)ની મુબારક સેવામાં બેઠો હતો, એવામાં બે માણસો આવ્યા. એકે તો હુઝૂર (સલ.)ને પોતાના મોહતાજ હોવાની ફરિયાદ કરી અને બીજાએ ડાકુઓની ફરિયાદ કરી. આપે ફરમાવ્યું : રસ્તે લૂટવા વિષે તો એવું છે કે, થોડી જ મુદ્દત પછી રક્ષક વગર કાફલો મક્કા જઈ શકશે (રસ્તામાં કોઈ ખતરો હશે નહીં). હા, મોહતાજી અને ગરીબીની હાલત એ હશે કે કિયામત પહેલાં લોકો ખૈરાતનો માલ લઈને ફરશે અને તેમને કોઈ કબૂલ કરનાર મળશે



નહીં. ત્યાર પછી (જ્યારે કિયામત થશે ત્યારે) દરેક માણસ ખુદા સામે ઉભો થશે. ખુદા અને બંદા વચ્ચે ન કોઈ આડ હશે ન બીજો કોઈ દુભાષિયો હશે. (દરેક માણસ ખુદા સાથે રૂબરૂ વાત કરશે.) ખુદા તઆલા તેને કહેશે : શું મેં તને માલ આપ્યો ન હતો ? માણસ કહેશે કે, જી હા આપ્યો હતો. ખુદા તઆલા કહેશે : શું મેં તારી પાસે રસૂલ મોકલ્યો ન હતો ? માણસ કહેશે : મોકલ્યો હતો. ત્યાર પછી માણસ પોતાની જમણી બાજુએ જોશે તો આગ દેખાશે. ડાબી બાજુએ જોશે તો આગ દેખાશે, જેથી યોગ્ય લાગે છે કે, તમારામાંથી દરેક માણસ આગથી બચવાની વ્યવસ્થા કરે, ભલેને ખજુરનો એક ટુકડો આપીને પણ હોય.

(૩૨/૧૫૫૦) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક સમય એવો આવનાર છે કે, માણસ ખૈરાત કરવા માટે માલ લઈને ફરશે અને કોઈ લેનાર મળશે નહીં. પુરુષોના ઘટાડાના કારણે સ્ત્રીઓનો એટલો વધારો થઈ જશે કે એક એક પુરુષની પાછળ ચાળીસ ચાળીસ સ્ત્રીઓ પનાહ લેવા માટે ફરશે.

**દોઝખથી બચો, ભલેને ખજુરનો એક ટુકડો અને થોડોક સદકો આપીને. ખુદા તઆલા ફરમાવે છે : વ મસલુ લ્લઝીન યુન્ફિકૂન અમ્વાલહુમુ બ્તિગાઅ મરદાતિ લ્લાહી વ તસ્બીતમ્ મિન અન્ફુસિહિમ કમસલિ જન્નતિમ્ બિરબ્વતિન અસાબહુ વાબિલુન ફઆતત ઉકુલુહા દિઅફૈન્ વ ઈલ્લમ યુસિબ્હુ વાબિલુન ફતલ્લુન... કિંવા તે લોકોનો દાખલો જેઓ પોતાનો માલ ખુદાને રાજી રાખવા માટે પોતાનું દિલ મજબુત રાખીને ખરચ કરે છે, તે બાગના જેવો છે જે કોઈ ઉંચી જગ્યાએ આવેલો હોય કે જો તેના ઉપર થોડોક વરસાદ પડી જાય તો બેવડાં ફળ આપે છે, નહીં તો ઝાકળ જ તેના માટે પૂરતું છે. (ઝાકળ અને વરસાદથી મુરાદ થોડી અને વધુ ખૈરાત છે.)**

(૩૩/૧૫૫૧) હઝરત અબૂ મસઊદ (રદિ.) કહે છે : જ્યારે સદકાના હુકમ અંગે આયત ઉતરી ત્યારે અમે અમારા ખભાઓ ઉપર વજન ઉંચકીને ખૈરાત કરતા હતા. જોગાનુજોગ તે સમયે એક માણસે પુષ્કળ પ્રમાણમાં ખૈરાત કરી હતી. (મુનાફિકો) કહેવા લાગ્યા કે એ માણસ દંભી છે. પછી બીજા એક માણસે ફક્ત એક 'સાઅ' અનાજ ખૈરાત કર્યું તો મુનાફિકો કહેવા લાગ્યા : ખુદાને તેના આ (એક) સાઅની શું ઝરૂર છે ! તે વખતે આ આયત ઉતરી : **વલ્લઝીન યલ્મિઝૂનલ મુત્તવ્વિઈન મિનલ મુઅ્મિનીન ફી સ્સદકાતિ વ લ્લઝીન લાયજિદૂન ઈલ્લા**

**જુહદહુમ**....કિંવા જે લોકો તે મુસલમાનોને ટોણા મારે છે જેઓ ઉદાર દિલે ખેરાત કરે છે અને પોતાની શુદ્ધ કમાઈમાંથી આપે છે, તે લોકોની ઠેકડી ઉડાવે છે. ખુદા તઆલા તેમને ઠેકડી ઉડાવવાની શિક્ષા આપશે અને તેમના માટે દુઃખનો માર છે.

(૩૪/૧૫૫૨) હઝરત અબૂ મસઊદ અન્સારી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે અમને લોકોને ખેરાત કરવાનો હુકમ આપતા હતા ત્યારે અમારામાંથી અમુક લોકો બજાર જઈને વજન ઉંચકવાની મજૂરી કરીને લગભગ બશેર અનાજ મેળવીને ખેરાત કરતા હતા. આ ઝમાનામાં તો અમુક લોકો લખપતિ છે. (છતાં, ખેરાત આપતા નથી.)

(૩૫/૧૫૫૩) હઝરત અદી ઈબ્ને હાતિમ (રદિ.) કહે છે : મેં પોતે સાંભળ્યું કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આગથી બચો, ભલેને ખજૂરનો એક ટુકડો આપીને હોય.

(૩૬/૧૫૫૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, એક ઓરત પોતાની બે છોકરીઓને લઈને કંઈક માંગવા આવી. મારી પાસે તે વખતે એક ખજૂર સિવાય બીજું કંઈ ન હતું. મેં તે જ ખજૂર તેને આપી દીધું : તે ઓરતે તે ખજૂર પોતે ન ખાધું. છોકરીઓને વહેંચી દીધું અને ચાલી ગઈ. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) અંદર આવ્યા ત્યારે મેં બીના કહી સંભળાવી. આપે ફરમાવ્યું : જે માણસ એ છોકરીઓના કારણે કંઈક દુઃખમાં સપડાયો હોય અને તેમની સાથે ભલાઈ કરે તો તે છોકરીઓ તેના માટે દોઝખથી આડરૂપ બની જશે.

**તંદુરસ્તી અને કંજુસાઈની હાલતમાં ખૈરાત કરવાનું બયાન.** **ખુદા તઆલા ફરમાવે છે : વ અન્ફિકૂ મિમ્મા રઝકનાકુમ મિન કબ્લિ અંય્યઅ્તિય અહદકુમુલ મૌત... કિંવા અમારો આપેલો માલ તે સમય પહેલાં ખરચ કરો જ્યારે કે મૃત્યુ આવી જાય અને માણસ કહેવા લાગે કે, અય અલ્લાહ તેં મને મહોલત કેમ ન આપી કે હું ખૈરાત કરત અને નેક લોકોમાંથી બની જાત. બીજી આયતમાં છે : યા અય્યુહ લ્લઝીન આમનૂ અન્ફિકૂ મિમ્મા રઝકનાકુમ મિન કબ્લિ અંય્યઅ્તિય યવ્મુલ લા બયઉન ફીહિ વ લા ખુલ્લતું વ્વ લા શફાઅતુન.... કિંવા અય મુસલમાનો ! તે દિવસ આવતા પહેલાં અમારો આપેલો માલ ખરચ કરો, જે દિવસે ન કોઈ ખરીદ-વેચાણ કામ આવશે ન મૈત્રી અને ન ભલામણ.**

(૩૭/૧૫૫૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને પૂછ્યું : યા રસૂલલ્લાહ ! કયા પ્રકારની ખેરાત



સૌથી શ્રેષ્ઠ છે ? કિંવા કયા પ્રકારની ખેરાતનો સૌથી વધુ સવાબ છે ? આપે ફરમાવ્યું : શ્રેષ્ઠ ખેરાત એ છે કે, તું તંદુરસ્ત હોય અને એવી હાલતમાં હોય કે જેમાં લોકો કંજુસાઈ કરે છે. નાદાર બનવાનો ભય હોય અને માલદાર થવાની ઈચ્છા હોય. ખેરાત કરવામાં વિલંબ ન કર, અહીં સુધી કે જીવ ટાળવે આવી જાય અને તું કહે કે ફલાણા માણસને આટલો અને ફલાણા માણસને આટલો માલ આપી દો. કારણ કે, એ માલ તો હવે વારસદારોનો છે.

(૩૮/૧૫૫૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની કોઈ પત્નીએ એક દિવસ પૂછ્યું : યા રસૂલલ્લાહ ! અમારામાંથી સૌથી પહેલાં આપને કોણ મળશે ? આપે ફરમાવ્યું : તમારામાંથી જેનો હાથ સૌથી લાંબો હશે, ઓરતોએ (ખૈબાઝ) એક ટુકડી લઈને હાથ માપવાનું શરૂ કરી દીધું. હઝરત સૌદા (રદિ.)નો હાથ સૌથી લાંબો નીકળ્યો, પરંતુ સૌથી પહેલાં હઝરત ઝયનબ (રદિ.)નું અવસાન થયું ત્યારે અમારી સમજમાં આવ્યું કે, લાંબા હાથથી આપની મુરાદ પુષ્કળ ખેરાત હતી. હઝરત ઝયનબ (રદિ.)ને ખેરાત કરવાનું ગમતું હતું. તેઓ જ સૌથી પહેલાં આપ (સલ.)ને જઈને મળ્યાં.

**જાહેરમાં ખૈરાત કરવાનું બયાન.** **ખુદા તઆલા ફરમાવે છે : અલ્લઝીન યુન્ફિકૂન અમ્વાલહુમ બિલ્લયલિ વ ન્નહારિ સિર્રં વ્વ અલાનિયતન ફલહુમ અજરૂહુમ ઈન્દ રબ્બિહિમ વ લા ખવ્ફુન અલયહિમ વલા હુમ યહઝનૂન જે લોકો પોતાનો માલ રાત-દિવસ જાહેરમાં અને ખાનગીમાં ખરચ કરે છે તેમનો સવાબ ખુદા તઆલા પાસે મોજૂદ છે. ન તેમને ભય છે અને ન તેઓ ગમગીન હશે.**

**ખાનગી રીતે ખૈરાત કરવાનું બયાન**

(૩૯/૧૫૫૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક તે માણસ (ખુદાના પડછાયા હેઠળ હશે) જેણે એટલી ખાનગી રીતે ખૈરાત કરી કે તેના ડાબા હાથને પણ ખબર ન પડી કે જમણા હાથે તેણે શું આપ્યું. ખુદા તઆલા ફરમાવે છે : **ઇન તુબ્દૂ સ્સદકાતિ ફનિઇમ્મા હિય વ ઇન તુખ્ફૂહા વ તુઅ્તૂહલ ફુકરાઅ ફહુવ ખૈરૂ લ્લકુમ વયુકફ્ફિર અન્કુમ મિન સય્યિઆતિકુમ વલ્લાહુ બિમા તઅમલૂન ખબીર.** જો તમે જાહેરમાં ખૈરાત કરો તો કેટલી સારી વાત છે અને જો ખાનગીમાં ફકીરોને આપો તો વધારે સારી વાત છે. એનાથી તમારા ગુનાહ ઉતરશે અને અલ્લાહ તમારા કામથી માહિતગાર છે.

**જો માલદાર માણસને અજાણપણે સદકો આપી દે તો શું હુકમ છે ?**

(૪૦/૧૫૫૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસે કહ્યું કે, હું આજે રાત્રે સદકો આપીશ, જેથી તે સદકાનો માલ લઈને નીકળ્યો અને ચોરના હાથમાં આપીને આવ્યો. સવારે લોકોમાં ચર્ચા થઈ કે આજે રાત્રે એક ચોરને ખૈરાત મળી. તે માણસ કહેવા લાગ્યો કે અય અલ્લાહ ! તારો આભાર. આજે રાત્રે હું બીજો સદકો આપીશ, જેથી (બીજી રાતે) બીજો સદકાનો માલ લઈને નીકળ્યો અને એક વ્યભિચારી સ્ત્રીને આપીને આવ્યો. સવારે લોકોમાં વાત નીકળી કે આજે રાત્રે એક હરામખોર સ્ત્રીને ખૈરાતનો માલ મળ્યો. તે માણસે કહ્યું કે, અય અલ્લાહ ! તારો આભાર કે વ્યભિચારી સ્ત્રીને મારો સદકાનો માલ અપાવ્યો. હું આજે બીજો સદકો આપીશ, જેથી (ત્રીજી રાત્રે) તે સદકાનો માલ લઈને નીકળ્યો અને એક માલદારને આપી દીધો. સવારે લોકોમાં વાત નીકળી કે આજે રાત્રે એક માલદારને સદકો મળ્યો. તે માણસ કહેવા લાગ્યો કે, અલ્લાહ તારો આભાર કે ચોરને, વ્યભિચારીને અને માલદાર માણસને મારો સદકાનો માલ અપાવ્યો. (ગેબી અવાજ દ્વારા) તેને કહેવામાં આવ્યું કે તારો સદકો કબૂલ થઈ ગયો. તેં ચોરને જે સદકો આપ્યો તેના કારણે કદાચ તે ચોરી કરવાનું છોડી દે અને વ્યભિચારી ઓરતને તેં જે સદકો આપ્યો તેના કારણે શક્ય છે કે તે ઝિનાખોરી છોડી દે. હા, માલદાર પણ શક્ય છે કે, તેનાથી નસીહત પકડે અને ખુદા તઆલાએ જે માલ તેને આપ્યો છે તેને અલ્લાહના રસ્તામાં ખરચ કરે.

**જો અજાણપણે પુત્રને સદકો આપી દે તો શું હુકમ છે ?**

(૪૧/૧૫૫૯) મઅન ઈબ્ને યઝીદ કહે છે કે, મેં, મારા પિતાએ અને મારા દાદાએ હુઝૂર (સલ.)ના હાથ ઉપર બૈઅત કરી હતી. હુઝૂરે જ સંદેશ મોકલીને મારા નિકાહ કરાવ્યા હતા. એકવાર હું હુઝૂર પાસે એક ઝઘડો લઈને ગયો. ઝઘડો એ હતો કે મારા પિતાએ ખૈરાત કરવા માટે થોડીક અશરફીઓ કાઢી અને એક માણસને મસ્જિદમાં આપી આવ્યા. મેં જઈને તે માણસ પાસેથી અશરફીઓ લઈ લીધી અને પિતાની પાસે લઈ આવ્યો. મારા પિતાએ કહ્યું કે, ખુદાની કસમ ! મેં તને દેવાનો ઈરાદો તો કર્યો ન હતો, જેથી અમે બંને આ ઝઘડો લઈને હુઝૂરની સેવામાં હાજર થયા. આપે ફરમાવ્યું : યઝીદ, તમે જે કંઈ નિય્યત કરી હતી તેનો સવાબ તો તમને મળી ગયો અને મઅન તમે જે લઈ લીધું તે તમારું છે.

**જમણા હાથે ખૈરાત કરવાનું બયાન**

(૪૨/૧૫૬૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ



ફરમાવ્યું : જે દિવસે ખુદાની છત્રછાયા સિવાય બીજી કોઈ છત્રછાયા ન હશે તે દિવસે સાત માણસોને ખુદા તઆલા પોતાની છત્રછાયા હેઠળ રાખશે : ૧. ન્યાયી શાસનકર્તા ૨. તે યુવાન જે ઉગતી યુવાનીથી જ ખુદાની ઈબાદતમાં પરોવાયેલો રહ્યો હોય. ૩. તે માણસ જેનું દિલ મસ્જિદોમાં લાગેલું રહેતું હોય. ૪. એવા બે માણસો જેમનો પરસ્પરનો પ્રેમ પણ ખુદાના માટે હોય અને પરસ્પરની જુદાઈ પણ તેના જ માટે હોય. ૫. તે માણસ જેને કોઈ આબરૂદાર ખૂબસૂરત ઓરતે (ઝિનાકારી માટે) બોલાવ્યો અને તેણે જવાબમાં કહી દીધું કે, મને ખુદાનો ડર છે. ૬. તે માણસ જેણે એટલી બધી ખાનગી રીતે ખૈરાત કરી કે તેના ડાબા હાથને ખબર ન પડી કે જમણા હાથથી મેં શું આપ્યું. ૭. તે માણસ જે એકાંતમાં ખુદાની યાદ કરે છે તો તેના અશ્રુઓ ટપકવા માંડે છે.

(૪૩/૧૫૬૧) હઝરત હારિસા ઈબ્ને વહબ ખુઝાઈ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ફરમાવતા હતા : ખૈરાત આપ્યા કરો. કારણ કે તમારા ઉપર એક સમય આવનાર છે કે, માણસ ખૈરાત દેવા માટે માલ લઈને ફરશે અને દરેક માણસ એમ કહેશે કે, જો તમે કાલે લઈને આવત તો હું લઈ લેત. આજે તો મને ઝરૂર નથી.

**જો કોઇ માણસ પોતે ખૈરાત ન આપે, બલ્કે નોકરને ખૈરાતનો માલ વહેંચવા માટે મુકર્રર કરી દે તો શું હુકમ છે ?**

(૪૪/૧૫૬૨) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, તે બંનેમાંનો દરેક સદકો આપનાર ગણાશે. હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો ઓરત પોતાના ઘરનું ખાણું લુટાવ્યા વગર કોઈને ખૈરાત કરી દે તો તેને દેવાનો સવાબ મળશે અને તેના પતિને કમાવાનો અને દેખરેખ રાખનારને (દેખરેખનો) બધાનો સવાબ સરખો રહેશે. કોઈ કોઈના સવાબને ઓછો કરી શકશે નહીં.

**સંપૂર્ણ સદકો ત્યારે જ થાય છે જ્યારે કે પોતાની ઝરૂરતથી વધારે હોય તે આપે અને જો કોઈ માણસ પોતે મોહતાજ હોય અથવા દેવાદાર હોય અથવા તેના કુટુંબીજનો હાજતમંદ હોય તો ખૈરાત કરવા, ગુલામ આઝાદ કરવા અને બખ્શિશ કરવા પહેલાં દેવું ચુકવવું ઝરૂરી છે અને એવો સદકો રદબાતલ છે. એવા માણસ માટે જાઈઝ નથી કે લોકોનો માલ બરબાદ કરે. (કારણ કે, એ માલ હકીકતમાં લેણદારનો છે, એનો નથી) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, જે માણસ લોકોનો માલ બરબાદ કરવાના આશયથી લે છે તેને**

**ખુદા બરબાદ કરી નાખે છે. હા, જે માણસ (ભૂખ્યો રહીને) સબ્ર કરવામાં મશહૂર હોય તે નાદાર હોવા છતાં આપી શકે છે. જેવી રીતે કે, હઝરત અબૂબક (રદિ.)એ કર્યું હતું કે, પોતાનો પૂરો માલ ખૈરાત કરી દીધો હતો. એવી જ રીતે અન્સારે મુહાજિરો માટે ત્યાગ કર્યો છે (કે દરેક માણસે દરેક મુહાજિરને પોતાના માલમાં અડધા ભાગનો ભાગીદાર બનાવી લીધો હતો.) રસૂલુલ્લાહ (સલ.)એ માલ બરબાદ કરવાની મનાઈ ફરમાવી છે, એટલે જાઈઝ નથી કે ખૈરાતના બહાને લોકોનો માલ બરબાદ કરે.**

(૪૫/૧૫૬૩) હઝરત કઅબ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : મેં કહ્યું : અય અલ્લાહના રસૂલ ! મારી તૌબા કબૂલ થવાની ખુશીમાં હું ઈચ્છું છું કે, મારા માલથી અલગ થઈ જાઉં અને પૂરો માલ ખુદા અને રસૂલ સામે સદકા રૂપે ધરી દઉં. આપે ફરમાવ્યું કે થોડોક માલ પોતાના માટે રાખી મૂકો. એ તમારા માટે સારું છે. મેં કહ્યું : હું એટલો માલ રાખી મૂકું છું જેટલો મારા ભાગે ખૈબરમાં આવ્યો હતો.

(૪૬/૧૫૬૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જો ઝરૂરતથી વધારે હોય તો ખૈરાત કરવી સારી છે અને પ્રથમ પોતાના કુટુંબથી શરૂ કરો.

(૪૭/૧૫૬૫) હઝરત હકીમ ઈબ્ને હિઝામ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઉપરવાળો હાથ નીચેના હાથથી સારો છે અને સૌથી પહેલાં પોતાના કુટુંબથી શરૂ કરો અને શ્રેષ્ઠ ખૈરાત તે છે જે માલદારી પછી હોય. જે માણસ હરામ કામોથી બચે છે તેને ખુદા બચાવે છે અને જે માણસ (દુનિયાથી) બેપરવા રહેવાની નિય્યત રાખશે તેને ખુદા (દુનિયાથી) બેપરવા કરી દેશે.

(૪૮/૧૫૬૬) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) મિમ્બર ઉપર હતા ત્યારે આપે ખૈરાત કરવાનો, પાકદામન (ચારિત્ર્યવાન) રહેવાનો અને માંગવાનો ઉલ્લેખ કર્યો. ફરમાવ્યું કે, ઉપરનો હાથ નીચેના હાથથી સારો છે. ઉપરનો હાથ દેનારો છે અને નીચેનો હાથ માંગનારો છે.

**આપીને ઉપકાર બતાવનારનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : અલ્લઝીન યુન્ફિકૂન અમ્વાલહુમ ફી સબીલિ લ્લાહિ સુમ્મ લાયુત્બિઊન માઅન્ફકૂ મન્નં વ્વ લા અઝન.... જે લોકો અલ્લાહના રસ્તામાં પોતાનો માલ ખરચ કરે છે અને આપ્યા પછી ન ઉપકાર બતાવે છે ન સતાવે છે તેમનો સવાબ ખુદા તઆલા પાસે છે. (કિયામતના દિવસે) ન તેમને ભય હશે ન તેઓ ગમગીન હશે.**



**જે દિવસે સદકો આપવાનો વિચાર આવે તે જ દિવસે તરત આપી દેવો જોઇએ.**

(૪૯/૧૫૬૭) હઝરત ઉકબા ઈબ્ને હારિસ બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અમને અસરની નમાઝ પઢાવીને જલદી જલદી ઘરમાં ગયા અને રોકાયા વગર પાછા આવ્યા. મેં (કારણ) પૂછ્યું ત્યારે ફરમાવ્યું : ઘરમાં સોના અથવા ચાંદીનો એક ટુકડો હું મૂકી આવ્યો હતો, જેને ખૈરાત કરવાની નિય્યત છે અને મને એ કંઈ સારું લાગ્યું નહીં કે રાત્રે એને મૂકી રાખું, જેથી મેં તે (ફકીરોને) વહેંચી દીધો.

**ખૈરાત આપવાનું ઉત્તેજન આપવું અને ભલામણ કરવી.**

(૫૦/૧૫૬૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ઈદુલ ફિત્રના દિવસે હુઝૂર (સલ.) બહાર નીકળ્યા અને બે રકઅત પઢી. ઈદની નમાઝ પહેલાં અને પછી બીજી કોઈ નમાઝ પઢી નહીં. પછી ઓરતો તરફ ફરીને તેમને નસીહત કરી અને ખૈરાત કરવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર ઓરતો પોતાની બંગડીઓ અને એરિંગો (બિલાલની ઝોળીમાં) નાખવા લાગી.

(૫૧/૧૫૬૯) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે જ્યારે કોઈ માંગનાર આવતો અથવા આપને કોઈ મુશ્કેલી દૂર કરવાનું કહેવામાં આવતું ત્યારે આપ ફરમાવતા : ભલામણ કરો, તમને સવાબ મળશે. અબૂ મૂસા કહે છે કે, ખુદા તઆલા પોતાના નબીની જીભે જે ફેંસલો કરાવવા માંગે છે તે કરાવે છે.

(૫૨/૧૫૭૦) હઝરત અસ્મા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને કહ્યું : રોકો નહીં, ખુદા તમારાથી રોકી રાખશે.

(૫૩/૧૫૭૧) અબ્દાની રિવાયતમાં છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું : માલ ગણીને ન રાખો, નહીં તો ખુદા પણ તમને ગણતરીનો માલ આપશે.

**જેટલો બની શકે તેટલો સદકો આપે**

(૫૪/૧૫૭૨) હઝરત અસ્મા બિન્તે અબૂબક (રદિ.) કહે છે : હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈ ત્યારે આપે ફરમાવ્યું : બંધ ન કરો, નહીં તો ખુદા પણ તમારાથી બંધ કરી દેશે. જેટલો બની શકે તેટલો સદકો આપો.

**સદકો દેવાથી ગુનાહ દૂર થાય છે**

(૫૫/૧૫૭૩) હુઝૈફા (રદિ.) કહે છે : હઝરત ઉમર ફારૂક (રદિ.)એ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફિત્ના વિષે જે હદીસ બયાન કરી હતી તે તમારામાંથી કોને યાદ છે ? મેં કહ્યું કે, જેવી રીતે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું તેવું જ મને યાદ છે. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : તમે ભારે હિમ્મતથી કામ લઈ રહ્યા

છો. વારૂ, હુઝૂરે શું ફરમાવ્યું હતું ? મેં કહ્યું : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, માણસથી કુટુંબ, ઔલાદ અને પડોશીઓ વિષે જે ભૂલ થઈ જાય છે તેનું પ્રાયશ્ચિત્ત નમાઝ, સદકો અને સારી વાતનો પ્રચાર કરવાથી થઈ જાય છે. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : મારો હેતુ એ નથી, બલકે મારો હેતુ તો તે ફિત્નો છે જે મહાસાગરની જેમ ઉછાળા મારશે. મેં કહ્યું : અમીરૂલ મુઅમિનીન ! તમારે તેનાથી કંઈ ગભરાવું ન જોઈએ. કારણ કે, તમારી અને તે ફિત્નાની વચ્ચે તો એક બંધ દરવાજો છે. (કારણ કે, તે ફિત્નો તો તમારા પછી થશે.) હઝરત ઉમરે કહ્યું : શું તે દરવાજો તૂટી જશે કે ખુલી જશે ? મેં કહ્યું : ના, બલકે તૂટી જશે. હઝરત ઉમરે કહ્યું : તો જો તે દરવાજો તૂટી ગયો તો પછી કદી બંધ થશે નહીં. મેં કહ્યું : બેશક, અબૂ વાઈલ કહે છે કે, હુઝૈફાને દરવાજાની વિગત પૂછતાં તો અમને ડર લાગ્યો. મસ્રૂકને અમે કહ્યું કે તમે પૂછો. મસ્રૂકે પૂછ્યું : હુઝૈફાએ કહ્યું કે, દરવાજાથી મુરાદ હઝરત ઉમર છે. અમે કહ્યું, તો શું હઝરત ઉમરને ખબર હતી કે તમારી શું મુરાદ છે ? હુઝૈફાએ કહ્યું : હા, હઝરત ઉમર બિલકુલ એવી રીતે જાણતા હતા જેમ કે સવાર પહેલાં રાત્રિ આવે છે. કારણ કે, મેં તેમને એવી હદીસ બતાવી હતી જે બિલકુલ ખોટી ન હતી.

**જે માણસ કુફ્રની હાલતમાં કંઈક ખૈરાત આપે અને પછી મુસલમાન થઈ જાય તો શું પહેલી ખૈરાતનો તેને સવાબ મળશે કે નહીં ?**

(૫૬/૧૫૭૪) હઝરત હકીમ ઈબ્ને હિઝામ (રદિ.) કહે છે : એકવાર મેં પૂછ્યું : યા રસૂલલ્લાહ ! મને બતાવો કે, જે નેકીઓ મેં કુફ્રની હાલતમાં કરી છે, જેમકે ખૈરાત કરવી, ગુલામ આઝાદ કરવો, સ્નેહીઓ પ્રત્યે સદ્‌વર્તાવ દાખવવો વગેરે તો શું તેનો સવાબ મને મળશે ? આપે ફરમાવ્યું : ભૂતકાળની તે નેકીઓ માટે જ તો તું મુસલમાન થયો છે.

**જો નોકર પોતાના શેઠના હુકમથી ખૈરાત આપે અને લુટાવે નહીં તો તેનો સવાબ મળે છે ?**

(૫૭/૧૫૭૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો ઓરત લુટાવ્યા વગર પોતાના પતિના માલમાંથી ખૈરાત કરે તો તેને દેવાનો સવાબ મળશે અને પતિને કમાવાનો અને દેખરેખ રાખનારને પણ તેમના જેટલો (દેખરેખનો) સવાબ મળશે.

(૫૮/૧૫૭૬) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અમાનતદાર મુસલમાન ખજાનચી જો પોતાના માલિકના હુકમ મુજબ ખુશી દિલથી પૂરેપૂરું તે માણસને આપે જેને દેવાનો તેને હુકમ મળ્યો છે તો



બે ખૈરાત કરનારાઓમાંથી એક તે પણ છે.

**જો ઓરત પોતાના પતિના માલમાંથી લુટાવ્યા વગર ખૈરાત કરે અથવા ખાણું ખવડાવે તો તેનો શું હુકમ છે ?**

(૫૯/૧૫૭૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ ઓરત પોતાના પતિના મકાનમાંથી લુટાવ્યા વગર કંઈક ખૈરાત કરે અથવા ખવડાવે તો તેને દેવાનો સવાબ મળશે, પતિને પણ તેના જેટલો કમાવાનો સવાબ મળશે અને દેખરેખ રાખનારને પણ તેના જેટલો સવાબ મળશે.

(૬૦/૧૫૭૮) હઝરત આઈશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો ઓરત પોતાના પતિના મકાનમાંથી થોડુંક ખાણું કોઈને આપે તો તેને દેવાનો અને પતિને કમાવાનો સવાબ મળશે અને નોકરને (જેણે જઈને આપ્યું છે) પણ તેના જેટલો સવાબ મળશે.

**ખુદા તઆલા ફરમાવે છે : ફઅમ્મા મન અઅતા વ તકા વ સદ્દક બિલ હુસ્ના ફસનુયસ્સિરૂહુ લિલ યુસ્રા વ અમ્મા મમ્ બખિલ વ સ્તગ્ના વ કઝ્ઝબ બિલ હુસ્ના ફસનુયસ્સિરૂહુ લિલ ઉસ્રા. કિંવા જે માણસે આપ્યું અને (ખુદાથી) ડરતો રહ્યો અને નેક વાતને સાચી માની ત્યારે અમે તેને ધીમેથી આરામગૃહમાં પહોંચાડી દઈશું (કિંવા નેક કામ કરવાની તૌફીક આપીશું) જેણે ન આપ્યું અને બેપરવા રહ્યો અને નેક વાતને જૂઠી માની તો અમે તેને ધીરે ધીરે સખ્તીમાં પહોંચાડી દઈશું. અય અલ્લાહ ! ખર્ચ કરનારને બદલો આપ.**

(૬૧/૧૫૭૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દરેક સવારે જ્યારે બંદાઓ ઉઠે છે ત્યારે બે ફરિશ્તાઓ આસ્માન પરથી ઉતરે છે. એક કહે છે કે, અય અલ્લાહ ! ખરચ કરનાર સખીને બદલો આપ અને બીજો કહે છે કે, અય અલ્લાહ ! કંજુસ અને બખીલને જલદી નુકસાન પહોંચાડ.

**બખીલ અને સદકો આપનારના દાખલાનું બયાન**

(૬૨/૧૫૮૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બખીલ અને ખૈરાત કરનારનો દાખલો એવો છે જેવો કે બે માણસોએ લોખંડનો કુરતો પહેરેલા હોય. કુરતો ફક્ત છાતીથી પાંસળીની હડ્ડી સુધી હોય. જ્યારે એક માણસ ખરચ કરવાનો ઈરાદો કરે છે ત્યારે તે કુરતો પહોળો થતો જાય છે, અહીં સુધી કે શરીરની બધી ચામડીને

ઢાંકી દે છે. હાથની આંગળીઓથી આગળ વધી જાય છે અને પગની પાછળ ઘસડાવા લાગે છે. આ દાખલો તો સખીનો છે. હા, બીજો માણસ જ્યારે ખરચ કરવાનો ઈરાદો કરે છે ત્યારે તે કુરતાની દરેક કડી પોતાની જગ્યાએ ખોસાઈ જાય છે. તે તેને પહોળી કરવા જાય છે, પરંતુ તે પહોળી થતી નથી. આ દાખલો બખીલનો છે. (કિંવા ખૈરાત કરતી વખતે છાતી ખૂબ પહોળી થઈ જાય છે અને બખીલનું દિલ ટૂંકું થઈ જાય છે.

**કમાઈ અને વેપારમાં કમાયેલા માલમાંથી ખૈરાત કરવાનું બયાન :**

**ખુદા તઆલા ફરમાવે છે : યા અય્યુહ લ્લઝીન આમનૂ અન્ફિકૂ મિન તય્યિબાતિ મા કસબ્તુમ વ મિમ્મા અખ્રજ્ના લકુમ મિનલ અરદિ..... અય મુસલમાનો ! તમારી કમાઈમાંથી અને જે અમે તમારા માટે ઝમીનમાંથી પેદા કરી છે, પાક-સાફ વસ્તુઓ (હલાલ) ખૈરાત કરો અને નાપાક વસ્તુ દેવાનો ઈરાદો ન કરો. કારણ કે, જાણી જોઈને તમે પોતે તે લેશો નહીં અને સારી રીતે જાણી લો કે ખુદા તઆલા દરેક વસ્તુથી બેપરવા છે.**

**દરેક મુસલમાન સદકો આપે અને જો કંઇ દેવા માટે ન મળે તો નેક વાત જ લોકોને બતાવે**

(૬૩/૧૫૮૧) હઝરત અબૂ બુરદા (રદિ.)ના પિતા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દરેક મુસલમાન ઉપર ખૈરાત કરવું જરૂરી છે. સહાબા (રદિ.)એ પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! જો કોઈની પાસે ન હોય તો શું કરે ? ફરમાવ્યું : હાથે કમાય અને તેનાથી પોતાને પણ લાભ પહોંચાડે અને બીજાઓને પણ ખૈરાત કરે. સહાબાએ પૂછ્યું : જો એમ પણ ન મળે તો ? ફરમાવ્યું : પીડાયેલા ઝરૂરતમંદોની મદદ કરે. સહાબાએ કહ્યું કે, જો એ પણ ન બની શકે તો ? ફરમાવ્યું : લોકોને સારી વાત કહે અને બુરાઈ કરવાથી દૂર રહે. એ જ તેની ખૈરાત છે.

**એક મોહતાજને ઝકાત અને સદકાનો માલ કેટલા પ્રમાણમાં આપે અને જો કોઇને એક બકરી આપી દે તો શું હુકમ છે ?**

(૬૪/૧૫૮૨) હઝરત ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે : કોઈએ નુસૈબા અન્સારિય્યાને એક બકરી (ખૈરાતની) મોકલી. નુસૈબાએ તે બકરીનો થોડોક ગોશ્ત હઝરત આઈશા (રદિ.) પાસે મોકલ્યો. (જ્યારે હુઝૂર અંદર આવ્યા ત્યારે) આપે હઝરત આઈશાને પૂછ્યું : શું તમારી પાસે કંઈ છે ? હઝરત આઈશાએ કહ્યું : બીજું તો કંઈ નથી, નુસૈબાએ મોકલેલો તે જ ગોશ્ત પડેલો છે. ફરમાવ્યું : લાવો, તે પોતાના હલાલ બનવાની જગ્યાએ પહોંચી ગયો. (કિંવા



નુસૈબાના માલિકીપણામાં દાખલ થઈ ગયો અને અમારા માટે સદકાના હુકમમાં ન રહ્યો.)

**ચાંદીની ઝકાત આપવાનું બયાન**

(૬૫/૧૫૮૩) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પાંચ ઊંટોથી ઓછામાં ઝકાત નથી. પાંચ ઓકિયા (સાડા બાવન તોલા)થી ઓછી ચાંદીમાં ઝકાત નથી અને પાંચ વસક (૨૦૦ કીલો)થી ઓછા અનાજમાં પણ ઝકાત નથી.

**ચાંદી-સોના ઉપરાંત બીજી વસ્તુઓનું ઝકાતમાં વસૂલ કરવું જાઇઝ છે.**

(૬૬/૧૫૮૪) હઝરત મુઆઝ (રદિ.)એ યમનવાસીઓને કહ્યું હતું કે, જવ અને જુવારના બદલે તમે ઝકાતમાં મને કપડાં આપો. ધારીવાળી ચાદરો અથવા પહેરવાના કપડાં, કારણ કે, તમારા માટે એ આપવું અનાજ આપવા કરતાં આસાન છે. રસૂલુલ્લાહ (સલ.)ના સહાબાઓ માટે કપડાં વધારે લાભદાયક છે.

(૬૭/૧૫૮૫) હુઝૂરે અકરમ (સલ.)એ એકવાર ફરમાવ્યું હતું કે, ખાલિદે તો પોતાના બખ્તરો, હથિયારો અને ઘોડાઓ અલ્લાહના રસ્તામાં વકફ કરી દીધા છે.

(૬૮/૧૫૮૬) હુઝૂર (સલ.)એ એકવાર ઓરતોને કહ્યું હતું : ખૈરાત કરો, ભલેને ઘરેણાંમાંથી જ કંઈક આપો, જેથી ઓરતો પોતાના એરીંગો અને હાર બિલાલ (રદિ.)ની ઝોળીમાં નાખવા લાગી. આપે આ હુકમમાં માત્ર સોના, ચાંદીને જ ઝકાત માટે શામિલ કર્યા નથી.

(૬૯/૧૫૮૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, તે હુકમનામામાં જેનો ખુદા તઆલાએ પોતાના રસૂલને હુકમ કર્યો હતો. હઝરત અબૂબક્ર (રદિ.)એ લખ્યું હતું કે, જો કોઈની પાસે એટલા ઊંટ હોય કે, તેના ઉપર ઝકાતમાં એક વર્ષની ઊંટણી આપવાનું વાજિબ થાય અને તેની પાસે એક વર્ષની ઊંટણી ન હોય, બલકે બે વર્ષની ઊંટણી હોય તો બે વર્ષની ઊંટણી તેની પાસેથી લઈ લેવામાં આવે અને ૨૦ દિરહમ અથવા બે બકરીઓ તેને પાછી આપી દેવામાં આવે અને જો તેની પાસે એક વર્ષની ઊંટણી ન હોય, બલકે બે વર્ષનું ઊંટ હોય તો બે વર્ષનું ઊંટ જ લઈ લેવામાં આવે, પરંતુ કંઈ પાછું આપવામાં આવે નહીં.

(૭૦/૧૫૮૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હું ગવાહી આપું છું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખુત્બા પહેલાં નમાઝ પઢી હતી, (પછી ખુત્બો પઢયો હતો) પરંતુ જ્યારે આપે જોયું કે ઓરતો સુધી અવાજ પહોંચ્યો નથી ત્યારે ખુત્બા પછી આપ ઓરતો પાસે ગયા.

હઝરત બિલાલ (રદિ.) સાથે હતા અને ઝોળી ફેલાવી હતી. હુઝૂરે જઈને ઓરતોને નસીહત કરી અને ખૈરાત કરવાનો હુકમ કર્યો. ઓરતો હુકમ મુજબ પોતાના એરીંગો અને હાર (બિલાલના કપડામાં) નાખવા લાગી.

**બે ત્રણ માણસોનો માલ એક જગ્યાએ ભેગો કરીને હિસાબ કરીને ઝકાત લેવામાં ન આવે. (એનાથી હુકૂમતને નુકસાન થશે) અને ભેગા થયેલા માલને અલગ અલગ કરીને ઝકાત ન લેવામાં આવે. (એનાથી આપનારને નુકસાન થશે)**

(૭૧/૧૫૮૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી આ જ વિષયની હદીષ બયાન કરવામાં આવી છે.

(૭૨/૧૫૯૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ તે હુકમનામામાં જેના ઝરૂરી હોવાનો રસૂલુલ્લાહ (સલ.)એ હુકમ આપ્યો હતો, લખ્યું હતું કે, જો માલ (અમુક માણસોનો) અલગ અલગ હોય તો (હિસાબમાં) તેને ભેગો કરવામાં ન આવે અને જો ભેગો હોય તો હિસાબમાં અલગ અલગ કરીને ઝકાત વસૂલ કરવામાં આવે.

**જો માલ બે ભાગીદારોનો હોય અને ભાગમાં તફાવત હોય અને ઝકાત પૂરા માલની વસૂલ કરવામાં આવે ત્યારે તે બંને પરસ્પર પોતપોતાના ભાગ પ્રમાણે હિસાબ કરી લે.**

(૭૩/૧૫૯૧) તાઉસ અને અતાનું કથન છે કે, જો બંને ભાગીદારો પોતાનો માલ અલગ અલગ બતાવે તો બંનેનો ભેગો કરીને ઝકાત લેવામાં ન આવે.

(૭૪/૧૫૯૨) સુફયાન કહે છે કે, ઝકાત ત્યાં સુધી વાજિબ થશે નહીં જ્યાં સુધી કે બંને ભાગીદારોમાંથી દરેકની ચાળીસ ચાળીસ બકરીઓ ન હોય.

(૭૫/૧૫૯૩) હઝરત અનસ (રદિ.) કહે છે : તે હુકમનામામાં, જેના વાજિબ હોવાનો રસૂલુલ્લાહ (સલ.)એ હુકમ આપ્યો હતો, હઝરત અબૂબક્ર (રદિ.)એ લખ્યું હતું કે, જો બે ભાગીદારોનો ભેગો માલ હોય તો બંને ભાગીદારો પરસ્પર હિસાબ કરી લે.

**ઊંટોની ઝકાતનું બયાન. હઝરત અબૂબક્ર, અબૂઝર અને અબૂ હુરૈરાએ આ વિષયની હદીસો બયાન કરી છે**

(૭૬/૧૫૯૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, એક ગામડીયાએ હુઝૂરે અકદસ (સલ.)ને વતન છોડીને મદીનામાં આવીને રહેવાનો હુકમ પૂછયો. આપે ફરમાવ્યું : હિજરત તો ઘણી સખ્ત વસ્તુ છે. શું તારી પાસે થોડાક ઊંટો છે, જેની તું ઝકાત આપે છે ? તેણે કહ્યું : જી હા, આપે ફરમાવ્યું : એ જ પ્રમાણે અમલ કરતો રહે. જો દરિયાપારથી પણ અમલ



કરતો રહીશ તો ખુદા તઆલા તારા અમલોના સવાબમાં કોઈ ઘટાડો કરશે નહીં.

**જેના પર ઝકાત રૂપે વરસની ઊંટણી વાજિબ થઇ હોય અને તેની પાસે તે ન હોય**

(૭૭/૧૫૯૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, તે હુકમનામામાં જેનો ખુદા તઆલાએ પોતાના રસૂલને હુકમ કર્યો હતો. હઝરત અબૂબક્ર (રદિ.)એ લખ્યું હતું કે, જો કોઈની પાસે એટલા ઊંટો હોય કે તેના ઉપર ઝકાતમાં ચાર વરસની ઊંટણી આપવાનું વાજિબ થાય અને તેની પાસે ચાર વરસની ઊંટણી ન હોય તો તેની પાસેથી ત્રણ વરસની ઊંટણી લઈ લેવામાં આવે અને સાથે બે બકરીઓ અથવા ૨૦ દિરહમ લેવામાં આવે જેના પર ત્રણ વરસની ઊંટણી વાજિબ થાય અને તેની પાસે ત્રણ વરસની ઊંટણી ન હોય (બલકે) ચાર વરસની ઊંટણી હોય તો તેની પાસેથી તે લઈ લેવામાં આવે અને ઝકાત વસૂલ કરનાર તેને બે બકરીઓ અથવા ૨૦ દિરહમ આપે. જેના પર ત્રણ વરસની ઊંટણી વાજિબ થાય અને તેની પાસે ત્રણ વરસની ઊંટણી ન હોય (પણ) બે વર્ષની હોય તો તે તેની પાસેથી લઈ લેવામાં આવે અને સાથે બે બકરીઓ અથવા ૨૦ દિરહમ આપે. જેના પર ઝકાતમાં બે વરસની ઊંટણી ઝકાત રૂપે વાજિબ થાય અને તેની પાસે ત્રણ વરસની ઊંટણી હોય તો તે લઈ લેવામાં આવે અને ઝકાત વસૂલ કરનાર તેને બે બકરીઓ અથવા ૨૦ દિરહમ આપે. જેના પર બે વરસની ઊંટણી ઝકાતરૂપે વાજિબ થઈ અને તે તેની પાસે ન હોય (બલકે) તેની પાસે એક વરસની ઊંટણી હોય તો તે તેની પાસેથી કબૂલ કરવામાં આવે અને સાથે ૨૦ દિરહમ અથવા બે બકરીઓ આપે.

**બકરીઓની ઝકાત**

(૭૮/૧૫૯૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ તે હુકમનામામાં જેનો હુકમ અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને વાજિબ હોવાના રૂપમાં આપ્યો હતો, મને લખ્યું હતું, જ્યારે કે મને બેહરૈનનો ગવર્નર બનાવીને મોકલ્યો હતો. બિસ્મિલ્લાહિ રેહમાનિ રેહીમ. આ ફર્ઝ ઝકાતનું બયાન છે, જેને રસૂલુલ્લાહ (સલ.)એ મુસલમાનો ઉપર ફર્ઝ કર્યું હતું અને ખુદા તઆલાએ પોતાના રસૂલને એનો હુકમ કર્યો હતો. જે મુસલમાન પાસે એટલી ઝકાત માંગવામાં આવે ત્યારે તે પ્રમાણે આપે. જો વધારે માંગવામાં આવે તો ન આપે. પાંચ ઊંટોમાં એક બકરી વાજિબ છે અને એનાથી વધુ ૨૪ સુધી દર પાંચ ઊંટ દીઠ એક બકરી આપવામાં આવે અને ૨૫ થી ૩૫ સુધી એક વર્ષની ઊંટણી આપવી જોઈએ. ૩૬ થી ૪૫ સુધી બે વર્ષની ઊંટણી છે. ૪૬ થી ૬૦ સુધી ત્રણ વર્ષની ઊંટણી. ૬૧ થી ૭૫ સુધી

ચાર વર્ષની ઊંટણી. ૭૬ થી ૯૦ સુધી બબ્બે વર્ષની બે ઊંટણીઓ અને ૯૧ થી ૧૨૦ સુધી ત્રણ ત્રણ વર્ષની બે ઊંટણીઓ વાજિબ છે. જો ૧૨૦થી વધારે હોય તો દર ચાળીસ ઊંટ દીઠ બે વર્ષની ઊંટણી આપવી જોઈએ. દર પચાસ ઊંટ પર ત્રણ વર્ષની ઊંટણી. જો કોઈની પાસે માત્ર ચાર ઊંટ હોય તો તેમના ઉપર ઝકાત નથી. હા, જો માલિક નફિલ ખૈરાત રૂપે કંઈ આપે તો કંઈ વાંધો નથી. પાંચ ઊંટમાં એક બકરી છે. જો બકરીઓ ૪૦ હોય તો ૪૦ થી ૧૨૦ સુધી એક બકરી આપવી વાજિબ છે. ૧૨૦ થી ૨૦૦ સુધી બે બકરીઓ. ૨૦૦ થી ૩૦૦ સુધી ૩ બકરીઓ. એનાથી આગળ દર સેંકડે એક બકરી વાજિબ છે. જો બકરીઓ ૪૦ થી ઓછી હોય તો તેમના ઉપર ઝકાત વાજિબ નથી. હા, જો ખૈરાત રૂપે માલિક કંઈ દેવા ઈચ્છે તો કંઈ વાંધો નથી. ચાંદીની ઝકાતમાં ચાળીસમો ભાગ આપવો જોઈએ. હા, જો ૧૯૦ દિરહમ હોય તો ઝકાત ફર્ઝ નથી. જો માલિક નફિલ રૂપે કંઈક આપવા માંગે તો કંઈ વાંધો નથી.

**ઝકાતમાં ઘરડું, ખોડવાળું અને નર જાનવર લેવામાં આવે નહીં. હા, જો ઝકાત લેનાર તેને લેવા માંગે તો લઇ શકે છે.**

(૭૯/૧૫૯૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ તે હુકમ જે અલ્લાહ તઆલા તરફથી રસૂલુલ્લાહ (સલ.)ને મળ્યો હતો, મને લખીને મોકલ્યો. તેમાં લખ્યું હતું કે, ઝકાતમાં ન ઘરડું જાનવર આપવામાં આવે ન ખોડવાળું અને ન નર. હા, જો ઝકાત વસૂલ કરનારો લેવા માંગે તો લઈ શકે છે.

**ઝકાતમાં બકરીનું બચ્ચું લેવું પણ જાઇઝ છે.**

(૮૦/૧૫૯૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું હતું : ખુદાની કસમ ! આ લોકો જો બકરીનું બચ્ચું રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ઝકાત આપતા હતા અને મને તેઓ નહીં આપે તો હું તેમની સામે જિહાદ કરીશ. હઝરત ઉમર (રદિ.) કહે છે : મેં જોયું કે, ખુદા તઆલાએ (શરીઅતના મસ્અલાઓ સમજવા માટે) હઝરત અબૂબક્રની છાતી ખોલી દીધી અને હવે મને લાગ્યું કે, હઝરત અબૂબક્રનો તે અભિપ્રાય સાચો હતો.

**ઝકાતમાં લોકોનો શ્રેષ્ઠ માલ (પસંદ કરીને) ન લેવામાં આવે**

(૮૧/૧૫૯૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે હઝરત મુઆઝ (રદિ.)ને યમનના ગવર્નર બનાવીને મોકલ્યા ત્યારે ફરમાવ્યું : તમે 'અહલે કિતાબ'ના ગવર્નર બનીને જઈ રહ્યા છો,



જેથી જઈને સૌ પ્રથમ ખુદાની ઈબાદતનો ઉપદેશ આપજો. જ્યારે તેઓ ખુદાને ઓળખવા લાગે ત્યારે તેમને કહેશો કે, અલ્લાહ તઆલાએ તમારા ઉપર રાત-દિવસમાં પાંચ વખતની નમાઝ ફર્ઝ કરી છે. જો એને પણ માની લે તો કહેશો કે, ખુદા તઆલાએ તમારા ઉપર ઝકાત ફર્ઝ કરી છે, જે માલદારો પાસેથી લેવામાં આવશે અને તમારામાંથી જે લોકો ગરીબ હશે તેમને આપવામાં આવશે. જો તેઓ એ હુકમને પણ માની લે તો તેમની પાસેથી ઝકાત લેશો, પરંતુ શ્રેષ્ઠ માલ ન લેશો.

**પાંચ ઊંટોથી ઓછાની ઝકાત નથી**

(૮૨/૧૬૦૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પાંચ વસકથી ઓછી ખજૂરોમાં ઝકાત નથી અને પાંચ ઓકિયાથી ઓછી ચાંદીમાં ઝકાત નથી અને પાંચ ઊંટોથી ઓછામાં ઝકાત નથી.

**ગાયની ઝકાત આપવાનું બયાન**

(૮૩/૧૬૦૧) અબૂ હુમૈદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, હું તે માણસને ઓળખું છું જે ગાયને ઉંચકીને ખુદાની સામે જશે અને ગાય ચીસો પાડતી હશે.

(૮૪/૧૬૦૨) હઝરત અબૂઝર (રદિ.) કહે છે : હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. આપે ફરમાવ્યું : તે ખુદાની કસમ ! જેના કબજામાં મારો જાન છે કે, જો કોઈની પાસે ઊંટ, ગાય અને બકરીઓ હોય અને તે તેની ઝકાત ન આપે તો કિયામતના દિવસે એ જાનવર ખૂબ તાજાં અને જાડાં થઈને તે માણસ પાસે આવશે અને તેને પોતાની ખરીઓથી રગદોળશે અને શીંગડાઓથી મારશે. જાનવરોથી પહેલી ટુકડી જ્યારે તે બાજુથી મારીને પસાર થઈ જશે ત્યારે બીજી ટુકડી આવશે અને ત્યાં સુધી આવી હાલત રહેશે જ્યાં સુધી કે લોકોનો ચુકાદો ન થઈ જાય.

**સગાંવહાલાંને ઝકાત આપવાનું બયાન**

(૮૫/૧૬૦૩) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, સગાંઓને ઝકાત આપનારને બે સવાબ મળશે. એક તો સગાઈનો અને બીજો ઝકાતનો સવાબ.

(૮૬/૧૬૦૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મદીનામાં અબૂ તલહાના ખજૂરના બાગો બધા અન્સારીઓ કરતાં વધારે હતા અને 'બેરહા' બાગ અબૂ તલહાને બધા માલ કરતાં વધારે પ્રિય હતો. એ બાગ મસ્જિદ સામે હતો. રસૂલુલ્લાહ (સલ.) એમાં જઈને પાણી પીતા હતા. હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે આયત ઉતરી કે, **લન તનાલૂલ બિર્ર હત્તા તુન્ફિકૂ મિમ્મા તુહિબ્બૂન** કિવા ત્યાં સુધી નેકી પ્રાપ્ત કરી શકશો નહીં જ્યાં સુધી કે

પોતાને પસંદ અને પ્રિય માલને ખુદાના રસ્તામાં ખરચ કરશો નહીં. અબૂ તલહાએ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઈને કહ્યું કે, અય અલ્લાહના રસૂલ ! ખુદા તઆલા ફરમાવે છે કે, ''ત્યાં સુધી નેકી પ્રાપ્ત કરી શકશો નહીં જ્યાં સુધી પોતાના પ્રિય માલને ખુદાના રસ્તામાં ખરચ કરશો નહીં.'' જો કે આ બાગ મને બધાં માલ કરતાં વધારે પ્રિય છે. એટલે આ બાગ હું અલ્લાહના રસ્તામાં આપું છું અને એના સવાબની અને આખિરતના બદલાની આશા રાખું છું. હવે હુઝૂર જેને યોગ્ય સમજે તેને આપી દે. હુઝૂરે ફરમાવ્યું કે, શાબાશ, આ તો ઘણો ફાયદાકારક માલ છે. આ તો ઘણી લાભદાયક વસ્તુ છે. જે કંઈ તમે કહ્યું તે હું સમજી ગયો, પરંતુ મારી દૃષ્ટિએ આ વાત સારી લાગે છે કે, તમે તમારા સગાંઓને આ બાગ વહેંચી દો. અબૂ તલહાએ કહ્યું : એમ જ કરીશ, જેથી વચન મુજબ અબૂ તલહાએ તે બાગ પોતાના સગાંઓને અને પિત્રાઈઓને (કાકાના છોકરાઓને) વહેંચી દીધો.

(૮૭/૧૬૦૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, ઈદુલફિત્ર અથવા ઈદુદ્દુહાના દિવસે હુઝૂર (સલ.) ઈદગાહ ગયા. નમાઝ પઢીને પાછા ફર્યા ત્યારે લોકોને નસીહત કરી. ખૈરાત કરવાનો હુકમ આપ્યો અને ફરમાવ્યું : લોકો, ખૈરાત આપતા રહો. તે પછી ઓરતો પાસેથી પસાર થયા અને ફરમાવ્યું : ઓરતો, ખૈરાત કરતી રહો. કારણ કે, મેં દોઝખીઓમાં તમારી સંખ્યા વધારે જોઈ છે. ઓરતોએ પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! એનું શું કારણ ? ફરમાવ્યું : તમે ખૂબ લાનતાન કરો છો (લઅનતના શબ્દો બોલો છો) અને પતિની નગુણી બનો છો. કોઈ ઓછી અક્કલવાળી અધુરા ધર્મવાળી મખ્લૂક (સર્જન) અક્કલમંદ પુરુષોની અક્કલને નષ્ટ કરનારી તમારાથી વધીને મેં જોઈ નથી. જ્યારે આપ વઅઝ પૂરી કરીને ઘેર આવ્યા ત્યારે અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ના પત્ની હઝરત ઝયનબ હાજર થયાં અને અંદર આવવાની રજા માંગવા લાગ્યાં. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઝયનબ આવી છે. પૂછ્યું : કોણ ઝયનબ ? સહાબાએ કહ્યું કે, અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદનાં પત્ની. ફરમાવ્યું : હા, બોલાવો. હુકમ મુજબ બોલાવી લેવામાં આવ્યાં. હઝરત ઝયનબ અંદર આવ્યાં અને કહ્યું : યા રસૂલલ્લાહ ! હુઝૂરે આજે ખૈરાત આપવાનો હુકમ આપ્યો હતો. મારી પાસે થોડીક જણસો હતી. મને થયું કે, એને ખૈરાતમાં આપી દઉં. ઈબ્ને મસઊદ (રદિ.) કહેવા લાગ્યા : હું અને મારો છોકરો તે બધા લોકો કરતાં એના વધારે હકદાર છીએ જેમને તમે ખૈરાત આપવાનો ઈરાદો કરો છો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ઈબ્ને મસઊદ સાચું કહે છે. જે લોકોને તમે ખૈરાત આપવા માંગો છો તેમના કરતાં તમારા પતિ અને પુત્ર તેના વધારે હકદાર છે.



## મુસલમાનના ઘોડા પર ઝકાત નથી

(૮૮/૧૬૦૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુસલમાનના ઘોડા અને ગુલામ પર ઝકાત નથી.

## મુસલમાન પર તેના ગુલામની ઝકાત નથી

(૮૯/૧૬૦૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુસલમાનના ગુલામ અને ઘોડાની ઝકાત નથી.

## યતીમોને સદકો આપવાનું બયાન

(૯૦/૧૬૦૮) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.) મિમ્બર ઉપર હતા અને અમે આપની આજુબાજુ બેઠા હતા. આપે ફરમાવ્યું : મને મારા પછી એ વાતનો ભય છે કે, ખુદા તઆલા તરફથી તમારા ઉપર ભૌતિક આરામ અને શણગારની છત થઈ જશે. (તેમાં સંડોવાઈ ન જાઓ) એક માણસે પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! શું નેકીથી પણ બુરાઈ જન્મી શકે છે ? આપે તેનો કંઈ જવાબ આપ્યો નહીં. લોકોએ તે માણસને કહ્યું કે, તને શું થઈ ગયું છે કે, રસૂલુલ્લાહ (સલ.) તારી સાથે વાત કરતા નથી અને તું બોલ્યા કરે છે. અબૂ સઈદ (રદિ.) કહે છે : તે પછી અમે નજર ઉંચકીને જોયું તો આપ પર વહીનું ઉતરાણ થઈ રહ્યું હતું. વહી ઉતરી ગયા પછી આપે પેશાની પરથી પરસેવો લૂછ્યો અને ફરમાવ્યું કે, પૂછનાર ક્યાં છે ? આપની આ વાત પરથી લાગતું હતું કે, આપને તે માણસનો સવાલ પસંદ પડયો. પછી આપે ફરમાવ્યું : બેશક, ભલાઈમાંથી બુરાઈ પેદા થતી નથી, પરંતુ વસંતઋતુનું લીલું ઘાસ (જો હદ ઉપરાંત) ખાઈ લેવામાં આવે તો બરબાદ પણ કરી નાખે છે અથવા (ઓછામાં ઓછું) બરબાદ થવાની નજીક પહોંચાડી દે છે. હા, જ્યારે લીલું ઘાસ ખાનાર જાનવર માત્ર એટલું ખાય છે કે જ્યારે તે ધરાઈ જાય છે (ત્યારે તે ખાવાનું છોડી દે છે અને) તડકામાં જઈને બેસી જાય છે. મળ કરે છે, પેશાબ કરે છે. પછી ચરવાની જગ્યાએ પાછું ફરે છે (ત્યારે તેને તે લીલું ઘાસ નુકસાન પહોંચાડતું નથી.) દુનિયાનો આ માલ લીલો અને મીઠો છે, જેથી તે જ મુસલમાન માલદાર સારો છે જે પોતાના માલમાંથી ગરીબોને, અનાથોને અને મુસાફિરોને ખવડાવે છે અને જે માણસ ખોટી રીતે લાલચથી અને નાજાઈઝ રીતે માલ મેળવે છે તે હકીકતમાં તે માણસ જેવો છે જે ગમે તેટલું ખાય, પરંતુ ધરાતો નથી. કિયામતના દિવસે એ તેના વિરુદ્ધ ગવાહી આપશે.

**પતિને અને તે યતીમ બાળકોને ઝકાત આપવાનું બયાન જે ગોદમાં હોય**

(૯૧/૧૬૦૯) હઝરત અબૂ સઈદ (રદિ.)એ આ વિષયની હદીસ બયાન કરી છે.

(૯૨/૧૬૧૦) અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)નાં પત્ની હઝરત ઝયનબ કહે છે : હું મસ્જિદમાં હતી, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઓરતોને કહી રહ્યા હતા : અય ઓરતો ! સદકો આપો, ભલે જાણસોમાંથી જ કંઈક ભાગ હોય. ઝયનબ કહે છે : હું હઝરત અબ્દુલ્લાહનો અને તેમના યતીમ બાળકોનો ખર્ચ ભોગવતી હતી જે મારી દેખરેખ હેઠળ હતાં, જેથી મેં હઝરત અબ્દુલ્લાહને કહ્યું : આપ જઈને હુઝૂરને પૂછો કે, શું હું સદકાનો માલ તમારા ઉપર અને તે યતીમ બાળકો ઉપર ખર્ચ કરી શકું છું જે મારી દેખરેખ હેઠળ છે ? હઝરત અબ્દુલ્લાહે કહ્યું : તમે પોતે જ જઈને પૂછો. હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થવા માટે નીકળી. નબી (સલ.)ના દરવાજા ઉપર પહોંચી ત્યારે મને ત્યાં એક ઓરત મળી, જેની ઝરૂરત પણ મારા જ જેવી હતી. થોડીવાર પછી અમારી પાસેથી હઝરત બિલાલ (રદિ.) પસાર થયા. અમે તેમને કહ્યું કે, જરા હુઝૂરને પૂછી લો કે, જો હું મારા પતિ પર અને તે યતીમ બાળકો પર જે મારી દેખરેખ હેઠળ છે, સદકાનો માલ ખર્ચ કરું તો શું પૂરતો થઈ પડશે ? અમે બિલાલને એમ પણ કહ્યું કે, અમારું નામ બતાવશો નહીં. હઝરત બિલાલ અંદર દાખલ થયા અને હુઝૂરને પૂછ્યું. આપે પૂછ્યું : કોણ ઓરતો છે ? બિલાલે કહ્યું : ઝયનબ છે. પૂછ્યું : કોણ ઝયનબ ? બિલાલે કહ્યું કે, અબ્દુલ્લાહની પત્ની. આપે ફરમાવ્યું : હા, થઈ શકે છે, (બલ્કે) તેને બે સવાબ મળશે. એક તો સગાઈનો અને બીજો સદકાનો.

(૯૩/૧૬૧૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! જો હું અબૂ સલમા (ઉમ્મે સલમાના આગલા પતિ)ના છોકરાઓ ઉપર કંઈક ખર્ચ કરું તો શું મને તેનો સવાબ મળશે ? કારણ કે, તે મારા જ છોકરાઓ છે. આપે ફરમાવ્યું : તમે તેમના ઉપર ખર્ચ કરો. તમને તેનો સવાબ મળશે.

**કુરઆનની આયત 'વ ફી રિંકાબિ વલ ગારિમીન વ ફી સબીલિલ્લાહ'ની તફસીર કિંવા ખુદા તઆલા ફરમાવે છે (કે ઝકાત વાપરો) ગુલામોની ગરદનો આઝાદ કરાવવામાં, દેવાદારોનું દેવું ચૂકવવામાં અને અલ્લાહના રસ્તામાં.**

(૯૪/૧૬૧૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) પોતાના માલની ઝકાતથી ગુલામ આઝાદ કરતા હતા અને હજ્જમાં હાજીઓને મદદ કરતા હતા.

(૯૫/૧૬૧૩) હસન બસરી કહે છે



કે, જો ઝકાતના માલથી કોઈ માણસ પોતાના પિતાને ખરીદી લે તો જાઈઝ છે. ગાઝીઓને પણ ઝકાતનો માલ આપી શકાય છે. તે પછી તેમણે આ આયત પઢી : **ઈન્નમ સ્સદકાતુ લિલફુકરાઈ....** અને ફરમાવ્યું કે, આ ખર્ચ કરવાની જગ્યાઓમાંથી જે જગ્યામાં ઝકાતનો માલ ખર્ચ કરે, જાઈઝ છે. (બધી જગ્યાઓમાં ખર્ચ કરવો જરૂરી નથી. જો એક જ જગ્યામાં ખર્ચ કરશે તો પણ બસ છે.)

(૯૬/૧૬૧૪) હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું હતું કે, ખાલિદ (રદિ.)એ પોતાના બખ્તરો અલ્લાહના રસ્તામાં વકફ કરી દીધાં છે.

(૯૭/૧૬૧૫) હઝરત અબુલ આસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ અમને ઝકાતના ઊંટો પર હજ્જ કરવા માટે સવાર કર્યા.

(૯૮/૧૬૧૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ઝકાત વસૂલ કરવાનો હુકમ આપ્યો, પરંતુ આપને ખબર મળી કે ઈબ્ને જમીલ, ખાલિદ ઈબ્ને વલીદ અને અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબ ઝકાત આપતા નથી. આપે ફરમાવ્યું : ઈબ્ને જમીલ તો નાશુક્રી કરે છે અને ફક્ત એટલા માટે કરે છે કે, તે પહેલાં ફકીર હતો. ખુદા અને રસૂલે તેને માલદાર બનાવી દીધો. હા, ખાલિદ ઉપર તમે લોકો ઝુલ્મ કરો છો. તેણે તો પોતાના બખ્તરો અને હથિયારો વગેરે અલ્લાહના રસ્તામાં વકફ કરી દીધાં છે. અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબ તો રસૂલુલ્લાહના કાકા છે. તેમના ઉપર (બેવડી ઝકાત છે) એક તો આ અને બીજી એના જેવી.

**માંગવાથી બચવાનું બયાન**

(૯૯/૧૬૧૭) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, અન્સારમાંથી અમુક માણસોએ રસૂલુલ્લાહ (સલ.) પાસે થોડોક માલ માંગ્યો. આપે આપ્યો. તેમણે ફરી માંગ્યો. આપે ફરી આપ્યો. અહીં સુધી કે આપની પાસે કંઈ રહ્યું નહીં ત્યારે ફરમાવ્યું : મારી પાસે જે માલ હશે તે હું તમારાથી છુપાવીને રાખીશ નહીં, પરંતુ જે માણસ પોતે માંગવાથી બચશે ખુદા તેને બચાવશે. જે દુનિયાથી બેપરવા રહેવાની નિય્યત કરશે તેને અલ્લાહ દુનિયાથી બેપરવા કરી દેશે. જે માણસ પોતાના ઉપર અંકુશ રાખીને સબ્ર કરશે તેને અલ્લાહ સબ્ર આપશે. કોઈને સબ્રથી વધારે સારી અને વિશાળ નેઅમત આપવામાં આવી નથી.

(૧૦૦/૧૬૧૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે ખુદાની કસમ, જેના કબજામાં મારો જાન છે. જો તમારામાંથી કોઈ માણસ દોરડી લઈને લાકડાં ભેગા કરીને પોતાની પીઠ ઉપર ઉંચકીને લાવે (અને તેને વેચી દે) તો તેનાથી બેહતર

છે કે, કોઈની પાસે જઈને માંગે અને કદી તેને મળે અને કદી ન મળે.

(૧૦૧/૧૬૧૯) હઝરત ઝુબેર ઈબ્ને અવ્વામ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારામાંથી કોઈ માણસ દોરડું લઈને લાકડાંનો ભારો બનાવીને પોતાની પીઠ ઉપર નાખીને લાવે અને તેને વેચી દે અને તેના કારણે ખુદા તઆલા તેની ઈઝઝત કાયમ રાખે, તો એ વાત તેનાથી સારી છે કે, લોકોની પાસે માંગે, હવે તેને આપે કે ન આપે.

(૧૦૨/૧૬૨૦) હઝરત હકીમ ઈબ્ને હિઝામ (રદિ.) કહે છે : મેં એકવાર રસૂલુલ્લાહ (સલ.) પાસે થોડોક માલ માંગ્યો. આપે આપ્યો. મેં ફરી માંગ્યો. આપે ફરી આપ્યો. મેં ફરી માંગ્યો. આપે ફરી આપ્યો. છેવટે ફરમાવ્યું : હકીમ આ દુનિયાનો માલ તાજો અને મીઠો છે. જે એને લાલચ વગર ખાય છે તેને બરકત થાય છે અને જે લાલચથી લે છે તેને બરકત થતી નથી. તેની હાલત તે માણસ જેવી થઈ જાય છે કે ખાય તો છે, પરંતુ ધરાતો નથી. (યાદ રાખો) ઉપરનો હાથ નીચેના હાથથી સારો છે. હકીમ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ જેણે આપને સચ્ચાઈની સાથે પયગમ્બર બનાવ્યા છે. હવે હું આપના પછી દુનિયાને છોડતા સુધી કોઈની પાસે કંઈ માંગીશ નહીં, જેથી રસૂલુલ્લાહ (સલ.) પછી હઝરત અબૂબક્ર (રદિ.) હઝરત હકીમને કંઈક દેવા માટે બોલાવતા હતા, પરંતુ હકીમ લેવાનો ઈન્કાર કરી દેતા હતા. હઝરત ઉમર (રદિ.)એ પણ તેમને કંઈક માલ દેવા માટે બોલાવ્યા, પરંતુ તેમણે કબૂલ કરવાનો ઈન્કાર કરી દીધો. હઝરત ઉમર (રદિ.) કહેવા લાગ્યા : મુસલમાનો ! હું તમને ગવાહ બનાવું છું કે, હું હકીમને આ માલે ગનીમતમાંથી ભાગ આપી રહ્યો છું, પરંતુ તેઓ લેવાનો ઈન્કાર કરે છે. છેવટે મરતાં સુધી રસૂલુલ્લાહ (સલ.) પછી હકીમે કોઈની પાસે કંઈ માંગ્યું નહીં.

**જો કોઇને ખુદા તઆલા માંગ્યા વગર અને લાલચ વગર કંઇક અપાવે તો લઇ લેવું જોઇએ, ઇન્કાર નહીં કરવો જોઇએ. 'વ ફી અમવાલિહિમ હક્કુન લિસ્સાઇલિ વલ મહરૂમ'**

(૧૦૩/૧૬૨૧) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) મને કંઈ માલ આપતા ત્યારે હું કહી દેતો કે, તે માણસને આપો જે મારાથી વધારે હાજતમંદ હોય. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો લાલચ વગર અને માંગ્યા વગર તમારી પાસે માલ આવી જાય તો લઈ લો, નહીંતર તેની પાછળ પોતાની જાતને તકલીફમાં ન મૂકો.

**જો કોઇ માલ ભેગો કરવા માટે લોકો પાસે માંગે તો ભારે ગુનોહ છે**

(૧૦૪/૧૬૨૨) હઝરત ઈબ્ને ઉમર



(રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ લોકો પાસે હંમેશા માંગતો રહે છે, કિયામતનો દિવસ આવશે ત્યારે તેના ચહેરા ઉપર ગોશ્તની બોટી (ટુકડી) નહીં હશે. કિયામતના દિવસે સૂર્ય એટલો નજીક થઈ જશે કે તેના તાપથી પરસેવો વહીને અડધા કાનો સુધી આવી જશે. લોકો હઝરત આદમ (અલૈ.)ને ફરિયાદ કરશે. (ત્યાંથી નિષ્ફળ પાછા ફરીને) હઝરત મૂસા (અલૈ.)ને ફરિયાદ કરશે. (ત્યાંથી પણ જવાબ મળી જશે તો) મુહમ્મદ (સલ.) પાસે ફરિયાદ લઈને આવશે. મુહમ્મદ (સલ.) તેમની ભલામણ કરશે. અહીં સુધી કે તેમનો ફેંસલો થઈ જશે. મુહમ્મદ (સલ.) જઈને જન્નતનો દરવાજો પકડી લેશે. (જેથી બધા લોકોને જન્નતમાં દાખલ કરે.) તે દિવસે ખુદા તઆલા આપને 'મકામે મહમૂદ'માં ઉભા કરશે. બધા લોકો આપના વખાણ કરશે.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, માણસને એટલી દોલત મળતી નથી કે તેને બેપરવા બનાવી દે. (આ હદીસની વિગત આગળ આવે છે) ખુદા તઆલા ફરમાવે છે : લિલ ફુકરાઇ લ્લઝીન ઊહસિરૂ ફી સબીલિલ્લાહિ લાયસ્તતીઊન દરબન ફીલ અરદિ યહસબુહુમુલ જાહિલુ અગ્નિયાઅ મિન તઅફ્ફુફિ તઅરિફુહુમ બિસીમાહુમ લા યસ્અલૂન ન્નાસ ઇલ્હાફા....કિંવા તે ફકીરો માટે જેઓ અલ્લાહના રસ્તામાં રોકી લેવામાં આવ્યા છે દેશમાં ફરી શકતા નથી. તેમના ન માંગવાના કારણે અજાણ લોકો તેમને માલદાર સમજે છે. તમે તેમને તેમના ચહેરાઓ પરથી ઓળખી લેશો. તેઓ લોકો પાસે લપેટાઇને માંગતા નથી.**

(૧૦૫/૧૬૨૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ગરીબ તે નથી જેને એક બે કોળીયાની લાલચ દરવાજે દરવાજે લઈને ભટકે, બલકે ગરીબ તે છે કે જેની પાસે એટલો માલ પણ નથી કે લોકોથી બેપરવા થઈ જાય અને શરમના કારણે લોકો પાસે માંગતો નથી.

(૧૦૬/૧૬૨૪) હઝરત મુઆવિયા (રદિ.)એ હઝરત મુગીરા ઈબ્ને શુઅબા (રદિ.)ને લખ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)ની કોઈ હદીસ મને લખી મોકલો. હઝરત મુગીરાએ હઝરત મુઆવિયાને લખ્યું કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપ ફરમાવતા હતા કે, ખુદા તઆલા ત્રણ વાતોને પસંદ કરતા નથી. એક તો નકામી વાતચીત કરવાને, બીજું માલને ફુઝૂલ બરબાદ કરવાને, ત્રીજું (ભેગું કરવા માટે) લોકો પાસે ખૂબ માંગવાને.

(૧૦૭/૧૬૨૫) હઝરત સઅદ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)એ અમુક લોકોને માલ વહેંચ્યો.

હું તેમની વચ્ચે બેઠો હતો. આપે બધાને આપ્યો, પરંતુ એક માણસને છોડી દીધો. તેને કંઈ આપ્યું નહીં. મારી દૃષ્ટિએ તે સૌથી સારો હતો, જેથી હું હુઝૂર (સલ.) પાસે જઈને ઉભો થઈ ગયો અને આપના કાનમાં મેં કહ્યું : આપે ફલાણા માણસને કેમ આપ્યું નહીં ? ખુદાની કસમ ! મારા ખ્યાલ પ્રમાણે તે મુઅમિન છે. આપે પૂછયું : (મુઅમિન છે) કે મુસલમાન ? હું ચુપ થઈ ગયો, પરંતુ મારાથી રહેવાયું નહીં તો થોડીવાર પછી ફરી કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ફલાણા માણસને આપે આપ્યું નહીં. એનું શું કારણ છે ? હું તો ખુદાની કસમ તેને ઈમાનદાર સમજું છું. આપે પૂછયું, (ઈમાનદાર) કે મુસલમાન ? હું ફરી ચુપ થઈ ગયો. થોડીવાર ચુપ રહ્યો, પરંતુ ફરી રહેવાયું નહીં ત્યારે મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ફલાણા માણસની શું ભૂલ થઈ છે કે, આપે તેને આપ્યું નહીં ? મારા ખ્યાલ પ્રમાણે તો તે ઈમાનદાર છે. આપે ફરમાવ્યું : અમુક કે અમુક લોકો મને વધુ વહાલા લાગે છે, પરંતુ એ વિચારથી હું બીજાઓને આપું છું કે (જો હું તેમને આપીશ નહીં તો તેઓ કાફિર થઈ જશે અને) દોઝખમાં ઉંધા લટકાવી દેવામાં આવશે. એક રિવાયતમાં છે કે, હુઝૂર (સલ.)એ સઅદની ગરદન અને ખભાની વચ્ચે હાથ મારીને ફરમાવ્યું કે, સઅદ, આ કબૂલ કરો.

(૧૦૮/૧૬૨૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે (સલ.)એ ફરમાવ્યું કે, મિસ્કીન (ગરીબ) તે નથી જેને એક બે કોળીયાની અથવા એક બે ખજૂરની લાલચ લોકો પાસે લઈ જાય છે, બલકે મિસ્કીન તે છે કે, તેને ઝરૂરત જેટલો માલ ન મળી શકે. લોકોને તેની હાલતની ખબર ન પડે કે કોઈ તેને ખેરાત આપે અને તે પોતે લોકો પાસે માંગે નહીં.

(૧૦૯/૧૬૨૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઈ દોરડું લઈને સવારમાં જઈને લાકડાં ભેગા કરીને વેચે, પછી તેમાંથી પોતે પણ ખાય અને ખેરાત પણ આપે તો એ વાત તેનાથી સારી છે કે તે લોકો પાસે માંગતો ફરે.

**ખજુરનો અંદાજ કાઢવો**

(૧૧૦/૧૬૨૮) હઝરત અબૂ હુમૈદ સાઈદી (રદિ.) કહે છે કે, તબૂકની લડાઈ માટે અમે હુઝૂર (સલ.)ની સાથે જઈ રહ્યા હતા. જ્યારે આપ 'વાદિએ કુરા'માં પહોંચ્યા ત્યારે જોયું કે, એક ઓરત પોતાના બાગમાં છે. (તે ખજૂરનો બાગ હતો.) આપે સાથીઓને કહ્યું : આ બાગના ખજુરનો અંદાજ કાઢો. (એમાં કુલ ખજુર કેટલું નીકળશે ?) (દરેકે અમુક પ્રમાણ બતાવ્યું) આપે દસ વસક ખજુરનો અંદાજ મૂકયો અને તે ઓરતને કહી દીધું કે, એમાંથી જેટલો મેવો નીકળે તેને યાદ રાખજે. અહીંથી અમે સીરિયાના પ્રદેશ



તબૂકમાં પહોંચ્યા. ત્યાં પહોંચીને હુઝૂરે ફરમાવ્યું : લોકો ! હોશિયાર રહો. આજે રાત્રે એક ભારે વાવાઝોડું આવશે, તેમાં કોઈ ઉભું ન રહે, (બલકે બેસી જાય.) જેની પાસે ઊંટ હોય તે તેના પગ બાંધી દે. અમે હુકમ પ્રમાણે ઊંટો બાંધી દીધાં. રાત્રે સખ્ત વાવાઝોડું આવ્યું અને (પયગમ્બરના હુકમ વિરુદ્ધ) તેમાં એક માણસ ઉભો રહી ગયો. હવાએ તેને ઉડાવીને 'તય' પહાડ પર લઈ જઈને ફેંકી દીધો (જે તબૂકથી કેટલાયે માઈલો દૂર છે.) તબૂકમાં જ 'એલા'ના રાજાએ દુલ દુલ નામે સફેદ ખચ્ચર અને એક ચાદર હુઝૂર (સલ.)ની સેવામાં મોકલી હતી. હુઝૂરે તે દેશ સમુદ્ર સહિત તેમના માટે કાયમ રાખવાનો હુકમ લખી આપ્યો હતો. જ્યારે આપ તબૂકથી પાછા ફરતાં 'વાદિએ કુરા'માં પહોંચ્યા ત્યારે તે ઓરતને પૂછયું કે, તારા બાગમાં કેટલું ખજુર થયું ? ઓરતે કહ્યું : દસ વસક. હુઝૂર (સલ.)એ એ જ અંદાજ મૂક્યો હતો. તે પછી હુઝૂરે સહાબાઓને કહ્યું : હું જલદી મદીના જવાનો છું. જે કોઈ મારી સાથે આવવા માંગતું હોય તે આવે. આમ કહીને હુઝૂર ચાલવા લાગ્યા. જ્યારે મદીના નજીક પહોંચ્યા ત્યારે ફરમાવ્યું, કે આ મદીના 'તાબા' (પાક) છે. ઉહદ પહાડને જોઈને ફરમાવ્યું કે, આ પહાડ આપણા પ્રત્યે પ્રેમ રાખે છે અને આપણે એના પ્રત્યે પ્રેમ રાખીએ છીએ. પછી પૂછયું કે, શું હું તમને અન્સારના સર્વશ્રેષ્ઠ મકાનો ન બતાવું ? સહાબાએ કહ્યું કે, ઝરૂર (બતાવો.) આપે ફરમાવ્યું : સૌથી શ્રેષ્ઠ મકાનો બની નજ્જાર કબીલાના છે. તેમના પછી બની અબ્દુલ અશ્હલ કબીલાના, તેમના પછી બની સાઈદાના અને અન્સારના બધા ઘરોમાં શ્રેષ્ઠતા છે. ઈમામ બુખારી કહે છે કે, ઉપરોક્ત હદીસમાં જે 'હદીકા' શબ્દ આવ્યો છે તેનો અર્થ એવા બાગનો છે જેની ચારે બાજુ દીવાલ હોય અને જે બાગની ચારે બાજુ દીવાલ ન હોય તેને હદીકા કહેવામાં આવતો નથી.

**જે ખેતી વરસાદના પાણી અથવા નદીના પાણીથી સિંચવામાં આવે તેમાંથી ઝકાતનો દસમો ભાગ આપવો જરૂરી છે. હઝરત ઇબ્ને અબ્દુલ અઝીઝે મધમાં ઝકાત વાજિબ કરી ન હતી.**

(૧૧૧/૧૬૨૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે વસ્તુને વરસાદ અથવા ઝરણા વગેરેના પાણીથી સિંચવામાં આવે અથવા ઝમીન ફળદ્રુપ અને તૃપ્ત હોય તેમાં દસમો ભાગ વાજિબ છે. જો પાણી ખેંચનાર જાનવર મારફત સિંચવામાં આવે તો તેમાં વીસમો ભાગ વાજિબ છે. ઈમામ બુખારી કહે છે કે, આ પહેલી હદીસની તફસીર છે. કિંવા પહેલી હદીસ 'મુબ્હમ' છે. (ખબર નથી કે કેટલા ઉત્પાદન પર ઉશ્ર વાજિબ છે.) અને આ હદીસમાં છે (જે આગળ આવી

રહી છે તેમાં) કે, પાંચ વસકથી ઓછા ખજુરમાં ઝકાત નથી, તો જાણે પહેલી હદીસ 'મુબ્હમ' છે અને આ હદીસ 'મુબય્યન' છે. જો 'સિકા' રાવીની હદીસમાં વધારો હોય તો સ્વીકારપાત્ર છે. કારણ કે, એ વધારો 'મુફસ્સર' થઈ જશે અને મુફસ્સર મુબ્હમની સરખામણીમાં અમલ કરવા લાયક છે. એ શરતે કે, મુફસ્સરનો રાવી સિકા હોય. જેવી રીતે કે, ફઝલ ઈબ્ને અબ્બાસે રિવાયત કરી છે કે, હુઝૂર (સલ.)એ કઅબામાં નમાઝ પઢી નથી અને હઝરત બિલાલની રિવાયતમાં છે કે હુઝૂર (સલ.)એ કઅબામાં નમાઝ પઢી હતી, જેથી બિલાલનું કથન સ્વીકારવામાં આવ્યું અને ફઝલનું કથન છોડી દેવામાં આવ્યું.

**પાંચ વસકથી ઓછા ખજુર પર ઝકાત વાજિબ નથી**

(૧૧૨/૧૬૩૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પાંચ વસકથી ઓછા પર ઝકાત વાજિબ નથી. પાંચ ઊંટોથી ઓછા પર ઝકાત નથી અને પાંચ ઓકિયાથી ઓછી ચાંદીમાં ઝકાત નથી.

**ખજુર કાપતી વખતે તેની ઝકાત લેવાનું બયાન અને એ મસ્અલાની વિગત કે બાળકો માટે સદકાનું ખજુર ખાવું જાઇઝ છે કે નહી ?**

(૧૧૩/૧૬૩૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જે વખતે ખજુર કાપવામાં આવતું હતું તે જ વખતે આપની સામે (ઝકાતનું) ખજુર લાવવામાં આવતું હતું. એક બાજુ એક માણસ લાવતો હતો અને બીજી બાજુ બીજો માણસ. અહીં સુધી કે આપની પાસે ખજુરનો ઢગલો થઈ જતો હતો. (એક દિવસ) હઝરત હસન અને હઝરત હુસૈન ખજુરોથી રમવા લાગ્યા. રમતાં રમતાં એકે એક ખજુર મોમાં મૂકી દીધું. રસૂલુલ્લાહ (સલ.)એ જોઈ લીધું. તરત તેમના મોમાથી કાઢી લીધું અને ફરમાવ્યું કે, શું તમને ખબર નથી કે મુહમ્મદની ઔલાદ ખૈરાત ખાતી નથી ?

**જો કોઇ માણસ પોતાનો મેવો વેચે અથવા ખજુરનું ઝાડ વેચી દે અથવા જમીન અથવા ખેતી વેચી દે અને ઉશ્ર અથવા ઝકાત તેના પર (શરીઅતની રૂએ) વાજિબ હોય, પરંતુ બીજા કોઇ માલમાંથી તે શરીઅતનો હક્ક આપી દે અથવા એવો મેવો વેચે જેના પર ઝકાત વાજિબ જ નથી તો જાઇઝ છે.**

(૧૧૪/૧૬૩૨) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, જ્યાં સુધી ફળો પાકી જાય નહીં ત્યાં સુધી તેને વેચો નહીં. ફળોના પાકી જવા પછી આપે કોઈને વેચવાની મનાઈ ફરમાવી નહીં, ભલે પછી તેના પર ઝકાત વાજિબ હોય કે ન હોય. આ હદીસમાં કોઈનો અપવાદ નથી, બલકે એ



હુકમ આમ છે.

(૧૧૫/૧૬૩૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જ્યાં સુધી ફળો પાકી જવાનું સ્પષ્ટ ન થઈ જાય ત્યાં સુધી તેને વેચો નહીં. હુઝૂર (સલ.)ને ફળો પાકી જવાની સ્પષ્ટતાનો અર્થ પૂછવામાં આવ્યો ત્યારે ફરમાવ્યું : ત્યારે વેચો જ્યારે ફળ પર આફત આવવાનો સમય નીકળી જાય.

(૧૧૬/૧૬૩૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફળો વેચવાની ત્યાં સુધી મનાઈ ફરમાવી છે જ્યાં સુધી કે તેમના પાકવાની સ્પષ્ટતા ન થઈ જાય.

(૧૧૭/૧૬૩૫) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફળો વેચવાની મનાઈ ફરમાવી છે ત્યાં સુધી કે લાલ ન થઈ જાય.

**જો કોઇ માણસ ફકીરને સદકો આપે, પછી તેને ખરીદી લે તો જાઇઝ નથી. કોઇ બીજાનો સદકો કરેલો માલ ખરીદવામાં કંઇ વાંધો નથી. કારણ કે, હુઝૂર (સલ.)એ પોતાના સદકાનો માલ ખરીદવાની મનાઇ ફરમાવી છે :**

(૧૧૮/૧૬૩૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમર ફારૂક (રદિ.)એ અલ્લાહના રસ્તામાં એક ઘોડો ખૈરાત કર્યો. ત્યાર પછી તેને બજારમાં વેચાતો જોઈને ખરીદવાનો ઈરાદો કર્યો, પરંતુ પ્રથમ સલાહ લેવા માટે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા. આપે ફરમાવ્યું : પોતાનો સદકો પાછો ન ફેરવો. આ હદીસની રૂએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) જો કોઈ વસ્તુ સદકામાં આપી દેતા, પછી તેને ખરીદતા તો (પોતાની પાસે ન રાખતા, બલકે) ખૈરાત કરી દેતા હતા.

(૧૧૯/૧૬૩૭) હઝરત ઉમર (રદિ.) કહે છે : મેં અલ્લાહના રસ્તામાં એક ઘોડો સવારી માટે આપ્યો, પરંતુ જે માણસને મેં આપ્યો હતો તેણે ઘોડાને દુબળો કરી દીધો. મને લાગ્યું કે, એ સસ્તામાં વેચી દેશે. એટલે મેં તેને ખરીદવાનો ઈરાદો કર્યો, પરંતુ પ્રથમ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું : પોતાનો સદકો પાછો ન લો, ભલેને તે એક દિરહમમાં જ આપી દે. કારણ કે, સદકાને પાછો લેનાર એવો છે જેવો ઉલ્ટી કરીને પાછો ગળી જનાર.

**રસૂલુલ્લાહ (સલ.) અને આપના વંશજો માટે સદકો હરામ હોવાનું બયાન**

(૧૨૦/૧૬૩૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હઝરત હસન ઈબ્ને

અલી (રદિ.)એ સદકાનું એક ખજૂર લઈને પોતાના મોંમાં મૂકી દીધું. હુઝૂરે અકરમ (સલ.)એ ફેંકી દેવાના હેતુથી કહ્યું : છી છી, શું તમને ખબર નથી કે આપણે ખૈરાત ખાતા નથી ?

### પવિત્ર પત્નીઓના આઝાદ કરેલા ગુલામોનો સદકાનો માલ જાઇઝ હતો

(૧૨૧/૧૬૩૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હઝરત મયમૂના (રદિ.)ની આઝાદ કરેલી લોંડીને સદકામાં એક બકરી મળી હતી. હુઝૂર (સલ.)એ જોઈ તો ફરમાવ્યું કે, તમે એના ચામડાનો લાભ કેમ ઉઠાવ્યો નહીં ? કહેવામાં આવ્યું કે, તે મરેલી છે. ફરમાવ્યું : મરેલીનું તો ફકત ખાવું હરામ છે.

(૧૨૨/૧૬૪૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, મેં બરીરા (રદિ.)ને આઝાદ કરવા માટે ખરીદવા માંગી, પરંતુ તેના માલિકોએ એવી શરત મૂકી કે, 'વિલા'નો (વારસાનો) હક્ક તેમનો રહેશે. મેં હુઝૂર (સલ.)ને એ અંગે વાત કરી. આપે ફરમાવ્યું, એને ખરીદી લો. કારણ કે 'વિલા' તે માણસ માટે છે જે આઝાદ કરે. હઝરત આયશા (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.)ની સેવામાં થોડોક ગોશ્ત રજૂ કરવામાં આવ્યો. મેં કહ્યું કે, આ તો તે ગોશ્ત છે જે બરીરાને સદકામાં મળ્યો હતો. આપે ફરમાવ્યું : તેના માટે સદકો હતો, પરંતુ અમારા માટે તો હદીયો છે.

### જો સદકાનો માલ બદલાય જાય

(૧૨૩/૧૬૪૧) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, (એક વાર) રસૂલુલ્લાહ (સલ.) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) પાસે આવ્યા અને પૂછ્યું કે, તમારી પાસે કંઈ છે ? હઝરત આઈશાએ કહ્યું : બીજું તો કંઈ નથી, માત્ર નુસૈબાનો મોકલેલો તે બકરીનો ગોશ્ત છે જે આપે સદકાના માલમાંથી તેને આપી હતી. આપે ફરમાવ્યું : તે તો તેના ઠેકાણે પહોંચી ગઈ.

(૧૨૪/૧૬૪૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની સેવામાં થોડોક ગોશ્ત રજૂ કરવામાં આવ્યો, જે બરીરાને સદકામાં આપવામાં આવ્યો હતો. આપે ફરમાવ્યું : તેના માટે તો તે સદકો હતો, પરંતુ અમારા માટે હદીયો છે.

### માલદારો પાસેથી ઝકાત લેવામાં આવે અને જ્યાં ફકીર હોય ત્યાં પહોંચાડવામાં આવે

(૧૨૫/૧૬૪૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે હઝરત મુઆઝ ઈબ્ને જબલને યમનના ગવર્નર બનાવીને મોકલ્યા ત્યારે ફરમાવ્યું હતું કે, તમને 'અહલે કિતાબ'ના ગવર્નર બનાવીને મોકલવામાં આવી રહ્યા છે, જેથી ત્યાં પહોંચીને સૌ પ્રથમ ઉપદેશ આપો કે,



'લા ઈલાહ ઈલ્લ લ્લાહુ મુહમ્મદુ ર્રસૂલુલ્લાહ'ની ગવાહી આપે. જો તેઓ તમારી વાત માની લે તો તેમને કહેશો કે, અલ્લાહ તઆલાએ રાત દિવસમાં તમારા ઉપર પાંચ વખતની નમાઝ ફર્ઝ કરી છે. હવે જો તે લોકો તમારી આ વાત પણ માની લે તો તેમને કહેશો કે, ખુદા તઆલાએ તમારા ઉપર ઝકાત ફર્ઝ કરી છે, જે માલદારો પાસેથી લઈને તેમનામાંના જ ગરીબોને વહેંચવામાં આવશે. જો તે લોકો તમારી એ વાત પણ માની લે તો તમારે તેમનો સારો સારો માલ-જાનવરો (ચુંટીને) ન લેવા જોઈએ. પીડિત (મઝલૂમ)ની બદદુઆથી ડરતા રહો. કારણ કે, મઝલૂમની બદદુઆ અને ખુદાની વચ્ચે કોઈ અવરોધ નથી.

### જો કોઇ માણસ સદકાનો માલ દેવા આવે તો ઇમામ માટે મુસ્તહબ છે કે, તેના માટે કંઇક દુઆ કરે. ખુદા તઆલા ફરમાવે છે : 'ખુઝ મિન અમ્વા લિહિમ સદકતન તુતહ્હિરુહુમ વ તુઝક્કીહિમ બિહા વ સલ્લિ અલયહિમ ઇન્ન સલાતક સકનુ લ્લહુમ.' કિંવા અય રસૂલ ! મુસલમાનોના માલની ઝકાત લો, જેથી તેમનો માલ પાક અને બરકતવાળો થઇ જાય. તેમના માટે દુઆ કરો. કારણ કે, તમારી દુઆ તેમના માટે સંતોષજનક છે

(૧૨૬/૧૬૪૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ અવફા (રદિ.) કહે છે કે, જ્યારે કોઈ કોમ પોતાની ઝકાતનો માલ હુઝૂર (સલ.)ની સેવામાં રજૂ કરતી હતી ત્યારે આપ (તેનું નામ લઈને) કહેતા હતા : અય અલ્લાહ ! ફલાણા માણસની ઔલાદ ઉપર રહમ કર, જેથી મારા પિતા પણ જ્યારે પોતાની ઝકાતનો માલ લઈને પવિત્ર સેવામાં હાજર થયા ત્યારે આપે ફરમાવ્યું કે, અય અલ્લાહ ! અબૂ ઔફાના ઘરવાળાંઓ ઉપર રહમ કર.

### શું સમુદ્રની પેદાશ ઉપર ઝકાત છે ?

(૧૨૭/૧૬૪૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અંબર (કસ્તુરી) ઝમીનમાં છુપાવેલા ખજાના જેમ નથી, બલકે અંબરને (કસ્તુરીને) સમુદ્ર કિનારા પર ફેંકી દે છે.

(૧૨૮/૧૬૪૬) હસન બસરી (રહ.) કહે છે કે, અંબર અને મોતીઓમાં પાંચમો ભાગ ઝકાત છે. (ઈમામ બુખારી કહે છે કે) રસૂલુલ્લાહ (સલ.)એ ઝમીનમાં દટાયેલા ખજાના ઉપર ઝકાત રૂપે પાંચમો ભાગ આપવાનું વાજિબ ઠેરવ્યું છે. દરિયામાંથી જે વસ્તુ મળે તેના ઉપર મુકર્રર કર્યું નથી.

(૧૨૯/૧૬૪૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : બની ઈસ્રાઈલમાંથી એક માણસે બીજા ઈસ્રાઈલી પાસે એક હઝાર અશરફીઓ કર્ઝ માંગી અને તેણે આપી

દીધી. કર્ઝ લેનારે (દરિયાઈ વેપાર માટે) દરિયાઈ સફર કરવાનો ઈરાદો કર્યો, પરંતુ જહાઝ મળ્યું નહીં એટલે એક લાકડું અંદરથી પોલું કરીને તેમાં અશરફીઓ ભરી દીધી અને સુમદ્રમાં લાકડું નાખી દીધું. જોગાનુજોગ કર્ઝ આપનાર માણસ ઘરથી નીકળીને ક્યાંક જઈ રહ્યો હતો. રસ્તામાં (દરિયામાં) તેને પોલું લાકડું મળ્યું. તે ઘર માટે બળતણના ઈરાદે તે લાકડું લઈ આવ્યો અને ચીરીને જોયું તો તેમાં પોતાનો માલ દેખાયો.

**દાટેલા માલમાં પાંચમો ભાગ છે**

(૧૩૦/૧૬૪૮) ઈમામ માલિક અને શાફિઈ (રહ.) કહે છે કે, 'રિકાઝ' હકીકતમાં અંધકાર યુગમાં દાટેલો માલ છે. એટલે થોડો હોય કે વધારે, તેમાં ઝકાતનો પાંચમો ભાગ વાજિબ છે. ખાણનો હુકમ 'રિકાઝ' જેવો નથી.

(૧૩૧/૧૬૪૯) હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું છે કે, ખાણમાં કંઈ (ઝકાત) વાજિબ નથી અને રિકાઝ (દટાયેલા ખજાના)માં પાંચમો ભાગ વાજિબ છે.

(૧૩૨/૧૬૫૦) હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝે ખાણની પેદાશ પર દર બસો દિરહમે પાંચ દિરહમ ઝકાત લીધી.

(૧૩૩/૧૬૫૧) હસન બસરી કહે છે કે, જો દટાયેલો માલ લડાઈની ઝમીનમાંથી મળે (કિંવા તે કાફિરોની ઝમીનમાંથી મળે જે ઈસ્લામી કબજામાં ન હોય) તો તેમાં પાંચમો ભાગ વાજિબ છે અને જો સુલેહની ઝમીનમાંથી મળે તો તેમાં (શરઈ) ઝકાત વાજિબ છે. જો દુશ્મનોની ઝમીનમાં કોઈ પડેલી વસ્તુ મળે તો તેની જાહેરાત કરો. (બનવાજોગ છે કે કોઈ મુસલમાનની હોય) પછી જો ખાત્રી થઈ જાય કે એ દુશ્મનની છે તો તેમાંથી પાંચમો ભાગ ઝકાતનો કાઢવો જોઈએ.

(૧૩૪/૧૬૫૨) અમુક લોકોનું કથન છે કે, ખાણનો હુકમ પણ દટાયેલા માલ જેવો છે. કારણ કે, અરબસ્તાનમાં મહાવરામાં બોલાય છે : **અરકઝલ મઆદિનુ** કિંવા ખાણ રિકાઝ બની ગઈ, પરંતુ એ કથનકારના રદિયામાં કહેવામાં આવ્યું છે કે, જો કોઈ માણસને કોઈ વસ્તુ ભેટ રૂપે આપી દેવામાં આવે, પછી તેનાથી તેને જંગી નફો થાય ત્યારે કહેવામાં આવે છે : **અરકઝત** કિંવા તને તો ખજાનો મળી ગયો (તો શું આ રૂઢિપ્રયોગથી એ માલનો હુકમ પણ ખજાના જેવો થઈ જશે ?) તદુપરાંત કથનકારના કથનમાં સ્વયં વિરોધાભાસ છે. કારણ કે, તે ખાણને રિકાઝના હુકમમાં પણ ગણે છે અને એમ પણ કહે છે કે, જો ખજાનો મેળવનાર તે ખજાનો છુપાવી દે અને પાંચમો ભાગ ન આપે તો કંઈ વાંધો નથી. જાણે પ્રથમ કથન ઉપરથી લાગતું હતું કે, ખજાનાનો પાંચમો ભાગ આપે અને અહીં તેનાથી ઉલટું પુરવાર થાય છે.

(૧૩૫/૧૬૫૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જાનવરના મરવાનો બદલો નથી. કુવો ખોદવામાં જો મજૂર પડી જાય તો બદલો નથી. ખાણમાં કંઈ ઝકાત નથી અને દટાયેલો ખજાનો જો મળી જાય તો તેમાં પાંચમો ભાગ છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વલ આમિલીન અલયહા' કિંવા ઝકાતનો માલ ઝકાત વસૂલ કરનારાઓ માટે પણ છે. ઝકાત વસૂલ કરનાર ઇમામને હિસાબ આપે.**

(૧૩૬/૧૬૫૪) હઝરત અબૂ હુમૈદ સાઈદી કહે છે કે, એક માણસને જેનું નામ ઈબ્ને લુતબિય્યા હતું, રસૂલુલ્લાહ (સલ.)એ બની સુલૈમ કબીલાની ઝકાત વસૂલ કરવા માટે મુકર્રર કર્યા અને છેલ્લે તેની પાસેથી હિસાબ લીધો.

**મુસાફિર ઝકાતના ઊંટો સવારીમાં લાવી શકે છે અને તેમનું દૂધ પી શકે છે**

(૧૩૭/૧૬૫૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઉરૈના કોમના થોડાક માણસોને મદીનાની આબોહવા માફક આવી નહીં. એટલે હુઝૂર (સલ.)એ તેમને રજા આપી કે, ઝકાતના ઊંટો પાસે જઈને રહે અને તેમનું દૂધ અને પેશાબ પીએ. તેમણે જઈને ચરાવનારાઓને મારી નાખ્યા અને ઊંટોને હાંકીને લઈ ગયા. રસૂલુલ્લાહ (સલ.)એ તેમની પાછળ માણસો મોકલ્યા અને તેમને પકડીને લાવવામાં આવ્યા. આપે તેમના હાથ પગ કપાવીને સળી ફેરવાવીને પથરાર ઝમીન ઉપર નંખાવી દીધા. તે લોકો (વ્યાકુળ બનીને) પત્થરોને દાંતો વડે કરડતા હતા.

**ઇમામનો પોતાના હાથે ઝકાતના ઊંટોને ડામ દેવો**

(૧૩૮/૧૬૫૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક દિવસ સવારે હું અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ તલહાને હુઝૂર (સલ.) પાસે લઈ ગયો, જેથી આપ તેના ગળામાં ખજૂર ચાવીને તેનું પાણી નાખે. મેં જોયું કે, આપના હાથમાં ડામ દેવાનો સળીયો છે, જેનાથી આપ ઝકાતના ઊંટોને ડામ દઈ રહ્યા છે.



(૧૩૫/૧૬૫૩) ઈમામ અબૂ હનીફા (રહ.) ખાણમાં પણ પાંચમાં ભાગને વાજિબ ગણાવે છે.

(૧૩૭/૧૬૫૫) તે લોકોએ નબીએ કરીમ (સલ.)ના ચરાવનારાને એવી જ રીતે માર્યા હતો, એટલા માટે જ તેમને એવી રીતે મારવામાં આવ્યા, પરંતુ પાછળથી રસૂલુલ્લાહ (સલ.)એ એવી રીતે કષ્ટ આપીને મારવાની મનાઈ કરી. હવે કિસાસ (ખૂનના બદલા ખૂન)નો નિયમ એ રહેશે કે, તલવારથી ગરદન ઉડાવી દેવામાં આવે.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## સદકએ ફિત્રના વાજિબ હોવાનું બયાન

(૧૩૯/૧૬૫૭) અબૂલ આલિયા, અતા અને ઈબ્ને સીરીનના નજીક સદકએ ફિત્ર ફર્ઝ છે.

(૧૪૦/૧૬૫૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમામ મુસલમાનો-ગુલામ, આઝાદ, પુરૂષ, સ્ત્રી, નાના, મોટા (દરેક) ઉપર સદકએ ફિત્ર ફર્ઝ કર્યો છે. જેનું પ્રમાણ વ્યક્તિ દીઠ એક સાઅ ખજુર અથવા એક સાઅ જવ છે. હુઝૂરે હુકમ આપ્યો છે કે, નમાઝ માટે જતા પહેલાં આપી દેવામાં આવે.

## દરેક મુસલમાન ઉપર ભલે ગુલામ હોય કે આઝાદ સદકએ ફિત્ર ફર્ઝ છે

(૧૪૧/૧૬૫૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દરેક મુસલમાન ઉપર, ભલે ગુલામ હોય કે આઝાદ, પુરૂષ હોય કે સ્ત્રી, સદકએ ફિત્ર ફર્ઝ કર્યો છે. જેનું પ્રમાણ વ્યક્તિ દીઠ એક સાઅ ખજુર અથવા એક સાઅ જવ છે.

## સદકએ ફિત્રમાં જો જવ હોય તો એક સાઅ આપવામાં આવે

(૧૪૨/૧૬૬૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં સદકએ ફિત્રમાં એક સાઅ જવ આપતા હતા.

## સદકએ ફિત્રમાં જો ખોરાક હોય તો એક સાઅ આપવામાં આવે

(૧૪૩/૧૬૬૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, અમે સદકએ ફિત્રમાં એક સાઅ ખાણું અથવા જવ અથવા ખજુર અથવા પનીર અથવા દ્રાક્ષ કાઢીને આપતા હતા.

## સદકએ ફિત્રમાં એક સાઅ ખજુર આપવામાં આવે

(૧૪૪/૧૬૬૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ સદકએ ફિત્રમાં એક સાઅ ખજુર અથવા એક સાઅ જવ દેવાનો હુકમ આપ્યો છે. ઈમામ બુખારી કહે છે કે, લોકોએ અડધો સાઅ ઘઉંને પણ એના બરાબર ગણ્યા છે.

## દ્રાક્ષનો એક સાઅ આપવામાં આવે

(૧૪૫/૧૬૬૩) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં સદકએ ફિત્રમાં એક સાઅ ખોરાક અથવા જવ અથવા ખજુર અથવા દ્રાક્ષ આપતા હતા, પરંતુ જ્યારે અમીર મુઆવિયાનો સમય આવ્યો અને સીરિયાના ઘઉં આવ્યા ત્યારે તેમણે કહ્યું કે, મારા મત મુજબ અડધો સાઅ ઘઉં એના બરાબર થઈ શકે છે.

## ઈદની નમાઝ માટે જતા પહેલાં સદકએ ફિત્ર આપવો જોઈએ



(૧૪૬/૧૬૬૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ નમાઝ માટે જતા પહેલાં સદકએ ફિત્ર આપવાનો હુકમ આપ્યો હતો.

(૧૪૭/૧૬૬૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ના સમયમાં ઈદુલ ફિત્રના દિવસે એક સાઅ ખોરાક આપતા હતા. તે સમયે અમારા ખોરાકમાં જવ અથવા દ્રાક્ષ અથવા પનીર અથવા ખજુર રહેતું હતું.

## ગુલામ અને આઝાદ બંને ઉપર સદકએ ફિત્ર વાજિબ છે

(૧૪૮/૧૬૬૬) ઝુહરી કહે છે કે, જે ગુલામો વેપાર માટે હોય તેમનો પણ સદકએ ફિત્ર આપવામાં આવે.

(૧૪૯/૧૬૬૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પુરૂષ, સ્ત્રી, ગુલામ અને આઝાદ (બધા ઉપર) સદકએ ફિત્રમાં એક સાઅ ખજુર અથવા જવ દેવાનું ફર્ઝ કર્યું હતું, પરંતુ લોકોએ અડધો સાઅ ઘઉંને પણ એના બરાબર ઠેરવી દીધા. હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફિતરામાં ખજુર આપતા હતા, પરંતુ મદીનામાં જ્યારે ખજુર ઓછું થઈ ગયું ત્યારે તેમણે જવ આપ્યા. તેઓ દરેક નાના મોટા તરફથી ફિતરો આપતા હતા. અહીં સુધી કે નાફિઅ (જેઓ ઈબ્ને ઉમરના આઝાદ કરેલા ગુલામ હતા)ના પુત્રોનો પણ આપતા હતા. ફિતરો એવા લોકોને આપતા હતા જેઓ લેવાનું કબૂલ કરી લે. (ભલે મોહતાજ હોય કે ન હોય) ઈદુલ ફિત્રના એક બે દિવસ પહેલાં સહાબા (રદિ.) ફિતરો આપતા હતા. ઈમામ બુખારી કહે છે કે, સદકએ ફિત્ર ફકીરો માટે જ નથી, બલકે તેને જમા કરનારા પણ લઈ શકે છે.

## દરેક નાના મોટા ઉપર સદકએ ફિત્ર આપવો વાજિબ છે

(૧૫૦/૧૬૬૮) અબૂ અમ્ર કહે છે કે, હઝરત ઉમર, હઝરત અલી, હઝરત ઈબ્ને ઉમર, હઝરત જાબિર, હઝરત આઈશા, હઝરત તાઉસ, અતા અને ઈબ્ને સીરીનની નઝરે યતીમના માલમાંથી ઝકાત (આમ છે, સદકએ ફિત્રને પણ સમાવી લે છે) આપવામાં આવે. ઝુહરી કહે છે કે, પાગલના માલમાંથી પણ ઝકાત આપવામાં આવે.

(૧૫૧/૧૬૬૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, દરેક નાના, મોટા, ગુલામ અને આઝાદ ઉપર રસૂલુલ્લાહ (સલ.)એ એક સાઅ ખજુર અથવા જવ જેટલો સદકએ ફિત્ર ફર્ઝ કર્યો છે.



(૧૫૦/૧૬૬૮) ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત અનુસાર યતીમ બાળકોના માલમાં ઝકાત અને સદકએ ફિત્ર વાજિબ નથી, જેવી રીતે બાળક પર બીજી વસ્તુઓ ફર્ઝ નથી, તેવી રીતે બાળક પર ઝકાત વાજિબ નથી. નાના બાળકના પિતા પર તેનો સદકએ ફિત્ર વાજિબ છે.

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ હજ્જ ★

**હજ્જના ફર્ઝ અને શ્રેષ્ઠ હોવાનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લિલ્લાહિ અલ ન્નાસિ હજ્જુલ બયૂતિ મનિ સ્તતાઅ ઇલયહિ સબીલા; વ મન કફર ફઇન્ન લ્લાહ ગનિય્યુન અનિલ આલમીન' કિંવા જે લોકો બયતુલ્લાહ સુધી જવાની શકિત ધરાવે છે તેમના ઉપર હજ્જ કરવી ખુદાનો હકક છે. જો કોઇ ઇન્કાર કરનાર હોય તો ખુદા તઆલા આખી દુનિયાની પરવા કરતો નથી.**

(૧૫૨/૧૬૭૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હઝરત ફઝલ (ઇબ્ને અબ્બાસ) રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ ઊંટ પર સવાર હતા. એવામાં બની ખસ્અમની એક ઓરત આવી. ફઝલ તેને જોવા લાગ્યા અને તે ફઝલને જોવા લાગી. રસૂલુલ્લાહ (સલ.) ફઝલનું મોં બીજી બાજુ ફેરવવા લાગ્યા. તે ઓરતે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદા તઆલાની ફર્ઝ હજ્જ મારા પિતા ઉપર એવા વખતે ફર્ઝ થઇ કે તે ઘણા વૃદ્ધ છે, સવારી ઉપર બરાબર બેસી પણ શકતા નથી. શું હું તેના તરફથી હજ કરી શકું છું ? આપે ફરમાવ્યું : હા. આ બનાવ હજ્જતુલ વદાઅનો છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'યઅ્તૂક રિજાલં વ્વ અલા કુલ્લિ દામિરિં ય્યઅ્તીન મિન કુલ્લિ ફજ્જિન અમીક...' અય ઇબ્રાહીમ ! લોકોને હજ્જ માટે બોલાવો. લોકો પગપાળા અને દુબળા ઊંટો પર સવાર થઇને દૂરના રસ્તાઓ પરથી આવશે, જેથી પોતાના ફાયદાની જગ્યાએ આવીને હાજર થઇ શકે. ઇમામ બુખારી કહે છે કે, 'ફિજાજન'નો અર્થ પહોળા રસ્તાઓ થાય છે.**

(૧૫૩/૧૬૭૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) ઝૂલહુલયફા સ્થળે પોતાની સવારી પર સવાર થયા. જ્યારે સવારી બરાબર ઉભી થઇ ગઇ ત્યારે આપે લબ્બૈક બોલવાનું શરૂ કર્યું.

(૧૫૪/૧૬૭૨) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ અન્સારી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઝૂલહુલયફા સ્થળેથી ઉંચા સાદે લબ્બૈક બોલવાનું ત્યારે શરૂ કરતા હતા જ્યારે કે ઊંટણી આપને લઇને બરાબર ઉભી થઇ જતી હતી.

**ઊંટના કાઠડા ઉપર બેસીને હજ્જ કરવાનું બયાન**

(૧૫૫/૧૬૭૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મારી સાથે મારા ભાઇ અબ્દુર્રહમાનને મોકલ્યા. અબ્દુર્રહમાને મને તન્ઇમ સ્થળેથી ઉમરો કરાવ્યો અને કાઠડા પાછળના પાટીયા ઉપર બેસાડી હતી.

(૧૫૬/૧૬૭૪) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું હતું કે, હજ્જ માટે કાઠડો બાંધો. (કિંવા કાઠડા ઉપર બેસીને હજ્જ કરો) કારણ કે, બે જિહાદોમાંથી એક જિહાદ એ પણ છે.

(૧૫૭/૧૬૭૫) હઝરત સુમામા ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને અનસ કહે છે કે, હઝરત અનસ બખીલ ન હતા. છતાં પણ (સુન્નતને અનુસરવા માટે) કાઠડાના પાટીયા પર બેસીને હજ્જ કરી હતી અને હદીસ બયાન કરતા હતા કે રસૂલુલ્લાહ (સલ.)એ કાઠડાના પાટીયા ઉપર બેસીને હજ્જ કરી હતી. આપની ઊંટણી ભાર ઉપાડનારી પણ હતી. (કિંવા તેના ઉપર આપનો સામાન મૂકેલો હતો.)

(૧૫૮/૧૬૭૬) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! તમે તો ઉમરો કરી લીધો, મેં ઉમરો કર્યો નથી. આપે હઝરત અબ્દુર્રહમાનને કહ્યું : અબ્દુર્રહમાન, તમારી બહેનને તન્ઇમ સ્થળેથી ઉમરો કરાવી દો. હઝરત અબ્દુર્રહમાને મને ઊંટણીની પાછળ બેસાડી દીધી અને મેં ઉમરો કર્યો.

**કબૂલ હજ્જની ફઝીલત**

(૧૫૯/૧૬૭૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને પૂછવામાં આવ્યું કે, સૌથી શ્રેષ્ઠ અમલ કયો છે ? ફરમાવ્યું : ખુદા અને રસૂલ પર ઇમાન લાવવું. પૂછવામાં આવ્યું : તે પછી ? ફરમાવ્યું : અલ્લાહના રસ્તામાં જિહાદ કરવી. પૂછવામાં આવ્યું : ત્યાર પછી ? ફરમાવ્યું : કબૂલ હજ્જ.

(૧૬૦/૧૬૭૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે જિહાદને બધા અમલોથી શ્રેષ્ઠ ગણીએ છીએ. તો શું અમે જિહાદ ન કરીએ ? આપે ફરમાવ્યું : ના, બલકે શ્રેષ્ઠ જિહાદ કબૂલ હજ્જ છે.

(૧૬૧/૧૬૭૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું કે, આપ ફરમાવતા હતા કે, જે માણસે ખુદા માટે હજ્જ કરી, તે દરમ્યાન ન સંભોગ કર્યો, ન ગંદા શબ્દો ઉચ્ચાર્યા અને ન કોઇ પ્રકારનો ગુનોહ કર્યો તો જ્યારે તે (હજ્જ કરીને) પાછો ફરે છે ત્યારે બિલ્કુલ એવો થઇ જાય છે જેવો માંના પેટમાંથી જન્મ્યો હતો.

**હજ્જ અને ઉમરાનો ઇહરામ બાંધવાના સ્થળોનું મુકર્રર કરવું**

(૧૬૨/૧૬૮૦) હઝરત ઝૈદ ઇબ્ને જુબેર (રદિ.) કહે છે : (એક દિવસ)

---

(૧૫૪/૧૬૭૨) મીકાત પર બે રકાત નમાઝ પઢીને તલ્બિયા પઢીને ઇહરામની નિય્યત કરી લેવી જોઇએ.

(૧૬૧/૧૬૭૯) હેતુ એ છે કે, ઇહરામની હાલતમાં સંભોગ અને એને સ્પર્શતી વસ્તુઓ જાઇઝ નથી.

હું હઝરત અબ્દુલ્લાહ પાસે તેમના ઘરે ગયો. તેમણે (તડકા વગેરેથી બચવા માટે ઘરમાં) તંબુ તાણ્યા હતા. મેં પૂછયું કે મારા માટે ઉમરાનો ઈહરામ કઈ જગ્યાએથી બાંધવો જોઈએ છે ? ફરમાવ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ નજદવાળાઓ માટે ઈહરામ બાંધવાની જગ્યા 'કર્ન', મદીનાવાળાઓ માટે 'ઝૂલહુલયફા' અને સીરિયાવાસીઓ માટે 'જુહફા' મુકર્રર કરી હતી.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ તઝવ્વદૂ ફઈન્ન ખય્રઝ ઝાદિ ત્તકવા.' ભાથું તૈયાર કરો; ઉત્તમ ભાથું પરહેઝગારી છે**

(૧૬૩/૧૬૮૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, યમનવાસીઓ હજ્જ કરતા હતા, પરંતુ ભાથું લાવતા ન હતા અને કહેતા હતા કે અમે ભરોસો કરનાર છીએ. જ્યારે મક્કામાં આવતા હતા ત્યારે લોકો પાસે માંગતા હતા. તે વખતે ખુદા તઆલાએ આ આયત ઉતારી : **વ તઝવ્વદૂ ફઈન્ન ખય્રઝ ઝાદિ ત્તકવા.**

**મક્કાવાળા હજ્જ અને ઉમરાનો ઇહરામ કઇ જગ્યાએથી બાંધે ?**

(૧૬૪/૧૬૮૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ મદીનાવાસીઓના ઈહરામ માટે ઝૂલહુલયફાને, સીરિયાવાસીઓ માટે જુહફાને, નજદવાસીઓ માટે કર્નને અને યમનવાસીઓ માટે યલમલમને મુકર્રર કર્યું છે. ઈહરામની આ જગ્યાઓ તે દેશોવાળાઓ માટે પણ છે અને તે લોકો માટે પણ છે જે આ જગ્યાઓ પાસેથી પસાર થાય. જે લોકો આ જગ્યાઓમાં રહેનારા હોય તેમના માટે 'મીકાત' તે જ જગ્યા છે જ્યાંથી તેઓ ઈહરામ બાંધે. અહીં સુધી કે મક્કાવાસીઓ માટે મક્કા મીકાત છે.

**મદીનાવાસીઓનું મીકાત, મદીના-વાળાઓ ઝૂલહુલયફા પહેલાં ઇહરામ ન બાંધે**

(૧૬૫/૧૬૮૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)નું ફરમાન છે કે, મદીનાવાસીઓ ઝૂલહુલયફાથી ઈહરામ બાંધે, સીરિયાવાસીઓ જુહફાથી, નજદવાસીઓ કર્નથી અને યમનવાસીઓ યલમલમથી.

**સીરિયાવાસીઓનું મીકાત**

(૧૬૬/૧૬૮૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીનાવાસીઓ માટે ઝૂલહુલયફાને મીકાત મુકર્રર કર્યું છે, સીરિયાવાસીઓ માટે જુહફાને, નજદવાસીઓ માટે 'કર્નુલ મનાઝિલ'ને અને યમનવાસીઓ માટે યલમલમને. આ

(૧૬૩/૧૬૮૧) પ્રવાસ ખર્ચ લાવતા ન હતા, જેમાં ભાડું અને બીજી જરૂરી સેવાઓ આવી જાય છે.



મીકાત તે લોકો માટે પણ છે જે એ પ્રદેશોના રહેવાસી છે અને તે લોકો માટે પણ છે જે એ જગ્યાઓ પાસેથી પસાર થાય. જે હાજી અથવા ઉમરો કરનાર આ જગ્યાઓમાં રહેતો હોય તેનું મીકાત તે પોતાના ઘેરથી ઈહરામ બાંધીને નીકળે તે જ તેના માટે મીકાત છે. અહીં સુધી કે મક્કાવાસીઓ માટે મક્કા મીકાત છે.

**નજદવાસીઓનું મીકાત**

(૧૬૭/૧૬૮૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં નામદાર હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું કે, આપ ફરમાવતા હતા કે મદીનામાં રહેનારાઓ માટે ઈહરામની જગ્યા ઝૂલહુલયફા છે, સીરિયાવાસીઓ માટે મહયઆ કિંવા જુહફા છે. નઝરવાસીઓ માટે 'કર્ન' છે. ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : લોકોનું એવું પણ માનવું છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, યમનવાસીઓ માટે મીકાત યલમલમ છે, પરંતુ મેં પોતે હુઝૂર (સલ.) પાસેથી એ સાંભળ્યું નથી.

**જે માણસ ઇહરામ બાંધવાની જગ્યામાં રહેતો હોય તેનું મીકાત**

(૧૬૮/૧૬૮૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીનાવાળાઓ માટે ઝૂલહુલયફાને મીકાત મુકર્રર કર્યું છે, સીરિયાવાળાઓ માટે જુહફાને, યમનવાળાઓ માટે યલમલમને અને નજદવાળાઓ માટે કર્નને. આ જગ્યાઓ તે લોકો માટે પણ મીકાત છે, જેઓ એ દેશોના રહેવાસી હોય અને હજ્જ અથવા ઉમરાનો ઈરાદો ધરાવતા હોય અને તે લોકો માટે પણ જેઓ બીજા દેશોના વતની હોય અને રસ્તામાં અહીંથી પસાર થાય. હા, જે લોકો મીકાતની અંદર રહેનારા હોય તેમના ઈહરામ બાંધવાની જગ્યા તેમના ઘરો છે. અહીં સુધી કે મક્કાવાળાઓ મક્કાથી ઈહરામ બાંધે.

**યમનવાસીઓનું મીકાત**

(૧૬૯/૧૬૮૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીનાવાસીઓ માટે ઝૂલહુલયફાને મીકાત મુકર્રર કર્યું છે. સીરિયાવાસીઓ માટે જુહફાને, નજદવાસીઓ માટે કર્નુલ મનાઝિલને અને યમનવાસીઓ માટે યલમલમને. આ સ્થળો તે લોકો માટે પણ મીકાત છે જે એ દેશોના રહેનારા હોય અને હજ્જ અથવા ઉમરાનો ઈરાદો ધરાવતા હોય અને તે લોકો માટે પણ જેઓ બીજા દેશોના રહેનારા હોય અને માર્ગમાં અહીંથી પસાર થાય. હા, જે લોકો આ સ્થળોની અંદર (ના ભાગમાં) મક્કાની દિશામાં રહેનારા છે તેઓ જ્યાંથી શરૂ કરે તે જ તેમના માટે મીકાત છે. અહીં સુધી કે મક્કાવાળાઓ માટે મક્કા મીકાત છે.

**ઇરાકવાસીઓ માટે 'ઝાતુલ ઇર્ક' મીકાત છે**

(૧૭૦/૧૬૮૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે આ બંને શહેરો (કૂફા અને બસરા) જીતાઈ ગયાં ત્યારે લોકો હઝરત ઉમર (રદિ.) પાસે આવ્યા અને કહ્યું કે, અમીરૂલ મુઅમિનીન ! રસૂલુલ્લાહ (સલ.)એ નજદવાસીઓ માટે કર્નને મીકાત મુકર્રર કર્યું છે. અમારા માટે કર્ન રસ્તાથી બિલકુલ વાંકું છે. જો અમે કર્ન જઈશું તો અમને ભારે તકલીફ પડશે. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : વારૂ, કર્નની બરાબર બીજી કોઈ જગ્યા જુઓ, જેથી તે પછી હઝરત ઉમરે તે લોકો માટે 'ઝાતે ઈર્ક'ને મીકાત મુકર્રર કર્યું.

## ઝૂલહુયફામાં નમાઝ પઢવાનું બયાન

(૧૭૧/૧૬૮૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઝૂલહુલયફાના મેદાનમાં ઊંટણી બેસાડીને ત્યાં નમાઝ પઢી હતી. હઝરત અબ્દુલ્લાહ પણ તે જ જગ્યાએ નમાઝ પઢતા હતા.

## રસૂલુલ્લાહ (સલ.) ઝાડના માર્ગે (ઝૂલહુલયફા) જતા હતા

(૧૭૨/૧૬૯૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે હુઝૂરે અકદસ (સલ.) ઝાડના માર્ગે જતા હતા અને મુઅર્રસના રસ્તે પાછા આવતા હતા. મક્કા જતી વખતે ઝાડવાળી મસ્જિદમાં નમાઝ પઢતા હતા. પાછા ફરતી વખતે ઝૂલહુલયફાની ખીણમાં પઢતા હતા અને રાત્રિ ત્યાં જ પસાર કરતા હતા.

## હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે અકીક મુબારક ખીણમાં છે

(૧૭૩/૧૬૯૧) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું, આપ ફરમાવતા હતા : આજ રાત્રે ખુદાની પાસેથી એક આવનારા (ફરિશ્તા)એ મને આવીને કહ્યું કે, આ મુબારક ખીણમાં નમાઝ પઢો અને કહી દો કે, ઉમરો હજ્જમાં દાખલ થઈ ગયો છે.

(૧૭૪/૧૬૯૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મને સ્વપ્નમાં દેખાયું કે, ઝૂલહુલયફાની ખીણની મધ્યમાં આરામ કરું છું. આપને કહેવામાં આવ્યું કે, તમે મુબારક મેદાનમાં છો. મૂસા ઈબ્ને ઉકબા કહે છે કે, હઝરત સાલિમ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે અમને (ઝૂલહુલયફામાં) એક જગ્યાએ થોભાવ્યા અને તે જગ્યા શોધવા લાગ્યા જ્યાં હઝરત અબ્દુલ્લાહ થોભતા હતા. હઝરત અબ્દુલ્લાહ રસૂલુલ્લાહ (સલ.)ની આરામગાહમાં ઉતરતા હતા. હઝરત અબ્દુલ્લાહનો ઉતારો ખીણની મધ્યમાં આવેલી મસ્જિદની ડાબી બાજુએ છે અને આ ખીણના બીજા



રસ્તાની બરાબર મધ્યમાં છે.

## જો કપડાંમાં ખૂશ્બૂ લાગેલી હોય તો ઇહરામ વખતે તેને ત્રણ વાર ધોઇ નાખે

(૧૭૫/૧૬૯૩) હઝરત યઅલાએ હઝરત ફારૂક (રદિ.)ને કહ્યું હતું કે, જે વખતે હુઝૂર (સલ.) ઉપર વહી ઉતરી રહી હોય તે વખતે મને હુઝૂરનો મુબારક ચહેરો બતાવશો. એટલે જે વખતે હુઝૂર (સલ.) જિઈર્રાનામાં હતા અને અમુક સહાબા પણ હુઝૂર (સલ.)ની સાથે હતા તે વખતે એક માણસે આવીને પૂછ્યું : યા રસૂલલ્લાહ : જો કોઈ માણસે ખૂશ્બૂ લગાડેલી હોય અને ઉમરાનો ઈહરામ બાંધે તો શું કરે ? આપ થોડીવાર ચુપ રહ્યા. વહી આવવાની શરૂઆત થઈ. હઝરત ઉમરે યઅલાને ઈશારા કર્યો. યઅલાએ આવીને જોયું કે, હુઝૂરે અકદસ (સલ.)એ એક કપડું ઓઢ્યું છે. મોં અને શરીર છુપાયેલું છે. આ કપડું તે જ હતું કે જેની છાયા આપના ઉપર કરવામાં આવી હતી. યઅલાએ કપડાની અંદર પોતાનું મોં નાખીને જોયું કે આપનો ચહેરો લાલ થઈ ગયો છે. આપ જોરજોરથી શ્વાસ લઈ રહ્યા છે. થોડીવાર પછી જ્યારે વહીની હાલત દૂર થઈ ત્યારે આપે પૂછ્યું : ઉમરા વિષે પૂછનાર ક્યાં છે ? તે માણસને રજૂ કરવામાં આવ્યો. હુઝૂરે ફરમાવ્યું : ખૂશ્બૂને ત્રણવાર ધોઈ નાખો અને ઝભ્ભો ઉતારી નાખો. પછી ઉમરામાં તે જ કામો કરો જે હજ્જમાં કરો છો. ઈબ્ને જુરૈજ કહે છે : મેં અતાને પૂછ્યું કે, કદાચ ત્રણ વાર ધોવાથી હુઝૂરનો હેતુ પાક-સાફ કરીને ધોઈ નાખવાનો છે. અતાએ જવાબ આપ્યો કે, હા.

## ઇહરામ બાંધતી વખતે ખૂશ્બૂ લગાડવાનો શું હુકમ છે ? ઇહરામ બાંધતી વખતે કયા કયા કપડાં પહેરે ? શું ઇહરામ બાંધતી વખતે કાંસકી કરી શકે છે અને તેલ લગાડી શકે છે કે નહી ?

(૧૭૬/૧૬૯૪) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મુહરિમ ઈહરામની હાલતમાં ફુલ સુંઘી શકે છે. આઈનો જોઈ શકે છે. ઝૈતુનનું તેલ અને ઘીથી દવા અને ઈલાજ કરી શકે છે.

(૧૭૫/૧૬૯૩) મજકૂર વ્યક્તિના કપડાં ખુશ્બુવાળા રંગમાં રંગાયેલા હતાં, એટલે આ હુકમ આપ્યો. જો ઈહરામ પહેલાં અત્તર લગાડ્યું હોય અને ઈહરામ પછી ફક્ત તેની ખુશ્બુ કપડામાં બાકી રહે તો જાઈઝ છે. અત્તરનું પુમડું કાનમાં રાખવું જાઈઝ નથી.

(૧૭૬/૧૬૯૪) ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત પ્રમાણે કોઈપણ તેલ જેમાં સાધારણ પણ સુગંધ હોય, તે ઈહરામની હાલતમાં લગાડવું જાઈઝ નથી. ઝૈતુન અને તલના તેલમાં પણ સુગંધ હોય છે, એટલે તે લગાડવું પણ જાઈઝ નથી.

(૧૭૭/૧૬૯૫) અતા કહે છે કે, મુહરિમ માટે જાઈઝ છે કે વીંટી પહેરી રાખે અને કમર સાથે 'હિમયાન' (એક પ્રકારની થેલી) બાંધે.

(૧૭૮/૧૬૯૬) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ જ્યારે તવાફ કર્યો ત્યારે મુહરિમ હતા અને પેટ સાથે એક કપડું બાંધ્યું હતું.

(૧૭૯/૧૬૯૭) હઝરત આઈશા (રદિ.)ની નજીક જો મુહરિમ જાંઘીયો (હાફપેન્ટ) પહેરી રાખે તો કંઈ વાંધો નથી. ઈમામ બુખારી કહે છે કે, એનાથી હઝરત આઈશાનો હેતુ તે લોકો માટે જાઈઝ હોવાનું પુરવાર કરે છે જે તેમનો કાકડી ઉંચકતા હતા.

(૧૮૦/૧૬૯૮) સઈદ ઈબ્ને જુબૈર કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) (ઈહરામની હાલતમાં) ઝૈતુનનું તેલ લગાડતા હતા. મે ઈબ્રાહીમને એની વાત કરી અને કહ્યું કે, ઈબ્ને ઉમર એવું તેલ લગાડતા હતા જેમાં ખૂશ્બૂ ન હતી. ઈબ્રાહીમે કહ્યું : તમે તે કથનનું શું કરશો, કે મને અસ્વદે હદીસ બયાન કરી છે કે, હઝરત આઈશાએ કહ્યું : ઈહરામની હાલતમાં રસૂલુલ્લાહ (સલ.)ની માંગમાં ખૂશ્બૂની જે ચમક રહેતી હતી તે હજુ સુધી મારી નજર સામે છે.

(૧૮૧/૧૬૯૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે : હું ઈહરામ માટે રસૂલુલ્લાહ (સલ.)ને ખૂશ્બૂ લગાડતી હતી અને ઈહરામ છોડતી વખતે કઅબાના તવાફ પહેલાં પણ ખૂશ્બૂ લગાડતી હતી.

**ગુંદર વગેરેથી શિરના વાળ ચોંટાડીને ઈહરામ બાંધવાનું બયાન**

(૧૮૨/૧૭૦૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની લબ્બૈક મેં સાંભળી છે. તે વખતે આપના શિરના વાળ ગુંદર વગેરેથી ચોંટેલા હતા.

**ઝૂલહુલયફાની મસ્જિદ પાસે ઈહરામ બાંધવાનું બયાન**

(૧૮૩/૧૭૦૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હંમેશા મસ્જિદ (કિંવા ઝૂલહુલયફાની મસ્જિદ પાસેથી ઈહરામ બાંધ્યો છે.

**મુહરિમ કયા કયા કપડાં ન પહેરે ?**

(૧૮૪/૧૭૦૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક માણસે પૂછ્યું : યા રસૂલલ્લાહ ! મુહરિમ કયા કયા કપડાં પહેરે ? આપે ફરમાવ્યું : કુરતો, પાયજામો, પાઘડી, કાનટોપી અને મોજા ન પહેરે. હા, જો જોડા ન હોય તો બંને મોજાને ઘુંટીના નીચેથી કાપીને પહેરી લે અને તે કપડાને પણ ન પહેરે જેને કેસર અથવા વર્સ ઘાસ લાગેલી હોય. ઈમામ બુખારી કહે છે કે, મુહરિમ માથું ધોઈ શકે છે, પરંતુ કાંસકી કરે નહીં અને શરીરને કોઈ જગ્યાએથી એટલા માટે ખંજવાળે નહીં કે શરીર અને માથામાંથી જૂ દૂર થઈ જાય.

**હજ્જમાં એકલું સવાર થવું અને બબ્બે ત્રણ ત્રણ માણસોનું સાથે એક ઊંટ પર સવાર થવું જાઈઝ છે**

(૧૮૫/૧૭૦૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ઉસામા (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ ઊંટ પર સવાર હતા અને 'અરફાત'થી 'મુઝદલિફા' સુધી ગયા હતા. પછી મુઝદલિફાથી હુઝૂરે ફઝલને પણ સવારી પર બેસાડયા હતા, જેથી ઉસામા અને ફઝલ બંને સદ્ગૃહસ્થોનું કથન છે કે, જ્યાં સુધી હુઝૂરે 'જમરએ અકબા' પર પત્થર ફેંક્યા ત્યાં સુધી બરાબર લબ્બૈક બોલતા રહ્યા.

**મુહરિમ કયા કયા કપડાં, ચાદરો અને તેહબંદ પહેરી શકે છે ?**

(૧૮૬/૧૭૦૪) હઝરત આઈશા (રદિ.)એ ઈહરામની હાલતમાં કોઈના રંગેલા કપડાં પહેર્યાં હતાં અને કહ્યું હતું કે, મુહરિમ ઓરતો હોઠને કપડાંથી ન ઢાંકે, ચહેરા ઉપર બુર્કો ન નાખે, કેસર અને વર્સ ઘાસ લાગેલા કપડાં ન પહેરે.

(૧૮૭/૧૭૦૫) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, મારા મત મુજબ કુસુમથી રંગેલા કપડાં ખૂશ્બૂમાં દાખલ નથી.

(૧૮૮/૧૭૦૬) હઝરત આઈશા (રદિ.)ની નજરે ઈહરામની હાલતમાં ઓરત માટે ઘરેણા પહેરવા, કાળો અથવા ગુલાબી લિબાસ પહેરવો અને મોજા પહેરવા મકરૂહ નથી.

(૧૮૯/૧૭૦૭) ઈબ્રાહીમ નખઈ કહે છે કે, જો મુહરિમ કપડાં બદલી નાખે તો કંઈ વાંધો નથી.

(૧૯૦/૧૭૦૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ પ્રથમ કાંસકી કરી. તેલ લગાડયું, આપે અને બીજા સહાબાએ તેહબંદો અને ચાદરો પહેરી પછી મદીનાથી નીકળ્યા. આપે કોઈ પણ પ્રકારની ચાદર અને તેહબંદના ઉપયોગની મનાઈ ફરમાવી નથી, માત્ર તે કેસરવાળી ચાદરની મનાઈ ફરમાવી જેના પહેરવાથી શરીર ખૂશ્બૂવાળું થઈ જાય. હુઝૂર ઝૂલહુલયફામાં સવારે પહોંચ્યા, પછી ઊંટણી પર બરાબર બેસીને આપે ઈહરામ બાંધ્યો. સહાબાએ પણ ઈહરામ બાંધ્યો. કુરબાનીના ઊંટોના ગળામાં આપે હાર નાખ્યા. આ

(૧૭૭/૧૬૯૫) મીકાત પહેલાં ઈહરામ બાંધી લેવો જાઈઝ છે. હજ્જના મહીનાઓ શરૂ થતાં પહેલાં હજ્જનો ઈહરામ બાંધવો મકરૂહ છે. એ જ પ્રમાણે જે માણસ લાંબી મુદત સુધી ઈહરામના નિયમોનું પાલન ન કરી શકતો હોય તેના માટે પણ મકરૂહ છે. ઉપરોક્ત હદીસનો અર્થ એ છે કે, તે યુગમાં ઝડપી વાહનો ન હતાં. ખુરાસાન અને કિરમાન જેવા પ્રદેશમાંથી હજ્જ માટે આવનારાઓ હજ્જના મહીનાઓ પહેલાં નીકળતા હતા. પ્રવાસ લાંબો હતો. એટલે હઝરત ઉસ્માન (રદિ.)એ ખુરાસાન અને કિરમાનથી ઈહરામ બાંધવાનું મકરૂહ ગણાવ્યું.

બધા કામો આપે ૨૫ ઝીલકઅદથી ૩૦ સુધી પૂરા કર્યાં હતાં. ૪ ઝીલહજ્જના મક્કામાં દાખલ થયા. પ્રથમ બયતુલ્લાહનો તવાફ કર્યો. પછી 'સફા' અને 'મરવા' વચ્ચે 'સઈ' કરી, પરંતુ આપે હજુ ઈહરામ ખોલ્યો નહીં. કારણ કે આપ કુરબાની સાથે લાવ્યા હતા. ત્યાર પછી મક્કાના ઉપરવાસમાં હજુન પહાડ પાસે ઉતર્યાં અને તવાફ પછી ફરી કઅબાની નજીક ગયા નહીં. અહીં સુધી કે અરફાતથી પણ પાછા ફર્યા. આપે સહાબાને હુકમ કર્યો કે, બયતુલ્લાહનો તવાફ કરીને સફા અને મરવાની વચ્ચે સઈ કરો. પછી વાળ કપાવીને ઈહરામ ખોલી નાખો, પરંતુ આ હુકમ તેના માટે હતો જે પોતાની સાથે કુરબાનીનું જાનવર લાવ્યો ન હતો. જે માણસ પાસે કુરબાનીનું જાનવર હતું તેને ઈહરામ ખોલવાનો હુકમ ન હતો. ઈહરામ ખોલ્યા પછી ખૂશ્બૂનો ઉપયોગ અને દરેક પ્રકારનું કપડું પહેરવાનું જાઈઝ થઈ ગયું. સંભોગની પણ રજા મળી ગઈ.

**ઝૂલહુલયફામાં પ્રથમ રાત્રિ પસાર કરવી જોઇએ. હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ આ વિષયની હદીસ બયાન કરી છે**

(૧૯૧/૧૭૦૯) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે; રસૂલુલ્લાહ (સલ.)એ મદીનામાં ચાર રકઅત પઢી અને ઝૂલહુલયફામાં બે રકઅત પઢી. પછી ત્યાં જ રાત્રિ પસાર કરી. સવારે જ્યારે સવારી પર સવાર થઈને બરાબર બેસી ગયા ત્યારે આપે ઈહરામ બાંધ્યો.

(૧૯૨/૧૭૧૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીનામાં ઝુહરની ચાર રકઅત પઢીને અને ઝૂલહુલયફામાં પહોંચીને અસરની બે રકઅત પઢી. મારૂં માનવું છે કે, આપે ત્યાં જ રાત પસાર કરી હતી.

**મોટા અવાજે લબ્બૈક બોલવાનું બયાન**

(૧૯૩/૧૭૧૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મદીનામાં ઝુહરની ચાર રકઅત પઢીને ઝૂલહુલયફામાં અસરની બે રકઅતો પઢી અને મેં સાંભળ્યું કે લોકો હજ્જ અને ઉમરાની લબ્બૈક મોટા સાદે બોલતા હતા.

**લબ્બૈક બોલવું**

(૧૯૪/૧૭૧૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) આ પ્રમાણે લબ્બૈક બોલતા હતા : **લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક લા શરીક લક લબ્બૈક અન્નલ હમ્દ વ ન્નિઅમત લક વલ મુલ્ક લક લાશરીક લક** : વારંવાર હાજર છું. અય અલ્લાહ ! હું તારી સેવામાં હાજર છું. નેઅમત અને હુકૂમત ખાસ તારા જ માટે છે. તારો કોઈ ભાગીદાર નથી.



(૧૯૫/૧૭૧૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હું જાણું છું કે, નબીએ કરીમ (સલ.) કેવી રીતે લબ્બૈક બોલતા હતા : **લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક લા શરીક લક લબ્બૈક અન્નલ હમ્દ વ ન્નિઅમત લક.**

**સવારી ઉપર સવાર થયા પછી લબ્બૈક બોલતા પહેલાં અલહમ્દુ લિલ્લાહ, સુબ્હાનલ્લાહ અને અલ્લાહુ અકબર બોલવું જોઇએ**

(૧૯૬/૧૭૧૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મદીનામાં ઝુહરની ચાર રકઅત પઢીને ઝૂલહુલયફામાં અસરની બે રકઅત પઢી અને ત્યાં જ રાત પસાર કરી. સવાર થઈ ત્યારે આપ સવારી ઉપર સવાર થયા. જ્યારે ઊંટણી આપને લઈને મેદાનમાં બરાબર ઉભી થઈ ગઈ ત્યારે આપે ખુદા તઆલાની હમ્દ કરી, સુબ્હાનલ્લાહ કહ્યું અને તકબીર કહી. પછી હજ્જ અને ઉમરા બંને માટે લબ્બૈક કહી. સહાબાએ પણ હજ્જ અને ઉમરા બંને માટે લબ્બૈક કહી. મક્કા પહોંચીને આપે સહાબાને (જેમની સાથે કુરબાનીનું જાનવર ન હતું) ઈહરામ ખોલવાનો હુકમ આપ્યો. પછી જ્યારે ઝીલહજ્જની ૮ તારીખ આવી ત્યારે સહાબાએ હજ્જનો ઈહરામ બાંધ્યો. નબી (સલ.)એ ઉભા ઉભા પોતાના હાથે ઊંટોની કુરબાની કરી. હુઝૂર (સલ.) મદીનામાં બે કાબરચીતરા ઘેટા ઝબ્હ કરી ચુક્યા હતા.

**જ્યારે સવારી માણસને લઇને સીધી ઉભી થઇ જાય ત્યારે લબ્બૈક બોલવું જોઇએ**

(૧૯૭/૧૭૧૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે ઊંટણી હુઝૂર (સલ.)ને લઈને સીધી ઉભી થઈ ગઈ હતી ત્યારે આપે લબ્બૈક કહી હતી.

**લબ્બૈક બોલતી વખતે કિબ્લા તરફ મોં કરવાનું બયાન**

(૧૯૮/૧૭૧૬) હઝરત નાફિઅ કહે છે કે, જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ઝૂલહુલયફામાં નમાઝ પઢી રહેતા ત્યારે સવારી લાવવાનો હુકમ આપતા. સવારી હાજર કરી દેવામાં આવતી. તેઓ તેના પર સવાર થઈ જતા. જ્યારે સવારી તેમને લઈને સીધી ઉભી થઈ જતી ત્યારે કિબ્લા તરફ મોં કરીને સીધા ઉભા થઈને લબ્બૈક બોલતા, 'હરમ'માં પહોંચતા સુધી બરાબર લબ્બૈક બોલતા રહેતા. જ્યારે હરમમાં પહોંચી જતા ત્યારે ચુપ થઈ જતા. (તવાફ વગેરે પછી) જ્યારે ઝીતુવા સ્થળે પહોંચતા ત્યારે રાત ત્યાં પસાર કરતા. સવારે ઉઠીને ફજ્રની નમાઝ પઢીને ગુસ્લ કરતા હતા અને કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.) પણ આમ જ કરતા હતા.

(૧૯૯/૧૭૧૭) નાફિઅ કહે છે કે, જ્યારે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)નો (હજ્જ માટે) મક્કા જવાનો ઈરાદો થતો

ત્યારે પ્રથમ ખુશ્બૂ વગરનું તેલ લગાડતા, પછી ઝૂલહુલયફાની મસ્જિદમાં પહોંચીને નમાઝ પઢતા. (સવારે) જ્યારે તેમને લઈને ઊંટણી સીધી ઉભી થઈ જતી ત્યારે ઈહરામ બાંધીને લબ્બૈક બોલતા હતા અને કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)ને મેં આ પ્રમાણે કરતાં જોયા છે.

**જ્યારે મુહરિમ નીચાણવાળી જગ્યામાં ઉતરે ત્યારે લબ્બૈક બોલે**

(૨૦૦/૧૭૧૮) હઝરત મુજાહિદ કહે છે કે, અમે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) પાસે બેઠા હતા, એવામાં લોકોએ દજ્જાલનો ઉલ્લેખ કર્યો અને કહેવા લાગ્યા કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, તેની બંને આંખોની વચ્ચે 'કાફિર' શબ્દ લખેલો હશે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, મેં આવું સાંભળ્યું નથી. હા, એવું સાંભળ્યું છે કે, આપ ફરમાવતા હતા : હઝરત મૂસાનું ખીણમાં ઉતરતી વખતે લબ્બૈક બોલવું મારી નઝર સામે છે.

**હૈઝ અને નિફાસવાળી ઓરત કેવી રીતે ઇહરામ બાંધે ?**

(૨૦૧/૧૭૧૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, અમે હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે (મદીનાથી) નીકળ્યા. અમે ઉમરાનો ઈહરામ બાંધ્યો. આપે ફરમાવ્યું : જેની સાથે કુરબાનીનું જાનવર હોય તે હજ્જ અને ઉમરા બંનેની લબ્બૈક બોલે અને બંનેને અદા કર્યા વગર ઈહરામ ન ખોલે. હું જ્યારે મક્કા પહોંચી ત્યારે મને માસિક શરૂ થઈ ગયું. એટલે મેં ન તો બયતુલ્લાહનો તવાફ કર્યો અને ન સફા-મરવા વચ્ચે સઈ કરી. હુઝૂરને એ અંગે ફરિયાદ કરી. આપે ફરમાવ્યું : તમારું માથું ખોલીને કાંસકી કરો અને ફક્ત હજ્જનો ઈહરામ બાંધો અને ઉમરાનો છોડી દો. (કિંવા સફા અને મરવા વચ્ચે સઈ ન કરો) મેં હુકમનું પાલન કર્યું. હજ્જથી પરવારીને રસૂલુલ્લાહ (સલ.)એ મને હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર સાથે તનઈમ સ્થળે મોકલી. ત્યાંથી ઈહરામ બાંધીને મેં ઉમરો કર્યો. હુઝૂરે ફરમાવ્યું કે, આ ઉમરો તમારા છુટી ગયેલા ઉમરાની જગ્યાએ છે. હઝરત આઈશા (રદિ.) કહે છે : જે લોકોએ ફક્ત ઉમરાનો ઈહરામ બાંધ્યો હતો તેમણે બયતુલ્લાહનો તવાફ અને સફા-મરવા વચ્ચે સઈ કરીને ઈહરામ ખોલી દીધો હતો, પછી મિનાથી પાછા ફર્યા પછી એક બીજો તવાફ (હજ્જ માટે) કર્યો હતો. જે લોકોએ હજ્જ અને ઉમરા બંને સાથે કર્યાં હતાં તેમણે ફક્ત એક તવાફ (કુરબાનીના દિવસે) કર્યો હતો.

**નુબુવ્વતના યુગમાં નબી (સલ.)ના ઈહરામના જેવો કોણે ઈહરામ બાંધ્યો કિંવા કોણે એવી નિય્યત કરી કે, જો હુઝૂરે હજ્જનો ઇહરામ બાંધ્યો છે તો**



**મેં પણ હજ્જનો ઈહરામ બાંધ્યો. જો આપે ઉમરાનો ઈહરામ બાંધ્યો છે તો મેં પણ ઉમરાનો ઈહરામ બાંધ્યો. હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ આ વિષયની હદીસ બયાન કરી છે**

(૨૦૨/૧૭૨૦) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલી (રદિ.)ને હુકમ આપ્યો હતો કે, મારા ઈહરામ પ્રમાણે ઈહરામ બાંધી લો (કિંવા એમ કહી દો કે, જે નિય્યત રસૂલુલ્લાહ (સલ.)ની છે તે જ મારી છે.) મુહમ્મદ ઈબ્ને બક્ર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : અલી, તમે કઈ વસ્તુનો ઈહરામ બાંધ્યો છે ? હઝરત અલીએ કહ્યું કે, જે વસ્તુનો રસૂલુલ્લાહે ઈહરામ બાંધ્યો છે. આપે ફરમાવ્યું : તો 'હદી' લઈ લો અને જેવી રીતે બને તેવી રીતે ઈહરામની હાલતમાં રહો.

(૨૦૩/૧૭૨૧) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, યમનથી હઝરત અલી જ્યારે (મક્કામાં) હુઝૂર (સલ.)ની સેવામાં આવ્યા ત્યારે આપે ફરમાવ્યું કે, કઈ વસ્તુનો ઈહરામ બાંધ્યો છે ? હઝરત અલીએ કહ્યું કે, જે વસ્તુનો રસૂલુલ્લાહ (સલ.)એ બાંધ્યો છે. આપે ફરમાવ્યું : જો મારી સાથે કુરબાનીનું જાનવર ન હોત તો હું (ઉમરો કરીને) ઈહરામ ખોલી નાખત.

(૨૦૪/૧૭૨૨) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે : મને રસૂલુલ્લાહ (સલ.)એ મારી કોમ પાસે યમન મોકલ્યો. (થોડાક સમય પછી) હું યમનથી પાછો આવ્યો ત્યારે હુઝૂરે અકદસ (સલ.) બતહા મેદાનમાં હતા. મને પૂછ્યું : તેં કઈ વસ્તુનો ઈહરામ બાંધ્યો છે ? મેં કહ્યું કે, જે વસ્તુનો રસૂલુલ્લાહ (સલ.)એ ઈહરામ બાંધ્યો છે. પૂછ્યું : શું તારી સાથે કુરબાનીનું જાનવર છે ? મેં કહ્યું : ના. આપે મને ઉમરો કરવાનો હુકમ આપ્યો. હુકમ પ્રમાણે મેં બયતુલ્લાહનો તવાફ અને સફા-મરવા વચ્ચે સઈ કરી. પછી આપે મને ઈહરામ ખોલી નાખવાનો હુકમ આપ્યો. મેં ઈહરામ ખોલી નાખ્યો અને મારા ખાનદાનની એક ઓરત પાસે આવ્યો. તેણે મારા માથામાં કાંસકી કરી અથવા માથું ધોવડાવ્યું, પરંતુ જ્યારે હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતનો યુગ આવ્યો અને હઝરત ઉમર (રદિ.) મક્કા ગયા ત્યારે હઝરત ઉમરે કહ્યું કે, જો આપણે કુર્આન પર અમલ કરીએ તો તે આપણને હુકમનું પાલન કરવાનો હુકમ આપે છે કિંવા હુકમ આપે છે કે, ઉમરો કરીને ઈહરામ ખોલી નાખવાની મનાઈ છે, જ્યાં સુધી કે હજ્જ પૂરી ન થઈ જાય. કારણ કે, ખુદા તઆલા ફરમાવે છે : **વ અતિમ્મૂલ હજ્જ વલ ઉમ્રત લિલ્લાહી** અને જો સુન્નતે નબવી પર અમલ કરીએ તો હુઝૂર (સલ.)એ પણ કુરબાનીને ઝબ્હ કરતા પહેલાં

ઈહરામ ખોલ્યો ન હતો. (પરંતુ આ હુકમ તે લોકો માટે છે જેમની પાસે કુરબાનીનું જાનવર હોય અને જેમની પાસે ન હોય તે ઈહરામ ખોલી શકે છે.)

**કુર્આનની આ આયત 'અલહજ્જુ અશ્હુરૂમ્ મઅલૂમાતુન ફમન ફરદ ફીહિન્નલ હજ્જ ફલા રફસ વ લા ફુસૂક વ લાજિદાલ ફીલ હજ્જિ'ની તફસીર. કિંવા હજ્જના અમુક મહીના સ્પષ્ટ છે, જેથી જે માણસે હજ્જ ફર્ઝ કરી હોય તેના માટે ન ઓરત સાથે સંભોગ કરવો જાઇઝ છે, ન ગાળ-ગલોચ કરવું, ન ગુનોહ કરવું, ન ઝઘડો કરવો. બીજી આયતમાં આવ્યું છે : યસ્અલૂનક અનિલ અહિલ્લતિ કુલ હિય મવાકીતુ લિન્નાસિ વલ હજ્જિ. લોકો તમને ચાંદ વિષે પૂછે છે. તમે તેમને કહી દો કે, ચાંદના વધઘટ થવાથી લોકો માટે અને હજ્જનો સમય નક્કી કરવા માટે અંદાજ નીકળે છે.**

(૨૦૫/૧૭૨૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હજ્જના મહીનાઓ શવ્વાલ, ઝીલકઅદ અને ઝીલહજ્જના દસ દિવસ છે.

(૨૦૬/૧૭૨૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, સુન્નત એ જ છે કે, હજ્જનો ઈહરામ હજ્જના મહીનાઓમાં જ બાંધવામાં આવે.

(૨૦૭/૧૭૨૫) હઝરત ઉસ્માન (રદિ.)ની નજીક ખુરાસાન અથવા કિરમાન વગેરેથી ઈહરામ બાંધવો મકરૂહ છે.

(૨૦૮/૧૭૨૬) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હજ્જના મહીનાઓમાં હજ્જના દિવસોમાં હજ્જના મનાઈ હુકમોનો ખ્યાલ રાખીને નીકળ્યાં અને 'સરિફ' સ્થળે પડાવ નાંખ્યો. રસૂલુલ્લાહ (સલ.) સહાબીઓ પાસે ગયા અને ફરમાવ્યું કે, જેની પાસે કુરબાનીનું જાનવર ન હોય તે હજ્જને ઉમરાથી બદલવા માંગે તો બદલી શકે છે. જેની પાસે કુરબાનીનું જાનવર હોય તે હજ્જને ઉમરાથી બદલી શકતો નથી, (બલકે કિરાન જ કરશે) જેથી અમુક લોકોએ તો ઉમરો કર્યો અને અમુક લોકોએ ઉમરો ન કર્યો. રસૂલુલ્લાહ (સલ.) અને અમુક સહાબીઓ 'મુહર્રમાત'થી બચવાની શક્તિ ધરાવતા હતા અને કુરબાનીના જાનવરો પણ તેમની સાથે હતા. એટલે હજ્જને ઉમરાથી બદલી શક્યા નહીં. હઝરત આઈશા (રદિ.) કહે છે કે, તે પછી હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. હું રડી રહી હતી. ફરમાવ્યું : ભોળીભાળી ઓરત કેમ રડે છે ? આપે સાથીઓને જે કહ્યું હતું તે મેં સાંભળ્યું છે. હવે હું ઉમરો કરી શકતી નથી. પૂછ્યું : તમારી શું હાલત છે ? મેં કહ્યું : હું નમાઝ પઢતી નથી. ફરમાવ્યું : કંઈ વાંધો નહીં.



તમે પણ આદમની પુત્રી છો. જે વસ્તુ અલ્લાહ તઆલાએ બીજી ઓરતો માટે મુકર્રર કરી છે તે તમારા માટે પણ છે. તમે બરાબર (તવાફ સિવાય) તમારી હજ્જ ચાલુ રાખો. બનવા જોગ છે કે અલ્લાહ તઆલા તમને ઉમરો પણ નસીબ કરે. હઝરત આઈશા (રદિ.) કહે છે : અમે હજ્જ કરવા માટે અરફાત તરફ ગયાં. અહીં સુધી કે મિનામાં પહોંચી ગયાં. ત્યાં પહોંચીને હું પાક પણ થઈ ગઈ. મિનાથી નીકળીને બયતુલ્લાહનો તવાફ કર્યો. પછી તેરમી તારીખના અમે 'મુહસ્સબ' ખીણમાં જઈને રહ્યાં. હુઝૂરે અકદસ (સલ.)એ અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્રને બોલાવીને ફરમાવ્યું કે, તમારી બહેનને હરમમાંથી બહાર લઈ જાઓ અને ઉમરાનો ઈહરામ કરાવી આવો. ઉમરાથી પરવારીને બંને અહીં ચાલ્યા આવો. હું તમારા પાછા ફરતાં સુધી રાહ જોઈશ. હુકમ અનુસાર અમે બંને હરમની હદમાંથી બહાર નીકળ્યાં અને જ્યારે તવાફથી પરવાર્યાં ત્યારે સવારના સમયે હુઝૂરની સેવામાં હાજર થઈ ગયાં. આપે પૂછ્યું : શું તમે બંને (ઉમરાથી) પરવારી ગયાં ? અમે કહ્યું : જી હા. આપે સહાબીઓને કૂચ કરવાનો હુકમ આપ્યો. લોકોએ કૂચ કરી. આપ પણ મદીના તરફ કૂચ કરીને ચાલવા લાગ્યા.

**તમત્તુઅ, કિરાન અને ઇફરાદનું બયાન. જેની પાસે કુરબાનીનું જાનવર ન હોય તેના માટે હજ્જ તોડી નાખવાનું જાઇઝ હોવું**

(૨૦૯/૧૭૨૭) હઝરત આઈશા (રદિ.) કહે છે : અમે હુઝૂર (સલ.)ની સાથે મદીનાથી નીકળ્યાં. અમારો વિચાર માત્ર હજ્જનો હતો. મક્કા પહોંચ્યા ત્યારે બયતુલ્લાહનો તવાફ કર્યો. હુઝૂરે હુકમ આપ્યો કે, જેની સાથે કુરબાનીનું જાનવર ન હોય તે ઈહરામ ખોલી નાખે, જેથી જે લોકોની સાથે કુરબાનીનું જાનવર ન હતું તેમણે ઈહરામ ખોલી નાખ્યો. રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓ પણ કુરબાનીના જાનવરો લાવી ન હતી, એટલે તેમણે પણ ઈહરામ ખોલી નાખ્યા. હું હૈઝમાં સપડાઈ ગઈ હતી. એટલે હું તવાફ કરી શકી નહીં. જ્યારે મુહસ્સબમાં થોભવાની રાત આવી ત્યારે મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! લોકો તો હજ્જ અને ઉમરહ બંને કરીને પાછા આવ્યા છે અને હું ફક્ત હજ્જ કરીને આવી છું. પૂછ્યું : જ્યારે આપણે મક્કા પહોંચ્યા હતા ત્યારે તમે શું તે જ દિવસોમાં તવાફ કર્યો ન હતો ? મેં કહ્યું : ના. ફરમાવ્યું : તમે તમારા ભાઈ સાથે તનઈમ સ્થળે જાઓ અને ત્યાંથી ઉમરાનો ઈહરામ બાંધો, પછી ફલાણી જગ્યાએ મને મળજો. હઝરત સફિય્યાએ કહ્યું : હું માનું છું કે, લોકોને મારા કારણે રોકાઈ જવું પડશે. આપે પૂછ્યું : શું તે 'તવાફે ઝિયારત' કર્યો નથી ? સફિય્યાએ

કહ્યું : કર્યા તો છે. ફરમાવ્યું : તો કંઈ વાંધો નથી, ચાલ્યા કર. હઝરત આઈશા (રદિ.) કહે છે : પછી હુઝૂર સાથે મારી મુલાકાત તે વખતે થઈ જ્યારે કે આપ મક્કાથી નીકળીને ઉંચાઈ પર ચઢી રહ્યા હતા અને હું ઉંચી જમીન પરથી નીચે ઉતરી રહી હતી.

(૨૧૦/૧૭૨૮) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.) સાથે હજ્જતુલ વદાઅમાં મદીનાથી નીકળ્યાં. અમારામાંથી અમુક લોકોએ ફક્ત ઉમરાનો ઈહરામ બાંધ્યો હતો. અમુકે, હજ્જ અને ઉમરા બંનેનો અને અમુકે ફક્ત હજ્જનો. રસૂલુલ્લાહ (સલ.)એ ફક્ત હજ્જનો ઈહરામ બાંધ્યો હતો. જે માણસે ફક્ત હજ્જ અથવા હજ્જ અને ઉમરા બંનેનો ઈહરામ બાંધ્યો હતો તેણે કુરબાનીના દિવસ સુધી ઈહરામ ખોલ્યો ન હતો.

(૨૧૧/૧૭૨૯) મરવાન કહે છે : હું (હજ્જમાં) હઝરત ઉસ્માન અને હઝરત અલી પાસે હાજર થયો. હઝરત ઉસ્માન તમત્તુઅ અને કિરાનની મનાઈ કરતા હતા. હઝરત અલીએ જોયું કે, હઝરત ઉસ્માન હજ્જ અને ઉમરાના એકત્ર કરવા (કિરાન)ની મનાઈ કરે છે ત્યારે તેમણે હજ્જ અને ઉમરા બંનેનો એકીસાથે ઈહરામ બાંધ્યો અને કહ્યું : **લબ્બૈક બિહજ્જતિન વ ઉમરતિન** પછી કહ્યું કે, હું કોઈના કહેવાથી રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત છોડીશ નહીં.

(૨૧૨/૧૭૩૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અંધકાર યુગના લોકોનો રિવાજ હતો કે, હજ્જના મહીનાઓમાં ઉમરો કરવાને પૃથ્વી પરનો સૌથી મોટો ગુનોહ સમજતા હતા અને મુહર્રમને સફરની જગ્યાએ મુકર્રર કરી લેતા હતા. (કિંવા સફરને હરમના મહીનાઓમાં દાખલ કરી લેતા હતા અને મુહર્રમને બહાર કાઢી નાખતા હતા) તેમનામાં આ ઉક્તિ પ્રચલિત હતી : **ઈઝા બરઅ દબરૂ વ અફલ અસર વન્સલખ સફરૂ હલ્લતિલ ઉમરતુ લિમનિ અૂતમર** જ્યારે ઊંટની પીઠ સારી થઈ જાય અને ઝખ્મની નિશાની મટી જાય, સફરનો મહીનો (કિંવા મુહર્રમ) પૂરો થઈ જાય ત્યારે ઉમરો કરનાર માટે ઉમરો કરવો હલાલ છે, પરંતુ રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મક્કામાં દાખલ થયા ત્યારે ઝીલહજ્જની ચોથી તારીખ હતી. આપે અને આપના સહાબીઓએ હજ્જનો ઈહરામ બાંધ્યો હતો. હુઝૂરે હુકમ આપ્યો કે ઉમરો કરીને હજ્જનો ઈહરામ ઉતારી નાખે. સહાબીઓને આ વાત કંઈક અણગમતી લાગી. એટલે તેમણે પૂછયું : યા રસૂલલ્લાહ ! ઈહરામના મનાઈ હુકમોમાંથી અમે હવે કઈ કઈ વસ્તુઓ કરી શકીએ છીએ ? ફરમાવ્યું : બધું જ.

(૨૧૩/૧૭૩૧) હઝરત અબૂ મૂસા (અશ્અરી) કહે છે કે, હું જ્યારે યમનથી હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો ત્યારે આપે (ઉમરો કરીને) મને ઈહરામ ખોલી નાખવાનો હુકમ આપ્યો.

(૨૧૪/૧૭૩૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.) કહે છે : મેં પૂછયું કે, યા રસૂલલ્લાહ ! આ શું વાત છે કે લોકોએ તો ઉમરા પછી ઈહરામ ખોલી નાખ્યા છે, પરંતુ આપે ઈહરામ ખોલ્યો નથી ? ફરમાવ્યું : મેં મારું માથું ગુંદરથી ચોંટાડી દીધું છે અને કુરબાનીના જાનવરોના ગળામાં હાર નાખી દીધો છે, એટલે હું (મિનામાં) કુરબાની કરતા પહેલાં ઈહરામ ખોલીશ નહીં.

(૨૧૫/૧૭૩૩) હઝરત અબૂ જમરા કહે છે : (એક વાર) મેં તમત્તુઅ કર્યો, પરંતુ અમુક માણસોએ મને તમત્તુઅ કરવાની મનાઈ કરી. મેં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને મસ્અલો પૂછયો. તેમણે મને તમત્તુઅ કરવાનો હુકમ આપ્યો. ત્યાર પછી મેં સ્વપ્નમાં જોયું કે, કોઈ માણસ મને કહી રહ્યો છે કે, તારી હજ્જ પણ કબૂલ છે અને ઉમરો પણ. મેં હઝરત ઈબ્ને અબ્બાસને એ સ્વપ્નની ખબર આપી. તેમણે કહ્યું : તમત્તુઅ કરવું રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત છે. પછી કહ્યું : મારી પાસે થોભી જાઓ. તમારા માટે હું મારા માલમાં કંઈક મુકર્રર કરી દઈશ. શુઅબા કહે છે : મેં અબૂ જમરાને પૂછયું કે, ઈબ્ને અબ્બાસ તમારા માટે પોતાના માલમાં શા માટે ભાગ મુકર્રર કરવા માંગતા હતા ? અબૂ જમરાએ કહ્યું : કારણ કે, મારું સ્વપ્ન સુન્નત અનુસાર પુરવાર થયું હતું. અબૂ શિહાબ કહે છે : હું 'તરવિયા'ના દિવસથી ત્રણ દિવસ પહેલાં (કિંવા ૫ ઝીલહજ્જના) મક્કામાં આવ્યો. મેં તમત્તુઅનો ઈહરામ બાંધ્યો હતો. મક્કાના લોકો મને કહેવા લાગ્યા કે તમારી હજ્જ મક્કી થઈ જશે. (કિંવા એ હજ્જનો સવાબ ઓછો મળશે) મેં જઈને અતાને મસ્અલો પૂછયો. અતાએ કહ્યું કે, મને હઝરત જાબિર (રદિ.)એ કહ્યું કે, જે દિવસે હુઝૂર

(૨૧૧/૧૭૨૯) જે લોકો મીકાતની અંદર રહેનારા છે, તેમના માટે હજ્જની સાથે ઉમરો કરવો જાઈઝ નથી. 'કિરાન' અને 'તમત્તુઅ' હજ્જના આ બે પ્રકારો મીકાતની હદમાં રહેનારાઓ માટે નથી. કિરાન એ છે કે, મીકાતની હદની બહારથી આવનાર મીકાતથી હજ્જ અને ઉમરા બન્નેના ઈહરામ બાંધે. તમત્તુઅ એ છે કે, મીકાતની બહાર રહેનાર માણસ મીકાતથી હજ્જના મહીનાઓ (શવ્વાલ, ઝીલકદ અને ઝીલહજ્જના દસ દિવસ)માં માત્ર ઉમરાનો ઈહરામ બાંધે અને તે જ વરસે હજ્જનો ઈહરામ મક્કાથી બાંધે. હઝરત ઉસ્માન (રદિ.) મીકાતની હદમાં રહેનારા લોકોને રોકતા હતા. એવા લોકો જેઓ મીકાતની બહાર રહેતા હોય, પરંતુ નજીકમાં વસતા હોય તેમના માટે જાઈઝ તો છે, પરંતુ તેમને એટલા માટે રોકતા હતા કે, હજ્જની મોસમ સિવાય અન્ય દિવસોમાં અલગ પ્રવાસ કરીને આસાનીથી આવી શકતા હતા. હઝરત અલી (રદિ.) મદીનાથી આવ્યા હતા, તેમના માટે જાઈઝ કહ્યું.

(સલ.)એ કુરબાની માટે જાનવર લીધાં હતાં તે દિવસે મે આપની સાથે હજ્જ કરી હતી. સહાબીઓએ ફક્ત હજ્જનો ઈહરામ બાંધ્યો હતો. હુઝૂર (સલ.)એ તેમને કહ્યું કે, બયતુલ્લાહનો તવાફ અને સફા-મરવા વચ્ચે સઇ કરીને ઈહરામ ખોલી નાખો. વાળ કપાવી નાખો. આઠમી તારીખ સુધી ઈહરામ વગર રોકાઈ જાઓ. આઠમી તારીખે હજ્જનો ઈહરામ બાંધી લેજો. તમે જે વસ્તુના ઈરાદાથી આવ્યા છો (કિંવા હજ્જ) તેને ઉમરો બનાવી લો (કિંવા તમત્તુઅ કરી લો. પ્રથમ ઉમરો કરી લો પછી ૮મી ઝીલહજ્જ પછી હજ્જ કરજો). સહાબીઓએ પૂછ્યું કે, અમે કેવી રીતે તમત્તુઅ કરી શકીએ, જો કે અમે તો હજ્જના નામે ઈહરામ બાંધ્યો હતો ? આપે ફરમાવ્યું કે, મેં તમને જે કંઈ હુકમ આપ્યો હતો તેવું જ તમે કરો. જો હું કુરબાનીનું જાનવર લાવ્યો ન હોત તો જેવી રીતે તમને હુકમ આપ્યો છે તેવી જ રીતે હું પણ કરત, પરંતુ હવે મારો ઈહરામ ત્યાં સુધી ખુલી શકતો નથી જ્યાં સુધી કે કુરબાની પોતાના ઠેકાણે ન લાગી જાય. સહાબીઓએ આ સાંભળીને હુકમનું પાલન કર્યું.

(૨૧૬/૧૭૩૪) સઈદ ઈબ્ને મુસય્યબ કહે છે કે, ઉસ્ફાન સ્થળે હઝરત અલી અને હઝરત ઉસ્માન (રદિ.)ની વચ્ચે તમત્તુઅના જાઈઝ હોવા વિષે કંઈક મતભેદ પડયો. હઝરત અલીએ હઝરત ઉસ્માનને કહ્યું કે, જે કામ રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું છે તેનાથી તમે કેમ રોકો છો ? હઝરત ઉસ્માને જવાબ આપ્યો : તમે મને મારી હાલત પર રહેવા દો. જ્યારે હઝરત અલીએ આ જવાબ સાંભળ્યો ત્યારે કંઈ બોલ્યા નહીં, બલ્કે પોતે હજ્જ અને ઉમરાને મેળવીને ઈહરામ બાંધ્યો.

**ફક્ત હજ્જની લબ્બૈક બોલવાનું બયાન**

(૨૧૭/૧૭૩૫) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : અમે ખાલી હજ્જની લબ્બૈક બોલતા હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા. આપે ફરમાવ્યું : હજ્જને ઉમરાથી બદલી નાખો. (હજ્જ પહેલાં ઉમરો પણ કરો.). હુકમ પ્રમાણે અમે ઉમરાનો પણ ઈહરામ બાંધી લીધો.

**રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં તમત્તુઅ કરવાનું બયાન**

(૨૧૮/૧૭૩૬) હઝરત ઈમ્રાન ઈબ્ને હુસૈન કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં તમત્તુઅ કર્યો છે. કુર્આનમાં એના જાઈઝ હોવાનો હુકમ ઉતરી ચુક્યો છે : **ફમન તમત્તઅ બિલ ઉમરતિ ઈલલ હજ્જિ** પરંતુ એક માણસે (હઝરત ઉમરે) પોતાના અભિપ્રાયથી જે ઈચ્છયું તે કર્યું.

**ખુદા તઆલા ફરમાવે છે : ઝાલિક લિમન લમયકુન અહલુહુ હાદિરીલ મસ્જિદિલ હરામિ કિંવા**



**તમત્તુઅ કરનાર માટે આ કુરબાની કરવી અથવા દસ રોઝા રાખવા તે લોકો માટે ખાસ છે કે, જેમના ઘરવાળાંઓ મસ્જિદે હરામ (મક્કા)ની પાસે રહેતા ન હોય.**

(૨૧૯/૧૭૩૭) હઝરત ઈકરિમા કહે છે કે, કોઈએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને તમત્તુઅના જાઈઝ-નાજાઈઝ હોવાનો મસ્અલો પૂછયો. તેમણે કહ્યું : હજ્જતુલ વદાઅમાં મુહાજિરો, અન્સાર અને પવિત્ર પત્નીઓએ હજ્જનો ઈહરામ બાંધ્યો. અમે પણ હજ્જનો ઈહરામ બાંધ્યો. જ્યારે મક્કા પહોંચ્યા ત્યારે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હજ્જના ઈહરામને ઉમરાથી બદલી નાખો. હા, જે માણસે કુરબાનીના જાનવરના ગળામાં હાર નાખી દીધો હોય તે આ પ્રમાણે ન કરે. હુકમ અનુસાર અમે બયતુલ્લાહનો તવાફ અને સફા અને મરવા વચ્ચે સઈ (કિંવા ઉમરો પૂરો) કરીને અમારી ઓરતો પાસે ચાલ્યા આવ્યા. ઈહરામ ખોલી દીધો અને કપડાં પહેરી લીધાં. હુઝૂરે એમ પણ ફરમાવ્યું હતું કે, જેણે કુરબાનીના જાનવરના ગળામાં હાર નાખ્યો હોય તે ત્યાં સુધી ઈહરામ ઉતારી શકતો નથી જ્યાં સુધી કે કુરબાની પોતાના ઠેકાણે પહોંચી ન જાય. જ્યારે તરવિયાના દિવસ (૮ ઝીલહજ્જ)ની સાંજ પડી ત્યારે આપે અમને હજ્જનો ઈહરામ બાંધવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર અમે ઈહરામ બાંધ્યો અને હજ્જના અહકામથી પરવારીને બયતુલ્લાહનો તવાફ કર્યો. સફા અને મરવાની વચ્ચે દોટ મૂકી. આ કામોથી અમારી હજ્જ પૂરી થઈ ગઈ, પરંતુ અમારા ઉપર કુરબાની કરવાનું બાકી રહ્યું. કારણ કે, ખુદા તઆલા ફરમાવે છે : **ફમ સ્તયસર મિનલ હદયિ ફમન લમયજિદ ફસિયામુ સલાસતિ અય્યામિન ફીલ હજ્જિ વ સબ્અતિન ઈઝા રજઅતુમ** કિંવા જે કુરબાની મળે (તે કરવામાં આવે) અને જેને કુરબાની ન મળે તે ત્રણ દિવસના રોઝા હજ્જના દિવસોમાં જ રાખે અને સાત રોઝા પોતાના વતન પાછો ફરે ત્યારે રાખે. ઈબ્ને અબ્બાસ કહે છે : કુરબાની માટે બકરી જ પૂરતી છે. હઝરત ઈબ્ને અબ્બાસે વાત ચાલુ રાખતાં કહ્યું કે, આવી રીતે લોકોએ એક વર્ષમાં બે ઈબાદતો કિંવા હજ્જ અને ઉમરા એક સાથે અદા કરી. ખુદા તઆલાએ પણ એનો હુકમ પોતાના પાક કુર્આનમાં ઉતાર્યો છે. રસૂલુલ્લાહ (સલ.)એ પણ એને સુન્નત ઠેરવ્યું છે, પરંતુ એનું જાઈઝ હોવું તે લોકો માટે છે જેઓ મક્કાના વતનીઓ ન હોય. ખુદા તઆલા ફરમાવે છે : **ઝાલિક લિમન લમયકુન અહલુહુ હાદિરીલ મસ્જિદિલ હરામ** કિંવા આ હુકમ તે લોકો માટે છે જેમનાં ઘરવાળાં મસ્જિદે હરામની નજીક (મક્કા)માં ન રહેતાં હોય. કુર્આનમાં હજ્જના મહીનાઓનો જે ઉલ્લેખ

આવ્યો છે તેનાથી મુરાદ શવ્વાલ, ઝીલકઅદ અને ઝીલહજ્જના મહીનાઓ છે. એટલે જે માણસ આ મહીનાઓમાં તમત્તુઅ કરશે તેના પર કુરબાની કરવી અથવા રોઝા રાખવા ઝરૂરી છે. ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : કુર્આનની આયતમાં 'રફસ'નો અર્થ સંભોગ કરવો, 'ફુસુક'નો અર્થ ગુનોહ કરવો અને 'જિદાલ'નો અર્થ લડાઈ-ઝઘડો કરવો થાય છે.

**મક્કામાં દાખલ થતી વખતે ગુસ્લ કરવાનું બયાન**

(૨૨૦/૧૭૩૮) નાફિઅ કહે છે કે, જ્યારે હઝરત ઈબ્ને ઉમર (રદિ.) હરમ પાસે પહોંચતા હતા ત્યારે લબ્બૈક બોલવાનું બંધ કરી દેતા હતા અને ઝીતુવા સ્થળે રાત્રિ પસાર કરતા હતા, પછી અહીં સવારની નમાઝ પઢતા હતા અને ગુસ્લ કરતા હતા અને કહેતા હતા કે રસૂલુલ્લાહ (સલ.) પણ આ પ્રમાણે જ કરતા હતા.

**દિવસે અથવા રાત્રે મક્કામાં દાખલ થવાનું બયાન**

(૨૨૧/૧૭૩૯) નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, હુઝૂરે અકરમ (સલ.) ઝીતુવા સ્થળે રાત પસાર કરીને સવારે મક્કામાં દાખલ થયા. ઈબ્ને ઉમર પણ આ પ્રમાણે જ કરતા હતા.

**મક્કામાં કયા રસ્તેથી દાખલ થવું જોઈએ ?**

(૨૨૨/૧૭૪૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં ઉપરવાસના ઘાટમાંથી દાખલ થતા હતા અને નીચાણવાળા ઘાટમાંથી નીકળતા હતા.

**કયા રસ્તે થઈને મક્કામાંથી નીકળે ?**

(૨૨૩/૧૭૪૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં 'કદા' ઉંચા ઉપરવાળા ઘાટમાંથી દાખલ થયા અને નીચાણવાળા ઘાટમાંથી બહાર નીકળ્યા.

(૨૨૪/૧૭૪૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.) જ્યારે મક્કામાં આવ્યા ત્યારે ઉપરવાળી ઝમીન તરફથી દાખલ થયા અને નીચાણ તરફથી નીકળી ગયા. (કિરમાનીના કથન અનુસાર આ હજ્જતુલ વદાઅનો ઉલ્લેખ છે.)

(૨૨૫/૧૭૪૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, મક્કાના વિજયના વરસે રસૂલુલ્લાહ (સલ.) 'કદા' પહાડ તરફથી મક્કામાં દાખલ થયા અને કુદા નામે ઉંચા ભાગ તરફથી નીકળ્યા.

(૨૨૬/૧૭૪૪) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, મક્કાના વિજયના વરસે રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં 'કદા' પહાડ ઉંચા મક્કાના ઉપરના ભાગ તરફથી દાખલ થયા. હિશામ કહે છે કે, મારા



પિતા ઉરવા 'કદા' અને 'કુદા' બંને તરફથી મક્કામાં દાખલ થતા હતા, બલકે ઘણીવાર 'કુદા' તરફથી દાખલ થતા હતા. કારણ કે, તેમના મકાનથી આ જ રસ્તો નજીક હતો.

(૨૨૭/૧૭૪૫) હઝરત ઉરવા કહે છે કે, મક્કાના વિજયના વરસે રસૂલુલ્લાહ (સલ.) 'કદા' પહાડ ઉંચા મક્કાના ઉપરના ભાગ તરફથી દાખલ થયા. હઝરત ઉરવાના મકાનથી કુદાનો રસ્તો નજીક હતો. એટલે ઘણીવાર તે જ રસ્તેથી મક્કામાં દાખલ થતા હતા.

(૨૨૮/૧૭૪૬) હઝરત ઉરવા કહે છે કે, મક્કાના વિજયના વરસે હુઝૂર (સલ.) કદા તરફથી મક્કામાં દાખલ થયા, પરંતુ ઉરવા 'કદા' અને 'કુદા' બંને રસ્તેથી મક્કામાં દાખલ થતા હતા, બલકે કુદા તેમના ઘરની વધુ નજીકનો રસ્તો હતો. એટલે ઘણીવાર એ જ રસ્તેથી દાખલ થતા હતા. ઈમામ બુખારી કહે છે કે, 'કદા' અને 'કુદા' બંને સ્થળોના નામ છે.

**મક્કાની ફઝીલત અને મક્કાના બાંધકામનું બયાન :**

**ખુદા તઆલા ફરમાવે છે : વ ઈઝ જઅલ્નલ બયત મસાબત લિન્નાસિ વ અમ્ના; વ ત્તખિઝુ મિમ્ મકામિ ઈબ્રાહીમ મુસલ્લા, વ અહિદના ઈલા ઈબ્રાહીમ વ ઈસ્માઈલ અન તહહિર બયતિય લિત્તાઈફીન વલ આકિફીન વ ર્રુક્કઈ સ્સુજૂદ. વ ઈઝ કાલ ઈબ્રાહીમુ રબ્બિજઅલ હાઝા બલદન આમિનં વ્વરઝુક અહલહુ મિન સ્સમરાતિ મન આમન મિન્હુમ બિલ્લાહિ વલ યવમિલ આખિરિ કાલ વ મન કફર ફઉમત્તિઉહુ કલીલન સુમ્મ અદતર્રુહુ ઈલા અઝાબિ ન્નારિ વ બિઅ્સલ મસીર. વ ઈઝ યરફઉ ઈબ્રાહીમુલ કવાઈદ મિનલ બયતિ વ ઈસ્માઈલુ રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નક અન્ત સ્સમીઉલ અલીમ. રબ્બના વજઅલના મુસ્લિમયનિ લક વ મિન ઝુર્રિય્યતિના ઉમ્મતમ્ મુસ્લિમત લલક વ અરિના મનાસિકના વ તુબ અલયના ઈન્નક અન્ત ત્તવ્વાબુ ર્રહીમ.** કિંવા જ્યારે અમે કઅબાને લોકો માટે કેન્દ્રસ્થાન અને શાંત બનાવ્યું અને (અમે કહી દીધું કે) મકામે ઈબ્રાહીમને નમાઝની જગ્યા બનાવી લો. ઈબ્રાહીમ અને ઈસ્માઈલને અમે કહી દીધું કે તવાફ કરનારાઓ, ઈઅતિકાફ કરનારાઓ, રૂકૂઅ અને સજદો કરનારાઓ માટે મારા ઘરને પાક રાખો. ઈબ્રાહીમે કહ્યું કે, અય અલ્લાહ ! આ સ્થળને શાંતિનું શહેર બનાવી દે. અહીંના

**રહેવાસીઓમાંથી જેનું ખુદા અને કિયામતના દિવસ ઉપર યકીન હોય તેને મેવો આપ. ખુદા તઆલાએ ફરમાવ્યું : (તમારી આ દુઆ કબૂલ, પરંતુ) જે માણસ ઈન્કાર કરનાર હશે તેને પણ થોડાક દિવસ સુધી હું મજા કરવા દઈશ. છેવટે દોઝખના અઝાબમાં કેદ કરીશ. દોઝખ ખરાબ ઠેકાણું છે. યાદ કરો કે, જ્યારે ઈબ્રાહીમ અને ઇસ્માઈલ આ ઘરનો પાયો નાખી રહ્યા હતા (અને કહી રહ્યા હતા કે) અય અલ્લાહ ! અમારી પાસેથી આ કબૂલ કર. કારણ કે, તું સારી રીતે સાંભળનાર અને જાણનાર છે. અય અલ્લાહ ! અમને અને અમારી ઔલાદમાંથી પણ એક જૂથને તારું ફરમાંબરદાર બનાવ. હજ્જ કરવાના કાયદા બતાવ. અમને માફ કર. બેશક, તું જ તૌબા કબૂલ કરનાર અને રહમ કરનાર છે.**

(૨૨૯/૧૩૪૭) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, જ્યારે કઅબાનું બાંધકામ શરૂ થયું ત્યારે હઝરત અબ્બાસ (રદિ.) અને રસૂલુલ્લાહ (સલ.) પત્થર ઉંચકી ઉંચકીને લઈ જવા લાગ્યા. હઝરત અબ્બાસે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, તમે તમારું તેહબંદ ખભા ઉપર મૂકી દો. (કારણ કે અંધકાર યુગમાં નગ્ન થવું શરમજનક ન હતું. રસૂલુલ્લાહ (સલ.)એ તેમના કહેવાથી એ પ્રમાણે કર્યું.) પરંતુ તરત બેભાન થઈને પડી ગયા. બંને આંખો આસ્માન તરફ થઈ ગઈ. પછી કહ્યું કે, મારું તેહબંદ મને આપી દો. આમ કહીને આપે તેહબંદ લઈને બાંધી દીધું.

(૨૩૦/૧૩૪૮) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું, શું તને ખબર નથી કે, જ્યારે તારી કોમે કઅબાનું બાંધકામ કર્યું ત્યારે ઈબ્રાહીમ (અલૈ.)ના બાંધકામથી ઓછું કર્યું. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ એને નવેશિરેથી ઈબ્રાહીમી બાંધકામ પ્રમાણે બનાવી દો. ફરમાવ્યું કે, જો તારી કોમના કુફ્રનો સમય નજીક ન હોત તો હું એમ જ કરત. હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, જો હઝરત આઈશાએ આ હદીસ હુઝૂર પાસેથી સાંભળી છે તો મારા ખ્યાલ મુજબ હુઝૂરે 'હતીમ' સાથે મળેલા બે રૂકનોને ચુંબન ન કર્યું, તેનું કારણ એ જ હતું કે, કઅબાને ઈબ્રાહીમી બાંધકામ અનુસાર બાંધવામાં આવ્યો ન હતો.

(૨૩૧/૧૩૪૯) હઝરત આઈશા (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું કે, શું હતીમ ખાનએ કઅબામાં દાખલ છે ? ફરમાવ્યું : હા. મેં કહ્યું : તો પછી તેમણે તેને કઅબામાં દાખલ કેમ ન કરી ? ફરમાવ્યું : તારી કોમ પાસે ખર્ચ

(૨૨૯/૧૩૪૭) કાબાના ચણતરનો આ બનાવ નુબુવ્વત જાહેર થતા પહેલાંનો છે. તે વખતે હુઝૂર (સલ.)ની વય ત્રીસ અથવા પાંત્રીસ વરસની હતી.



ખૂટી ગયો હતો. મેં કહ્યું કે, દરવાજાની ખુરશીને આટલી ઉંચી કેમ બનાવવામાં આવી હતી ? ફરમાવ્યું : આ એટલા માટે કરવામાં આવ્યું હતું કે તે લોકો જેને ઈચ્છે તેને અંદર દાખલ થવા દે અને જેને ઈચ્છે તેને રોકે. જો તારી કોમની અજ્ઞાનતાનો યુગ નજીક ન હોત તો હું હતીમની દીવાલને ખાનએ કઅબામાં દાખલ કરી દેત અને દરવાજા (ના ઉંબરને) ઝમીનની બરાબર કરી દેત, પરંતુ મને ભય છે કે, લોકો એને દિલથી માનશે નહીં.

(૨૩૨/૧૩૫૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને કહ્યું કે, જો તારી કોમના કુફ્રનો સમય નજીક ન હોત તો હું ખાનએ કઅબા તોડીને બીજીવાર ઈબ્રાહીમ (અલૈ.)ના બાંધકામ અનુસાર બાંધત અને બીજી રીતે એનો દરવાજો બનાવત. કુરૈશે એના બાંધકામમાં ઘટાડો કર્યો છે.

(૨૩૩/૧૩૫૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે : હુઝૂર (સલ.)એ મને કહ્યું કે, જો તારી કોમની અજ્ઞાનતાનો સમય નજીક ન હોત તો હું કઅબાને તોડી નાખવાનો હુકમ આપત. પછી તે ભાગ એમાં દાખલ કરી દેત જેને અલગ રાખવામાં આવ્યો છે અને (ઉંબરને) ઝમીનની બરાબર કરી દેત. પૂર્વે અને પશ્ચિમે બે દરવાજા બનાવત. એવી રીતે કઅબાને ઈબ્રાહીમી બાંધણી પ્રમાણે બનાવત. આ હદીસની રૂએ હઝરત ઈબ્ને ઝુબેર (અબૂબક્ર સિદ્દીકના નવાસાએ) કઅબાને તોડી નાખ્યો હતો. યઝીદ ઈબ્ને રૂમાનનું બયાન છે કે, હું તે વખતે હાજર હતો જ્યારે કે ઈબ્ને ઝુબેરે કઅબાને તોડીને નવેશિરેથી બાંધ્યો હતો. હતીમને એમાં દાખલ કરી હતી. મેં ઈબ્રાહીમી બાંધણીના પત્થર ઊંટની ખાંધ જેવા જોયા હતા. જરીર કહે છે : મેં યઝીદને પૂછ્યું કે, ઈબ્રાહીમની કાયમ કરેલી બુનિયાદ (બાંધણી) કઈ જગ્યાએ છે ? યઝીદે કહ્યું : હું બતાવું છું. હું યઝીદની સાથે હતીમમાં દાખલ થયો. હતીમમાં જઈને યઝીદે એક બાજુ ઈશારો કર્યો કે, ઈબ્રાહીમે કાયમ કરેલી બુનિયાદ આ જગ્યાએ છે. જરીર કહે છે : મેં અંદાજ કાઢયો તો તે જગ્યા હતીમથી લગભગ ૬ હાથના અંતરે હતી.

**હરમ ભૂમિની ફઝીલત :**

**કુઆર્નની આયતમાં છે : ઇન્નમા ઉમિર્તુ અન અઅ્બુદ રબ્બ હાઝિહિલ બલ્દતિ લ્લઝી હર્રમહા વ લહુ કુલ્લુ શયઈ વ્વ ઉમિર્તુ અન અકૂન મિનલ મુસ્લિમીન કિંવા મને હુકમ થયો કે તે ખુદાની ઇબાદત કરું જે આ શહેરનો પાલનહાર છે અને જેણે એને હરમ બનાવ્યું છે. તેની જ દરેક વસ્તુ છે. મને હુકમ આપવામાં આવ્યો છે કે હું તાબેદાર બનું. બીજી આયતમાં છે : અવ લમ નુમક્કિ લ્લહુમ હરમન આમિનંય્યુજબા ઈલયહિ સમરાતુ કુલ્લિ શયઇ રિઝકમ્ મિલ્લદુન્ના વ લાકિન્ન અકસરહુમ લાયઅલમૂન - શું અમે**

**તેમને હરમમાં જગ્યા આપી નથી જે (ખૂન વગેરેથી) સલામતી આપનારું છે ? અમારા તરફથી રોજી રૂપે દરેક વસ્તુના ફળો ત્યાં લાવવામાં આવે છે, પરંતુ ઘણા લોકો અજાણ છે.**

(૨૩૪/૧૭૫૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, આ શહેરને અલ્લાહ તઆલાએ હરમ બનાવ્યું છે. એટલે અહીંના કાંટા કાપવામાં આવે નહીં. અહીંના શિકારને હાંકવામાં આવે નહીં અને પડેલી વસ્તુને ઉઠાવવામાં આવે નહીં. હા, તે માણસ પડેલી વસ્તુ ઉઠાવી શકે છે જે તેની જાહેરાત કરવા માંગે. (જેથી મૂળ માલિકને ખબર પડી જાય.)

**મક્કાના મકાનોનો વારસો અને ખરીદ-વેચાણ જાઇઝ છે. મસ્જિદે હરામમાં બધા લોકો સરખા છે. ખુદા તઆલા ફરમાવે છે : 'ઇન્નલ્લઝીન કફરૂ વ યસુદ્દુન અન સબીલિલ્લાહિ વલ મસ્જિદિલ હરામિલ્લઝી જઅલ્નાહુ લિન્નાસિ સવાઅનિલ આકિફુ ફીહિ વલ બાદિ વ મંય્યુરિદ ફીહિ બિઇલ્હાદિમ્ બિઝુલ્મિન નુઝિક્હુ મિન અઝાબિન અલીમ' કિંવા જે લોકો મુનકિર છે અને અલ્લાહના રસ્તાથી રોકે છે અને મસ્જિદે હરામથી (રોકે છે) જેને અમે બધા માટે બનાવી છે. એમાં ત્યાં રહેનારા અને બહારવાળા બધા સરખા છે. તે લોકો જેઓ એમાં શરારત અને અધમતાપૂર્વક રહેવા માંગે છે તેમને અમે દર્દનાક અઝાબ ચખાડીશું. ઇમામ બુખારી કહે છે : 'બાદી'નો અર્થ મુસાફિર અને 'આકિફ'નો અર્થ 'વતની' થાય છે.**

(૨૩૫/૧૭૫૩) હઝરત ઉસામા ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે : મેં પવિત્ર સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! શું હુઝૂર મક્કામાં પોતાના ઘરમાં ઉતરશે ? ફરમાવ્યું : અકીલે (વારસદારો માટે) કયું મકાન કે ઘર રહેવા દીધું છે ? અકીલ અને તાલિબ અબૂ તાલિબના વારસદાર બન્યા હતા. હઝરત અલી અને જઅફર વારસદાર બન્યા ન હતા. કારણ કે છેલ્લા બંને સદ્‌ગૃહસ્થો મુસલમાન હતા અને પહેલા બંને કાફિર હતા.

(૨૩૬/૧૭૫૪) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહેતા હતા કે, કાફિર મુસલમાનનો વારસદાર થઈ શકતો નથી.

(૨૩૭/૧૭૫૫) ઈબ્ને શિહાબ કહે છે કે, આગળના આલિમો આયત **'ઈન્નલ્લઝીન આમનૂ વ હાજરૂ વ જાહદૂ બિઅમ્વાલિહિમ વ અન્ફુસિહિમ ફી સબીલિલ્લાહિ વલ્લઝીન આવવ વ નસરૂ ઉલાઈક બઅ્દુહુમ અવલિયાઉ બઅ્દ'**ની તફસીરમાં બયાન કરતા હતા કે 'અવલિયા'થી મુરાદ સગા-સંબંધીઓ છે. કિંવા જે લોકોએ મુસલમાન થઈને હિજરત કરી. ખુદાના રસ્તામાં જાનમાલ ખર્ચ કર્યા. તે લોકો જેમણે (મુસલમાનોને) જગ્યા આપી અને તેમની મદદ કરી. એ બધા એકબીજાના વારસદાર છે.

................................

(૨૩૫/૧૭૫૩) હઝરત અકીલ ઈબ્ને અબી તાલિબ ઈસ્લામ લાવીને સહાબીઓમાં ગણાવા લાગ્યા.



**રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં કઇ જગ્યાએ ઉતર્યા હતા ? ઇમામ બુખારી કહે છે કે, મક્કાના મકાનોમાં વારસા-વહેંચણી થઇ શકે છે. તેમનું ખરીદ-વેચાણ પણ જાઇઝ છે**

(૨૩૮/૧૭૫૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ જ્યારે મક્કા જવાનો ઈરાદો કર્યો ત્યારે ફરમાવ્યું કે, ઈન્શાઅલ્લાહ કાલે આપણો ઉતારો ખૈફે બની કનાના (મુહસ્સબ)માં હશે, જ્યાં કાફિરોએ પરસ્પર મળીને કુફ્રને મદદ કરવાની કસમો ખાધી હતી.

(૨૩૯/૧૭૫૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, કુરબાનીના બીજા દિવસે (૧૩ ઝીલહજ્જના) જ્યારે કે આપ મિનામાં હતા, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, કાલે આપણે ખૈફે બની કનાનામાં ઉતરીશું, જ્યાં કાફિરોએ કુફ્રને મદદ કરવા માટે પરસ્પર કસમો ખાધી હતી. ખૈફે બની કનાનાથી હુઝૂરની મુરાદ મુહસ્સબ છે. હદીસનો ખુલાસો એ છે કે, કુરેશ અને બની કનાનાએ બની હાશિમ અને બની અબ્દુલ મુત્તલિબ વિરુદ્ધ પરસ્પર કસમ ખાઈને કરાર કર્યો હતો કે, તેમની સાથે નિકાહની પરંપરા કાયમ રાખીશું નહીં, તેમની સાથે લેવડદેવડ કરીશું નહીં, જેથી લાચાર બનીને એ લોકો રસૂલુલ્લાહ (સલ.)ને આપણા હવાલે કરી દે.

**ખુદા તઆલા ફરમાવે છે : " વ ઇઝ કાલ ઇબ્રાહીમુ રબ્બિ જઅલ હાઝલ બલદ આમિનં વ્વજ્નુબ્ની વ બનિય્ય અન્ નઅ્બુદલ અસ્નામ રબ્બિ ઇન્નહુન્ન અદલલ્ન કસીરમ્ મિનન્નાસિ....." કિંવા યાદ કરો જ્યારે કે ઇબ્રાહીમે કહ્યું હતું કે, અય અલ્લાહ ! આ શહેરને શાંતિનું શહેર બનાવ. મને અને મારી ઔલાદને મૂર્તિઓની પૂજાથી બચાવ. અય અલ્લાહ ! એ મૂર્તિઓએ ઘણા લોકોને ગુમરાહ કરી દીધા છે. (અય અલ્લાહ !) જે માણસ મારા રસ્તા પર ચાલશે તે તો મારો છે. જેણે મારી વાત ન માની તેને તું બખ્શનાર અને રહમ કરનાર છે. અય અલ્લાહ ! મેં મારી ઔલાદ તારા ઘર પાસે એવા મેદાનમાં વસાવી છે જ્યાં હરિયાળી પણ નથી, જેથી તે રીતસર નિયમિત રીતે નમાઝ પઢતા રહે. એટલે અય મારા ખુદા ! તું લોકોના દિલ એમના તરફ કરી દે અને એમને રોઝીમાં**

**મેવો આપ. આશા છે કે, એ તારો આભાર માનશે.**

**ખુદા તઆલા ફરમાવે છે : "જઅલ લ્લાહુલ કઅ્બતલ બય્તલ હરામ કિયામ લ્લિન્નાસિ વ શ્શહરલ હરામ....'' કિંવા ખુદા તઆલાએ કઅબાને બરકતવંતું ઘર બનાવ્યું છે, જેથી લોકો એમાં કિયામ (નમાઝ) કાયમ કરે અને આ મહીનાને બરકતવંતો બનાવ્યો છે....**

(૨૪૦/૧૭૫૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કઅબાને નાની પાતળી પિંડલીઓવાળો હબસી તોડી પાડશે.

(૨૪૧/૧૭૫૯) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રમઝાનના રોઝા ફર્ઝ થતા પહેલાં લોકો આશૂરાના દિવસે રોઝા રાખતા હતા અને આદર માટે તે જ દિવસે કઅબાને ગિલાફ ઓઢાડતા હતા, પરંતુ જ્યારે ખુદા તઆલાએ રમઝાનના રોઝા ફર્ઝ કરી દીધા ત્યારે હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જે ઈચ્છે તે આશૂરાનો રોઝો રાખે અને ન ઈચ્છે તે ન રાખે.

(૨૪૨/૧૭૬૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, કઅબાની હજ્જ અને ઉમરા યાજૂજ માજૂજના આગમન પછી (અને તેમના નાશ પછી) પણ ચોક્કસ થયા કરશે.

## કઅબાના ગિલાફનો ખર્ચ કરવાનું બયાન

(૨૪૩/૧૭૬૧) હઝરત અબૂ વાઈલ કહે છે : હું શયબાની સાથે કઅબામાં ખુરશી ઉપર બેઠો હતો. શયબાએ કહ્યું : એકવાર હઝરત ઉમર (રદિ.) આ જ જગ્યાએ બેઠા હતા. તેમણે કહ્યું હતું કે, મેં ઈરાદો કરી લીધો હતો કે કઅબામાં સોનું-ચાંદી બિલકુલ છોડીશ નહીં. બધું વહેંચી દઈશ. મેં કહ્યું : તમારા બંને સાથીઓ (રસૂલુલ્લાહ અને હઝરત અબૂબક્ર) આમ કર્યું ન હતું. તેમણે કહ્યું : તે બંને (મહાન) માણસો હતા. એટલા માટે તો હું પણ તેમનું અનુકરણ કરી રહ્યો છું. (અને એવું કરતો નથી.)

## કઅબાને તોડી પડવાનું બયાન

(૨૪૪/૧૭૬૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : એક લશ્કર કઅબા પર ચઢી આવશે અને (તેને) ઝમીનમાં ધસાવી દેવામાં આવશે.

.............................

(૨૪૦/૧૭૫૮) કિયામત ખૂબ નજીક આવશે ત્યારે એવું થશે, તે પછી હજ્જ નહીં થાય અને કિયામતનો ભૂકંપ થશે.

(૨૪૨/૧૭૬૦) હઝરત ઈસા (અલૈ.) આકાશમાંથી ઉતરી ચૂક્યા હશે તે સમયે યાજૂજ-માજૂજ જાહેર થશે. તેમની હાજરીમાં જ યાજૂજ-માજૂજ પ્લેગથી નાશ પામશે.



(૨૪૫/૧૭૬૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જાણે મારી નજર સામે છે કે, એક કાળો માણસ ચીરાયેલી પિંડલીઓવાળો કઅબાને ખોદીને તેનો એક એક પત્થર જુદો કરી દેશે.

(૨૪૬/૧૭૬૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક હબસી નાની નાની પાતળી પાતળી પિંડલીઓવાળો કઅબાને તોડી પાડશે.

## હજરે અસ્વદનું બયાન

(૨૪૭/૧૭૬૫) હઝરત આબિસ ઈબ્ને રબીઆ કહે છે કે, એકવાર હઝરત ઉમર (રદિ.)એ હજરે અસ્વદ પાસે જઈને તેને ચુંબન કર્યું. પછી કહ્યું : મને જાણીપૂર્વક ખબર છે કે, તું એક સામાન્ય પથ્થર છે, નફો-નુકસાન પહોંચાડી શકતો નથી. જો રસૂલુલ્લાહ (સલ.)ને મેં તને ચુંબન કરતા જોયા ન હોત તો હું તને કદાપિ ચુંબન ન કરત.

## કઅબાનો દરવાજો બંધ કરવો જાઇઝ છે અને કઅબાની અંદર દરેક બાજુએ નમાઝ પઢવી સહીહ છે

(૨૪૮/૧૭૬૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કઅબામાં દાખલ થયા. ઉસામા ઈબ્ને ઝેદ, બિલાલ અને ઉસ્માન ઈબ્ને તલહા સાથે હતા. અંદર દાખલ થઈને દરવાજો બંધ કરી દીધો. જ્યારે દરવાજો ખુલ્યો ત્યારે સૌથી પહેલાં મેં અંદર જઈને હઝરત બિલાલને પૂછ્યું કે, શું હુઝૂરે અંદર નમાઝ પઢી હતી ? બિલાલે કહ્યું કે, હા, બંને યમાની થાંભલાઓ વચ્ચે પઢી હતી.

## કઅબામાં નમાઝ પઢવાનું બયાન

(૨૪૯/૧૭૬૭) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) જ્યારે કઅબામાં દાખલ થતા ત્યારે મોંની સામેની દિશામાં ચાલ્યા જતા. દરવાજો પીઠ તરફ થઈ જતો હતો. જ્યારે મોંની સામેની દીવાલ લગભગ ત્રણ હાથના અંતરે રહી જતી ત્યારે ત્યાં નમાઝ પઢતા હતા. એનો હેતુ હકીકતમાં તે જગ્યા શોધવાનો હતો જ્યાં હઝરત બિલાલના કથન અનુસાર રસૂલુલ્લાહ (સલ.)એ નમાઝ પઢી હતી, નહીં તો કઅબામાં જે દિશામાં પણ નમાઝ પઢવામાં આવે, કંઈ વાંધો નથી.

## કઅબાની અંદર દાખલ ન થવાથી હજ્જમાં કંઇ ખરાબી આવતી નથી

(૨૫૦/૧૭૬૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ અવફા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ (એક વાર) ઉમરો કર્યો. બયતુલ્લાહનો તવાફ કરીને મકામે ઈબ્રાહીમની પાછળ બે રકઅત નમાઝ પઢી. તે વખતે હુઝૂરની સામે સુતરો હતો.

એક માણસે રાવીને પૂછ્યું કે, શું હુઝૂર કઅબામાં દાખલ થયા હતા ? જવાબ આપ્યો : ના.

**કઅબાના ખૂણાઓમાં તકબીર કહેવી**

(૨૫૧/૧૭૬૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મક્કામાં દાખલ થયા ત્યારે બયતુલ્લાહમાં દાખલ થવાનો આપે ઈન્કાર કરી દીધો. કારણ કે, ત્યાં મૂર્તિઓ હતી. જેથી પ્રથમ આપે મૂર્તિઓને કાઢી નાખવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર બધી મૂર્તિઓ કાઢી નાખવામાં આવી. હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલની પણ બે મૂર્તિઓ હતી, જેમના હાથોમાં તીર હતા. તેમને જ્યારે બહાર કાઢીને લાવ્યા ત્યારે આપે ફરમાવ્યું : તેમને ખુદાનો માર પડે. ખુદાની કસમ ! શું તેમને ખબર નથી કે હઝરત ઈબ્રાહીમ અને ઈસ્માઈલ (અલૈ.)એ તીર નાખીને કદી વહેંચણી કરી નથી. આમ કહીને આપ બયતુલ્લાહમાં દાખલ થયા અને અંદર ખૂણાઓમાં તકબીર કહી, નમાઝ પઢી નહીં.

**તવાફ વખતે જલદી જલદી અકકડ ચાલવાનું બયાન**

(૨૫૨/૧૭૭૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અને સહાબીઓ જ્યારે મક્કામાં આવ્યા ત્યારે મૂર્તિપૂજકોએ પરસ્પર કહ્યું કે, તમારા શહેરમાં એક ટોળું આવી રહ્યું છે, જેની મદીનાના તાવના કારણે ખરાબ હાલત થઈ ગઈ છે. આ સાંભળીને હુઝૂરે હુકમ આપ્યો કે પ્રથમ ત્રણ તવાફ અક્કડ થઈને કરે અને બંને રૂકનો વચ્ચે સાધારણ ચાલથી ચાલે. બધા ચક્કરોમાં અક્કડતાથી ચાલવાનો હુકમ હુઝૂરે એટલા માટે આપ્યો નહીં કે આપને લોકોની તકલીફનો ખ્યાલ હતો.

**જ્યારે કોઇ માણસ મક્કા જાય ત્યારે પહેલા જ તવાફમાં હજરે અસ્વદને ચુંબન કરે અને પહેલા ત્રણ ચકકરોમાં જલદી જલદી અકકડ ચાલે**

(૨૫૩/૧૭૭૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં જોયું કે, હુઝૂર (સલ.) જ્યારે મક્કા જતા અને પહેલા તવાફમાં હજરે અસ્વદને ચુંબન કરતા ત્યારે સાત ચક્કરોમાંથી પહેલા ત્રણ ચક્કરમાં આપ જલદી જલદી ખભા હલાવીને ચાલતા હતા.

**હજ્જ અને ઉમરામાં રમલ કરવું**

(૨૫૪/૧૭૭૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) હજ્જ (વદાઅ) અને ઉમરા (કઝા)માં પહેલા ત્રણ ચક્કરમાં તો જલદી જલદી ચાલ્યા

(૨૫૦/૧૭૬૮) તેમની જાણ મુજબ હુઝૂર (સલ.) અંદર ગયા નથી, એટલે આવો જવાબ આપ્યો. હઝરત બિલાલ (રદિ.)એ વર્ણન કર્યું છે કે, નબીએ કરીમ (સલ.) અંદર ગયા અને નમાઝ પઢી.



અને બાકી ચાર ચક્કરમાં સામાન્ય ચાલથી.

(૨૫૫/૧૭૭૩) હઝરત અસ્લમ કહે છે કે, હઝરત ઉમર (રદિ.)એ હજરે અસ્વદને સંબોધીને કહ્યું હતું કે, હું ચોક્કસ જાણું છું કે તું એક પત્થર છે, ન લાભ પહોંચાડી શકે છે, ન નુકસાન. જો રસૂલુલ્લાહ (સલ.)ને મેં તને ચુંબન કરતા ન જોયા હોત તો હું કદાપિ ચુંબન ન કરત. તે પછી કહ્યું : હવે અમને અક્કડતાથી અકડ લગાડવાની શું ઝરૂર છે. પહેલાં તો અમે મુશ્રિકોને દેખાડવા માટે આમ કરતા હતા. ખુદાએ તેમનો નાશ કર્યો. તે પછી કહ્યું, પરંતુ આ કામ રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું હતું, એટલે તેને છોડવાનું અમે પસંદ કરતા નથી.

(૨૫૬/૧૭૭૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : જ્યારથી મેં રસૂલુલ્લાહ (સલ.)ને બે યમાની રૂકનોને ચુંબન કરતા જોયા છે ત્યારથી અત્યાર સુધી કદી તેમને ચુંબન કરવાનું છોડયું નથી, ન મુશ્કેલીના સમયે, ન આસાનીના સમયે. નાફિઅને પૂછવામાં આવ્યું કે, શું હઝરત ઈબ્ને ઉમર બંને યમાની રૂકનો વચ્ચે સામાન્ય ચાલે ચાલતા હતા ? નાફિએ જવાબ આપ્યો : તે એટલા માટે એવું કરતા હતા કે હજરે અસ્વદને આસાનીથી ચુંબન કરી શકે.

**હજરે અસ્વદને લાકડીથી ચુંબન કરવાનું બયાન**

(૨૫૭/૧૭૭૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.)એ ઊંટ પર સવાર થઈને તવાફ કર્યો હતો અને હજરે અસ્વદને લાકડી (ના ઈશારા)થી ચુંબન કર્યું હતું.

**તવાફ વખતે ફકત બંને યમાની રૂકનોને ચુંબન કરવાનું બયાન**

(૨૫૮/૧૭૭૬) અબૂ શઅશાએ કહ્યું હતું કે, કયો માણસ કઅબાની કઈ વસ્તુથી બચી શકે છે ? (બધા રૂકનો દાખલ છે, બધાને ચુંબન કરવું જોઈએ) હઝરત મુઆવિયા બધા રૂકનોને ચુમતા હતા. એ પરથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ મુઆવિયાને કહ્યું કે, અમે તો આ બંને સીરિયન રૂકનોને ચુમતા નથી. મુઆવિયાએ કહ્યું : કઅબાનો કોઈ ભાગ બહાર છોડવામાં આવ્યો નથી.

(૨૫૯/૧૭૭૭) ઈબ્ને ઝુબેર (રદિ.) પણ આ બધા રૂકનોને ચુમતા હતા.

(૨૫૯/૧૭૭૭) કારણ કે, અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર (રદિ.)એ નબીએ કરીમ (સલ.)ની તમન્ના મુજબ કાબાનું બાંધકામ કર્યું હતું, એટલે 'હતીમ'નો સમાવેશ કાબા શરીફમાં થયો હતો. એટલે હતીમ તરફના બંને ખૂણાઓને પણ ઈસ્તિલામ (ઈસ્તિલામ એટલે હાથ લગાડવું-અડકવું) શરૂ કરવાનું થયું હતું અને બરાબર હતું, પરંતુ અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર (રદિ.)ના શહીદ થયા પછી હજ્જાજ ઈબ્ને યૂસુફે તેમનું બાંધકામ બદલીને પહેલાંના જેવું કરી દીધું, અત્યારે એ જ સ્વરૂપ બાકી છે. એટલે હજરે અસ્વદ તરફના બે ખૂણાઓને જ ઈસ્તિલામ કરવું જોઈએ.

(૨૬૦/૧૭૭૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં બે યમાની રૂકનો સિવાય રસૂલુલ્લાહ (સલ.)ને કઅબાના બીજા કોઈ ભાગને ચુમતા જોયા નથી.

## હજરે અસ્વદને ચુંબન કરવું

(૨૬૧/૧૭૭૯) હઝરત અસ્લમ કહે છે : મેં ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ને જોયા કે તેમણે હજરે અસ્વદને ચુંબન કરીને કહ્યું કે, જો રસૂલુલ્લાહ (સલ.)ને મેં તને ચુંબન કરતા જોયા ન હોત તો હું કદી તને ન ચુમત.

(૨૬૨/૧૭૮૦) ઝુબેર ઈબ્ને અરબી કહે છે કે, એક માણસે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને હજરે અસ્વદને ચુમવાનો હુકમ પૂછયો. ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને જોયા કે આપ હજરે અસ્વદને હાથ અને મોંથી ચુમતા હતા. તે માણસે કહ્યું કે, જો મારી પાસે ભીડ વધારે થઈ જાય અને હું લાચાર થઈ જાઉં તો બતાવો કે શું કરું ? કહ્યું : એ લાચારી બતાવવાનું છોડી દો. મેં રસૂલુલ્લાહ (સલ.)ને જોયા છે કે, આપ હાથ અને મોંથી ચુમતા હતા.

## જ્યારે હજરે અસ્વદ પાસે પહોંચે ત્યારે ઈશારો કરે

(૨૬૩/૧૭૮૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઊંટ પર સવાર થઈને કઅબાનો તવાફ કર્યો. જ્યારે હજરે અસ્વદ પાસે પહોંચતા હતા ત્યારે કોઈ વસ્તુથી તેના તરફ ઈશારો કરતા હતા.

## હજરે અસ્વદ પાસે પહોંચીને અલ્લાહુ અકબર બોલવાનું બયાન

(૨૬૪/૧૭૮૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઊંટ પર સવાર થઈને કઅબાનો તવાફ કર્યો. જ્યારે આપ હજરે અસ્વદ પાસે પહોંચતા હતા ત્યારે કોઈ વસ્તુથી તેના તરફ ઈશારો કરતા હતા અને અલ્લાહુ અકબર બોલતા હતા.

## જે માણસ મક્કા જાય તે પ્રથમ તવાફ કરે અને વતન પાછા ફરતા પહેલાં બે રકઅત નમાઝ પઢીને સફા પહાડ પર સઈ કરવા માટે જાય

(૨૬૫/૧૭૮૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે મક્કા આવ્યા ત્યારે શરૂઆતમાં હજ્જના બધા કામોથી પહેલાં આપે વુઝૂ કરીને તવાફ કર્યો, પરંતુ એનાથી ઉમરો પૂરો થયો નહીં. (એટલે આપે ઈહરામ ખોલ્યો નહીં) હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરે પણ એ જ પ્રમાણે હજ્જ કરી. ઉરવા કહે છે : મેં મારા પિતા ઝુબેર સાથે હજ્જ કરી ત્યારે તેમણે સૌથી પહેલાં કઅબાનો તવાફ કર્યો. બીજા મુહાજિરો અને અન્સારને પણ મેં એ જ પ્રમાણે કરતા જોયા.



મારી માં બયાન કરતાં હતાં કે મારી બહેન આઈશા અને ઝુબેર વગેરે લોકોએ ઉમરાનો ઈહરામ બાંધ્યો હતો અને હજરે અસ્વદને ચુમ્યા પછી ઈહરામ ખોલી નાખ્યો હતો.

(૨૬૬/૧૭૮૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હજ્જ અથવા ઉમરામાં તવાફ કરતા હતા ત્યારે પહેલા ત્રણ તવાફોમાં દોડીને ચાલતા હતા અને છેલ્લા ચારમાં સામાન્ય ચાલે ચાલતા હતા. છેલ્લે બે રકઅત પઢીને સફા અને મરવા વચ્ચે ચક્કર મારતા હતા.

(૨૬૭/૧૭૮૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કઅબાનો તવાફ કરતા હતા ત્યારે પ્રથમ ત્રણ ચક્કરમાં રમલ કરતા હતા અને છેલ્લા ચારમાં સામાન્ય ચાલે ચાલતા હતા. જ્યારે સફા અને મરવા વચ્ચે સઈ કરતા હતા ત્યારે 'મસીલ' વિસ્તારમાં દોડતા હતા.

## પુરુષો સાથે સ્ત્રીઓનું તવાફ કરવું

(૨૬૮/૧૭૮૬) ઈબ્ને જુરૈજ કહે છે કે, જ્યારે ઈબ્ને હિશામે ઓરતોને તવાફ કરવાની મનાઈ કરી ત્યારે અતાએ કહ્યું : તમે ઓરતોને તવાફ કરવાથી કેમ રોકો છો, જ્યારે કે પવિત્ર પત્નીઓએ પુરુષો સાથે તવાફ કર્યો છે. ઈબ્ને જુરૈજ કહે છે : મેં અતાને પૂછયું કે, શું આ બનાવ પરદાની આયત ઉતરવા પહેલાંનો છે કે પછીનો ? અતાએ કહ્યું : ખુદાની કસમ ! મેં આ બનાવ પરદાની આયત ઉતર્યા પછી જોયો. મેં કહ્યું : પછી પુરુષો ઓરતો સાથે કેવી રીતે ભેગા થતા અને કઈ રીતે પરસ્પર ભળતા હતા ? અતાએ જવાબ આપ્યો : પુરુષો ઓરતો સાથે ભેગા થતા ન હતા. હઝરત આઈશા પરદો કરીને તવાફ કરતાં હતાં. કોઈ પુરુષ તેમને જોઈ શકતો ન હતો. એક ઓરતે કહ્યું : ઉમ્મુલ મુઅમિનીન, ચાલો હજરે અસ્વદને ચુંબન કરી લઈએ. હઝરત આઈશાએ હજરે અસ્વદને જઈને ચુંબન કરવાનો ઈન્કાર કરી દીધો અને કહ્યું : તમે પોતે જઈને ચુંબન કરો. તે સમયમાં રિવાજ હતો કે ઓરતો રાત્રે પરદો કરીને નીકળતી હતી અને પુરુષો સાથે તવાફ કરતી હતી, પરંતુ જ્યારે કઅબામાં દાખલ થવાનો ઈરાદો કરતી ત્યારે બહાર ઉભી થઈ જતી. જ્યારે પુરુષો અંદરથી નીકળતા ત્યારે દાખલ થતી. અતાએ કહ્યું કે, એક દિવસ હું અને ઉબૈદ ઈબ્ને ઉમૈર હઝરત આઈશાની સેવામાં હાજર થયા. તેઓ સબીર પહાડમાં હતાં. ઈબ્ને જુરૈજ કહે છે : મેં પૂછયું કે, શું ઉમ્મુલ મુઅમિનીન તે વખતે પરદામાં હતાં ? અતાએ કહ્યું કે, તેઓ તે વખતે એક નાનકડા તુર્કી તંબુમાં હતાં. તંબુ ઉપર પરદો પડેલો હતો. અમારી અને તેમની વચ્ચે પરદા સિવાય બીજી કોઈ વસ્તુ અંતરાયરૂપ ન હતી. (અચાનક મારી નજર પડી ત્યારે) મેં જોયું કે, તેમણે

ગુલાબી રંગનો કુર્તો પહેર્યો હતો.

(૨૬૯/૧૭૮૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ની સેવામાં વિનંતી કરી કે, હું કંઈક બીમાર છું. (પગપાળા તવાફ કરી શકતી નથી.) આપે ફરમાવ્યું : તમે સવાર થઈને લોકોની પાછળ તવાફ કરી લેજો. હુકમ અનુસાર મેં લોકોની પાછળ તવાફ કર્યો. હુઝૂર તે વખતે કઅબાના બરાબર નમાઝ પઢવામાં મશ્ગૂલ હતા અને સૂરએ તૂર પઢી રહ્યા હતા.

**તવાફ કરતી વખતે વાતચીત કરવી જાઇઝ છે**

(૨૭૦/૧૭૮૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) તવાફ કરતાં કરતાં એક માણસ પાસેથી પસાર થયા. તે માણસે પોતાનો હાથ બીજા કોઈ માણસના હાથ સાથે મેળવીને કોઈ પટા કે દોરાથી બાંધ્યો હતો. આપે પોતાના મુબારક હાથથી દોરો કાપી નાખ્યો અને ફરમાવ્યું કે, એને કાઢી નાખો.

**તવાફની હાલતમાં ચામડાનો પટો કાપી નાખવાનું બયાન**

(૨૭૧/૧૭૮૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને જોયો કે તવાફની હાલતમાં તેણે કોઈ દોરી અથવા બીજી કોઈ વસ્તુથી પોતાનો હાથ બીજા માણસના હાથ સાથે મેળવીને બાંધ્યો હતો. આપે દોરીને કાપી નાખી.

**કોઇ નગ્ન માણસ બયતુલ્લાહનો તવાફ ન કરે અને કોઇ મુશ્રિક હજ્જ ન કરે**

(૨૭૨/૧૭૯૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅ પહેલાં રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂબક્ર (રદિ.)ને હજ્જના અમીર બનાવ્યા હતા. એ જ હજ્જનો બનાવ છે કે, હઝરત અબૂબક્રે મને થોડાક લોકો સાથે કુરબાનીના દિવસે એવી જાહેરાત કરવા મોકલ્યા કે આ વર્ષ પછી કોઈ મુશ્રિક હજ્જ ન કરે અને કોઈ નગ્ન માણસ તવાફ ન કરે.

**જો તવાફ દરમ્યાન થોભી જાય તો શું તવાફ તૂટી જાય છે ?**

(૨૭૩/૧૭૯૧) અતા કહે છે કે, જો તવાફ દરમ્યાન નમાઝની તકબીર થઈ જાય અને તવાફ કરનાર નમાઝમાં જઈને શામિલ થઈ જાય અથવા બીજા કોઈ કારણસર પોતાની જગ્યાએથી ખસી જાય તો નમાઝ પૂરી થયા પછી ફરી તે જ જગ્યાએ ચાલ્યો જાય જ્યાંથી તવાફ તોડી નાખ્યો હતો અને બાકીનો તવાફ પૂરો કરી લે, નવેશિરેથી તવાફ કરે નહીં. હઝરત ઈબ્ને ઉમર અને અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્રનું પણ આ જ મંતવ્ય છે.

**રસૂલુલ્લાહ (સલ.)એ તવાફના સાત ચક્કરો પછી બે રકઅત પઢી હતી**



(૨૭૪/૧૭૯૨) નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) તવાફના સાત ચક્કરો પછી બે રકઅત પઢતા હતા. ઈસ્માઈલ કહે છે : મેં ઝુહરીને કહ્યું કે અતા કહે છે : તવાફ પછી જો ફર્ઝ નમાઝ પઢી લેવામાં આવે તો પૂરતી છે. બે રકઅતની કોઈ ઝરૂર રહેતી નથી. ઝુહરીએ જવાબ આપ્યો કે સુન્નતનું અનુકરણ અફઝલ છે. હુઝૂરે અકરમ (સલ.)એ જ્યારે તવાફના સાત ચક્કર માર્યા ત્યારે બે રકઅત જરૂર પઢી.

(૨૭૫/૧૭૯૩) અમ્ર કહે છે : અમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને પૂછ્યું કે, જો કોઈ માણસ ઉમરામાં કઅબાનો તવાફ કર્યા પછી સફા અને મરવા વચ્ચે દોડતાં પહેલાં સંભોગ કરી લે તો શું હુકમ છે ? ઈબ્ને ઉમરે કહ્યું કે, જ્યારે હુઝૂરે અકદસ (સલ.) મક્કામાં આવ્યા ત્યારે પ્રથમ આપે સાત વાર કઅબાનો તવાફ કર્યો, પછી મકામે ઈબ્રાહીમ પાછળ બે રકઅત પઢી. ત્યાર પછી સફા અને મરવા વચ્ચે સઈ કરી. ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)નું અનુકરણ તમારા માટે શ્રેષ્ઠ માર્ગ છે. અમ્ર કહે છે : મેં જાબિર ઈબ્ને અબ્દુલ્લાહને આ જ મસ્અલો પૂછયો ત્યારે તેમણે જવાબ આપ્યો કે સફા અને મરવા વચ્ચે સઈ કરતા પહેલાં કોઈ માણસ ઓરત સાથે સંભોગ કરી શકતો નથી.

**જો કોઇ માણસ 'તવાફે કુદૂમ' કર્યા પછી ફરી કઅબા પાસે ન જાય અને બીજો કોઇ નફિલ તવાફ ન કરે, બલ્કે અરફાત જઇને પાછો આવે તો શું હુકમ છે ?**

(૨૭૬/૧૭૯૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.) મક્કામાં આવ્યા. સાત વાર તવાફ કર્યો. સફા અને મરવાની સઈ કરી. તવાફે કુદૂમ કર્યા પછી ફરી કઅબા પાસે ગયા નહીં, અહીં સુધી કે અરફાતથી પાછા આવ્યા.

**તવાફની બંને રકઅતો મસ્જિદે હરામની બહાર પઢવાનું બયાન**

(૨૭૭/૧૭૯૫) હઝરત ઉમર (રદિ.)એ મસ્જિદે હરામની બહાર (તવાફની) નમાઝ પઢી હતી.

(૨૭૮/૧૭૯૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, (એકવાર) હુઝૂર (સલ.) મક્કામાં હતા અને મદીના જવાનો ઈરાદો હતો. મેં કઅબાનો તવાફ કર્યો ન હતો અને ઈરાદો હતો કે હુઝૂરની સાથે ચાલી જાઉં. એટલે હુઝૂરે ફરમાવ્યું કે, જ્યારે ફજ્રની નમાઝની તકબીર થાય ત્યારે ઊંટ પર સવાર થઈને તવાફ કરી લેજો, તે વખતે લોકો નમાઝ પઢવામાં મશગૂલ હશે. મેં હુકમનું પાલન કર્યું અને અંદર નમાઝ પઢી નહીં, મસ્જિદની બહાર નીકળીને પઢી.

## મકામે ઇબ્રાહીમની પાછળ તવાફની બંને રકઅતો પઢવાનું બયાન

(૨૭૯/૧૭૯૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂરે અકદસ (સલ.) (મક્કામાં) આવ્યા. કઅબાનો સાત વાર તવાફ કર્યો, મકામે ઈબ્રાહીમની પાછળ બે રકઅત પઢી. ત્યાર પછી સફા પહાડ (સઈ કરવા) ગયા. ખુદા તઆલાએ ફરમાવ્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના અનુકરણમાં તમારા માટે શ્રેષ્ઠ માર્ગ છે.

## ફજ્ર અને અસ્ર પછી તવાફ કરવાનું બયાન

(૨૮૦/૧૭૯૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) તવાફની બે રકઅતો સૂર્ય ઉગતાં પઢી લેતા હતા.

(૨૮૧/૧૭૯૯) હઝરત ઉમર (રદિ.)એ ફજ્રની નમાઝ પછી તવાફ કર્યો, પછી સવાર થઈને ઝીતુવા સ્થળે ગયા અને ત્યાં બે રકઅત પઢી.

(૨૮૨/૧૮૦૦) હઝરત આઈશા (રદિ.)ની રિવાયતથી ઉરવા બયાન કરે છે કે, અમુક લોકોએ ફજ્રની નમાઝ પછી બયતુલ્લાહનો તવાફ કર્યો, પછી વાઈઝની પાસે જઈને બેસી ગયા. જ્યારે સૂર્ય નીકળ્યો ત્યારે નમાઝ પઢવા ઉભા થયા. હઝરત આઈશા (રદિ.)એ કહ્યું : એ લોકો એમ તો બેસી રહ્યા, પરંતુ જ્યારે એવો વખત થઈ ગયો જેમાં નમાઝ પઢવી મકરૂહ છે ત્યારે નમાઝ પઢવા ઉભા થયા.

(૨૮૩/૧૮૦૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે નમાઝ પઢવાની મનાઈ ફરમાવતા હતા.

(૨૮૪/૧૮૦૨) અબ્દુલ અઝીઝ ઈબ્ને રૂફૈઅ કહે છે કે, મેં અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેરને જોયા કે તેઓ ફજ્ર પછી તવાફ કરતા હતા અને બે રકઅત પઢતા હતા. અસ્ર પછી પણ મેં તેમને તવાફ કરતાં અને બે રકઅત પઢતાં જોયા છે. તેઓ હઝરત આઈશાની રિવાયતથી બયાન કરતા હતા કે રસૂલુલ્લાહ (સલ.) હઝરત આઈશાના મકાનમાં પણ આ બંને રકઅતો પઢ્યા વગર દાખલ થતા ન હતા.

## બીમાર માણસ સવાર થઈને તવાફ કરે

(૨૮૫/૧૮૦૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઊંટ પર સવાર થઈને તવાફ કર્યો. જ્યારે આપ હજરે અસ્વદ પાસે પહોંચતા ત્યારે હાથથી તેના તરફ ઈશારો કરતા અને અલ્લાહુ અકબર બોલતા હતા.

(૨૮૬/૧૮૦૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ની સેવામાં વિનંતી કરી કે, હું કંઈક બીમાર છું (પગપાળા તવાફ કરી શકતી નથી). ફરમાવ્યું : સવાર થઈને લોકોની પાછળ તવાફ કરી લો. મેં હુકમ અનુસાર તવાફ કર્યો. તે વખતે હુઝૂર કઅબાના બરાબર નમાઝ પઢી રહ્યા હતા અને સૂરએ તૂર પઢતા હતા.

## હાજીઓને પાણી પીવડાવવાનું બયાન

(૨૮૭/૧૮૦૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત અબ્બાસ (રદિ.)એ હુઝૂર (સલ.) પાસે એ વાતની રજા માંગી કે મિનાના દિવસોમાં હાજીઓને પાણી પીવડાવવા માટે મક્કામાં રહે. હુઝૂરે રજા આપી.

(૨૮૮/૧૮૦૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.) પાણીની 'સબીલ' (પરબ) પાસે આવ્યા અને પાણી માંગ્યું. હઝરત અબ્બાસે પોતાના પુત્ર ફઝલને કહ્યું : ફઝલ જઈને તમારી માં પાસેથી ખજૂરનું શરબત લઈ આવો. હુઝૂરે ફરમાવ્યું કે, મને આ જ પાણી પીવડાવો. હઝરત ઈબ્ને અબ્બાસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એમાં લોકો હાથ નાખે છે. (આ પાણી હુઝૂરના પીવા લાયક નથી.) ફરમાવ્યું : એ જ આપી દો. જેથી આપે તે જ પાણી પીધું, પછી ઝમઝમના કુવા પાસે આવ્યા. લોકો પોતાના કામમાં મશગૂલ હતા અને પાણી પીવડાવી રહ્યા હતા. આપે ફરમાવ્યું : કામ કરતા રહો. તમે નેક કામમાં મશગૂલ છો. પછી ફરમાવ્યું : જો ભારે ભીડના કારણે તમારા અગવડમાં મૂકાઈ જવાનો ભય ન હોત તો હું પણ ઉતરીને પાણીનું દોરડું મારા ખભા ઉપર મૂકત અને લોકોને પાણી પીવડાવત.

## ઝમઝમના કુવા વિષે હદીસો

(૨૮૯/૧૮૦૭) હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જ્યારે હું મક્કામાં હતો ત્યારે મારા મકાનની છત ફાટી ગઈ અને ત્યાંથી જિબ્રઈલે ઉતરીને મારી છાતી ફાડી. ઝમઝમના પાણીથી ધોઈને હિકમત અને ઈમાનથી ભરેલો એક પ્યાલો લાવીને મારી છાતીમાં રેડી દીધો. ત્યાર પછી છાતી બંધ કરી દીધી. પછી મને દુનિયાના આસ્માન પર લઈ ગયા. જિબ્રઈલે પહેલા આસ્માનના ચોકીદારને કહ્યું : ખોલો. તેણે પૂછ્યું : કોણ છો ? તેમણે કહ્યું : જિબ્રઈલ.

(૨૯૦/૧૮૦૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને ઝમઝમનું પાણી પીવડાવ્યું હતું. આપે ઉભા ઉભા પીધું હતું. ઈકરિમાએ કસમ ખાઈને બયાન કર્યું છે કે, હુઝૂર તે વખતે ઊંટ પર સવાર હતા.

## કિરાન કરનાર કિંવા હજ્જ અને ઉમરાનો એકી સાથે ઇહરામ બાંધનારના તવાફનું બયાન

(૨૮૦/૧૭૯૮) અસ્ર અને ફજ્રની નમાઝ પછી તવાફની બે રકાતો ન પઢવી જોઈએ. સૂર્યાસ્ત પછી અને ફજ્રમાં સૂર્યના થોડેક ઊંચે આવ્યા પછી પઢવી જોઈએ. જેમકે હઝરત ઉમર (રદિ.)એ કર્યું હતું.

(૨૯૧/૧૮૦૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે (મદીનાથી) નીકળ્યા, અમે ઉમરાનો ઈહરામ બાંધ્યો. હુઝૂરે ફરમાવ્યું : જેની પાસે કુરબાનીનું જાનવર હોય તે હજ્જ અને ઉમરા બંનેનો ઈહરામ બાંધે અને જ્યાં સુધી બંનેને પૂરાં કરી લે નહીં ત્યાં સુધી ઈહરામ ખોલે નહીં. હઝરત આઈશા (રદિ.) કહે છે : જ્યારે હું મક્કા પહોંચી હતી ત્યારે હૈઝમાં સપડાઈ ગઈ હતી. જેથી જ્યારે અમે બધા હજ્જ કરી ચૂકયાં ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મને હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર સાથે તનઈમ સ્થળે મોકલી અને ફરમાવ્યું : તમારો આ ઉમરો તે ઉમરાના બદલે છે. હુકમ અનુસાર મેં ઉમરો કર્યો. જે લોકોએ ફક્ત ઉમરાનો ઈહરામ બાંધ્યો હતો તેમણે તો કઅબાનો તવાફ કરીને ઈહરામ ઉતારી નાખ્યો. પછી મિનાથી પાછા ફર્યા પછી (હજ્જ માટે) તવાફ (ઝિયારતનો કર્યો.) જે લોકોએ હજ્જ અને ઉમરાનો સાથે ઈહરામ બાંધ્યો હતો તેમણે માત્ર એક જ તવાફ કર્યો.

(૨૯૨/૧૮૧૦) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) પોતાના પુત્ર અબ્દુલ્લાહને ત્યાં ગયા. તેમની સવારી ઘરમાં હતી. તેમના પુત્રે કહ્યું : મને ભય છે કે, આ વરસે લોકો વચ્ચે લડાઈ થશે જેથી તેઓ તમને બયતુલ્લાહથી રોકી લેશે. જો તમે થોભી જાવ (તો સારું છે.) તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) (બયતુલ્લાહના ઈરાદે) નીકળ્યા હતા ત્યારે કુરૈશના કાફિરો તેમની અને બયતુલ્લાહ વચ્ચે અવરોધરૂપ બન્યા હતા. જો તેઓ મારી અને બયતુલ્લાહ વચ્ચે અવરોધરૂપ બનશે તો હું તે જ કરીશ જે રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું હતું. તમારા માટે રસૂલુલ્લાહ (સલ.) (ના અમલો)માં શ્રેષ્ઠ નમુનો છે. પછી તેમણે કહ્યું : હું તમને ગવાહ બનાવીને કહું છું કે, મેં ઉમરાની સાથે હજ્જ વાજિબ કરી લીધી છે. પછી તેઓ મક્કા આવ્યા અને ઉમરા અને હજ્જનો એક તવાફ કર્યો.

(૨૯૩/૧૮૧૧) હઝરત નાફિઅ કહે છે કે, જે વર્ષે હજ્જાજ ઈબ્ને યૂસુફ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર (રદિ.) સાથે લડવા આવ્યો તે જ વર્ષે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ હજ્જનો ઈરાદો કર્યો. લોકોએ કહ્યું કે, આ વર્ષે લોકોમાં લડાઈ થવાની છે અને અમને ભય છે કે, કદાચ તમને હજ્જ કરવાથી રોકી ન લે. હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)નું અનુકરણ કરવામાં શ્રેષ્ઠ માર્ગ છે. અત્યારે હું તે જ કરીશ જે રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું હતું. હું તમને ગવાહ બનાવીને કહું છું કે, હું ઉમરાને મારા ઉપર વાજિબ

(૨૯૨/૧૮૧૦) 'કિરાન'માં ઉમરાનો તવાફ અને સઈ અલગ રીતે અને હજ્જનો તવાફ અને સઈ અલગ રીતે કરવો જોઈએ. બીજી હદીસમાં આ પ્રમાણે આવ્યું છે.



કરી ચૂકયો છું, જેથી હઝરત અબ્દુલ્લાહ ચાલી નીકળ્યા. જ્યારે બયદા પહોંચ્યા ત્યારે કહ્યું : હજ્જ અને ઉમરાની હાલત એક જેવી જ છે એટલે હું ઉમરાની સાથે મારા પર હજ્જ પણ વાજિબ કરું છું. ત્યાર પછી તેમણે તે કુરબાની સાથે લીધી જે 'કુદૈદ' સ્થળેથી ખરીદી હતી. હજ્જ અને ઉમરાના કામોમાં કોઈ વધારો કર્યો નહીં. ન કુરબાની કરી અને ન કોઈ મનાઈ હુકમનો ભંગ કર્યો. ન માથું મુડાવ્યું, ન વાળ કપાવ્યા. અહીં સુધી કે ઝિલહજ્જની ૧૦મી તારીખ આવી ત્યારે તેમણે કુરબાની કરી માથું મુંડાવ્યું અને માની લીધું કે, પહેલો તવાફ કરતાં હજ્જ અને ઉમરાનો તવાફ પૂરો થઈ ગયો. એટલે તેમણે ઈહરામ ખોલી નાખ્યો અને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે જ કર્યું હતું.

## વુઝૂ સાથે તવાફ કરવાનું બયાન

(૨૯૪/૧૮૧૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે મક્કામાં આવ્યા ત્યારે સૌથી પહેલાં આપે વુઝૂ કરીને કઅબાનો તવાફ કર્યો, પરંતુ એથી ઉમરો પૂરો થયો નહીં. હુઝૂર પછી હઝરત અબૂબક્ર (રદિ.)એ હજ્જ કરી અને સૌથી પહેલાં કઅબાનો તવાફ કર્યો, પરંતુ એનાથી ઉમરો પૂરો થયો નહીં, પછી હઝરત ઉમરે હજ્જ કરી ત્યારે એવું જ કર્યું, ત્યાર પછી હઝરત ઉસ્માને હજ્જ કરી ત્યારે સૌથી પહેલાં તવાફ કર્યો, પરંતુ એથી ઉમરો પૂરો થયો નહીં. મુઆવિયા અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર પણ આમ જ કરતા હતા. ઉરવા કહે છે : પછી મારા પિતા ઝુબેર સાથે પણ મેં હજ્જ કરી. તેમણે પણ સૌથી પહેલાં કઅબાનો તવાફ કર્યો હતો અને ઉમરો થયો ન હતો. ત્યાર પછી મુહાજિરો અને અન્સારને પણ મેં એ પ્રમાણે જ કરતા જોયા. સૌથી છેલ્લે મેં ઈબ્ને ઉમરને જોયા કે તેમણે પણ આમ જ કર્યું અને હજ્જને ઉમરાથી તોડી નાખી નહીં. આ ઈબ્ને ઉમર મોજુદ છે, લોકો એમને શા માટે પૂછી લેતા નથી. આગલા લોકોમાંથી કોઈ પણ હજ્જને ઉમરાથી તોડતું ન હતું. મારી માં અને માસી પણ જ્યારે હજ્જ માટે આવતાં હતાં ત્યારે સૌથી પહેલાં તવાફ કરતાં હતાં અને ઈહરામ ખોલતા ન હતાં. ઉરવા કહે છે કે, મારી માં મને બયાન કરતાં હતાં કે, મેં, હઝરત આઈશાએ, ઝુબેરે અને ફલાણા ફલાણા માણસોએ ઉમરાનો ઈહરામ બાંધ્યો, જ્યારે હજરે અસ્વદને ચૂમી લીધો અને સફા-મરવા વચ્ચે સઈ કરી લીધી ત્યારે ઈહરામ ખોલી નાખ્યો.

## સફા અને મરવા વચ્ચે દોડવું વાજિબ છે. ખુદા તઆલાએ સફા અને મરવાને પોતાની નિશાનીઓમાં ગણાવ્યા છે

(૨૯૫/૧૮૧૩) હઝરત ઉરવા કહે છે : મેં હઝરત આઈશાને કહ્યું કે, ખુદા તઆલા ફરમાવે છે : **ઈન્ન સ્સફા**

**વલ મરવત મિન શઆઈરિ લ્લાહિ ફમન હજ્જલ બય્ત અવિ અ્તમર ફલા જુનાહ અલયહિ અંય્યત્તવ્વફ બિહિમા** કિવા સફા અને મરવા ખુદા તઆલાની નિશાનીઓમાંથી છે. એટલે જે માણસ બયતુલ્લાહની હજ્જ અથવા ઉમરો કરે તો તેના માટે કંઈ વાંધો નથી, તે બંને વચ્ચે સઈ કરે. ઉરવા કહે છે : મેં કહ્યું કે, આ આયત ઉપરથી જાણવા મળે છે કે, જો કોઈ માણસ આ બંનેનો તવાફ ન પણ કરે તો કંઈ વાંધો નથી. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું : ભાણેજ, તે ખોટું કહ્યું. આયતનો જે મતલબ તે બયાન કર્યો છે, જો એમ જ હોત તો **અંય્યત્તવ્વફ બિહિમા**ના બદલે **અલ્લાયત્તવ્વફ બિહિમા** હોત. (કિવા જો તવાફ ન કરે તો કંઈ વાંધો નથી) હકીકતમાં આ આયત અન્સાર વિષે ઉતરી હતી. અન્સાર જે દેવીની પૂજા કરતા હતા તેના જ માટે ઈહરામ બાંધતા હતા અને ઈહરામ બાંધનાર સફા અને મરવા વચ્ચે સઈ કરવાને ગુનોહ સમજતો હતો. જ્યારે અન્સાર મુસલમાન થયા ત્યારે તેમણે હુઝૂરને એ અંગે પૂછ્યું અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! પહેલાં તો અમે સફા અને મરવા વચ્ચે દોડવાને ગુનોહ ગણતા હતા. હવે શું કરીએ ? એ પરથી આ આયત ઉતરી. હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સફા અને મરવા વચ્ચે દોડવાને સુન્નત (ઝરૂરી) ઠેરવ્યું છે, જેથી કોઈ એને છોડી શકતું નથી. ઉરવા કહે છે : મેં આ બનાવની ખબર હઝરત અબૂબક્ર ઈબ્ને અબ્દુર્રહમાનને આપી ત્યારે તેમણે કહ્યું : મેં આ હુકમ આ પહેલાં કોઈની પાસેથી સાંભળ્યો ન હતો, બલ્કે મેં તો ઘણા આલિમો પાસેથી એવું સાંભળ્યું છે કે, જે લોકોનો ઉલ્લેખ હઝરત આઈશાએ કર્યો છે તે લોકો સિવાય બીજા લોકો જ્યારે મનાત નામે દેવી માટે ઈહરામ બાંધતા હતા ત્યારે સફા અને મરવા વચ્ચે સઈ કરતા હતા, પરંતુ ખુદા તઆલાએ જ્યારે કુર્આનમાં બયતુલ્લાહના તવાફનો ઉલ્લેખ કર્યો ત્યારે સફા અને મરવાનો ઉલ્લેખ જ કર્યો નહીં. એટલે લોકોએ પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! પહેલાં તો અમે સફા અને મરવા વચ્ચે દોડતા હતા, પરંતુ ખુદા તઆલાએ તવાફની આયતમાં સફા અને મરવાનો ઉલ્લેખ કર્યો નથી. હવે જો અમે સફા અને મરવાની વચ્ચે સઈ કરીએ તો કંઈ વાંધો છે ? એ પરથી ખુદા તઆલાએ ઉપરોક્ત આયત ઉતારી. અબૂબક્ર ઈબ્ને અબ્દુર્રહમાન કહે છે કે, હવે હું જાણું છું કે, આ આયત બંને પક્ષોની તરફેણમાં ઉતરી છે. તે લોકોની તરફેણમાં પણ જેઓ અજ્ઞાનતાના યુગમાં સફા અને મરવા વચ્ચે સઈ કરવાને વાંધાજનક ગણતા હતા અને તે લોકોની તરફેણમાં પણ જેઓ પહેલાં તો સઈ કરતા હતા, પરંતુ જ્યારે ઈસ્લામમાં ખુદા તઆલાએ બયતુલ્લાહના તવાફનો



હુકમ આપ્યો અને સફા-મરવા વચ્ચે સઈ કરવાનો ઉલ્લેખ કર્યો નહીં ત્યારે તેનાથી તે લોકો સઈને ગુનોહ સમજવા લાગ્યા. છેવટે ખુદા તઆલાએ આ હુકમ ઉતાર્યો.

**સફા અને મરવા વચ્ચે દોડવાની સ્થિતિનું બયાન**

(૨૯૬/૧૮૧૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, બની અબ્બાદના ઘરથી લઈને બની અબી હુસેનની શેરી સુધી દોડવાનું અંતર મુકર્રર છે.

(૨૯૭/૧૮૧૫) નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહેતા હતા કે, હુઝૂરે અકરમ (સલ.) પહેલા તવાફ (તવાફે કુદૂમ)માં પહેલા ત્રણમાં ખૂબ જલદી જલદી ચાલતા હતા. ચાર વાર સામાન્ય ચાલે ચાલતા હતા. જ્યારે સફા અને મરવા વચ્ચે સઈ કરતા ત્યારે મેદાનમાં દોડતા હતા. ઉબેદુલ્લાહ કહે છે : મેં નાફિઅને પૂછ્યું કે, શું ઈબ્ને ઉમર હજરે અસ્વદ પાસે પહોંચીને ધીમે ચાલતા હતા ? નાફિએ જવાબ આપ્યો : ના, બલ્કે જો હજરે અસ્વદ પાસે લોકોની ભીડ રહેતી તો ધીમે ચાલતા હતા. કારણ કે, તેઓ હજરે અસ્વદને ચુમ્યા વગર રહેતા ન હતા.

(૨૯૮/૧૮૧૬) અમ્ર ઈબ્ને દીનાર કહે છે : અમે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને પૂછ્યું કે, જો કોઈ માણસ ઉમરાની ઈહરામ બાંધે અને બયતુલ્લાહનો તવાફ કરે, પરંતુ સફા અને મરવા વચ્ચે સઈ ન કરે તો સઈ કરતાં પહેલાં તેના માટે સંભોગ કરવો જાઈઝ છે ? ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.) (મક્કામાં) આવ્યા. સાતવાર કઅબાનો તવાફ કર્યો. મકામે ઈબ્રાહીમની પાછળ બે રકઅત નમાઝ પઢી, પછી સાત વાર સફા અને મરવા વચ્ચે સઈ કરી. ત્યાર પછી ઈબ્ને ઉમર (રદિ)એ કહ્યું : તમારા માટે રસૂલુલ્લાહ (સલ.)ના અનુકરણમાં શ્રેષ્ઠ માર્ગદર્શન છે. અમ્ર ઈબ્ને દીનાર કહે છે : અમે હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહને આ મસ્અલો પૂછયો ત્યારે તેમણે કહ્યું : સફા અને મરવા વચ્ચે સઈ કર્યા વગર ઓરતની નજીક ન જાય.

(૨૯૯/૧૮૧૭) અમ્ર ઈબ્ને દીનાર કહે છે : મેં હઝરત ઈબ્ને ઉમર (રદિ.) પાસેથી સાંભળ્યું. તેઓ કહેતા હતા કે, એકવાર હુઝૂર (સલ.) મક્કામાં આવ્યા. બયતુલ્લાહનો તવાફ કરીને બે રકઅત નમાઝ પઢી. પછી સફા અને મરવા વચ્ચે સઈ કરી. ત્યાર પછી હઝરત ઈબ્ને ઉમરે આ આયત પઢી : **લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનતુન.**

(૩૦૦/૧૮૧૮) હઝરત આસિમ કહે છે : મેં હઝરત અનસ (રદિ.)ને પૂછ્યું : શું તમે (શરૂ ઈસ્લામમાં) સફા અને મરવા વચ્ચે સઈ કરવાને મકરૂહ

સમજતા હતા ? કહ્યું : હા, કારણ કે, સઈ અજ્ઞાનતાના યુગની નિશાની હતી. અહીં સુધી કે, ખુદા તઆલાએ આ આયત ઉતારી : **ઈન્ન સ્સફા વલ મરવત મિન શઆઈરિ લ્લાહિ ફમન હજ્જલ બયત અવિઅ્તમર ફલા જુનાહ અલયહિ અંય્યતવ્વફ બિહિમા.**

(૩૦૧/૧૮૧૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બયતુલ્લાહના તવાફ વખતે અને સફા-મરવા વચ્ચે એટલા માટે દોડતા હતા કે મુશ્રિકોને આપની તાકાતની ખબર પડે.

**હૈઝની હાલતમાં ઔરત માટે તવાફ સિવાય હજ્જના બીજા કામો કરવા જાઇઝ છે. જો વગર વુઝૂએ સફા અને મરવા વચ્ચે સઇ કરે તો સહીહ છે**

(૩૦૨/૧૮૨૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હું મક્કા આવી ત્યારે હું હૈઝમાં સપડાઈ હતી. એટલે મેં ન બયતુલ્લાહનો તવાફ કર્યો અને ન સફા મરવા વચ્ચે સઈ કરી. હુઝૂરે અકરમ (સલ.) સામે જ્યારે મેં એની ફરિયાદ કરી ત્યારે આપે ફરમાવ્યું : જેવી રીતે બીજા હાજીઓ કરે છે તેવી રીતે તમે પણ કરો, પરંતુ પાક થતાં પહેલાં તવાફ કરશો નહીં.

(૩૦૩/૧૮૨૧) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, (એક વાર) રસૂલુલ્લાહ (સલ.) અને આપના સહાબીઓએ હજ્જનો ઈહરામ બાંધ્યો, પરંતુ રસૂલુલ્લાહ (સલ.) અને તલહા સિવાય કોઈની પાસે કુરબાનીનું જાનવર ન હતું, તે પછી હઝરત અલી (રદિ.) યમનથી આવ્યા ત્યારે તેમની સાથે કુરબાનીનું જાનવર હતું. તેઓ કહેવા લાગ્યા કે, હુઝૂરે જેનો ઈહરામ બાંધ્યો છે તેનો જ મેં પણ ઈહરામ બાંધ્યો છે. રસૂલુલ્લાહે સહાબાને ઉમરો કરવાનો કિંવા તવાફ કર્યા પછી વાળ કપાવવાનો અને ઈહરામ ખોલવાનો હુકમ આપ્યો. હા, તે લોકો એમાંથી બાકાત હતા, જેમની સાથે કુરબાનીનું જાનવર હતું. લોકો કહેવા લાગ્યા કે, આપણે લોકો મિના જઈશું તો જાણે ઔરતો સાથે સંભોગ કર્યા પછી તરત જઈશું, એટલે ઈહરામ ખોલવો યોગ્ય નથી. હુઝૂરને જ્યારે આ ખબર પડી ત્યારે આપે ફરમાવ્યું કે, જે વસ્તુની મને પાછળથી જાણ થઈ, જો પહેલેથી હોત તો હું કુરબાનીનું જાનવર કદાપિ ન લાવત અને કુરબાની સાથે ન હોત તો ઈહરામ ખોલી નાખત. હઝરત જાબિર (રદિ.) કહે છે : તે દિવસોમાં હઝરત આઈશા (રદિ.) હૈઝમાં સપડાઈ ગયાં. એટલે તેમણે હજ્જના બીજા અહકામ અદા કર્યા, કઅબાનો તવાફ કર્યો નહીં. પાક થયા પછી તવાફ કર્યો. હજ્જ પછી હુઝૂરની સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! તમે લોકો તો હજ્જ અને





ઉમરા બંને કરીને પાછા ફરશો અને હું માત્ર હજ્જ કરીને જઈશ. એ પછી હુઝૂરે હઝરત અબ્દુર્રહમાનને મુકર્રર કર્યા કે, હઝરત આઈશા સાથે તનઈમ સ્થળ સુધી જાઓ. (હુકમ અનુસાર અબ્દુર્રહમાન ગયા અને) હઝરત આઈશાએ હજ્જ પછી ઉમરો કર્યો.

(૩૦૪/૧૮૨૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.) કહે છે કે, અમે યુવતીઓને (ઈદની નમાઝ વગેરે માટે) બહાર નીકળવાની મનાઈ કરતા હતા. તે સમયે એક ઔરત આવી અને કસ્રે બની ખલફમાં આવીને ઉતરી. તેણે એવી વાત કરી કે, મારી બહેનના નિકાહ એક સહાબી સાથે થયા હતા. મારા બનેવીએ હુઝૂરે અકદસ (સલ.)ની સાથે બાર જિહાદોમાં ભાગ લીધો હતો, જેમાંથી છ જિહાદોમાં મારી બહેન સાથે હતી. મારી બહેન કહેતી હતી કે, અમે ઘાયલ થયેલાઓની દવા-ઈલાજ અને બીમારોની સારસંભાળ (યુદ્ધમાં) લેતાં હતાં. મારી બહેન કહેતી હતી કે, મેં હુઝૂરને પૂછ્યું કે, જો અમારામાંથી કોઈ ઔરત પાસે ચાદર ન હોય અને તે બહાર ન જઈ શકે તો કંઈ વાંધો છે ? આપે ફરમાવ્યું : તેની સાથેવાળી ઔરત તેને પોતાની ચાદરમાં લઈ લે અને યોગ્ય છે કે, તે મુસલમાનોની બરકતવંતી મજલિસો અને દુઆના મોકાઓ પર શામિલ થાય. ઉમ્મુલ મુઅમિનીન કહે છે : ઉમ્મે અતિય્યા આવ્યાં ત્યારે મેં તેમને આ હદીસ પૂછી. ઉમ્મે અતિય્યાનો નિયમ હતો કે જ્યારે રસૂલુલ્લાહ (સલ.)નું નામ ઝબાન પર લાવતાં હતાં ત્યારે એવું ઝરૂર કહેતાં હતાં કે, મારા માં બાપ હુઝૂર પર કુરબાન, જેથી જ્યારે અમે તેમને પૂછ્યું કે, હુઝૂરે આ હદીસ બયાન ફરમાવી છે ? ત્યારે નિયમ મુજબ બોલ્યાં : હા, બરાબર છે, મારા માં બાપ હુઝૂર પર કુરબાન, હુઝૂરે ફરમાવ્યું હતું કે, કુંવારી છોકરીઓ અને પરદાનશીન સ્ત્રીઓ તથા હૈઝવાળી ઔરતો ઈદગાહ વગેરે જગ્યાઓ માટે બહાર નીકળે અને મુસલમાનોની બરકતવંતી મજલિસો અને દુઆની જગ્યાઓમાં ભાગ લે, પરંતુ હૈઝવાળી ઔરતો ઈદગાહથી અલગ રહે. મેં કહ્યું : શું હૈઝવાળી ઔરતો પણ શામિલ થાય ? ઉમ્મે અતિય્યાએ જવાબ આપ્યો : શું હૈઝવાળી ઔરતો અરફાત અને ફલાણા ફલાણા સ્થળો (મુઝદલિફા અને મિના)માં જતી નથી ? (પછી ઈદગાહ જવામાં શું વાંધો છે ?)

**મક્કાવાસી અને બિનમક્કાવાસી માટે મિના જતી વખતે બતહા વગેરેથી ઇહરામ બાંધવો જાઇઝ છે**

(૩૦૫/૧૮૨૩) અતાને પૂછવામાં આવ્યું કે, જો કોઈ માણસ મક્કાનો પડોશી હોય તો શું તે પણ હજ્જની લબ્બૈક કહે ? અતાએ જવાબ આપ્યો કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ઝીલહજ્જની ૮ તારીખના

જ્યારે ઝુહરની નમાઝ પઢીને સવારી પર બરાબર બેસી જતા ત્યારે લબ્બૈક બોલતા હતા.

(૩૦૬/૧૮૨૪) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે મક્કા ગયા અને (ઉમરા પછી) ઝીલહજ્જની આઠમી સુધી એમ જ ઈહરામ વગર રહ્યા. જ્યારે આઠ તારીખ થઈ અને મક્કાને અમે પીઠ પાછળ કર્યું ત્યારે હજ્જની લબ્બૈક કહી.

(૩૦૭/૧૮૨૫) અબૂ ઝુબૈર જાબિરના હવાલાથી બયાન કરે છે કે, અમે બતહાથી ઈહરામ બાંધ્યો હતો.

(૩૦૮/૧૮૨૬) ઉબૈદ ઈબ્ને જુરૈજ કહે છે : મેં ઈબ્ને ઉમર (રદિ.)ને પૂછ્યું કે, એનું શું કારણ છે કે, જ્યારે તમે મક્કામાં હતા ત્યારે બીજા લોકોએ તો ચાંદ જોતાં જ ઈહરામ બાંધી લીધો હતો, પરંતુ તમે ૮ ઝીલહજ્જ પહેલાં ઈહરામ બાંધ્યો ન હતો ? ઈબ્ને ઉમરે કહ્યું કે, મેં હુઝૂરને તે સમયથી પહેલાં ઈહરામ બાંધતા જોયા નથી જ્યાં સુધી કે આપની સવારી આપને લઈને ઉભી થઈ જતી ન હતી.

### ૮ ઝીલહજ્જના ઝુહરની નમાઝ ક્યાં પઢે ?

(૩૦૯/૧૮૨૭) અબ્દુલ અઝીઝ ઈબ્ને રૂફૈઅ કહે છે : મેં હઝરત અનસ (રદિ.)ને પૂછ્યું કે, જો તમને યાદ હોય તો મને બતાવી દો કે, હુઝૂરે ૮ ઝીલહજ્જની ઝુહર અને અસરની નમાઝ ક્યાં પઢી હતી ? હઝરત અનસે કહ્યું : મિનામાં. મેં પૂછ્યું : પાછા ફરવાના દિવસે અસરની નમાઝ ક્યાં પઢી હતી ? કહ્યું : અબતહ કિંવા મુહસ્સબમાં. ત્યાર પછી હઝરત અનસે કહ્યું : જે પ્રમાણે તમારા હાકિમો કરે તે પ્રમાણે તમે પણ કરો.

(૩૧૦/૧૮૨૮) અબ્દુલ અઝીઝ કહે છે કે, ૮ ઝીલહજ્જના હું મિના જવા માટે નીકળ્યો. રસ્તામાં હઝરત અનસ (રદિ.) સાથે મુલાકાત થઈ. તે વખતે તેઓ ગધેડા ઉપર જઈ રહ્યા હતા. મેં પૂછ્યું કે, હુઝૂરે તે દિવસે કઈ જગ્યાએ ઝુહરની નમાઝ પઢી હતી ? કહ્યું : જુઓ, જે જગ્યાએ તમારા હાકિમો નમાઝ પઢે તે જગ્યાએ તમે પણ પઢો.

**✪ ભાગ–૬ સમાપ્ત ✪**



# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ–૭

# બુખારી શરીફ

## ભાગ-૭

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મિનામાં નમાઝ પઢવાનું બયાન**

(૧/૧૮૨૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, (ફર્ઝ નમાઝના બદલે) હુઝૂરે અકરમ (સલ.)એ, હઝરત અબૂબક્રે, હઝરત ઉમરે તથા ખિલાફતના આરંભમાં હઝરત ઉસ્માને મિનામાં બે રકઅત પઢી.

(૨/૧૮૩૦) હઝરત હારિસા ઇબ્ને વહબ ખુઝાઇ કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ અમને મિનામાં બે રકઅત પઢાવી. તે વખતે અમારી (કિંવા મુસલમાનોની) સંખ્યા પણ હંમેશ કરતાં વધારે હતી અને અમે ખૂબ જ શાંતિમાં હતા.

(૩/૧૮૩૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.) સાથે બે રકઅત પઢી. હઝરત અબૂબક્રની સાથે બે રકઅત પઢી. હઝરત ઉમર સાથે બે રકઅત પઢી, પરંતુ હવે તમારા રસ્તા જ અલગ અલગ થઇ ગયા. કાશ ! આ ચાર રકઅતોમાંથી બે રકઅતોનું કબૂલ થવું મને નસીબ થઇ જાય.

**અરફાતમાં ૯મી ઝીલહજ્જનો રોઝો રાખવાનું બયાન**

(૪/૧૮૩૨) હઝરત ઉમ્મે ફઝલ (ઇબ્ને અબ્બાસ) કહે છે કે, એક વાર લોકોને અરફાતના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ના રોઝા વિષે શંકા થઇ. એટલે મેં હકીકત જાણવા માટે હુઝૂર (સલ.)ની સેવામાં શરબત મોકલ્યું. આપે તેને પી લીધું.

**મિનાથી અરફાત તરફ જતી વખતે લબ્બૈક અને અલ્લાહુ અકબર બોલવાનું બયાન**

(૫/૧૮૩૩) હઝરત મુહમ્મદ ઇબ્ને અબૂબક્ર સકફી અને હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) સવારે મિનાથી અરફાત જઇ રહ્યા હતા. મુહમ્મદ કહે છે કે, મેં હઝરત અનસને પૂછ્યું કે, તમે લોકો રસૂલુલ્લાહ (સલ.) સાથે તે દિવસે શું કરતા હતા ? કહ્યું : અમારામાંથી અમુક લોકો લબ્બૈક બોલતા હતા, એની મનાઇ ન

(૩/૧૮૩૧) મુસાફિર બે રકાત પઢશે અને મુકીમ ચાર રકાત પઢશે.

(૪/૧૮૩૨) અરફાતના મેદાનમાં થોભતી વખતે હાજીઓ માટે રોઝો નથી. કારણ કે, કદી સખત ગરમી અને ઉગ્ર તાપમાં થોભવું પડે છે અને થાક પણ લાગે છે.

હતી. અમુક લોકો તકબીર પઢતા હતા, એની પણ મનાઇ ન હતી.

**અરફાના દિવસે સખ્ત તાપમાં બપોરના વખતે નમિરહ પહાડ પાસેથી જવાનું બયાન**

(૬/૧૮૩૪) સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, અબ્દુલ મલિક ઇબ્ને મરવાને હજ્જાજને લખ્યું કે, હજ્જના અહકામમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરનો વિરોધ કરવો નહી. હઝરત ઇબ્ને ઉમર (રદિ.) અરફાના દિવસે સૂર્ય ઢળ્યા પછી આવ્યા. હું સાથે હતો. તેમણે હજ્જાજના તંબુ પાસે પહોંચીને અવાજ દીધો. હજ્જાજ કુસુમથી રંગેલી ચાદર પહેરીને બહાર નીકળ્યો અને કહેવા લાગ્યો : અબૂ અબ્દુર્રહમાન (ઇબ્ને ઉમરની કુન્નિયત છે) શું વાત છે ? તેમણે કહ્યું : જો તમે સુન્નતનું અનુકરણ કરવા માંગતા હોય તો અત્યારે ચાલો. હજ્જાજે કહ્યું, અત્યારે ? તેમણે કહ્યું : હા. હજ્જાજે કહ્યું : એટલીવાર તો થોભો કે હું માથા પર પાણી નાખી લઉં. ગુસ્લ કરીને તરત આવું છું. એટલે ઇબ્ને ઉમર સવારી ઉપરથી ઉતરી પડયા. થોડીવાર પછી હજ્જાજ પણ નીકળ્યો અને મારી અને મારા પિતાની વચ્ચે રહીને ચાલવા લાગ્યો. મેં કહ્યું કે, જો તમે સુન્નતનું અનુકરણ કરવા માંગતા હોય તો ટૂંકો ખુત્બો પઢજો અને વુકૂફે અરફાત માટે જલદી કરજો. હજ્જાજ મારા પિતા (ઇબ્ને ઉમર) તરફ જોવા લાગ્યો. ઇબ્ને ઉમરે કહ્યું : સાલિમ સાચું કહે છે.

**અરફાતમાં સવારી પર ઉભા રહેવાનું બયાન**

(૭/૧૮૩૫) હઝરત ઉમ્મુલ ફઝલ બિન્તે હારિસ કહે છે : મારી પાસે અરફાના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ના રોઝા વિષે અમુક લોકોમાં મતભેદ ઉભો થયો. કોઇએ કહ્યું કે, હુઝૂરનો રોઝો છે. કોઇએ કહ્યું : નથી. મેં હુઝૂરની સેવામાં એક પ્યાલામાં દૂધ મોકલ્યું. આપે તેને પી લીધું. તે વખતે આપ ઊંટ પર ઉભા હતા.

**અરફાતમાં બે નમાઝોને ભેગી કરીને પઢવાનું બયાન**

(૮/૧૮૩૬) હઝરત સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, જે વરસે હજ્જાજ સકફી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર (રદિ.) સાથે લડાઇ કરવા માટે મક્કામાં ઉતર્યો હતો તે સમયે તેણે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)ને પૂછ્યું કે અરફાના દિવસે અરફાતના રોકાણ દરમ્યાન શું કરીએ? મેં કહ્યું કે, જો તું સુન્નતનું અનુકરણ કરવા માંગતો હોય તો ઝુહરની નમાઝ સખ્ત તાપમાં પહેલેથી પઢી લેજે. હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, સાલિમ સાચું કહે છે. કારણ કે નબવી સુન્નતને અદા કરવા માટે લોકો ઝુહર અને અસ્રની નમાઝોને ભેગી કરીને પઢતા હતા. ઝુહરી કહે છે : મેં સાલિમને પૂછ્યું :



શું રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે કર્યું હતું ? સાલિમે કહ્યું કે, આ કામનો હેતુ માત્ર સુન્નતનું અનુકરણ જ છે.

**૯ મી ઝીલહજ્જે અરફાતમાં ટૂંકો ખુત્બો પઢવાનું બયાન**

(૯/૧૮૩૭) હઝરત સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, અબ્દુલ મલિક ઇબ્ને મરવાને હજ્જાજને લખ્યું કે, હજ્જના અહકામમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરનું અનુકરણ કરજે. જ્યારે ઝીલહજ્જની ૯ તારીખ થઇ ત્યારે સૂર્ય ઢળ્યા પછી ઇબ્ને ઉમર આવ્યા. હું સાથે હતો. તેમણે તંબુ પાસે જઇને હજ્જાજને અવાજ દીધો. હજ્જાજ બહાર નીકળ્યો. ઇબ્ને ઉમર (રદિ.)એ કહ્યું : ચાલો. હજ્જાજે કહ્યું : અત્યારે ? ઇબ્ને ઉમરે કહ્યું કે, હા. હજ્જાજે કહ્યું કે, એટલી તો મહેતલ આપો કે માથા પર પાણી નાખી લઉં. ઇબ્ને ઉમર સવારી પરથી ઉતરી પડયા. થોડીવાર પછી હજ્જાજ પણ નીકળ્યો અને મારી અને મારા પિતાની વચ્ચે રહીને ચાલવા લાગ્યો. મેં કહ્યું : જો તમે આજે સુન્નતનું અનુકરણ કરવા માંગતા હોય તો ખુત્બો ટૂંકો પઢશો અને અરફાતમાં થોભવા માટે જલદી કરજો. હઝરત ઇબ્ને ઉમરે કહ્યું : સાલિમ સાચું કહે છે.

**અરફાતના રોકાણ માટે જલદી જવાનું બયાન**

**ઇમામ બુખારી કહે છે આ વિષયની મુઅત્તાવાળી હદીસ (સાલિમની રિવાયતથી) ઉપર આવી ગઇ છે. અહીં એને હું બીજીવાર વર્ણવવા માંગતો નથી.**

**અરફાતમાં થોભવાનું બયાન**

(૧૦/૧૮૩૮) હઝરત ઝુબેર ઇબ્ને મુતઇમ કહે છે કે, મારું એક ઊંટ ગુમ થઇ ગયું હતું. હું તેને શોધવા માટે અરફાના દિવસે નીકળ્યો. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) અરફાતમાં થોભ્યા છે. મેં કહ્યું : ખુદાની કસમ ! આ માણસ કુરેશી લાગે છે, પછી અરફાતમાં એનું શું કામ છે ? (તેણે તો હરમમાં થોભવું જોઇએ.)

(૧૧/૧૮૩૯) હઝરત ઉરવા કહે છે કે, અંધકાર યુગમાં એવો રિવાજ હતો કે, કુરેશ અને કુરેશના વંશ સિવાય બીજા લોકો નગ્ન તવાફ કરતા હતા. કારણ કે, કુરેશ ખુદાના માટે લોકોને ખેરાત આપતા હતા. પુરૂષ પુરૂષને કપડાં આપતો હતો જેથી તેમને પહેરીને તવાફ કરે. ઓરત ઓરતને કપડાં આપતી હતી. જે માણસને કપડાં આપતાં ન હતા તે નગ્ન તવાફ કરતો હતો. બીજા લોકો તો અરફાતથી પાછા ફરતા હતા અને કુરેશ મુઝદલિફાથી. મારા પિતાએ હઝરત આઇશાની રિવાયતથી મારી સામે બયાન કર્યું હતું કે, આયત : **સુમ્મ અફીદૂ મિન હયસુ અફાદ ન્નાસુ,** કુરેશ વિષે ઉતરી હતી. કારણ કે, કુરેશ જ મુઝદલિફાથી તવાફે ઇફાદા કરતા હતા. એટલે તેમને જ હુકમ થયો કે અરફાતથી પાછા ફર્યા કરે.

## અરફાતથી પાછા ફરતી વખતે ચાલવાની રીત

(૧૨/૧૮૪૦) હઝરત ઉરવા કહે છે : હું બેઠો હતો, એવામાં એક માણસે હઝરત ઉસામા (રદિ.)ને પૂછ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે હજ્જતુલ વદાઅમાં અરફાતથી પાછા ફરતા ત્યારે કેવી રીતે ચાલતા હતા ? ઉસામાએ જવાબ આપ્યો કે, મધ્યમ ચાલે ચાલતા હતા. હા, રસ્તો પહોળો જોતા ત્યારે ઝડપથી ચાલતા હતા

## અરફાત અને મુઝદલિફાની વચ્ચે ઉતરવાનું બયાન

(૧૩/૧૮૪૧) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) અરફાતથી પાછા ફર્યા ત્યારે પહાડના ઘાટ તરફ વળી ગયા. ત્યાં જઇને આપે હાજત કરી અને વુઝૂ કર્યું. મેં પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપ (મગરિબની) નમાઝ પઢશો ? ફરમાવ્યું : નમાઝ આગળ (મુઝદલિફામાં) થશે.

(૧૪/૧૮૪૨) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) મુઝદલિફામાં મગરિબ અને ઇશાની નમાઝ ભેગી કરીને પઢતા હતા અને પહાડના તે ઘાટ પરથી પસાર થતા હતા, જ્યાંથી હુઝૂરે અકરમ (સલ.) પસાર થતા હતા. ત્યાં હાજત કરીને વુઝૂ કરતા હતા, પરંતુ નમાઝ પઢતા ન હતા. નમાઝ મુઝદલિફામાં જઇને પઢતા હતા.

(૧૫/૧૮૪૩) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, એકવાર હું અરફાતથી હુઝૂર (સલ.)ની પાછળ સવાર થયો. જ્યારે આપ મુઝદલિફાની નજીક પહાડના ડાબા ઘાટ ઉપર પહોંચ્યા ત્યારે ઊંટણી બેસાડી અને ઉતરીને પેશાબ કર્યો. પાછા આવ્યા ત્યારે મેં પાણી નાખ્યું અને આપે ટૂંકું વુઝૂ કર્યું. મેં પૂછ્યું : યા રસૂલલ્લાહ ! શું હુઝૂર નમાઝ પઢશે ? ફરમાવ્યું : નમાઝ આગળ થશે. આમ કહીને સવાર થઇ ગયા અને મુઝદલિફા જઇને નમાઝ પઢી. પછી મુઝદલિફામાં સવારે ફઝલ (ઇબ્ને અબ્બાસ) હુઝૂરની પાછળ સવાર થઇ ગયા. ફઝલનું બયાન છે કે, જમરએ અકબા સુધી આપ બરાબર લબ્બૈક બોલતા રહ્યા.

## અરફાતથી પાછા ફરતી વખતે હુઝૂર (સલ.)એ સહાબાને હુકમ આપ્યો કે, આરામથી ચાલો. આપે કોરડાથી ઇશારો કરીને ફરમાવ્યું હતું.

(૧૬/૧૮૪૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હું અરફાના દિવસે અરફાતથી હુઝૂર (સલ.)ની સાથે ચાલ્યો. એવામાં હુઝૂરે પોતાની પાછળ ઘણો શોરબકોર સાંભળ્યો કે, લોકો ઊંટોને મારતા ઝડપથી દોડાવતા આવી રહ્યા છે. આપે કોરડાથી તેમના તરફ ઇશારો કર્યો અને ફરમાવ્યું : લોકો, આરામથી ચાલો; ઝડપથી દોડવું કે દોડાવવું કોઇ નેક વાત નથી.

(૧૫/૧૮૪૩) હજ્જના ઇહરામમાં મોટા (અકબા) જમરાને કાંકરીઓ મારતા સુધી તલ્બિયા પઢવું જોઇએ, પછી બંધ કરી દેવું જોઇએ.



## મુઝદલિફામાં બે નમાઝો (મગરિબ અને ઇશા) ભેગી કરીને પઢવી મુસ્તહબ છે.

(૧૭/૧૮૪૫) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) અરફાતથી નીકળીને પહાડના ઘાટમાં ઉતર્યા અને પેશાબ કરીને વુઝૂ કર્યું, પરંતુ પૂરેપૂરું વુઝૂ કર્યું નહીં. મેં પૂછ્યું કે, હુઝૂર નમાઝ પઢશે ? ફરમાવ્યું : નમાઝ આગળ થશે. જ્યારે મુઝદલિફા પહોંચ્યા ત્યારે પૂરેપૂરું વુઝૂ કર્યું. નમાઝની તકબીર થઇ. આપે મગરિબની નમાઝ પઢી. ત્યાર પછી દરેક માણસે પોતપોતાનું ઊંટ પોતપોતાના ઉતારામાં બેસાડયું. થોડીવાર પછી ઇશાની તકબીર થઇ. આપે ઇશાની નમાઝ પઢી. મગરિબ અને ઇશાની નમાઝો વચ્ચે બીજી કોઇ નમાઝ પઢી નહી.

## મગરિબ અને ઇશાની નમાઝ મુઝદલિફામાં મેળવીને પઢે. તેમની વચ્ચે સુન્નતો વગેરે ન પઢે.

(૧૮/૧૮૪૬) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુઝદલિફામાં મગરિબ અને ઇશાની નમાઝ મેળવીને પઢી. દરેક માટે જુદી તકબીર કહી, પરંતુ ન તો બંનેની વચ્ચે નફિલો પઢી કે ન છેલ્લે.

(૧૯/૧૮૪૭) હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ હજ્જતુલ વદાઅમાં મગરિબ અને ઇશાની નમાઝ મુઝદલિફામાં મેળવીને પઢી હતી.

## ઉપરોક્ત બંને નમાઝો માટે અલગ અલગ અઝાન અને તકબીર કહેવાનું બયાન

(૨૦/૧૮૪૮) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને યઝીદ કહે છે કે, એકવાર હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.)એ હજ્જ કરી. લગભગ ઇશાના વખતે અમે મુઝદલિફામાં પહોંચ્યા ત્યારે હઝરત અબ્દુલ્લાહે એક માણસને હુકમ આપ્યો. તેણે અઝાન આપી અને તકબીર કહી. હઝરત અબ્દુલ્લાહે મગરિબની નમાઝ પઢી. મગરિબની નમાઝ પછી બીજી બે રકઅત પઢી, પછી સાંજનું ભોજન મંગાવીને ખાધું. ખાધા પછી એક માણસને હુકમ આપ્યો. તેણે અઝાન આપી અને તકબીર કહી. તેમણે ઇશાની બે રકઅત પઢી (રાત્રે ત્યાં જ પડાવ નાખ્યો.) જ્યારે ફજ્રનો વખત થયો ત્યારે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) આ દિવસે આ સ્થળે આવી જ નમાઝ પઢતા હતા. તે પછી કહ્યું : આ બંને નમાઝો સમય બદલીને પઢવામાં આવે છે. મગરિબની નમાઝ તો તે વખતે થાય છે જ્યારે લોકો મુઝદલિફામાં

(૧૭/૧૮૪૫) મુઝદલિફા જઇને ઇશાનાં વખતે મગરિબની નમાઝ પઢવી જોઇએ. અરફાતથી મુઝદલિફા જતી વખતે રસ્તામાં પઢવી જાઇઝ નથી.

આવી જાય છે. ફજ્રની નમાઝ ફજ્રના ઉદય પછી પઢવામાં આવે છે. મેં તે જ કામ કર્યું જે રસૂલુલ્લાહ (સલ.)ને કરતાં જોયા હતા.

**જો કોઇ માણસ પોતાના બાળ-બચ્ચાંને રાત્રે પહેલેથી મુઝદલિફામાં મોકલી આપે તો તે લોકો ત્યાં પહોંચીને થોભી જાય અને દુઆમાં મશગૂલ રહે, પછી ચાંદની અદ્રશ્ય થયા પછી બાળ-બચ્ચાંને મિના મોકલી દે તો જાઇઝ છે.**

(૨૧/૧૮૪૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) પોતાના બાળ-બચ્ચાંને પહેલેથી મુઝદલિફા રાત્રે જ મોકલી આપતા હતા. તે લોકો મુઝદલિફામાં મશ્અરે હરામ પહાડ પાસે જઇને રહેતાં હતાં અને અલ્લાહની યાદમાં મશગૂલ થઇ જતાં હતાં. પછી આ બધા મિના તરફ ચાલ્યા જતાં હતાં. ઇમામ પાછળથી મુઝદલિફામાં આવીને રહેતા હતા અને પાછળથી જ મિનામાં પહોંચતા હતા. જેથી તેમનામાંથી કેટલાક લોકો તો ફજ્રની નમાઝ વખતે મિનામાં પહોંચી જતાં હતાં અને કેટલાક ફજ્ર પછી પહોંચતા હતા. મિનામાં પહોંચીને એ લોકો કાંકરીઓ ફેંકતા હતા. ઇબ્ને ઉમર કહે છે કે, આવા કમઝોર માણસોને રસૂલુલ્લાહ (સલ.)એ પહેલેથી જવાની રજા આપી છે.

(૨૨/૧૮૫૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને મુઝદલિફાથી રાત્રે જ મોકલી આપ્યો હતો.

(૨૩/૧૮૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ પોતાના ઘરવાળાઓમાંથી જે કમજોર લોકોને મુઝદલિફાની રાત્રે મોકલી આપ્યા હતા, તેમનામાંથી હું પણ હતો.

(૨૪/૧૮૫૨) હઝરત અસ્માના ગુલામ અબ્દુલ્લાહ બયાન કરે છે કે, હઝરત અસ્મા રાતના વખતે મુઝદલિફામાં ઉતર્યાં અને નમાઝ પઢવા ઉભા થઇ ગયાં. થોડીવાર નમાઝ પઢયાં અને પૂછયું : બેટા, શું ચાંદ ગાયબ થઇ ગયો ? મેં કહ્યું : હજુ છુપાયો નથી. તેમણે ફરી થોડીવાર નમાઝ પઢયા પછી પૂછયું, બેટા શું ચાંદ છુપાઇ ગયો ? મેં કહ્યું : જી હા. કહ્યું : બસ હવે કૂચ કરો. હુકમ અનુસાર અમે ચાલતાં થયાં. અહીં સુધી કે હઝરત અસ્માએ મિના પહોંચીને કાંકરીઓ મારી અને પાછા આવીને પોતાની જગ્યાએ ફજ્રની નમાઝ પઢી. મેં કહ્યું : ભોળી માં, હું માનું છું કે, આપણે અંધારામાં નમાઝ પઢી. કહ્યું : બેટા, રસૂલુલ્લાહ (સલ.)એ સ્ત્રી સવારોને એની રજા આપી છે.

.............................................

(૨૪/૧૮૫૨) કમઝોર લોકો માટે જાઇઝ છે કે, તેઓ રાત્રિના સમયે મુઝદલિફાથી મીના ચાલ્યા જાય, જેથી કાંકરીઓ મારતી વખતે થતી ભીડથી બચી જાય. ઇમામ અબૂ હનીફાના મત મુજબ મીના જઇને સૂર્યોદય પહેલાં કાંકરીઓ મારવાની મનાઇ છે. ઇબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં મનાઇ આવી છે.



(૨૫/૧૮૫૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત સૌદા (રદિ.) જાડાં અને ભારે શરીરવાળાં હતાં, એટલે તેમણે (મિના જવાની) મુઝદલિફાની રાત્રે હુઝૂર (સલ.) પાસે રજા માંગી. હુઝૂરે રજા આપી.

(૨૬/૧૮૫૪) હઝરત આઇશા (રદિ.) કહે છે : જ્યારે અમે મુઝદલિફામાં ઉતર્યાં ત્યારે હઝરત સૌદા (રદિ.)એ લોકોની ભીડ પહેલાં મિના જવાની રજા માંગી. કારણ કે, તેઓ જાડાં અને મંદ ગતિવાળાં હતાં. હુઝૂર (સલ.)એ તેમને રજા આપી. ભીડ પહેલાં તેઓ ચાલ્યાં ગયાં. અમે લોકો સવાર સુધી ત્યાં જ રોકાયાં. જ્યારે હુઝૂર પાછા ફર્યા ત્યારે અમે પણ પાછા ફર્યાં. જો હું પણ સૌદાના જેમ હુઝૂર પાસે રજા માંગી લેત તો તે મને દરેક ખુશ કરનારી વસ્તુથી વધારે પસંદ હતી.

**મુઝદલિફામાં ફજ્રની નમાઝ કયા વખતે પઢવી જોઇએ ?**

(૨૭/૧૮૫૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, મેં કદી હુઝૂર (સલ.)ને સમય વગર નમાઝ પઢતા જોયા નથી, માત્ર બે નમાઝો સમય વગર પઢતા હતા. ૧. મગરિબ અને ઇશાની નમાઝ મેળવીને પઢતા હતા. ૨. ફજ્રની નમાઝ વખત પહેલાં પઢી લેતા હતા.

(૨૮/૧૮૫૬) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને યઝીદ કહે છે કે, એકવાર હું હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) સાથે (હજ્જના ઇરાદાથી) મક્કા ગયો. જ્યારે અમે બંને મુઝદલિફામાં પહોંચ્યા ત્યારે ઇબ્ને મસઊદે બંને નમાઝો (મગરિબ અને ઇશા) અલગ અલગ અઝાન અને ઇકામતથી પઢી. બંને નમાઝો વચ્ચે રાતનું ખાણું ખાધું. પછી ફજ્રની નમાઝ એવા વખતે પઢી કે અમુક લોકો કહેતા હતા કે ફજ્ર થઇ ગઇ અને અમુક કહેતા હતા : હજુ થઇ નથી. નમાઝ પછી હઝરત ઇબ્ને મસઊદે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : આ બંને નમાઝો આ જગ્યાએ વગર વખતના પઢવામાં આવે છે. મગરિબ અને ઇશાની નમાઝ તો એવા વખતે આવીને લોકો પઢે કે પુષ્કળ અંધારું થઇ જાય અને ફજ્રની નમાઝ આ વખતે પઢવી જોઇએ. આ બયાન કર્યા પછી ઇબ્ને મસઊદ મુઝદલિફામાં થોડીવાર થોભ્યા. જ્યારે બરાબર અજવાળું થઇ ગયું ત્યારે કહ્યું : જો અત્યારે અમીરૂલ મુઅમિનીન (ઉસ્માન) મુઝદલિફાથી ચાલવા માંડે તો સુન્નત અનુસાર ગણાશે. અબ્દુર્રહમાન કહે છે : હું કહી શકતો નથી કે ઇબ્ને મસઊદના ઉપરોક્ત કથન પહેલાં હઝરત ઉસ્માન મુઝદલિફાથી નીકળી ગયા હતા કે પછી. ઇબ્ને મસઊદ જમરાને કાંકરી મારતાં સુધી બરાબર લબ્બૈક બોલતા રહ્યા. અહીં સુધી કે ૧૦ ઝીલહજ્જના કાંકરીઓ ફેંકી અને લબ્બૈક બંધ કરી.

**હાજી મુઝદલિફાથી ક્યારે જાય ?**

(૨૯/૧૮૫૭) અમ્ર ઇબ્ને મયમૂન કહે છે કે, મારી સામે હઝરત ઉમર (રદિ.)એ મુઝદલિફામાં ફજ્રની નમાઝ પઢી હતી. થોડીવાર પછી કહ્યું હતું કે, મુશ્રિકો સૂર્યોદય પછી અહીંથી નીકળતા હતા અને બોલતા હતા : **અશ્રિક સબીર** કિંવા અય સબીર પહાડ પ્રકાશિત થઇ જા. (જેથી અમે અહીંથી ચાલીએ) પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ તેમનાથી ઉલટું કર્યું. આમ કહ્યા પછી હઝરત ઉમર મુઝદલિફાથી સૂર્યોદય પહેલાં ચાલી નીકળ્યા.

**૧૦ ઝીલહજ્જની સવારે 'જમરએ અકબા'ને કાંકરીઓ મારતી વખતે લબ્બૈક અને તકબીર બોલવાનું બયાન અને રસ્તામાં પોતાની સવારી પર પીઠ પાછળ કોઇને સવાર કરવાનું જાઇઝ હોવું**

(૩૦/૧૮૫૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ હઝરત ફઝલને પોતાની ઊંટણી પર પાછળ બેસાડી લીધા હતા. ફઝલ બયાન કરતા હતા કે જમરાને પત્થર મારતાં સુધી રસૂલુલ્લાહ (સલ.) બરાબર (રસ્તામાં) લબ્બૈક બોલતા રહ્યા.

(૩૧/૧૮૫૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અરફાતથી મુઝદલિફા સુધી હઝરત ઉસામા રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ આપના ઊંટ પર સવાર રહ્યા. પછી હુઝૂરે મુઝદલિફાથી મિના સુધી ફઝલને પાછળ બેસાડી લીધા. બંને સજ્જનોએ બયાન કર્યું કે, જમરએ અકબાને કાંકરીઓ મારતા સુધી રસૂલુલ્લાહ (સલ.) બરાબર લબ્બૈક બોલતા રહ્યા.

**'ફમન તમત્તઅ બિલ ઉમ્રતિ ઇલલ હજ્જિ ફમ સ્તય્સર મિનલ હદયિ...થી...હાદિરીલ મસ્જિદિલ હરામ' સુધીની સ્પષ્ટતા.**

**કિંવા ખુદા તઆલા ફરમાવે છે કે, જે માણસ ઉમરાને હજ્જ સાથે મેળવીને લાભ ઉઠાવવા માંગે તે જે કુરબાની મળે તે સાથે લઇ જાય અને જેને કુરબાની ન મળે તે હજ્જના દિવસોમાં ત્રણ દિવસના રોઝા રાખે અને સાત દિવસોના વતન પાછા ફરતી વખતે કિંવા પૂરા દસ દિવસના રોઝા રાખે, પરંતુ આ હુકમ તે લોકો માટે છે જેમના ઘરવાળાંઓ કઅબાની પાસે ન રહેતા હોય.**

(૩૨/૧૮૬૦) અબૂ જમરા કહે છે : મેં હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ને તમત્તુઅનો હુકમ પૂછયો. તેમણે મને તમત્તુઅ કરવાનો હુકમ આપ્યો. મેં કુરબાનીના જાનવર વિષે પૂછયું. કહ્યું : કુરબાની માટે પૂરું ઊંટ અથવા ગાય અથવા બકરી હોવી જોઇએ અથવા ઊંટ, ગાયમાં



ભાગીદારી કરી લેવી જોઇએ, પરંતુ કેટલાક માણસો તમત્તુઅને ખરાબ ગણતા હતા. અચાનક એક દિવસ હું સૂઇ રહ્યો હતો એવામાં મેં સ્વપ્નમાં જોયું કે, કોઇ માણસ અવાજ દઇ રહ્યો છે કે, તારી હજ્જ કબુલ અને ઉમરો સ્વીકારાયો. મેં હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) પાસે જઇને આ સ્વપ્ન બયાન કર્યું. તેમણે કહ્યું : અલ્લાહુ અકબર, આ રસૂલુલ્લાહની સુન્નત છે.

**કુરબાનીના ઊંટ પર સવાર થવાનું બયાન**

**ખુદા તઆલા ફરમાવે છે : વલ બુદન જઅલનાહા લકુમ મિન શઆઇરિલ્લાહી લકુમ ફીહા ખય્રુન ફઝકુરુસ્મ લ્લાહિ અલયહા સવાફ્ફ ફઇઝા વઝબત જુનૂબુહા....થી...વ બશ્શિરીલ મુહસિનીન સુધી. કિંવા અમે તમારા માટે ઊંટોને અલ્લાહના નામની નિશાની ઠેરવ્યાં છે. એમાં તમારી ભલાઇ છે. માટે એમની લાઇન બનાવીને અલ્લાહનું નામ એમના પર પઢો. જ્યારે તે પડખા પર પડી જાય ત્યારે તમે પોતે પણ તેમાંથી ખાઓ અને સવાલથી બેસનાર તેમજ બેસવા ફકીરોને પણ ખવડાવો. અમે આ જાનવરો તમારા તાબે કરી દીધાં છે, જેથી તમે ખુદાનો ઉપકાર માનો. ખુદા તઆલાને આ જાનવરોનો ગોશ્ત અને લોહી પહોંચતું નથી, બલ્કે તમારી પરહેઝગારી પહોંચે છે. આ જાનવરોને અલ્લાહ તઆલાએ તમારા તાબેદાર બનાવ્યા છે, જેથી તમે ખુદાની મહાનતા જાહેર કરો કે તમને સીધો રસ્તો બતાવ્યો. અય નબી ! નેકી કરનારાઓને ખુશખબરી સંભળાવી દો. મુજાહિદ કહે છે કે, ઉપરોક્ત આયતમાં 'બુદ્દન' શબ્દ આવ્યો છે. 'બુદ્દન'ને 'બુદ્દન' એટલા માટે કહેવામાં આવે છે કે, એ ઊંટોનું શરીર ભારે હોય છે. 'મુઅ્તર્ર' તે માણસને કહેવામાં આવે છે જે કુરબાનીના જાનવરનો ગોશ્ત દરેક માલદાર અને ગરીબ પાસે માંગતો ફરે અને દરેક માણસ પાસે ભીખ માંગતો ફરે. ખુદા તઆલાએ તે ઊંટોને પોતાની નિશાની ઠેરવ્યાં છે. હેતુ એ છે કે, તે ઊંટોને તાજા કરવાં અને શણગારવાં જોઇએ. 'અતીક'નો અર્થ આઝાદ થાય છે કિંવા ખાનએ કઅબા ઝાલિમોના પંજાથી આઝાદ રહેશે. 'વજબત્'નો અર્થ સકતત્ થાય છે કિંવા ઝમીન પર પડી જાય ત્યારે તેમનો ગોશ્ત ખાઓ. 'વજબતિ શ્શમ્સૂ' કિંવા 'ગરબત્'નો એ જ અર્થ છે.**

(૩૩/૧૮૬૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જોયું કે, એક માણસ કુરબાનીના ઊંટને

પાછળથી હાંકી રહ્યો છે. આપે ફરમાવ્યું : એના પર સવાર થઇ જા. તેણે કહ્યું કે, એ કુરબાનીનું ઊંટ છે. આપે ફરમાવ્યું કે સવાર થઇ જા. તેણે ફરી કહ્યું કે એ કુરબાનીનું છે. આપે બીજી અથવા ત્રીજી વાર ફરમાવ્યું : અરે, તારા માટે ખરાબી થાય, એના પર સવાર થઇ જા.

(૩૪/૧૮૬૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જોયું કે એક માણસ કુરબાનીના ઊંટને હાંકી રહ્યો છે. આપે ફરમાવ્યું કે, એના પર સવાર થઇ જા. તેણે કહ્યું કે, આ કુરબાનીનું ઊંટ છે. આપે ફરમાવ્યું : સવાર થઇ જા. તેણે ફરી કહ્યું કે, આ ઊંટ કુરબાનીનું છે. આપે ફરી ત્રીજી વાર ફરમાવ્યું કે એના પર સવાર થઇ જા.

**જો કોઇ માણસ પોતાની સાથે બયતુલ્લાહ સુધી કુરબાનીનું જાનવર લઇ જાય તો શું હુકમ છે ?**

(૩૫/૧૮૬૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.)એ ઉમરાની સાથે હજ્જ મેળવીને તમત્તુઅ કર્યા અને ઝૂલહુલૈફા સ્થળેથી કુરબાનીનું જાનવર સાથે લઇ લીધું. સૌથી પહેલાં આપે ઉમરાનો ઇહરામ બાંધ્યો હતો, પછી હજ્જનો ઇહરામ બાંધ્યો હતો. લોકોએ પણ હુઝૂરની સાથે ઉમરાને હજ્જ સાથે મેળવીને તમત્તુઅ કર્યો હતો. જે લોકોને કુરબાનીનું જાનવર મળી ગયું હતું તેઓ તો સાથે લઇ ગયા હતા અને જેમને મળ્યું ન હતું તેઓ લઇ જઇ શકયા ન હતા. જ્યારે હુઝૂર (સલ.) મક્કા પહોંચ્યા ત્યારે ફરમાવ્યું કે, તમારામાંથી જે માણસ કુરબાની લાવ્યો હોય તે હજ્જ કર્યા વગર ઇહરામના મનાઇ હુકમોમાંથી કોઇ વસ્તુનો ભંગ કરે નહી અને જે માણસ લાવ્યો ન હોય તે કઅબાનો તવાફ કરીને સફા અને મરવાની સઇ કરે. પછી વાળ કપાવીને ઇહરામ ખોલી નાખે અને બીજીવાર હજ્જનો ઇહરામ બાંધે. હવે જો અહિં કોઇને કુરબાની કરવા માટે જાનવર ન મળે તો હજ્જના દિવસોમાં ત્રણ દિવસના રોઝા રાખે અને સાત દિવસના ઘેર પાછા ફરતી વખતે, આ પ્રમાણે કહીને હુઝૂર મક્કામાં દાખલ થયા. કઅબાનો તવાફ કર્યા અને સૌથી પહેલાં હજરે અસ્વદને ચુંબન કર્યું. તવાફના ત્રણ ચક્કરોમાં હુઝૂર (સલ.) ઝડપભેર ચાલતા હતા અને ચાર ચક્કર સામાન્ય ચાલે લગાવ્યા હતા. તવાફ પછી મકામે ઇબ્રાહીમ પાસે આપે બે રકઅત પઢી. પછી સલામ ફેરવીને નમાઝથી પરવારીને સફા પહાડ તરફ આવ્યા અને સફા અને મરવા વચ્ચે સાત ચક્કર લગાવ્યા, પછી

(૩૪/૧૮૬૨) જો બીજી કોઇ સવારી ન હોય અને પ્રવાસમાં તકલીફ પડતી હોય તો હજ્જ માટેની કુરબાનીના જાનવર પર સવારી કરવી જાઇઝ છે. જરૂર વગર તેના પર સવારી કરવાનું જાઇઝ નથી.



હજ્જ કરી અને ૧૦ મી ઝીલહજ્જે કુરબાની કરી અને ઇહરામના અમુક મનાઇ હુકમો (જેમ કે માથું મુંડાવવા)નો ભંગ કરીને આપે કેટલેક અંશે ઇહરામ દૂર કર્યા. તે પછી મિનાથી ચાલીને મક્કા આવ્યા અને કઅબાનો તવાફ કર્યો. તે વખતે આપે બિલકુલ ઇહરામ ખોલી નાખ્યો. બીજા જે લોકો કુરબાની સાથે લાવ્યા હતા તેમણે પણ જે કંઇ હુઝૂરે કર્યું હતું તેવું જ કર્યું હતું.

**જો કોઇ માણસ રસ્તામાં કુરબાની માટે જાનવર ખરીદી લે તો શું હુકમ છે ?**

(૩૬/૧૮૬૪) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરના પુત્ર ઉબૈદુલ્લાહ હઝરત અબ્દુલ્લાહે પોતાના પિતા (ઇબ્ને ઉમર)ને કહ્યું કે, આ વરસે આપ હજ્જ માટે ન જાઓ. મને ભય છે કે, આ ઝઘડાઓના કારણે કયાંક આપને કઅબાથી રોકાઇ જવું ન પડે. ઇબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, જો મને રોકવામાં આવશે તો હું તે જ કરીશ જે રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું હતું. તે પછી તેમણે કહ્યું કે, તમારા માટે રસૂલુલ્લાહ (સલ.)ના અનુકરણમાં ઉત્તમ માર્ગ છે. પછી કહ્યું : હું તમને ગવાહ બનાવીને કહું છું કે, મેં મારા ઉપર ઉમરો વાજિબ કરી લીધો છે, એમ કહીને તેમણે ઉમરાનો ઇહરામ બાંધી લીધો. જ્યારે બયદા સ્થળે પહોંચ્યા ત્યારે હજ્જ અને ઉમરા બંનેનો ઇહરામ બાંધી લીધો અને કહ્યું : હજ્જ અને ઉમરા બંનેની હાલત એકસરખી છે. તે પછી તેમણે 'કુદૈદ'થી કુરબાની ખરીદી અને મક્કામાં આવ્યા અને હજ્જ અને ઉમરા બંનેનો એક જ તવાફ કર્યો. જ્યાં સુધી બંનેને પૂરા કરી લીધાં નહી ત્યાં સુધી ઇહરામ ખોલ્યો નહી.

**ઝુલહુલૈફા સ્થળે ઊંટના ગળામાં હાર નાખવો અને તેની ખાંધને ઝખ્મી કરીને ઇહરામ બાંધવાનું બયાન**

(૩૭/૧૮૬૫) નાફિઅ કહે છે કે, હઝરત ઇબ્ને ઉમર (રદિ.) જ્યારે મદીનાથી હદી મોકલતા હતા ત્યારે પ્રથમ ઝુલહુલૈફામાં તેના ગળામાં હાર નાખતા હતા. તેની ખાંધના જમણા ભાગને છરીથી ચીરીને તેનું મોં કિબ્લા તરફ કરીને બેસાડી દેતા હતા.

(૩૮/૧૮૬૬) હઝરત મિસ્વર અને મરવાન કહે છે કે, એક સો દસથી કંઇક વધારે સહાબાને લઇને હુઝૂરે અકરમ (સલ.) હુદયબિય્યાથી નીકળ્યા. જ્યારે ઝુલહુલૈફા પહોંચ્યા ત્યારે આપે કુરબાનીના ઊંટની ગરદનમાં હાર નાખ્યો, તેની ખાંધ ચીરી અને ઉમરાનો ઇહરામ બાંધ્યો.

(૩૯/૧૮૬૭) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ના કુરબાનીના ઊંટોના હારોની રસ્સીઓ પોતાના હાથથી વણી અને હુઝૂરે તેમના ગળામાં નાખીને ખાંધો ચીરીને (મક્કા) મોકલી દીધાં, પરંતુ આ કામથી આપને ઇહરામના હુકમો લાગુ પડયા નહી.

## ઊંટ અને ગાય માટે હાર વણવાનું બયાન

(૪૦/૧૮૬૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.) કહે છે : મેં મુબારક સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! લોકોએ તો ઈહરામ ખોલી નાખ્યો, પરંતુ આપે ઈહરામ ખોલ્યો નથી ! ફરમાવ્યું : મેં મારા માથાના વાળ ચોંટાડેલા છે અને કુરબાનીના જાનવરોના ગળામાં હાર નાખેલા છે એટલે હજ્જ પહેલાં હું ઈહરામ ખોલીશ નહીં.

(૪૧/૧૮૬૯) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મદીનાથી હદી મોકલી દેતા હતા. આપના કુરબાનીના જાનવરો માટે હું હાર વણતી હતી. હદી મોકલ્યા પછી આપ તે વસ્તુઓમાં કોઈ વસ્તુની પરહેઝી કરતા ન હતા, જેનાથી મુહરિમ પરહેઝી કરે છે. (કિંવા ઈહરામના હુકમો આપને લાગુ પડતા ન હતા.)

## કુરબાનીના ઊંટોની ખાંધ ઘાયલ કરવાનું બયાન

(૪૨/૧૮૭૦) હઝરત મિસ્વર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હદીના ગળામાં હાર નાખ્યો હતો. તેની ખાંધને ઘાયલ કરી હતી અને ઉમરાનો ઈહરામ બાંધ્યો હતો.

(૪૩/૧૮૭૧) હઝરત આઈશા (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ના કુરબાનીના ઊંટોના હાર વણ્યા હતા. આપે તેમની ખાંધ ઝખ્મી કરી હતી. પછી મેં અને આપ (સલ.)એ તેમના ગળામાં તે હાર નાખ્યા હતા. તે પછી આપે ઊંટોને કઅબા મોકલી દીધાં હતાં અને પોતે મદીનામાં રહ્યા હતાં. આ કામથી ઈહરામના મનાઈ હુકમોમાંથી કોઈ હુકમ આપના માટે મના થયો ન હતો.

## ઊંટો માટે પોતાના હાથે હાર વણવાનું બયાન

(૪૪/૧૮૭૨) ઝિયાદ ઈબ્ને અબૂ સુફયાને હઝરત આઈશાને લખ્યું કે, ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જે માણસે કઅબા હદી મોકલી દીધી તેના માટે તે તમામ વસ્તુઓ મના થઈ ગઈ જે હાજીઓ માટે મના હોય છે, ત્યાં સુધી કે તેની કુરબાની ઝબ્હ થઈ જાય નહીં. હઝરત આઈશા (રદિ.)એ કહ્યું : ઈબ્ને અબ્બાસ જે કહે છે તે બરાબર નથી. મેં પોતે મારા હાથે રસૂલુલ્લાહ (સલ.)ના ઊંટોના હાર વણ્યા હતા. પછી તે હાર આપે ઊંટોના ગળામાં પોતાના હાથે નાખીને મારા પિતાની સાથે મક્કા મોકલ્યા હતા, પરંતુ કુરબાની ઝબ્હ થતાં સુધી ખુદાની હલાલ કરેલી વસ્તુઓમાંથી કોઈ વસ્તુ તે હદી મોકલવાના કારણે આપના માટે મના થઈ ગઈ ન હતી.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૪૩/૧૮૭૧) ઈશ્આરનો અર્થ એ છે કે, ઊંટની ખૂંધને ભાલાની અણીથી જરાક છેદ કરવામાં આવે, તેમાંથી જે લોહી નીકળે તેને ખૂંધ પર ચોપડવામાં આવે, જેથી ખૂંધ લાલ થઈ જાય. આ હરમની કુરબાની હોવાની નિશાની હતી, જેથી ખોવાઈ જાય તો કોઈપણ તેને હરમ સુધી પહોંચાડી દે. ચોર-ડાકુ પણ હરમની કુરબાની લેતા ન હતા, બલ્કે હરમ સુધી પહોંચાડી દેતા હતા.



## બકરીના ગળામાં હાર નાખવાનું બયાન

(૪૫/૧૮૭૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એકવાર બકરીની હદી મોકલી હતી.

(૪૬/૧૮૭૪) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હું રસૂલુલ્લાહ (સલ.) માટે પોતે હાર વણતી હતી અને આપ બકરીઓને પહેરાવીને રવાના કરી દેતા હતા. પોતે પોતાના ઘરવાળાંઓ સાથે ઈહરામ વગર રહેતા હતા.

(૪૭/૧૮૭૫) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) માટે હું પોતે બકરીઓના હાર વણતી હતી. આપ તેમને મોકલીને પોતે ઈહરામ વગર રહેતા હતા.

(૪૮/૧૮૭૬) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ના કુરબાનીના જાનવરો માટે (હાર) વણ્યા હતા. આપે તે વખત સુધી ઈહરામ બાંધ્યો ન હતો.

## ઊનના હાર વણવાનું બયાન

(૪૯/૧૮૭૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, મેં હદી માટે તે ઊનના હાર વણ્યા હતા જે મારી પાસે હતું.

## હદીના ગળામાં જોડાના હાર નાખવાનું બયાન

(૫૦/૧૮૭૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ જોયું કે, એક માણસ કુરબાનીના ઊંટને પાછળથી હાંકી રહ્યો છે. આપે ફરમાવ્યું : એના પર સવાર થઈ જા. તેણે કહ્યું કે, એ કુરબાનીનું ઊંટ છે. આપે ફરમાવ્યું : સવાર થઈ જા. હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મેં થોડીવાર પછી તે માણસને જોયો કે, રસૂલુલ્લાહ (સલ.)ની સાથે તે ઊંટ પર જઈ રહ્યો હતો અને ઊંટની ગરદનમાં જોડો લટકતો હતો.

## કુરબાનીના ઊંટોને ઝૂલ પહેરાવવાનું બયાન

(૫૧/૧૮૭૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ઝૂલમાં ફક્ત ખાંધની જગ્યાએ કાપ મૂકતા હતા. ઝબ્હ કરતી વખતે ઝૂલ ઉતારી લેતા હતા, જેથી લોહીથી ખરાબ ન થઈ જાય. પછી ઝૂલ ખૈરાત કરી દેતા હતા.

(૫૨/૧૮૮૦) હઝરત અલી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને હુકમ આપ્યો હતો કે, કુરબાનીના જે જાનવરો ઝબ્હ થઈ જાય તેની ઝૂલો અને ચામડાઓ ખૈરાત કરી દઉં.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૫૦/૧૮૭૮) એ પણ તે સમયે હરમની કુરબાની હોવાની નિશાની હતી.

(૫૨/૧૮૬૮) બકરીના ગળામાં હાર પહેરાવવાની જરૂર નથી. તેને ઝોળી પહેરાવવાની પણ જરૂર નથી.

**જો કોઇ માણસ રસ્તામાં હદી ખરીદીને ત્યાં જ તેના ગળામાં હાર નાખે તો શું હુકમ છે ?**

(૫૩/૧૮૮૧) નાફિઅ કહે છે કે, જે વરસે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર (રદિ.)ના શાસનકાળમાં ખારજીઓના ફિરકાએ મક્કા પર ચઢાઇ કરી હતી તે વરસે હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ હજ્જનો ઇરાદો કર્યો. તેમને કહેવામાં આવ્યું કે, આ વરસે લોકોમાં ખૂનામરકી થવાની છે. અમને ભય છે કે, તમને હજ્જથી રોકવામાં આવશે. ઇબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, રસુલુલ્લાહ (સલ.)ના અનુકરણમાં તમારા માટે શ્રેષ્ઠ માર્ગ છે. એવું બનશે તો હું તે જ કરીશ, જે રસુલુલ્લાહ (સલ.)એ કર્યું હતું. હું તમને ગવાહ રાખીને કહું છું કે, હું મારા પર ઉમરો વાજિબ કરી ચૂકયો છું. નાફિઅ કહે છે કે, ઇબ્ને ઉમર જ્યારે બયદા મેદાનમાં પહોંચ્યા ત્યારે કહ્યું : હજ્જ અને ઉમરાની એક જેવી જ હાલત છે; એટલે હું તમને ગવાહ રાખું છું કે, મેં હજ્જ અને ઉમરાને મેળવીને અદા કરવાનો ઇરાદો કર્યો છે. ત્યાર પછી તેમણે તે હદી મક્કા મોકલી, જેના ગળામાં હાર પહેલો હતો અને (રસ્તામાં) તેને ખરીદી હતી. મક્કા પહોંચ્યા ત્યારે કઅબાનો તવાફ કર્યો. સફા અને મરવાની સઇ કરી, પછી બીજું કંઇ કર્યું નહી અને ઇહરામ ખોલ્યો નહી, બલ્કે દસમી તારીખ આવી ત્યારે માથું મુંડાવ્યું અને કુરબાની કરી. પહેલા જ તવાફથી હજ્જ અને ઉમરાને સંપૂર્ણ કરી લીધાં. પછી કહ્યું કે રસુલુલ્લાહ (સલ.)એ પણ એવું જ કર્યું હતું.

**પોતાની ઓરતો તરફથી તેમની રજા વગર ગાય ઝબ્હ કરવાનું બયાન**

(૫૪/૧૮૮૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અમે ઝીલકદની ૨૫ તારીખના ફકત હજ્જના ઇરાદાથી રસુલુલ્લાહ (સલ.)ની સાથે મદીનાથી નીકળ્યા. જ્યારે મક્કાની નજીક પહોંચ્યા ત્યારે આપે ફરમાવ્યું કે, જે માણસની સાથે કુરબાનીનું જાનવર ન હોય તે તવાફ અને સઇ કર્યા પછી ઇહરામ ખોલી નાખે. હઝરત આઇશા (રદિ.) કહે છે કે ૧૦ ઝીલહજ્જના અમારી પાસે ગાયનો થોડો ગોશ્ત આવ્યો. મેં કહ્યું : આ શું છે ? ખબર પડી કે રસુલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓ તરફથી કુરબાની કરી છે.

**મિનામાં રસૂલુલ્લાહ (સલ.)ની કુરબાની કરવાની જગ્યાએ કુરબાની કરવાનું બયાન**

(૫૫/૧૮૮૩) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) મિનામાં રસુલુલ્લાહ (સલ.)ની કુરબાની કરવાની જગ્યાએ કુરબાની કરતા હતા.

(૫૬/૧૮૮૪) નાફિઅ કહે છે કે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) પોતાની હદી મુઝદલિફાથી પાછલી રાતે



હાજીઓની સાથે (મિના) મોકલતા હતા. હદીને રસૂલુલ્લાહ (સલ.)ની કુરબાની કરવાની જગ્યાએ લઇ જવામાં આવતી હતી. હાજીઓમાં આઝાદ માણસો પણ રહેતા હતા અને ગુલામ પણ.

**પોતાના હાથે કુરબાની કરવાનું બયાન**

(૫૭/૧૮૮૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના હાથે સાત ઊંટોને ઝબ્હ કર્યા હતા અને ઊંટો તે વખતે ઊભાં હતાં. હા, મદીનામાં બે કાબરચીતરા શીંગવાળા મેંઢાની કુરબાની કરી હતી.

**ઊંટને બાંધીને ઝબ્હ કરવાનું બયાન**

(૫૮/૧૮૮૬) ઝિયાદ ઇબ્ને જુબેર કહે છે કે, ઇબ્ને ઉમર (રદિ.) એક માણસ પાસે ગયા, જેણે પોતાની ઊંટણી બેસાડી રાખી હતી અને ઝબ્હ કરવા માંગતો હતો. તેમણે કહ્યું : તેને ઊભી કરીને બાંધી દે. રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત એ જ છે.

**ઊંટને ઊભું રાખીને ઝબ્હ કરવાનું બયાન**

(૫૯/૧૮૮૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ કહ્યું હતું કે, એ જ રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત છે.

(૬૦/૧૮૮૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ આયત **ફઝકુરૂલ્લાહિ અલયહા સવાફ્ફ**માં શબ્દ **સવાફ્ફનો અર્થ કિયામન** બયાન કર્યો છે કિંવા ઊંટ જ્યારે ઉભાં હોય ત્યારે ખુદાનું નામ લઇને તેમને ઝબ્હ કરો.

(૬૧/૧૮૮૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મદીનામાં ઝુહરની ચાર રકઅત પઢી. ઝુલહુલૈફા જઇને અસ્રની બે રકઅત પઢી. રાત ત્યાં જ પસાર કરી. સવારે ઊંટણી પર સવાર થઇને તહલીલ અને તસ્બીહ પઢતા ચાલ્યા. જ્યારે બયદા મેદાનમાં પહોંચ્યા ત્યારે હજ્જ અને ઉમરા બંનેની એકી સાથે લબ્બૈક કહી. મક્કામાં દાખલ થયા ત્યારે લોકોને ઇહરામ ખોલી નાખવાનો હુકમ આપ્યો. હુઝૂરે પોતાના હાથથી સાત ઊંટો ઝબ્હ કર્યાં હતાં. ઊંટો તે વખતે ઊભાં હતાં. મદીનામાં બે કાબરચીતરા શીંગવાળા મેંઢાઓની કુરબાની કરી હતી.

(૬૨/૧૮૯૦) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીનામાં ઝુહરની ચાર રકઅત પઢી અને ઝૂલહુલયફામાં અસ્રની બે રકઅત પઢી. ત્યાં જ રાત પસાર કરી. સવારની નમાઝ પઢીને ઊંટણી પર સવાર થઇ ગયા. જ્યારે બયદા મેદાનમાં પહોંચ્યા ત્યારે હજ્જ અને ઉમરાને મેળવીને ઇહરામ બાંધ્યો.

**કસાઇની મજુરીમાં કુરબાનીનો કોઇ ભાગ આપવામાં ન આવે**

(૬૩/૧૮૯૧) હઝરત અલી (રદિ.)

કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને મોકલ્યો, જેથી હું કુરબાનીના ઊંટોની સારસંભાળ રાખું. હુકમ અનુસાર હું સારસંભાળ લેતો રહ્યો. પછી આપે મને હુકમ આપ્યો કે, હું તેમનો ગોશ્ત પણ વહેંચી દઉં. હુકમ મુજબ મેં ગોશ્ત પણ વહેંચી દીધો. તે પછી હુકમ કર્યો કે, હું તેમની ઝૂલો અને ચામડાંઓ વહેંચી દઉં. મેં ચામડાં અને ઝૂલો વહેંચી દીધી. બીજી એક રિવાયતમાં છે કે, હઝરત અલી (રદિ.) કહે છે : મને હુઝૂરે હુકમ આપ્યો હતો કે, ઊંટોની દેખરેખ રાખું અને તેમને ઝબ્હ કરવાની મજૂરીમાં તેમનો કોઇ ભાગ ન આપું.

## કુરબાનીનું ચામડું ખૈરાત કરી દેવામાં આવે

(૬૪/૧૮૯૨) હઝરત અલી (રદિ.) કહે છે : મને હુઝૂરે અકદસ (સલ.)એ મુકર્રર કર્યો હતો કે, ઊંટોની દેખરેખ રાખું. તેમનો ગોશ્ત, ચામડાં અને ઝૂલો વહેંચી દઉં અને ઝબ્હ કરવાની મજૂરીમાં કસાઇને તેમાંથી કોઇ વસ્તુ ન આપું.

## હદીના ઊંટોની ઝૂલો ખૈરાત કરી દેવામાં આવે

(૬૫/૧૮૯૩) હઝરત અલી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હદીના સો ઊંટો મોકલ્યાં અને તેમનો ગોશ્ત વહેંચવાનો હુકમ આપ્યો. મેં ઝૂલો પણ વહેંચી દીધી. ત્યાર પછી ચામડાં વહેંચી દેવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર મેં ચામડાં પણ વહેંચી દીધાં.

**નીચેની આયતની સ્પષ્ટતા : વઇઝ બવ્વઅ્ના લિઇબ્રાહીમ મકાનલ બયતિ અલ્લાતુશ્રિક બી શય્અંવ્વ તહહિર બયતિય લિત્તાઇફીન વલ કાઇમીન વ ર્રુકકઇ સ્સુજૂદી વ અઝ્ઝિન ફીન્નાસિ બિલ હજ્જિ યઅતૂક રિજાલન... થી ફહુવ ખય્રૂ લ્લહુ ઇન્દ રબ્બિહી સુધી. કિંવા અલ્લાહ તઆલા ફરમાવે છે કે, અમે ઇબ્રાહીમ માટે બયતુલ્લાહને ઠેકાણું મુકર્રર કર્યું છે અને કહી દીધું કે મારી સાથે કોઇને ભાગીદાર બનાવશો નહી. તવાફ કરનારાઓ, કિયામ કરનારાઓ, રૂકૂઅ અને સજદો કરનારાઓ માટે મારા મકાનને પાક રાખશો. લોકોમાં હજ્જની જાહેરાત કરી દેજો. લોકો તમારા તરફ પગપાળા અને કમજોર ઊંટો પર સવાર થઇને દૂર દૂરના રસ્તાઓ પરથી આવશે, જેથી પોતાના આરામના સ્થળે પહોંચી જાય અને થોડા દિવસ સુધી જાનવરો ઝબ્હ કરવા માટે અલ્લાહ તઆલાની યાદ કરશે. તે જાનવરો અલ્લાહે જ તેમને આપ્યાં છે (અમે કહી દીધું કે) એમાંથી પોતે પણ ખાઓ અને દુર્દશાવાળા ગરીબોને પણ ખવડાવો...**



## કુરબાનીના ઊંટની કઇ વસ્તુ ખાવામાં આવે અને કયો ભાગ ખૈરાત કરવામાં આવે ?

(૬૬/૧૮૯૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મુહરિમ શિકાર કરવાની સજા રૂપે જે જાનવર ઝબ્હ કરે તેને પોતે ન ખાય; એવી જ રીતે મન્નતમાં આપેલા જાનવરનો ગોશ્ત પણ પોતાના માટે ખાવો જાઇઝ નથી. હા, એ સિવાય બધી જાતની કુરબાનીઓનો ગોશ્ત ખાઇ શકાય છે.

(૬૭/૧૮૯૫) અતા કહે છે કે, તમત્તુઅની કુરબાનીમાંથી પોતે પણ ખાવું જાઇઝ છે અને ખવડાવવું પણ.

(૬૮/૧૮૯૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, કુરબાનીઓનો ગોશ્ત મિનામાં અમે ત્રણ દિવસથી વધારે ખાતા ન હતા, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ અમને રજા આપી અને ફરમાવ્યું : ખાઓ અને જમા કરો. જેથી અમે ખાવા લાગ્યા અને જમા પણ કરવા લાગ્યા. ઇબ્ને જુરૈજ કહે છે કે, મેં અતાને પૂછ્યું કે, શું હઝરત જાબિરે એમ કહ્યું નથી કે, અમે મદીના પહોંચતા સુધી તે જ ગોશ્ત ખાતા રહ્યા ? અતાએ જવાબ આપ્યો : ના.

(૬૯/૧૮૯૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ૨૫ ઝીલકદના અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ફક્ત હજ્જના ઇરાદાથી મદીનાથી નીકળ્યા. જ્યારે મક્કાની નજીક પહોંચ્યા ત્યારે આપે લોકોને હુકમ આપ્યો કે, જે માણસની સાથે કુરબાનીનું જાનવર ન હોય તે કઅબાનો તવાફ કરીને ઇહરામ ખોલી નાખે. આઇશા (રદિ.) કહે છે કે, ઝીલહજ્જની દસમીએ અમારી પાસે ગાયનો થોડોક ગોશ્ત આવ્યો. મેં (લાવનારને) પૂછ્યું : આ શું છે ? જાણવા મળ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓ તરફથી કુરબાની કરી છે. યહ્યા કહે છે : મેં આ હદીસ કાસિમ સામે બયાન કરી. કાસિમે કહ્યું કે, હઝરત આઇશાએ હદીસ બરાબર બયાન કરી છે.

## માથું મુંડાવતા પહેલાં ઝબ્હ કરવાનું બયાન

(૭૦/૧૮૯૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને તે માણસનો હુકમ પૂછવામાં આવ્યો જેણે કુરબાની કરતા પહેલાં માથું મુંડાવી લીધું હોય. આપે ફરમાવ્યું : કંઇ વાંધો નહી. કંઇ વાંધો નહી.

(૭૧/૧૮૯૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક માણસે નુબુવ્વતના દરબારમાં હાજર થઇને કહ્યું કે, મેં કાંકરીઓ મારતા પહેલાં તવાફે ઝિયારત કરી લીધો. ફરમાવ્યું : કંઇ વાંધો નહી. તેણે કહ્યું કે, ઝબ્હ કરતા પહેલાં મેં માથું મુંડાવી નાખ્યું છે. ફરમાવ્યું : કંઇ નુકસાન નથી. તેણે કહ્યું કે, મેં કાંકરીઓ

મારતા પહેલાં કુરબાની કરી લીધી છે. ફરમાવ્યું કે, કોઇ ભય નથી.

(૭૨/૧૯૦૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : એક માણસે હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, મેં સૂર્ય ઢળ્યા પછી કાંકરીઓ મારી છે. ફરમાવ્યું : કંઇ વાંધો નહી. તેણે કહ્યું કે, કુરબાની કરતા પહેલાં મેં માથું મુંડાવી નાખ્યું છે. ફરમાવ્યું : કંઇ વાંધો નહી.

(૭૩/૧૯૦૧) હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) કહે છે : હું હુઝૂર (સલ.)ની સેવામાં (યમનથી) ગયો. આપ એ વખતે બતહામાં હતા. મને પૂછ્યું : શું તેં હજ્જનો ઇરાદો કર્યો છે ? મેં કહ્યું : જી હા. પૂછ્યું : કઇ વસ્તુની લબ્બૈક કહી છે ? મેં કહ્યું : જે વસ્તુની રસૂલુલ્લાહ (સલ.)એ લબ્બૈક કહી છે તેની જ મેં લબ્બૈક કહી છે. ફરમાવ્યું : તે સારું કર્યું, ચાલ કઅબાનો તવાફ અને સફા-મરવાની સઇ કરી લે. (મેં હુકમનું પાલન કર્યું અને ઉમરો કર્યા પછી) બની કૈસ કબીલાની એક ઓરત પાસે ગયો. તેણે મારા માથાના વાળ ખોલીને જૂ કાઢી. પછી મેં હજ્જનો ઇહરામ બાંધ્યો અને ખિલાફતે ફારૂકી સુધી એ જ મસ્અલા મુજબ ફત્વો આપતો રહ્યો. જ્યારે હઝરત ઉમરની ખિલાફતનો યુગ આવ્યો ત્યારે મેં પણ તેમની સામે એનો ઉલ્લેખ કર્યો. હઝરત ઉમરે કહ્યું કે, જો આપણે કિતાબુલ્લાહ પર અમલ કરીએ તો તે આપણને હજ્જ અને ઉમરાને સંપૂર્ણ કરવાનો હુકમ આપે છે અને રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નતને લઇએ તો રસૂલુલ્લાહ પણ ત્યાં સુધી ઇહરામ ખોલતા ન હતા જ્યાં સુધી કુરબાનીનું જાનવર પોતાના ઠેકાણે લાગી જતું ન હતું.

(૭૧/૧૮૯૯) કુરબાની કરતાં પહેલાં માથું મુંડાવી લે તો ગુનોહ થશે નહી, ભૂલ માફ છે, પરંતુ કફફારો આપવો પડશે. એટલે કે, બકરીની અથવા મોટા જાનવરની કુરબાની આપવી પડશે.

## ઇહરામ બાંધતી વખતે માથાને ગુંદર વગેરેથી ચોંટાડવા અને ઇહરામ પછી માથું મુંડાવવાનું બયાન

(૭૪/૧૯૦૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! લોકોએ તો ઉમરો કરીને ઇહરામ ખોલી નાખ્યો, પરંતુ આપે ખોલ્યો નથી ! ફરમાવ્યું : મેં માથાના વાળ ચોંટાડયા છે અને હદીના ગળામાં હાર નાખી મૂકયો છે, જેથી કુરબાની કરતાં પહેલાં હું ઇહરામ ખોલીશ નહી.

## ઇહરામ ખોલતી વખતે વાળ મુંડાવવા અને કપાવવાનું બયાન

(૭૫/૧૯૦૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક હજ્જમાં (ઇહરામ ખોલતી વખતે) રસૂલુલ્લાહ (સલ.)એ વાળ મુંડાવ્યા હતા.

(૭૬/૧૯૦૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ એકવાર



દુઆમાં કહ્યું : અય અલ્લાહ ! વાળ મુંડાવનારાઓ પર રહમ કર. લોકોએ કહ્યું : અને વાળ કપાવનારાઓ ઉપર પણ. આપે ફરી કહ્યું : અય અલ્લાહ ! વાળ મુંડાવનારાઓ ઉપર રહમ કર. લોકોએ ત્રીજીવાર કહ્યું : અને કપાવનારાઓ ઉપર પણ. છેવટે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અને કપાવનારાઓ ઉપર પણ. લૈસ કહે છે કે, નાફિઅ મને બયાન કરતા હતા કે હુઝૂરે ફકત માથું મુંડાવનારાઓ માટે એક અથવા બે વાર દુઆ માંગી હતી. ઉબૈદુલ્લાહ કહે છે : નાફિઅ મને બયાન કરતા હતા કે ચોથી વખતે હુઝૂરે વાળ કપાવનારાઓને પણ દુઆમાં શામિલ કર્યા હતા.

(૭૭/૧૯૦૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ દુઆ માંગી હતી કે, અય અલ્લાહ ! માથું મુંડાવનારાઓની મગફિરત કર. લોકોએ કહ્યું : અને વાળ કપાવનારાઓની પણ. આપે ફરી દુઆ માંગી : અય અલ્લાહ ! વાળ મુંડાવનારાઓની મગફિરત કર. લોકોએ ફરી કહ્યું : અને વાળ કપાવનારાઓની પણ. આપે ત્રણ વાર આ જ શબ્દો કહ્યા અને ચોથી વખતે કહ્યું કે, વાળ કપાવનારાઓની પણ.

(૭૮/૧૯૦૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અને સહાબાના એક જુથે વાળ મુંડાવ્યા હતા, પરંતુ અમુક સહાબાએ વાળ કપાવ્યા હતા.

(૭૯/૧૯૦૭) હઝરત મુઆવિયા (રદિ.) કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ના માથાના વાળ કાતરથી કાપ્યા હતા.

## ઉમરા પછી હજ્જે તમત્તુઅ કરનારનું વાળ કપાવવું

(૮૦/૧૯૦૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) મક્કામાં આવ્યા. સહાબાને હુકમ આપ્યો કે, કઅબાનો તવાફ અને સફા-મરવાની સઇ કરીને ઇહરામ ખોલી નાખો અને વાળ મુંડાવો અથવા કપાવો.

## ૧૦મી ઝીલહજ્જ કિંવા કુરબાનીના દિવસે તવાફે ઝિયારત કરવાનું બયાન

(૮૧/૧૯૦૯) હઝરત આઇશા અને ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ તવાફે ઝિયારતમાં રાત્રિ સુધી વિલંબ કર્યો હતો.

(૮૨/૧૯૧૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મિનાના દિવસોમાં ઝિયારત કરતા હતા.

(૮૩/૧૯૧૧) નાફિઅ કહે છે કે, હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ એક જ તવાફ કર્યો હતો અને કૈલૂલા (બપોરનો આરામ) કર્યા પછી (કુરબાનીના દિવસે) મિના આવ્યા હતા.

(૮૪/૧૯૧૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.) સાથે હજ્જ કરી અને કુરબાનીના દિવસે તવાફે ઝિયારત કર્યો. હઝરત સફિય્યા હૈઝમાં

સપડાય ગયાં હતાં. હુઝૂરે તેમનાથી જાતિય લાભ મેળવવાનો ઇરાદો કર્યો. મેં કહ્યું કે, તે હેઝમાં સપડાયેલાં છે. આપે ફરમાવ્યું : તો તેણે આપણને રોકી લીધા. બીજી પત્નીઓએ કહ્યું કે, તેઓ કુરબાનીના દિવસે તવાફે ઝિયારત કરી ચૂકયાં છે. ફરમાવ્યું : તો પછી ચાલો.

**જો કોઇ માણસ ભૂલથી અથવા અજાણપણે ઝવાલ પછી કાંકરીઓ મારે અથવા કુરબાની કરતા પહેલાં માથું મુંડાવે તો શું હુકમ છે ?**

(૮૫/૧૯૧૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને કુરબાની કરવા, માથું મુંડાવવા અને કાંકરીઓ મારવાના પરસ્પર આગળ પાછળ થવા વિષે પૂછવામાં આવ્યું. આપે ફરમાવ્યું : કંઇ વાંધો નહી.

(૮૬/૧૯૧૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને મિનામાં કુરબાનીના દિવસે અમુક સવાલો પૂછવામાં આવ્યા. આપે ફરમાવ્યું : કંઇ વાંધો નહી. એક માણસે કહ્યું : મેં કુરબાની કરતા પહેલાં માથું મુડાવ્યું છે. ફરમાવ્યું : કંઇ વાંધો નહી, હવે કુરબાની કરી લો. તેણે કહ્યું કે, મેં ઝવાલ પછી કાંકરીઓ મારી છે. ફરમાવ્યું કે, કંઇ વાંધો નહી.

**જમરા પાસે સવારી પર ઉભા ઉભા ફત્વો દેવાનું બયાન**

(૮૭/૧૯૧૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) હજ્જતુલ વદાઅમાં ઉભા હતા. એવામાં લોકોએ સવાલો પૂછવાનું શરૂ કરી દીધું. એક માણસે પૂછયું કે, યા રસૂલલ્લાહ ! મેં અજાણપણે કુરબાની પહેલાં માથું મુંડાવી નાખ્યું. ફરમાવ્યું કે, કંઇ વાંધો નહી. હવે કુરબાની કરી લો. તેણે કહ્યું કે, અજાણપણે મેં કાંકરીઓ મારતા પહેલાં કુરબાની કરી લીધી. ફરમાવ્યું : કંઇ વાંધો નહી, હવે કાંકરીઓ મારી લો. તે દિવસે હુઝૂરને આગળ પાછળ થવા વિષે જે સવાલ પણ પૂછવામાં આવ્યો, આપે એમ જ ફરમાવ્યું કે, કંઇ વાંધો નહી, હવે કરી લો.

(૮૮/૧૯૧૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ (રદિ.) કહે છે કે, મારી સામે કુરબાનીના દિવસે હુઝૂર (સલ.) ખુત્બો પઢી રહ્યા હતા, એવામાં એક માણસે ઉભા થઇને કહ્યું કે, હું જાણતો હતો કે, ફલાણું કામ (માથું મુડાવવું) ફલાણા કામથી (કુરબાનીથી) પહેલું છે એટલે મેં કુરબાની પહેલાં માથું મુડાવ્યું. પછી બીજા માણસે ઉભા થઇને કહ્યું કે, હું જાણતો હતો કે, ફલાણું કામ (કુરબાની) ફલાણા કામ (કાંકરીઓ મારવા) કરતાં પહેલું છે એટલે મેં કાંકરીઓ મારતા પહેલાં કુરબાની કરી લીધી. આ પ્રકારના





બીજા પણ સવાલો પૂછવામાં આવ્યા. આપે દરેકના જવાબમાં ફરમાવ્યું : હવે કરી લો, કંઇ વાંધો નથી. તે દિવસે આગળ પાછળ થવા વિષે હુઝૂરને જે સવાલ પણ પૂછવામાં આવ્યો, આપે એમ જ ફરમાવ્યું કે, હવે કરી લો, કંઇ વાંધો નહી.

(૮૯/૧૯૧૭) ઇસા ઇબ્ને તલહાની રિવાયતમાં એટલું વધારે છે કે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહેતા હતા કે, હુઝૂરે અકદસ (સલ.) તે વખતે ઊંટણી પર ઊભા હતા.

**મિનાના દિવસોમાં ખુત્બો પઢવાનું બયાન**

(૯૦/૧૯૧૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ઝીલહજ્જની ૧૦મી એ ખુત્બો પઢયા અને ફરમાવ્યું : લોકો, આજે કયો દિવસ છે ? લોકોએ કહ્યું કે, આજે હરામ દિવસ છે. (યાને ખૂનામરકી આજના દિવસે હરામ છે.) ફરમાવ્યું : આ કયું શહેર છે ? કહેવામાં આવ્યું : આ હરામ શહેર છે. (યાને અહીં ખૂનામરકી હરામ છે.) ફરમાવ્યું : આ કયો મહીનો છે ? કહેવામાં આવ્યું : હરામ મહીનો છે. ફરમાવ્યું : જેવી રીતે આજનો દિવસ, આ શહેર અને આ મહીનામાં હુરમતવાળો છે તેવી જ રીતે તમારું લોહી, માલ અને ઇઝઝત એકબીજા ઉપર (હંમેશા માટે) હરામ છે. આ શબ્દો હુઝૂરે અનેકવાર ઉચ્ચાર્યા. પછી આસ્માન તરફ શિર ઊંચું કરીને કહ્યું : અય અલ્લાહ ! શું મેં તારો હુકમ પહોંચાડી દીધો ? અય અલ્લાહ ! શું મેં તારો હુકમ પહોંચાડી દીધો ? હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : તે ખુદાની કસમ જેના કબજામાં મારો જાન છે, રસૂલુલ્લાહ (સલ.)ની આ વસિય્યત પોતાની પૂરી ઉમ્મત માટે છે. જેથી હાજરજનોએ તે લોકોને પહોંચાડી દેવી જોઇએ, જેઓ હાજર નથી. વસિય્યત એ છે કે, મારા પછી ફરી કાફિર ન બની જશો કે એકબીજાની ગરદનો કાપવા લાગો.

(૯૧/૧૯૧૯) ઇબ્ને અબ્બાસ (રદિ.)ની બીજી એક રિવાયતમાં છે કે, હુઝૂર (સલ.) આ ખુત્બો અરફાતમાં પઢી રહ્યા હતા.

(૯૨/૧૯૨૦) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે કે, ઝીલહજ્જની ૧૦મી તારીખે હુઝૂર (સલ.) ખુત્બો પઢયા અને ફરમાવ્યું : તમે જાણો છો કે આજે કયો દિવસ છે ? અમે કહ્યું : ખુદા અને રસૂલ સારી રીતે જાણે છે. આપ થોડીવાર માટે ચુપ થઇ ગયા. જેથી અમે સમજ્યા કે, કદાચ આજના દિવસનું બીજું કોઇ નામ મુકર્રર કરશે. પછી ફરમાવ્યું કે, આજે કુરબાનીનો દિવસ નથી ? અમે કહ્યું કે, જી હા, છે. ફરમાવ્યું કે, આ કયો મહીનો છે ? અમે કહ્યું કે, ખુદા અને રસૂલ સારી રીતે જાણે છે. આપ થોડીવાર માટે ચુપ થઇ ગયા, જેથી અમે સમજ્યા કે, કદાચ આપ આ મહીનાનું બીજું કોઇ નામ

(૮૬/૧૯૧૪) હદીસ નં. ૭૧ની ફુટનોટ જોઇ લો.

રાખશે. પછી ફરમાવ્યું : શું આ ઝીલહજ્જનો મહીનો નથી ? અમે કહ્યું : જી હા, છે. ફરમાવ્યું કે, આ કયું શહેર છે ? અમે કહ્યું કે, ખુદા અને રસૂલ સારી રીતે જાણે છે. આપ થોડી વાર માટે ચુપ થઈ ગયા, જેથી અમે સમજ્યા કે, કદાચ આ શહેરનું આપ બીજું કોઇ નામ રાખશે. આપે ફરમાવ્યું : શું આ હરામ શહેર નથી ? અમે કહ્યું : જી હા, છે. ફરમાવ્યું : જેવી રીતે આજનો દિવસ આ શહેર અને આ મહીનામાં હુરમતવાળો છે, તેવી જ રીતે તમારૂં લોહી, માલ અને ઇઝઝત એકબીજા ઉપર હંમેશા માટે હરામ છે. પછી પૂછયું : શું મેં તમને હુકમ પહોંચાડી દીધો ? લોકોએ કહ્યું કે, જી હા, પહોંચાડી દીધો. ફરમાવ્યું : અય અલ્લાહ ! ગવાહ રહેજે. તે પછી ફરમાવ્યું કે, હાજર ગાયબને આ હુકમ પહોંચાડી દે. કારણ કે, ઘણા એવા લોકો જેમને (બીજાની મારફતે) ખબર પહોંચાડવામાં આવે છે, અસલ સાંભળનાર કરતાં વધુ યાદ રાખે છે. (લોકો !) મારા પછી ફરી કાફિર ન બની જશો કે એકબીજાની ગરદન કાપવા લાગો.

(૯૩/૧૯૨૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મિનામાં ફરમાવ્યું હતું : શું તમે જાણો છો કે આજે કયો દિવસ છે ? લોકોએ કહ્યું કે, ખુદા અને રસૂલ સારી રીતે જાણે છે. ફરમાવ્યું : બેશક, આ હરામ દિવસ છે, શું તમે જાણો છો કે આ કયું શહેર છે ? લોકોએ કહ્યું : ખુદા અને રસૂલ સારી રીતે જાણે છે. ફરમાવ્યું : આ હરામ શહેર છે. શું તમે જાણો છો કે આ કયો મહીનો છે ? લોકોએ કહ્યું કે, ખુદા અને રસૂલ સારી રીતે જાણે છે. ફરમાવ્યું : આ હરામ મહીનો છે. પછી ફરમાવ્યું : જેવી રીતે આ મહીનો અને આ શહેરમાં આ દિવસ હુરમતવાળો છે તેવી જ રીતે ખુદા તઆલાએ તમારા માટે એકબીજાનું લોહી, માલ અને ઇઝઝત હરામ કરી દીધી છે. હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ હજ્જ દરમ્યાન ઝીલહજ્જની ૧૦મીએ જમરાઓની વચ્ચે ઉભા રહીને ફરમાવ્યું હતું કે, આ હજ્જે અકબરનો દિવસ છે. પછી ફરમાવ્યું : અય અલ્લાહ ! ગવાહ રહેજે. તે પછી બધા લોકોને વિદાય કર્યા. લોકો પરસ્પર ચર્ચા કરવા લાગ્યા કે, આ હજ્જે વદાઅ છે.

**શું હાજીઓને પાણી પીવડાવનારા મિનાની રાતોએ મક્કામાં રહે ?**

(૯૪/૧૯૨૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત અબ્બાસ (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.) પાસે 'સબીલ' (પાણી પીવડાવવા)ની સેવા માટે મક્કામાં મિનાના દિવસો પસાર કરવાની રજા માંગી. હુઝૂરે તેમને રજા આપી.

**કાંકરીઓ મારવાનું બયાન**

(૯૫/૧૯૨૩) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કુરબાનીના દિવસે ચાશ્તના સમયે કાંકરીઓ મારી હતી અને તે પછી સુર્ય



ઢળ્યા પછી 'રમી' કરી હતી.

(૯૬/૧૯૨૪) વબરહ કહે છે : મેં હઝરત ઇબ્ને ઉમર (રદિ.)ને પૂછયું કે, કયા સમયે કાંકરીઓ મારૂં ? કહ્યું : જ્યારે તમારો ઇમામ કાંકરીઓ મારે ત્યારે તમે પણ મારો. મેં બીજી વાર સવાલ કર્યો ત્યારે કહ્યું : અમે રાહ જોતા હતા, જ્યારે સૂર્ય ઢળી જતો હતો ત્યારે કાંકરીઓ મારતા હતા.

**નાળામાંથી કાંકરીઓ મારવાનું બયાન**

(૯૭/૧૯૨૫) અબ્દુર્રહમાન ઇબ્ને યઝીદ કહે છે કે, હઝરત ઇબ્ને મસ્ઉદ (રદિ.)એ નાળામાંથી કાંકરીઓ મારી ત્યારે મેં કહ્યું : અય અબૂ અબ્દુર્રહમાન ! લોકો તો નાળાના ઉપરથી જમરએ અકબાને કાંકરીઓ મારે છે (અને આપ અંદરથી મારો છો ?) કહ્યું : ખુદાએ વહદહુ લા શરીકની કસમ, આ તે માણસના ઉભા રહેવાની જગ્યા છે જેમના પર સૂરએ બકરહ ઉતરી હતી. (સલ.)

**જમરાઓ પર સાત સાત કાંકરીઓ મારવાનું બયાન**

(૯૮/૧૯૨૬) અબ્દુર્રહમાન ઇબ્ને યઝીદ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) જ્યારે જમરએ કુબરાની પાસે પહોંચ્યા ત્યારે કઅબાની જમણી બાજૂએ અને મિનાની ડાબી બાજુએ કિંવા કઅબા અને મિનાની વચ્ચે ઊભા રહીને સાત કાંકરીઓ મારી અને કહ્યું : આવી જ રીતે તેમણે સાત કાંકરીઓ મારી, જેમના પર સૂરએ બકરહ ઉતરી હતી.

**જેણે જમરએ અકબાને કાંકરીઓ મારી અને કઅબાને પોતાની ડાબી બાજુએ રાખ્યો**

(૯૯/૧૯૨૭) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને યઝીદ કહે છે કે, મેં એકવાર હઝરત ઇબ્ને મસ્ઊદ (રદિ.) સાથે હજ્જ કરી. મેં જોયું કે ઇબ્ને મસ્ઊદે કઅબાની ડાબી બાજુએ અને મિનાને જમણી બાજુએ રાખીને વચ્ચે ઉભા રહીને જમરએ કુબરાને સાત કાંકરીઓ મારી અને કહ્યું કે, આ તે માણસના ઉભા રહેવાની જગ્યા છે, જેમના પર સૂરએ બકરહ ઉતરી હતી.

**દરેક કાંકરી મારતી વખતે તકબીર બોલવી જોઇએ. હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ આ વિષયની હદીસ મરફૂઅ બયાન કરી છે**

(૧૦૦/૧૯૨૮) અઅમશ કહે છે કે, એકવાર મેં સાંભળ્યું કે, હજ્જાજ મિમ્બર પર ઉભો રહીને આ શબ્દો કહી રહ્યો છે : તે સૂરત જેમાં બકરહનો ઉલ્લેખ છે; તે સૂરત જેમાં આલે ઇમ્રાનનો ઉલ્લેખ છે; તે સૂરત જેમાં નિસાઅનો ઉલ્લેખ છે. (કિંવા સૂરતની નિસ્બત બકરહ, આલે ઇમ્રાન અને નિસાઅ તરફ કરતો ન હતો. એને સૂરએ બકરહ, સૂરએ આલે ઇમ્રાન અને સૂરએ નિસાઅ કહેતો ન હતો) મેં

ઇબ્રાહીમ નખઇને એની વાત કરી. ઇબ્રાહીમે કહ્યું કે, મને અબ્દુર્રહમાન ઇબ્ને યઝીદ કહેતા હતા કે, હું એકવાર ઇબ્ને મસઊદ (રદિ.) સાથે હતો. ઇબ્ને મસઊદે જમરએ અકબાને કાંકરીઓ મારવાનો ઇરાદો કર્યો એટલે નાળામાં દાખલ થયા અને ઝાડની સામે પહોંચીને બરાબર જમરાની સામે ઉભા રહીને સાત કાંકરીઓ મારી અને દરેક કાંકરી પર તકબીર બોલતા ગયા. પછી કહેવા લાગ્યા : કસમ છે ખુદાએ વહદહુ લા શરીકની, અહીં તે માણસ ઉભો હતો જેના પર સૂરએ બકરહ ઉતરી હતી.

**જમરએ અકબાને કાંકરીઓ મારીને તેની પાસે ઉભા રહેવું ન જોઇએ. હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ આ વિષયની હદીસ બયાન કરી છે. બંને જમરાઓને કાંકરીઓ મારતી વખતે કિબ્લા તરફ મોં કરીને ઉભું રહેવું જોઇએ અને નરમ ઝમીન કિંવા નાળામાંથી મારવું જોઇએ**

(૧૦૧/૧૯૨૯) હઝરત સાલિમ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) નજીકવાળા જમરાને સાત કાંકરીઓ મારતા જતા હતા અને દરેક કાંકરી પર તકબીર બોલતા જતા હતા. પછી આગળ વધીને નરમ ઝમીન પર પહોંચીને ઘણીવાર સુધી કિબ્લા તરફ મોં કરીને હાથ ઉઠાવીને દુઆ માંગતા હતા અને દુઆ પછી જમરએ વુસ્તાને કાંકરીઓ મારતા હતા. પછી તેની ડાબી બાજુએ ચાલીને નરમ ઝમીન પર પહોંચીને ઘણી વાર સુધી કિબ્લા તરફ મોં કરીને હાથ ઉઠાવીને દુઆમાં મશગૂલ રહેતા હતા અને દુઆ પછી નાળામાંથી છેલ્લા જમરાને કાંકરીઓ મારતા હતા. તેની પાસે થોભતા ન હતા અને કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)ને પણ મેં આમ કરતા જોયા છે.

**'જમરએ ઊલા' અને 'જમરએ વુસ્તા' પાસે ઊભા રહીને હાથ ઉઠાવવાનું બયાન**

(૧૦૨/૧૯૩૦) સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) જમરએ ઊલાને સાત કાંકરીઓ મારતા હતા અને દરેક કાંકરી પર તકબીર બોલતા હતા. પછી આગળ વધીને નરમ ઝમીન પર પહોંચીને ઘણી વાર સુધી કિબ્લા તરફ મોં કરીને ઉભા રહીને દુઆ કરતા રહેતા હતા અને હાથ ઉઠાવતા હતા. દુઆ પછી જમરએ વુસ્તાને એવી જ રીતે કાંકરીઓ મારતા રહેતા હતા. ત્યાર પછી ડાબી બાજુએ ચાલીને નરમ ઝમીન પર પહોંચીને ઘણીવાર સુધી કિબ્લા તરફ મોં કરીને ઉભા રહીને દુઆમાં મશગૂલ રહેતા હતા અને હાથ ઉઠાવતા હતા. દુઆ પછી નાળામાં છેલ્લા જમરાને કાંકરીઓ મારતા હતા. તેની પાસે થોભતા ન હતા અને કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)ને મેં આમ જ કરતા જોયા છે.



**બંને જમરાઓ પાસે દુઆ કરવાનું બયાન**

(૧૦૩/૧૯૩૧) ઝુહરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મસ્જિદે મિનાની નજીકવાળા જમરાને કાંકરીઓ મારતા હતા ત્યારે સાત કાંકરીઓ મારતા હતા. દરેક કાંકરીની સાથે તકબીર પણ બોલતા હતા. પછી તેનાથી આગળ વધીને કિબ્લા તરફ મોં કરીને ઉભા રહીને હાથ ઉઠાવીને દુઆ માંગતા હતા અને ઘણીવાર સુધી ઉભા રહેતા હતા. ત્યાર પછી બીજા જમરા પાસે જઇને સાત કાંકરીઓ મારતા હતા. દરેક કાંકરી સાથે તકબીર બોલતા હતા. પછી નાળા પાસે ડાબી બાજુએ ઉતરીને કિબ્લા તરફ મોં કરીને ઉભા રહીને હાથ ઉઠાવીને દુઆ માંગતા હતા અને જમરએ અકબા પાસે આવીને સાત કાંકરીઓ મારતા. દરેક કાંકરી વખતે તકબીર પણ બોલતા હતા. કાંકરીઓ મારીને તરત પાછા ફરતા હતા. ત્યાં ઉભા રહેતા ન હતા. ઝુહરી કહે છે કે સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરની રિવાયતથી આ જ પ્રમાણે હદીસ બયાન કરતા હતા અને કહેતા હતા કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર પણ આમ જ કરતા હતા.

**તવાફે ઝિયારત પહેલાં કાંકરીઓ મારવી અને માથું મુંડાવ્યા પછી ખૂશ્બૂ લગાડવાનું બયાન**

(૧૦૪/૧૯૩૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ જ્યારે ઇહરામ બાંધવાનો ઇરાદો કર્યો ત્યારે મેં મારા આ બંને હાથોથી આપને ખૂશ્બૂ લગાડી તેમજ જ્યારે આપે ઇહરામ ખોલ્યો ત્યારે તવાફે ઝિયારત પહેલાં મેં હુઝૂરને ખૂશ્બૂ લગાડી.

**તવાફે રૂખ્સતનું બયાન**

(૧૦૫/૧૯૩૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, બધા લોકોને હુકમ હતો કે, સૌથી છેલ્લે કઅબાનો તવાફ કરે, પરંતુ હેઝવાળી ઓરતો માટે આ હુકમ મોકુફ કરી દેવામાં આવ્યો હતો.

(૧૦૬/૧૯૩૪) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઝુહર, અસ્ર, મગરિબ અને ઇશાની નમાઝ પઢી. પછી થોડીવાર મુહસ્સબમાં સૂઇ ગયા. પછી સવાર થઇને કઅબા પાસે આવીને તવાફ કર્યો.

**જો તવાફે ઝિયારત પછી ઓરત હેઝમાં સપડાઇ જાય તો શું તવાફે વદાઅ માફ થઇ જાય છે ?**

(૧૦૭/૧૯૩૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યા (રદિ.) હેઝમાં સપડાઇ ગયાં. હુઝૂર (સલ.)ની સામે જ્યારે એમની વાત નીકળી ત્યારે આપે ફરમાવ્યું : શું તે આપણને જવાથી રોકી લેશે ? બીજી પવિત્ર પત્નીઓએ કહ્યું કે, તે તવાફે

ઝિયારત કરી ચૂકયાં છે. ફરમાવ્યું : ત્યારે હવે રોકશે નહી.

(૧૦૮/૧૯૩૬) હઝરત ઇકરિમા કહે છે કે, મદીનાવાસીઓએ હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ને પૂછયું કે, જો તવાફ કર્યા પછી ઓરત હેઝમાં સપડાય જાય તો શું કરે ? તેમણે કહ્યું કે વતન ચાલી જાય. લોકોએ કહ્યું કે અમે હઝરત ઝેદ ઇબ્ને સાબિતનું કથન છોડીને તમારા કથન પર અમલ કરી શકતા નથી. (હઝરત ઝેદ તો કહેતા હતા કે જ્યાં સુધી તવાફે વદાઅ ન કરે ત્યાં સુધી વતન ન જાય.) ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, જ્યારે તમે લોકો મદીના જાઓ ત્યારે મદીના-વાળાઓને આ મસ્અલો પૂછશો. જે લોકોને મસ્અલો પૂછયો હતો તેમાં એક ઉમ્મે સુલૈમ પણ હતા. ઉમ્મે સુલૈમે હઝરત સફિય્યાવાળી હદીસ બયાન કરી.

(૧૦૯/૧૯૩૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હેઝવાળી ઓરતો જ્યારે તવાફે ઝિયારત કરી લે ત્યારે તેને વતન ચાલ્યા જવાની રજા છે. તાઉસ કહે છે : મેં પ્રથમ તો હઝરત ઇબ્ને ઉમર (રદિ.)થી એવું સાંભળ્યું હતું કે હેઝવાળી ઓરત મક્કાથી વતન જાય નહી, જ્યાં સુધી કે તવાફે વદાઅ ન કરી લે, પરંતુ થોડા દિવસો પછી મેં સાંભળ્યું કે તેઓ કહેતા હતા કે રસૂલુલ્લાહ (સલ.)એ હેઝવાળી ઓરતોને તવાફે વદાઅ કર્યા વગર ચાલ્યા જવાની રજા આપી છે.

(૧૧૦/૧૯૩૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે : (હજ્જતુલ વદાઅમાં) અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ફકત હજ્જના ઇરાદાથી મદીનાથી નીકળ્યા. જ્યારે હુઝૂર (સલ.) મક્કા આવ્યા ત્યારે કઅબાનો તવાફ કર્યો. સફા અને મરવાની સઇ કરી, પરંતુ ઇહરામ ખોલ્યો નહી. કારણ કે, આપની સાથે કુરબાનીનું જાનવર હતું. એવી જ રીતે આપની પત્નીઓએ અને સહાબાએ તવાફ કર્યો. હા, જેની પાસે કુરબાનીનું જાનવર ન હતું તેણે ઇહરામ ખોલી નાખ્યા. હું તે દરમ્યાન હેઝમાં સપડાઇ ગઇ, પરંતુ અમે હજ્જના બધા અરકાન અદા કર્યા. જ્યારે 'મુહસ્સબની' રાત્રિ આવી, જેમાં કૂચ કરવામાં આવે છે ત્યારે મેં કહ્યું કે યા રસૂલલ્લાહ ! મારા સિવાય આપના બધા સાથીઓ હજ્જ અને ઉમરા બંને કરીને પાછા જશે. ફરમાવ્યું : જે દિવસે આપણે મક્કામાં આવ્યાં હતાં ત્યારે શું તમે કઅબાનો તવાફ કર્યો ન હતો ? મેં કહ્યું : ન કર્યો હતો. ફરમાવ્યું : તમારા ભાઇ અબ્દુર્રહમાન સાથે જઇને તનઇમ સ્થળેથી ઉમરો કરો અને ફલાણી જગ્યાએ મને મળજો. હુકમ અનુસાર મેં અબ્દુર્રહમાન સાથે જઇને તનઇમ સ્થળેથી ઉમરાનો ઇહરામ બાંધ્યો. એવામાં હઝરત સફિય્યા પણ હેઝમાં સપડાઇ ગયાં. હુઝૂરે ફરમાવ્યું : તું શું અમને જવાથી રોકી લેશે ? શું તેં કુર્બાનીના દિવસે તવાફ કર્યો નથી ? તેમણે



કહ્યું : કરી તો લીધો છે. ફરમાવ્યું : તો પછી કંઇ વાંધો નથી, ચાલ્યા કર. હઝરત આઇશા (રદિ.) કહે છે : હું (ઉમરો કર્યા) પછી હુઝૂરને તે વખતે મળી જ્યારે આપ મક્કાની દિશામાં ચઢી રહ્યા હતા અને હું ઉતરી રહી હતી.

## મિનાથી કૂચ કરવાના દિવસે બતહામાં અસ્રની નમાઝ પઢવાનું બયાન

(૧૧૧/૧૯૩૯) અબ્દુલ અઝીઝ ઇબ્ને રૂફૈઅ કહે છે : મેં અનસ ઇબ્ને માલિકને કહ્યું કે, જો તમને યાદ હોય તો બતાવો કે રસૂલુલ્લાહ (સલ.)એ તરવિયાના દિવસે (ઝીલહજ્જની ૮મી એ) ઝુહરની નમાઝ કયાં પઢી હતી ? કહ્યું : બતહામાં, પરંતુ તમે તેવું જ કરો જેવું તમારા હાકિમો કરે.

(૧૧૨/૧૯૪૦) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઝુહર, અસ્ર, મગરિબ અને ઇશાની નમાઝ પઢીને બતહામાં થોડીવાર સૂઇ ગયા. પછી સવાર થઇને કઅબા પાસે જઇને તવાફ કર્યો.

## મુહસ્સબ કિંવા બતહામાં ઉતરવાનું બયાન

(૧૧૩/૧૯૪૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) બતહામાં માત્ર એટલા માટે ઉતરતા હતા કે ત્યાંથી નીકળવામાં હુઝૂર માટે સહૂલત રહેતી હતી.

(૧૧૪/૧૯૪૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે બતહામાં ઉતરવાનું કોઇ મહત્વ નથી, ફકત એટલી વાત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ જગ્યાએ ઉતર્યા હતા.

## મક્કા જતાં ઝીતુવા સ્થળે અને મક્કાથી પાછા ફરતાં ઝૂલહુલૈફાના બતહામાં ઉતરવાનું બયાન

(૧૧૫/૧૯૪૩) નાફિઅ કહે છે કે : હઝરત ઇબ્ને ઉમર (રદિ.) ઝીતુવા સ્થળે બે ડુંગરોની વચ્ચે રાત્રિ પસાર કરતા હતા. પછી (સવારે) મક્કામાં ડુંગરના ઉપરવાસ તરફથી દાખલ થતા હતા અને જ્યારે પણ મક્કામાં હજ્જ અથવા ઉમરો કરવા માટે આવતા ત્યારે મસ્જિદે હરામના દરવાજાની પાસે ઊંટણી બેસાડીને મસ્જિદમાં દાખલ થતા અને તે કાળા થાંભલાથી શરૂઆત કરતા જ્યાં હજરે અસ્વદ છે કિંવા તેને ચુંબન કરતા. કઅબાના સાત તવાફ કરતા. પહેલા ત્રણ ચકકર તો દોડીને કરતા અને છેલ્લા ચાર સામાન્ય ચાલથી. એનાથી પરવારીને બે રકઅત પઢતા અને તે પછી ઘેર પાછા ફરતા. પહેલાં સફા અને મરવાની સઇ કરતા. હજ્જ અથવા ઉમરાથી પાછા ફરીને ઝૂલહુલૈફાના આ બતહામાં ઉતરતા હતા, જ્યાં રસૂલુલ્લાહ (સલ.) પણ ઉતર્યા કરતા હતા.

(૧૧૬/૧૯૪૪) ઉબેદુલ્લાહ નાફિઅની રિવાયતથી કહે છે કે : મુહસ્સબમાં

રસૂલુલ્લાહ (સલ.), હઝરત ઉમર અને ઇબ્ને ઉમર (રદિ.) ઉતર્યા હતા. નાફિઅ કહે છે કે હઝરત ઇબ્ને ઉમર મુહસ્સબમાં ઝુહર, અસ્ર, મગરિબ અને ઇશાની નમાઝ પઢીને થોડીકવાર સૂઇ જતા હતા અને બયાન કરતા હતા કે રસૂલુલ્લાહ (સલ.) પણ આમ જ કરતા હતા.

**મક્કાથી પાછા ફરતાં ઝીતુવા સ્થળે ઉતરવાનું બયાન**

(૧૧૭/૧૯૪૫) નાફિઅ કહે છે કે હઝરત ઇબ્ને ઉમર (રદિ.) જ્યારે મક્કા આવતા હતા ત્યારે ઝીતુવા સ્થળે રાત્રિ પસાર કરીને સવારે મક્કામાં દાખલ થતા હતા અને જ્યારે મક્કાથી જતા હતા ત્યારે ઝીતુવા સ્થળ પાસેથી પસાર થતા હતા. ત્યાં જ રાત્રિ પસાર કરીને સવારે કૂચ કરતા હતા અને બયાન કરતા હતા કે રસૂલુલ્લાહ (સલ.) પણ આમ જ કરતા હતા.

**હજ્જના સમયે લોકોના ભેગા થવાના વખતે વેપાર કરવો જાઇઝ છે અને અંધકારયુગના બજારોમાં પણ ખરીદ-વેચાણ જાઇઝ છે.**

(૧૧૮/૧૯૪૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે ઝૂલમજાઝનું બજાર અને ઉકાઝનું બજાર અંધકારયુગમાં વેપારી મથકો હતાં. જ્યારે ઇસ્લામનો યુગ આવ્યો ત્યારે લોકોએ એ બજારોમાં હજ્જની મોસમમાં વેપાર કરવાનું ખરાબ ગણ્યું. એ પરથી આ આયત ઉતરી : **લયસ અલયકુમ જુનાહુન અન તબ્તગૂ ફદલમ્ મિર્રબ્બિકુમ** કિંવા કંઇ વાંધો નથી. જો (હજ્જની મોસમમાં) તમે તમારા પાલનહારની કૃપા (હલાલ રોઝી) શોધો.

**પાછલી રાતે મુહસ્સબથી કૂચ કરવાનું બયાન**

(૧૧૯/૧૯૪૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે હઝરત સફિય્યા (રદિ.) હેઝમાં સપડાય ગયાં અને કહેવા લાગ્યાં કે, કદાચ હું તમારા લોકોના રોકાઇ રહેવાનું કારણ બની જઇશ. હુઝૂરે (સાંભળ્યું તો) ફરમાવ્યું : શું તે કુરબાનીના દિવસે તવાફ કરી ચૂકી છે ? કહેવામાં આવ્યું : જી હા. ફરમાવ્યું : તો ચાલ્યા કર. બીજી એક રિવાયતમાં એ હદીસ આ પ્રમાણે છે : હઝરત આઇશા (રદિ.) કહે છે કે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હજ્જના ઇરાદે નીકળ્યાં. જ્યારે અમે મક્કા આવ્યાં ત્યારે અમને ઇહરામ ખોલી નાખવાનો હુકમ આપવામાં આવ્યો. હઝરત સફિય્યા બિન્તે હુયય કૂચના દિવસે હેઝમાં સપડાઇ ગયાં. હુઝૂરે ફરમાવ્યું : હું માનું છું કે, એ આપણને જવાથી રોકી લેશે. પછી હઝરત સફિય્યાને પૂછ્યું : શું કુરબાનીના દિવસે તેં તવાફ (ઝિયારતનો) કરી લીધો ? સફિય્યા (રદિ.)એ કહ્યું કે, મેં કહ્યું કે, જી હા. ફરમાવ્યું : તો પછી ચાલ્યા કર. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું ઉમરાના ઇહરામથી મુક્ત થઇ નથી. (કિંવા હેઝના



કારણે મેં ઉમરો કર્યો નથી.) ફરમાવ્યું : તો તનઇમ સ્થળેથી ઉમરો કરી લે. હુકમ અનુસાર મારા ભાઇ (અબ્દુર્રહમાન) મારી સાથે થઇ ગયા. પછી પાછલી રાત્રે (રસ્તામાં) અમે હુઝૂર (સલ.)ને મળ્યાં.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ ઉમરા ★

**ઉમરાની ફઝીલત અને વાજિબ હોવાનું બયાન**

(૧૨૦/૧૯૪૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : દરેક (શક્તિશાળી) માણસ પર હજ્જ અને ઉમરા બંને વાજિબ છે.

(૧૨૧/૧૯૪૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, કુર્આનમાં હજ્જ અને ઉમરાનો ઉલ્લેખ સાથે સાથે છે. ખુદા તઆલા ફરમાવે છે : **વ અતિમ્મુલ હજ્જ વલ ઉમરત લિલ્લાહિ.**

(૧૨૨/૧૯૫૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે એક ઉમરો બીજા ઉમરા સુધી બન્નેના ગુનાહોનો કફ્ફારો છે અને પવિત્ર હજ્જનો બદલો બસ જન્નત છે.

**હજ્જ પહેલાં ઉમરો કરવાનું બયાન**

(૧૨૩/૧૯૫૧) ઇકરિમાએ હઝરત ઇબ્ને ઉમર (રદિ.)ને પૂછ્યું કે, : જો હજ્જ પહેલાં ઉમરો કરી લે તો શું હુકમ છે ? ફરમાવ્યું : કંઇ વાંધો નથી. રસૂલુલ્લાહ (સલ.)એ હજ્જ કરતા પહેલાં ઉમરો કર્યો હતો.

**હુઝૂર (સલ.)એ કેટલા ઉમરા કર્યા છે ?**

(૧૨૪/૧૯૫૨) હઝરત મુજાહિદ કહે છે કે, હું અને ઉરવા ઇબ્ને ઝુબેર એકવાર મસ્જિદમાં દાખલ થયા. ત્યાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ના કમરા પાસે બેઠા હતા. કેટલાક લોકો મસ્જિદમાં ચાશ્તની નમાઝ પઢી રહ્યા હતાં. અમે ઇબ્ને ઉમરને ચાશ્તની નમાઝ વિષે પૂછ્યું. કહ્યું : બિદઅત છે. મેં પૂછ્યું કે : રસૂલુલ્લાહ (સલ.)એ કેટલા ઉમરા કર્યા હતા ? કહ્યું : ચાર. જેમાંનો એક રજબમાં હતો. મુજાહિદ કહે છે : અમને ઠીક ન લાગ્યું કે, ઇબ્ને ઉમરને રદિયો આપીએ. (એટલે ચુપ થઇ ગયા). એવામાં અમે કમરામાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ના મિસ્વાક કરવાનો અવાજ સાંભળ્યો. ઉરવાએ અવાજ દઇને કહ્યું : ઉમ્મુલ મુઅમિનીન ! શું તમે ઇબ્ને ઉમરની વાત સાંભળી રહ્યા છો ? હઝરત આઇશાએ પૂછ્યું : શું કહી રહ્યા છે ? ઉરવાએ કહ્યું કે હઝરત ઇબ્ને ઉમર કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ચાર ઉમરા કર્યા છે. જેમાંથી એક ઉમરો રજબમાં કર્યો

(૧૨૦/૧૯૪૮) ઇમામ અબૂ હનીફા (રહ.)ના મત મુજબ ઉમરો કરવો વાજિબ નથી.

હતો (અને બાકીના ઝીલકદમાં). હઝરત આઇશા (રદિ.)એ કહ્યું : ખુદા ઇબ્ને ઉમર પર રહમ કરે; એ તો દરેક ઉમરામાં હુઝૂર (સલ.)ની પાછળ રહ્યા છે. હુઝૂરે રજબમાં કદી ઉમરો કર્યો નથી.

(૧૨૫/૧૯૫૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ રજબમાં કોઇ ઉમરો કર્યો નથી.

(૧૨૬/૧૯૫૪) કતાદા (રદિ.) કહે છે : મેં હઝરત અનસ (રદિ.)ને પૂછયું કે, હુઝૂર (સલ.)એ કેટલા ઉમરા કર્યા હતા ? કહ્યું : ચાર. એક હુદયબિય્યાનો ઉમરો, ઝીલકદમાં કર્યો હતો જ્યારે કે આપને મુશ્રિકોએ રોકયા હતા. બીજો તે પછીના વરસે ઝીલકદમાં કર્યો હતો, જ્યારે કે મુશ્રિકો સાથે સુલેહ થઇ ગઇ હતી. ત્રીજો જિઅરાનાનો ઉમરો, જ્યારે કે, આપે હુનૈનની લડાઇનો માલે ગનીમત વહેંચ્યો હતો (અને ચોથો ઉમરો આપે હજ્જની સાથે કર્યો હતો.) મેં પૂછયું : આપે કેટલી હજ્જ કરી હતી ? કહ્યું : એક.

(૧૨૭/૧૯૫૫) કતાદા (રદિ.) કહે છે : મેં હઝરત અનસ (રદિ.)ને પૂછયું કે, (હુઝૂર (સલ.)એ કેટલા ઉમરા કર્યા હતા ?) કહ્યું : એક ઉમરો તો તે વખતે કર્યો જ્યારે કે મુશ્રિકોએ આપને મક્કા જતાં રોકયા હતા. બીજો ઉમરો તે પછીના વરસે હુદયબિય્યાની કઝાનો કર્યો અને ત્રીજો ઉમરો (જિઅરાનાનો) ઝીલકદમાં કર્યો અને ચોથો ઉમરો હજ્જની સાથે કર્યો.

(૧૨૮/૧૯૫૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ કુલ ચાર ઉમરા કર્યા હતા અને તે ઉમરા સિવાય જે આપે હજ્જની સાથે કર્યો હતો બધા જ ઝીલકદ માસમાં કર્યા હતા. આપનો પહેલો ઉમરો હુદયબિય્યા સ્થળેથી હતો. બીજો ઉમરો તે પછીના વરસે હતો. ત્રીજો ઉમરો જિઅરાના સ્થળેથી તે વખતે કર્યો હતો જ્યારે કે આપે હુનૈનની લડાઇનો માલે ગનીમત વહેંચ્યો હતો અને ચોથો ઉમરો હજ્જની સાથે કર્યો હતો.

(૧૨૯/૧૯૫૭) અબૂ ઇસ્હાક કહે છે કે : મેં અતા, મસ્રૂક અને મુજાહિદને હુઝૂર (સલ.)ના ઉમરા વિષે પૂછયું તો બધાએ કહ્યું કે હુઝૂરે હજ્જ કરતા પહેલાં ઉમરા કર્યા હતા. હઝરત બરા ઇબ્ને આઝિબ કહેતા હતા કે, હુઝૂરે હજ્જ કરતા પહેલાં બે વાર ઝીલ્કદ મહીનામાં ઉમરા કર્યા હતા.

**રમઝાનમાં ઉમરો કરવાનું બયાન**

(૧૩૦/૧૯૫૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂરે

(૧૨૪/૧૯૫૨) રસૂલુલ્લાહ (સલ.)એ ત્રણ ઉમરાઓ કર્યા છે. ઇબ્ને ઉમર (રદિ.)નું ચાર કહેવું, એ રીતે દુરૂસ્ત ગણી શકાય કે, મક્કાના કાફિરોના રોકવાથી જે ઉમરાનો ઇહરામ તોડવો પડયો હતો અને રસ્તામાંથી મદીના પાછા જવું પડયું હતું અને હુદયબિય્યાના શાંતિ-કરાર થયા હતા તે અધૂરા ઉમરાને પણ તેમણે ગણી લીધો હોય.



(સલ.)એ એક અન્સારી ઓરતને કહ્યું કે, કઇ વસ્તુ રોકનારી છે કે તું અમારી સાથે ઉમરો કરતી નથી ? તેણે કહ્યું કે અમારી પાસે એક પાણી ખેંચનારું ઊંટ હતું. જેના પર ફલાણાનો પિતા ઉિવા મારો પતિ સવાર થઇને ગયો છે. હવે એક જ ઊંટ અમારી પાસે પાણી લાવવા માટે રહી ગયું છે. હુઝૂરે ફરમાવ્યું : તો જ્યારે રમઝાન આવે ત્યારે તમે ઉમરો કરી લેજો. કારણ કે, રમઝાનમાં ઉમરો કરવો (સવાબમાં) હજ્જના બરાબર છે.

**મુહસ્સબ વગેરેની રાત્રે ઉમરો કરવાનું બયાન**

(૧૩૧/૧૯૫૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે ઝીલહજ્જની ચાંદરાતે અમે હુઝૂર (સલ.)ની સાથે (મદીનાથી) નીકળ્યાં. હુઝૂરે બધાને સંબોધીને ફરમાવ્યું કે : તમારામાંથી જે માણસ હજ્જનો ઇહરામ બાંધવા માંગે તે હજ્જનો ઇહરામ બાંધે અને જે ફકત ઉમરાનો ઇહરામ બાંધવા માંગે તે ઉમરાનો ઇહરામ બાંધે. મેં જો હદી ન મોકલી હોત તો ઉમરાનો ઇહરામ બાંધત. પરવાનગી મુજબ અમારામાંથી અમુક લોકોએ ઉમરાનો ઇહરામ બાંધ્યો અને અમુકે હજ્જનો. હું તે લોકોમાંથી હતી જેમણે ફકત ઉમરાનો ઇહરામ બાંધ્યો હતો, જ્યારે અરફાનો દિવસ (૯ મી ઝીલહજ્જ) નજીક આવ્યો ત્યારે હું હૈઝમાં સપડાઇ ગઇ. મેં હુઝૂરને એની ફરિયાદ કરી. આપે ફરમાવ્યું : ઉમરો છોડી દો. માથાના વાળ ખોલીને કાંસકી કરો અને હજ્જનો ઇહરામ બાંધી લો. (મેં હુકમનું પાલન કર્યું ). જ્યારે મુહસ્સબની રાત આવી ત્યારે આપે મારી સાથે અબ્દુર્રહમાનને તનઇમ સુધી મોકલ્યા અને મેં છુટી ગયેલા ઉમરાના બદલે તનઇમથી ઉમરો કર્યો.

**તનઇમથી ઉમરો કરવાનું બયાન**

(૧૩૨/૧૯૬૦) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને સિદ્દીકે અકબર (રદિ.) કહે છે કે : મને હુઝૂર (સલ.)એ હુકમ આપ્યો હતો કે હઝરત આઇશા (રદિ.)ને ઊંટ પર મારી પાછળ બેસાડીને તનઇમથી ઉમરો કરાવી દઉં.

(૧૩૩/૧૯૬૧) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ અને આપના સાથીઓએ હજ્જનો ઇહરામ બાંધ્યો. રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત તલહા સિવાય કોઇની સાથે કુરબાની ન હતી. હા, હઝરત અલી યમનથી આવ્યા હતા, તેમની સાથે કુરબાનીનું ઊંટ હતું. હઝરત અલીએ હુઝૂરને કહ્યું હતું કે જે વસ્તુનો રસૂલુલ્લાહ (સલ.)એ ઇહરામ બાંધ્યો છે તે જ વસ્તુનો મેં ઇહરામ બાંધ્યો છે. હુઝૂરે પોતાના બધા સાથીઓને, તે લોકો સિવાય જેમની પાસે કુરબાનીનું જાનવર હતું, રજા આપી હતી કે હજ્જને ઉમરાથી બદલી

શકે છે અને તવાફ કરીને વાળ કપાવીને ઇહરામ ખોલી શકે છે. લોકોએ પરસ્પર વાતચીત કરી કે, આપણે સંભોગથી તરત પરવારીને હજ્જ માટે મિના કેવી રીતે જઇ શકીએ છીએ ? (કિંવા હમણા તો ઇહરામ ખોલી નાખીએ અને જ્યારે આઠમી તારીખ આવે ત્યારે હજ્જનો ઇહરામ બાંધીને મિના જઇએ, એ કેવી રીતે બને ?) હુઝૂરને જ્યારે આ ખબર પડી ત્યારે ફરમાવ્યું કે જે વસ્તુની મને પાછળથી ખબર પડી, જો તેની પહેલેથી ખબર હોત તો હું હદી સાથે ન લાવત અને હદી સાથે ન લાવત તો ઇહરામ ખોલી નાખત. આ દરમ્યાન હઝરત આઇશા હેઝમાં સપડાય ગયાં. એટલે તેમણે હજ્જના બીજા બધા અહકામ તો અદા કર્યા, પરંતુ તવાફ કર્યો નહીં. પાક થયા પછી જ્યારે તવાફ કરી ચુકયાં ત્યારે કહ્યું : યા રસૂલલ્લાહ ! તમે બધા લોકો તો હજ્જ અને ઉમરા કરીને પાછા જશો અને હું ફકત હજ્જ કરીને જઇશ. એ પરથી હુઝૂરે હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબકને હુકમ આપ્યો કે હઝરત આઇશા સાથે તનઇમ સુધી જાય. (અબ્દુર્રહમાને હુકમનું પાલન કર્યું અને) હઝરત આઇશાએ ઝીલહજ્જ મહીનામાં હજ્જ પછી ઉમરો કર્યો. એ જ દિવસોમાં જ્યારે હુઝૂર છેલ્લા જમરાને કાંકરીઓ મારી રહ્યા હતા ત્યારે સુરાકા ઇબ્ને માલિકે આવીને કહ્યું કે યા રસૂલલ્લાહ ! આ હુકમ ખાસ રૂપે (આ જ વરસ માટે) છે કે આમ છે ? આપે ફરમાવ્યું : ના, હંમેશા માટે છે.

**હજ્જ પછી કુરબાની વગર હજ્જના દિવસો (ઝીલહજ્જના છેલ્લા બે દાયકાઓ)માં ઉમરો કરવાનું બયાન**

(૧૩૪/૧૯૬૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ઝીલહજ્જની ચાંદરાતે અમે હુઝૂર (સલ.)ની સાથે ચાલ્યાં. આપે ફરમાવ્યું કે, જે માણસ ઉમરાનો ઇહરામ બાંધવા માંગે તે ઉમરાનો ઇહરામ બાંધે અને જે માણસ હજ્જનો ઇહરામ બાંધવાની ઇચ્છા ધરાવતો હોય તે હજ્જનો ઇહરામ બાંધે. જો મેં હદી ન મોકલી હોત તો હું ઉમરાનો ઇહરામ બાંધત, જેથી પરવાનગી મુજબ કેટલાક લોકોએ ઉમરાનો ઇહરામ બાંધ્યો અને કેટલાકે હજ્જનો. હું ઉમરાનો ઇહરામ બાંધનારાઓમાંની હતી. અચાનક મકકામાં દાખલ થતાં પહેલાં જ હેઝમાં સપડાઇ ગઇ. અરફાનો દિવસ આવ્યો ત્યારે પણ હું હેઝવાળી હતી. મેં આ બાબત રસૂલુલ્લાહ (સલ.)ને જણાવી. આપે ફરમાવ્યું કે : ઉમરો છોડી દો અને માથું ખોલીને કાંસકી કરીને હજ્જનો ઇહરામ બાંધી લો. મેં હુકમનું પાલન કર્યું. જ્યારે મુહસ્સબની રાત્રિ આવી ત્યારે હુઝૂરે મારી સાથે હઝરત અબ્દુર્રહમાનને તનઇમ સુધી મોકલ્યા. હઝરત અબ્દુર્રહમાને મને ઊંટ પર પાછળ બેસાડી લીધી. મેં છુટી ગયેલા ઉમરાના



બદલે ઉમરો કર્યો. ખુદા તઆલાએ મારી હજ્જ અને ઉમરો બંને અદા કરાવ્યા. એમાંથી કોઇમાં ન કુરબાની થઇ, ન સદકો, ન રોઝા.

**ઉમરાનો સવાબ તકલીફ સહન કરવાના પ્રમાણમાં છે**

(૧૩૫/૧૯૬૩) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં કહ્યું કે યા રસૂલલ્લાહ ! બીજા લોકો તો બે ઇબાદતો કરીને પાછા જશે અને હું માત્ર એક ઇબાદત કરીને જઇશ. આપે ફરમાવ્યું કે થોભો, જ્યારે પાક થઇ જાઓ ત્યારે તનઇમ જઇને ઉમરો કરજો અને ફલાણી જગ્યાએ અમને આવીને મળજો, પરંતુ આ ઉમરાનો સવાબ તકલીફના પ્રમાણમાં છે.

**જ્યારે ઉમરો કરનાર ઉમરાનો તવાફ કરીને મકકાથી નીકળી જાય તો શું તવાફે વદાઅ તેના માટે માફ થઈ જાય છે ?**

(૧૩૬/૧૯૬૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે અમે હુઝૂર (સલ.)ની સાથે હજ્જના દિવસોમાં હજ્જની જગ્યાઓમાં હજ્જનો ઇહરામ બાંધીને નીકળ્યા. જ્યારે સરિફમાં ઉતર્યા ત્યારે હુઝૂરે સહાબાને કહ્યું કે : જે માણસની પાસે કુરબાની ન હોય અને તે હજ્જના બદલે પ્રથમ ઉમરો કરવા માંગે તો કરી શકે છે. હા, જેની પાસે કુરબાની હોય તે હજ્જને ઉમરાથી બદલી શકતો નથી. રસૂલુલ્લાહ (સલ.) અને અમુક શકિતશાળી સહાબાઓની સાથે કુરબાનીઓ હતી. એટલે એ લોકો હજ્જને ઉમરાથી બદલી શકયા નહીં. થોડીવાર પછી રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવ્યા. હું રડી રહી હતી. પૂછયું : કેમ રડો છો ? મેં કહ્યું કે જે કંઇ હુઝૂરે સહાબાને કહ્યું તે હું સાંભળી રહી હતી, પરંતુ હવે હું ઉમરો કરી શકતી નથી. પૂછયું, કેમ ? મેં કહ્યું કે, હું નમાઝ પઢતી નથી. આપે ફરમાવ્યું : એમાં શું નુકસાન છે ? તમે પણ આદમની દીકરીઓમાંથી છો. જે વસ્તુ બીજાઓ માટે મુકર્રર છે તે તમારા માટે પણ છે. તમે તમારા હજ્જના ઇહરામ પર રહો. આશા છે કે, અલ્લાહ તઆલા તમને ઉમરો પણ નસીબ કરશે. હઝરત આઇશા (રદિ.) કહે છે : હું રાહ જોતી રહી. અહીં સુધી કે જ્યારે અમે મિનાથી કૂચ કરી અને મુહસ્સબમાં ઉતર્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબ્દુર્રહમાનને બોલાવ્યા અને કહ્યું : તમે તમારી બહેનને હરમની બહાર લઇ જઇને ઉમરાનો ઇહરામ બંધાવો અને તવાફથી પરવારો. હું અહીં તમારી રાહ જોઇશ. હુકમ મુજબ અમે (ઉમરાથી પરવારીને) મધ્યરાત્રિએ સેવામાં હાજર થયાં. આપે પૂછયું કે : શું તમે પરવારી ગયા ? મેં કહ્યું : જી હા. આપે તરત કૂચ કરવા જણાવ્યું. સહાબાએ કૂચ કરી અને ફજ્રની નમાઝ પહેલાં હુઝૂર કઅબાનો તવાફ

કરીને મક્કાથી મદીનાનું રૂખ કરીને ચાલતા થયા.

**જે કામો હજ્જમાં કરવામાં આવે છે તે જ ઉમરામાં કરવામાં આવે છે**

(૧૩૭/૧૯૬૫) હઝરત યઅલા ઇબ્ને ઉમય્યા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જિઅરાનામાં હતા, એવામાં એક માણસ મુબારક સેવામાં ખૂશ્બુદાર પીળા રંગનો કુરતો પહેરીને હાજર થયો અને કહ્યું કે : યા રસૂલલ્લાહ ! હુઝૂર, મને શું હુકમ આપે છે, મારે ઉમરામાં શું કરવું જોઇએ ? તરત હુઝૂર પર વહી ઉતરવાનું શરૂ થયું. આપને ચાદરથી ઢાંકી દેવામાં આવ્યા. મેં હઝરત ઉમરને પહેલેથી કહી રાખ્યું હતું કે : જ્યારે હુઝૂર (સલ.) પર વહી ઉતરતી હોય ત્યારે મને ખબર કરજો. જેથી હઝરત ઉમરે મને કહ્યું કે : જો રસૂલુલ્લાહ (સલ.)ને વહીની હાલતમાં જોવા માંગતા હોય તો આવો. મેં કહ્યું કે : ઘણું સારૂં. હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ની ચાદરનો છેડો ઉંચક્યો. મેં જોયું કે આપનો શ્વાસ જોર-જોરથી અવાજ સાથે ચાલી રહ્યો છે. જ્યારે વહીની હાલત જતી રહી ત્યારે આપે નઝર ઉઠાવીને કહ્યું કે : ઉમરા વિષે પૂછનાર ક્યાં છે ? (તે માણસે કહ્યું કે, હાજર છું.) આપે ફરમાવ્યું : કુરતો ઉતારી નાખો, ખુશ્બૂની નિશાની ધોઇ નાખો અને પીળા રંગથી બચો. પછી જે કામો હજ્જમાં કરો છો તે જ ઉમરામાં કરો.

(૧૩૮/૧૯૬૬) હઝરત ઉરવા કહે છે કે જે દિવસોમાં હું યુવાન હતો ત્યારે મેં હઝરત આઇશા (રદિ.)ને કહ્યું કે ખુદા તઆલા ફરમાવે છે : **ઇન્ન સ્સફા વલ મરવત મિન શઆઇરિ લ્લાહિ ફમન હજ્જલ બય્ત અવિ અ્તમર ફલા-જુનાહ અલયહિ અંય્યત્તવ્વફ બિહિમા** ઉંવા સફા અને મરવા ખુદા તઆલાની નિશાનીઓ છે. એટલે જે માણસ હજ્જ અથવા ઉમરો કરે ત્યારે જો તે આ બંનેનો ચક્કર લગાવે તો કંઇ વાંધો નથી. મારા મત મુજબ આ આયત પરથી જાણવા મળે છે કે, જો કોઇ સફા અને મરવાનો ચક્કર ન લગાવે તો પણ કંઇ વાંધો નથી. હઝરત આઇશાએ કહ્યું : કદાપિ નહી, જો આયતનો અર્થ એ જ હોત જે તમે કહી રહ્યા છો તો આયત આ પ્રમાણે હોત : **ફલાજુનાહ અલયહિ અલ્લાયતત્વ્વફ બિહિમા** ઉંવા તવાફ ન કરવામાં કંઇ વાંધો નથી. હકીકતમાં આ આયત અન્સાર વિષે ઉતરી છે. અંધકારયુગમાં અનુસાર મનાત દેવી માટે ઇહરામ બાંધતા હતા. મનાતની મૂર્તિ મકામે કુદૈદ સામે મૂકેલી હતી. તે સમયે અન્સાર સફા અને મરવા વચ્ચે દોડવાને ગુનોહ સમજતા હતા. જ્યારે ઇસ્લામ આવ્યો ત્યારે અન્સારે રસૂલુલ્લાહ (સલ.)ને આ વિષે પૂછ્યું; તે વખતે આ આયત ઉતરી. હિશામની રિવાયતમાં એટલું વધુ છે કે જે માણસ સફા અને મરવા વચ્ચે ન દોડે, તેની ન હજ્જ પૂરી થાય છે, ન ઉમરો.



**ઉમરો કરનાર ઇહરામ ક્યારે ખોલે ?**

(૧૩૯/૧૯૬૭) અતા કહે છે કે જાબિર (રદિ.)ની રિવાયતથી હુઝૂર (સલ.)એ સહાબાને હુકમ આપ્યો કે હજ્જને ઉમરાથી બદલીને તવાફ કરીને વાળ કપાવે અને ઇહરામ ખોલી નાખે.

(૧૪૦/૧૯૬૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફા કહે છે કે એકવાર રસૂલુલ્લાહ (સલ.)એ ઉમરો કર્યો. અમે પણ આપની સાથે ઉમરો કર્યો. જ્યારે આપ મક્કામાં દાખલ થયા ત્યારે આપે તવાફ કર્યો. અમે પણ આપની સાથે તવાફ કર્યો. ત્યાર પછી આપ સફા અને મરવા તરફ ગયા. અમે પણ આપની સાથે ગયા. આપે સઇ કરી. અમે પણ આપની સાથે સઇ કરી અને મક્કાવાસીઓથી આપને છુપાવતા રહ્યા કે એવું ન બને કે કોઇ આપને તકલીફ પહોંચાડે. એક માણસે અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફાને પૂછ્યું; શું હુઝૂર કઅબામાં દાખલ થયા હતા ? અબ્દુલ્લાહે જવાબ આપ્યો : ના. તેણે કહ્યું કે : હુઝૂરે હઝરત ખદીજા વિષે શું ફરમાવ્યું ? અબ્દુલ્લાહે કહ્યું : ફરમાવ્યું હતું કે ખદીજાને મોતીઓનું તે મકાન મળવાની ખુશખબરી સંભળાવી દો જે જન્નતમાં તેમના માટે છે. જ્યાં ન કોઇ તકલીફ હશે, ન ત્યાંથી કૂચ કરવાની હશે.

(૧૪૧/૧૯૬૯) હઝરત અમ્ર ઇબ્ને દીનાર કહે છે કે અમે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)ને પૂછ્યું કે જો કોઇ માણસ ઉમરામાં ફક્ત કઅબાનો તવાફ કરીને સંભોગ કરે અને સફા-મરવા વચ્ચે ન દોડે તો તેનો શું હુકમ છે ? તેમણે કહ્યું કે રસૂલુલ્લાહ (સલ.) એકવાર મક્કા આવ્યા. કઅબાનો સાત વાર તવાફ કર્યો. મકામે ઇબ્રાહીમની પાછળ બે રકઅત પઢી. પછી સફા અને મરવાની વચ્ચે સઇ કરી. તે પછી હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે તમારા માટે રસૂલુલ્લાહ (સલ.)ના અનુકરણમાં શ્રેષ્ઠ માર્ગ છે. અમે આ મસ્અલો હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહને પૂછ્યો. હઝરત જાબિરે કહ્યું કે સફા અને મરવાની સઇ કર્યા વગર ઓરત પાસે જઇ શકતો નથી.

(૧૪૨/૧૯૭૦) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.) બતહામાં હતા. એવામાં હું પવિત્ર સેવામાં હાજર થયો. આપે ફરમાવ્યું : શું તમે હજ્જનો ઇહરામ બાંધ્યો છે ? મેં કહ્યું કે : જી હા. પૂછ્યું, કઇ વસ્તુની લબ્બેક કહી છે ? મેં કહ્યું કે : જે વસ્તુની રસૂલુલ્લાહ (સલ.)એ લબ્બેક કહી છે. ફરમાવ્યું : તેં સારૂં કર્યું. પહેલા જઇને કઅબાનો તવાફ કરો. સફા અને મરવા વચ્ચે સઇ કરો, પછી ઇહરામ ખોલી નાખો. હુકમ અનુસાર મેં કઅબાનો તવાફ કર્યો. સફા-મરવા વચ્ચે દોટ મૂકી. પછી

બની કૈસની એક ઓરત પાસે આવ્યો. તેણે મારા માથામાંથી જૂ કાઢી. તે પછી મેં હજ્જનો ઇહરામ બાંધ્યો. ખિલાફતે ફારૂકી સુધી હું આ જ પ્રમાણે ફત્વો આપતો રહ્યો. જ્યારે ખિલાફતે ફારૂકીનો યુગ આવ્યો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, આપણે જો કિતાબુલ્લાહ પર અમલ કરીએ તો તે આપણને હુકમ આપે છે કે, હજ્જ અને ઉમરો પૂરો કરીએ (ફકત ઉમરો કરીને હજ્જ કર્યા વગર ઇહરામ ન ખોલીએ) અને જો રસૂલુલ્લાહ (સલ.)ના ફરમાન પર અમલ કરીએ તો રસૂલુલ્લાહ (સલ.)એ કદી ત્યાં સુધી ઇહરામ ખોલ્યો નથી જ્યાં સુધી કુરબાની તેના ઠેકાણે ન પહોંચી ગઇ.

(૧૪૩/૧૯૭૧) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર (રદિ.)ના આઝાદ કરેલા ગુલામ અબ્દુલ્લાહ કહે છે કે હઝરત અસ્મા જ્યારે હજુન પહાડમાંથી પસાર થતાં હતાં ત્યારે કહેતાં હતાં કે, ખુદા રસૂલુલ્લાહ (સલ.) પર રહમ ફરમાવે; અમે અહીં નામદાર હુઝૂર (સલ.) સાથે ઉતર્યાં હતાં, તે વખતે હલકાં ફુલકાં હતાં. સવારીઓની સંખ્યા પણ ઓછી હતી અને સફરનો સામાન પણ ઓછો હતો. મેં, મારી બહેન આઇશા, ઝુબેર અને ફલાણા ફલાણા માણસોએ ઉમરો કર્યો હતો અને બયતુલ્લાહનો તવાફ કરીને ઇહરામ ખોલ્યો હતો. ફરી ઝવાલ પછી હજ્જનો ઇહરામ બાંધ્યો હતો.

**જો કોઇ માણસ હજ્જથી અથવા ઉમરાથી અથવા જિહાદથી પાછો આવે તો શું બોલે ?**

(૧૪૪/૧૯૭૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે નામદાર રસૂલુલ્લાહ (સલ.) જ્યારે જિહાદથી અથવા હજ્જથી અથવા ઉમરાથી પાછા ફરતા ત્યારે રસ્તામાં દરેક ઉંચી ઝમીન પર પહોંચીને ત્રણ વાર તકબીર બોલતા અને પછી કહેતા **લાઇલાહ ઇલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર. આઇબૂન તાઇબૂન આબિદૂન સાજિદૂન લિરબ્બિના હામિદૂન સદકલ્લાહુ વઅ્દહુ વ નસર અબ્દહુ વ હઝમલ અહઝાબ વહદહુ.** કિવા એક ખુદા સિવાય કોઇ ખુદા નથી, તેનો કોઇ ભાગીદાર નથી. તેનો જ મુલ્ક છે અને તેના જ માટે દરેક પ્રકારની પ્રશંસા યોગ્ય છે. તે બધું કરી શકે છે. અમે સફરથી પાછા આવ્યા. ખુદા પાસે તૌબા માંગીએ છીએ. તેની ઇબાદત કરીએ છીએ. તેને જ સજદો કરીએ છીએ. પોતાના પાલનહારની પ્રશંસા કરીએ છીએ. ખુદાએ પોતાનો વાયદો પૂરો કર્યો. પોતાના બંદાની મદદ કરી. બધા કાફિરોને એકલે હાથે પરાજય આપ્યો.

**હજ્જ અને મક્કા જનારાઓનું સ્વાગત કરવાનું બયાન અને એક**

(૧૪૪/૧૯૭૨) સફરમાંથી પાછા ફરતી વખતે જ્યારે વતન નજીક આવે ત્યારે આ દુઆ માંગવી મુસ્તહબ છે.



**સવારી પર ત્રણ માણસોના સવાર થવાનું જાઇઝ હોવું**

(૧૪૫/૧૯૭૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.) જ્યારે મક્કામાં દાખલ થયા ત્યારે અબ્દુલ મુત્તલિબ કબીલાના છોકરાઓએ આપનું સ્વાગત કર્યું. આપે એકને ઉંચકીને પોતાની આગળ બેસાડી લીધો અને બીજાને પાછળ.

**મુસાફિરનું દિવસે પોતાના ઘેર આવવાનું બયાન**

(૧૪૬/૧૯૭૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે હુઝૂરે અકદસ (સલ.) જ્યારે મક્કા જતા ત્યારે ઝુલહુલૈફામાં આવેલી ઝાડવાળી મસ્જિદમાં ફજ્રની નમાઝ પઢતા હતા અને પાછા ફરતાં ઝુલહુલૈફામાં નાળામાં નમાઝ પઢતા હતા. અહીં જ રાત પસાર કરીને સવારે મદીનામાં આવતા હતા.

**સાંજે ઘેર આવવાનું બયાન**

(૧૪૭/૧૯૭૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) સફરથી પાછા ફરતા ત્યારે રાત્રે ઘરમાં જતા ન હતા, બલ્કે સવારમાં જતા અથવા સાંજના.

**જો કોઇ મુસાફિર મુદ્દત પછી પોતાના શહેરમાં આવે તો રાત્રે ઘેર ન જાય**

(૧૪૮/૧૯૭૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ મુસાફિર માટે રાત્રે ઘેર જવાની મનાઇ ફરમાવી છે.

**જ્યારે કોઇ મુસાફિર મદીના પહોંચે ત્યારે ઊંટણીને દોડાવે**

(૧૪૯/૧૯૭૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) જ્યારે સફરથી પાછા ફરતા હતા અને મદીનાની ઉંચી સડકો આપની નઝર સામે આવી જતી હતી ત્યારે આપ ઊંટણીને જોરમાં હાંકતા હતા અને જો ઊંટણી સિવાય બીજી કોઇ સવારી હોય તો તેને પણ આપ ઝડપથી હંકારતા હતા.

(૧૫૦/૧૯૭૮) બીજી એક રિવાયતમાં આવ્યું છે કે જ્યારે મદીનાની

(૧૪૭/૧૯૭૫) જો આગળથી ખબર આપી ન હોય તો લાંબી મુદ્દત પછી સફરમાંથી આવનાર માણસ અચાનક રાત્રિના સમયે પોતાના ઘેર ન જાય. એ મકરૂહે તન્ઝીહી છે. કારણ કે, પુરૂષના લાંબા સમય સુધી ગેરહાજર રહેવાના કારણે પત્ની પોતાના ઘરમાં શણગાર વિના સાદગીવાળી હાલતમાં હોય. કારણ કે, મુસ્લિમ સ્ત્રી પોતાના પતિ માટે શણગાર કરે છે, જ્યારે તે હાજર ન હોય તો શા માટે શણગાર કરે ? જો તે અચાનક ઘેર પહોંચી જાય તો સંભવ છે તે અસ્તવ્યસ્ત હાલતમાં હોય.

બીજું એ કે, રાત્રિના સમયે ઘરવાળાઓ નિદ્રાધીન હોય, લાંબી મુદ્દતે પ્રવાસેથી આવનાર માણસ રાત્રિના સમયે અચાનક ઘેર પહોંચી જાય તો તેમના માટે નિદ્રાભંગનું કારણ બને અને ઘરવાળાઓ ખુશીથી તેનું સ્વાગત કરવાના બદલે કોઇ ઉમળકો ન બતાવી શકે, બલકે અડચણરૂપ ગણી લે.

જો પહેલેથી ઘરવાળાઓને ખબર કરી હોય તો રાત્રિના સમયે ઘેર જવામાં વાંધો નથી.

દીવાલો દેખાવા લાગતી ત્યારે આપ મદીના પ્રત્યેના પ્રેમ અને મુહબ્બતના કારણે સવારીને ઝડપથી હંકારતા હતા.

**આયત : 'વઅતૂલ બુયૂત મિન અબ્વાબિહા'ની સ્પષ્ટતા**

(૧૫૧/૧૯૭૯) હઝરત બરા ઇબ્ને આઝિબ અન્સારી (રદિ.) કહે છે કે ઉપરોક્ત આયત અમારા વિષે ઉતરી હતી. વાત એવી હતી કે, અન્સાર જ્યારે હજ્જ કરીને આવતા હતા ત્યારે ઘરોમાં દરવાજાઓ તરફ દાખલ થતા નહી, બલકે ઘરોના પાછલા ભાગમાંથી દાખલ થતા હતા. અચાનક એક અન્સારી આવ્યો અને ઘરમાં દરવાજાના રસ્તેથી દાખલ થઇ ગયો. લોકોએ તેની આ વાતને શરમજનક ગણાવી, તે વખતે આ આયત ઉતરી : **લય્સલ બિર્રબિઅન તઅતૂલ બુયૂત મિન ઝુહૂરિહા વ લાકિન્નલ બિર્ર મનિ ત્તકા વઅ્તૂલ બુયૂત મિન અબ્વાબિહા** કિંવા આ કોઇ નેકી નથી કે ઘરોમાં પાછળના ભાગથી દાખલ થાય, બલકે નેકી તે માણસ માટે છે જે પરહેઝગાર હોય. તમે ઘરોમાં દરવાજાઓ તરફથી દાખલ થયા કરો.

**સફર અઝાબનો એક ટૂકડો છે**

(૧૫૨/૧૯૮૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે સફર અઝાબનો એક ટૂકડો છે. માણસને ખાવા, પીવા અને સૂવાથી રોકી લે છે, જેથી જ્યારે માણસ પોતાના કારોબારમાંથી પરવારી જાય ત્યારે ઘરવાળાંઓ પાસે પહોંચવાની ઉતાવળ કરે.

**જો ઘેર પહોંચવાની ઉતાવળ હોય તો જલદી ચાલે**

(૧૫૩/૧૯૮૧) હઝરત અસ્લમ કહે છે કે હું મક્કાના રસ્તામાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) સાથે હતો. ઇબ્ને ઉમરને પોતાની પત્ની સફિય્યા બિન્તે અબૂ ઉબૈદની ગંભીર માંદગીની ખબર પડી ત્યારે તેમણે ઝડપથી ચાલવા માંડયું અને 'શફક' ડુબ્યા પછી ઉતરીને મગરિબ અને ઇશાની નમાઝ મેળવીને પઢી. પછી કહ્યું : મેં જોયું છે કે હુઝૂર (સલ.)ને જ્યારે જવાની ઉતાવળ હોય ત્યારે મગરિબ અને ઇશા મેળવીને પઢતા હતા.



(૧૫૦/૧૯૭૮) મદીના મુનવ્વરા રસૂલુલ્લાહ (સલ.) માટે દારૂલ હિજરત છે. મુબારક સ્થળ છે. ઇસ્લામનું પ્રથમ પાટનગર છે. હુઝૂર (સલ.)એ એને કાયમી રહેઠાણ બનાવ્યું એટલે એ અંગે આનંદ વ્યક્ત કરવો તદ્દન કુદરતી છે.

(૧૫૩/૧૯૮૧) મેળવીને પઢવાનો અર્થ એ છે કે જે નમાઝોનો સમય નજીક નજીક છે, જેમકે ઝુહર-અસ્ર અને મગરિબ-ઇશા, તો સફરમાં વારંવાર થોભવામાં, સવારી પરથી ઉતરવામાં, વુઝૂ કરવા વગેરે બાબતોમાં અડચણ ઉભી થશે અને વિલંબ થશે એટલે બે નમાઝોને એક જ સ્થળે પડાવ નાખીને પઢવામાં આસાની રહેશે. એનો અર્થ એ નથી કે એક નમાઝને કઝા કરીને બીજી નમાઝની સાથે પઢવામાં આવે, બલકે અર્થ એ છે કે ઝુહરની નમાઝને તેના અંતિમ સમયમાં અને અસ્રની નમાઝને તેના પ્રારંભિક સમયમાં પઢવામાં આવે. મગરિબની નમાઝને તેના અંતિમ વખતમાં અને ઇશાની નમાઝને તેના શરૂઆતના સમયમાં પઢવામાં આવે.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**તે માણસના અહકામનું બયાન જે કોઇ કારણસર ઇહરામ બાંધ્યા પછી હજ્જ અથવા ઉમરો ન કરી શકે અને શિકારના બદલાની વિગત : ખુદા તઆલા ફરમાવે છે : 'ફઇન ઉહસિરતુમ ફમસ્તય્સર મિનલ હદયિ વ લાતહલિકૂ રૂઉસકુમ હત્તા યબ્લુગલ હદયુ મહિલ્લહુ' કિંવા જો તમને (હજ્જ અથવા ઉમરાથી) રોકી લેવામાં આવે તો જે કુરબાની મળે તે મોકલી આપો. જ્યાં સુધી કુરબાની પોતાના ઠેકાણે ન પહોંચી જાય ત્યાં સુધી માથું ન મુંડાવો.**

(૧૫૪/૧૯૮૨) અતા કહે છે કે : 'ઇહસાર' તે તમામ વસ્તુઓથી થઇ શકે છે જેના કારણે માણસને હજ્જ અથવા ઉમરો કરવાથી રોકી લેવામાં આવે. (જેમકે માંદગી, દુશ્મન, ઝાલિમ બાદશાહ વગેરે) ઇમામ બુખારી કહે છે કે શબ્દ 'હસૂર' જે કુર્આન શરીફમાં આવ્યો છે તેનો અર્થ એ છે કે ઓરતો સાથે સંભોગ ન કરતો હતો.

**જો ઉમરો કરનારને ઉમરાથી રોકી લેવામાં આવે તો તેનો શું હુકમ છે ?**

(૧૫૫/૧૯૮૩) હઝરત નાફિઅ કહે છે કે જ્યારે હઝરત ઇબ્ને ઉમર (હજ્જાજના) ફિત્નાના સમયમાં મક્કા ઉમરો કરવા માટે ગયા ત્યારે કહ્યું કે જો અમને કઅબા જવાથી રોકી લેવામાં આવશે તો અમે તે જ કરીશું જે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે કર્યું હતું. આમ કહ્યા પછી હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ ઉમરાનો ઇહરામ બાંધી લીધો. કારણ કે રસૂલુલ્લાહ (સલ.)એ હુદયબિય્યાની સુલેહના વરસે ઉમરાનો ઇહરામ બાંધ્યો હતો.

(૧૫૬/૧૯૮૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)ના પુત્રો હઝરત ઉબૈદુલ્લાહ અને સાલિમે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)ને તે સમયે હજ્જ કરવાથી રોકયા જ્યારે કે ઇબ્ને ઝુબૈર (રદિ.)ના મુકાબલામાં હજ્જાજનું લશ્કર પડેલું હતું. કહેવા લાગ્યા કે જો આ વરસે હજ્જ નહી કરો તો કંઇ વાંધો નથી. અમને ભય છે કે ક્યાંક આપને કઅબા જતાં રોકી લેવામાં ન આવે. ઇબ્ને ઉમરે કહ્યું : એક વાર અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મક્કા જઇ રહ્યા હતા. રસ્તામાં કાફિરોએ અવરોધ ઉભો કર્યો અને બયતુલ્લાહ સુધી ન જવા દીધા. આપે ત્યાં જ કુરબાનીનું જાનવર ઝબ્હ કર્યું અને માથું મુંડાવ્યું. તે પછી

(૧૫૪/૧૯૮૨) હઝરત યહયા (અલૈ.)નું વિશેષણ છે. તેમનામાં પુરૂષ તરીકેની સંપૂર્ણ શક્તિ હોવા છતાં કદી નિકાહ કર્યા નહીં.

(૧૫૫/૧૯૮૩) હજ્જ અથવા ઉમરાનો ઇહરામ બાંધ્યા પછી કોઇ અડચણ ઉભી થાય જેના કારણે અરફાત અથવા હરમમાં ન જઇ શકાય તો હરમની હદમાં કુરબાની કરીને ઇહરામ ખોલી નાખે અને ઘેર પાછો ફરે.

ઇબ્ને ઉમરે કહ્યું : હું તમને ગવાહ રાખીને કહું છું કે હું મારા પર ઉમરો વાજિબ કરી ચૂકયો છું. જો ખુદાનો હુકમ થશે તો જઇશ. હવે જો મને જવા દેવામાં આવ્યો તો જઇશ અને તવાફ કરીશ, નહીં તો તે જ કરીશ જે રસૂલુલ્લાહ (સલ.)એ મારી હાજરીમાં કર્યું હતું. આમ કહીને તેમણે ઝૂલહુલૈફાથી ઉમરાનો ઇહરામ બાંધી લીધો અને થોડીવાર ચાલ્યા. પછી કહ્યું કે હજ્જ અને ઉમરાની હાલત તો એક જેવી જ છે, જેથી હું તમને ગવાહ રાખીને કહું છું કે હું હજ્જને પણ ઉમરાની સાથે સાથે પોતાના ઉપર વાજિબ કરી ચૂકયો તેથી તેમણે જ્યારે ઝીલહજ્જની ૧૦ મી એ કુરબાની ઝબ્હ કરી ત્યારે ઇહરામ ખોલ્યો. તે પહેલાં ખોલ્યો નહીં. તેઓ કહ્યા કરતા હતા કે મુહરિમ ત્યાં સુધી હલાલ થતો નથી જ્યાં સુધી મકકા પહોંચવાના દિવસે એક તવાફ ન કરી લે.

(૧૫૭/૧૯૮૫) હઝરત નાફિઅ કહે છે કે : હઝરત ઇબ્ને ઉમર (રદિ.)ના કોઇ પુત્રે ઇબ્ને ઉમરને કહ્યું હતું કે જો તમે આ વરસે થોભી જાઓ તો ઘણું સારું.

(૧૫૮/૧૯૮૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ને જ્યારે ઉમરાથી રોકી લેવામાં આવ્યા ત્યારે આપે માથું મુંડાવીને પોતાની પત્નીઓ સાથે સહવાસ કર્યો અને કુરબાની ઝબ્હ કરી. પછી બીજા વરસે ઉમરો કર્યો.

## હજ્જથી અટકાવવું

(૧૫૯/૧૯૮૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહેતા હતા કે શું તમારા માટે રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત પૂરતી નથી કે જો કોઇ માણસને હજ્જ કરવાથી (ઉભા અરફાતમાં થોભવાથી) રોકી લેવામાં આવે તો કઅબાનો તવાફ કરીને સફા અને મરવા વચ્ચે સઇ કરી લે અને ઇહરામના બધા મનાઇ હુકમોથી હલાલ થઇ જાય. પછી આગામી વરસે હજ્જ કરે. જો કુરબાનીનું જાનવર હોય તો લઇ જાય. નહીં તો રોઝા રાખે.

## હસ્ર (હજ્જ અથવા ઉમરાથી રોકતી) વખતે માથું મુંડાવવા પહેલાં કુરબાની કરવાનું બયાન

(૧૬૦/૧૯૮૮) હઝરત મિસ્વર કહે છે કે હુદયબિય્યાના ઉમરામાં રસૂલુલ્લાહ (સલ.)એ માથું મુંડાવવા પહેલાં કુરબાની કરી હતી અને સહાબાને પણ એનો જ હુકમ આપ્યો હતો.

(૧૬૧/૧૯૮૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે અમે ઉમરાનો ઇહરામ બાંધીને રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ચાલ્યા. રસ્તામાં કાફિરોએ રોકયા અને કઅબા સુધી જવા દીધા નહીં. હુઝૂરે (ત્યાં જ) કુરબાની ઝબ્હ કરી માથું મુંડાવ્યું.

## અમુક લોકોનું કથન છે કે 'મુહસર' પર કઝા જરૂરી નથી



(૧૬૨/૧૯૯૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે બદલો દેવો તો તે માણસ ઉપર ઝરૂરી છે જેણે કોઇ મઝા લૂટવા માટે હજ્જમાં નુકસાન કર્યું હોય. હા, જે માણસ કોઇ મજબૂરી વગેરેના કારણે હજ્જ ન કરી શકે તે ઇહરામ ખોલી નાખે અને છૂટી ગયેલી કઝા ન કરે. 'મુહસર'ની પાસે જો કુરબાનીનું જાનવર હોય તો ત્યાં જ ઝબ્હ કરે એ શરતે કે કઅબા ન મોકલી શકતો હોય અને જો મોકલી શકતો હોય તો મોકલી આપે અને ત્યાં સુધી ઇહરામ ન ખોલે જ્યાં સુધી કે કુરબાની પોતાના ઠેકાણે ન પહોંચી જાય.

(૧૬૩/૧૯૯૧) ઇમામ માલિક વગેરે કહે છે કે 'મુહસર' જ્યાં હોય ત્યાં જ કુરબાની ઝબ્હ કરે; માથું મુંડાવે અને તેના પર કઝા ઝરૂરી નથી, કારણ કે રસૂલુલ્લાહ (સલ.) અને આપના સાથીઓએ કુરબાની ઝબ્હ કરી હતી; શિર મુંડાવ્યાં હતાં અને ઇહરામની દરેક વસ્તુથી હલાલ થઇ ગયા હતા. આ બધા કામો તવાફ અને કુરબાની પહોંચતા પહેલાં કર્યાં હતાં. એવી કોઇ રિવાયત મળતી નથી કે હુઝૂરે કોઇ સહાબાને બીજીવાર કઝા કરવાનો હુકમ આપ્યો હોય. આ બનાવ હુદયબિય્યાના ઉમરાનો છે. હુદયબિય્યા હરમની હદની બહાર છે.

(૧૬૪/૧૯૯૨) હઝરત નાફિઅ કહે છે કે હઝરત ઇબ્ને ઉમર (રદિ.) જ્યારે હજ્જાજના ફિત્નાના સમયમાં ઉમરો કરવા માટે મકકા જવા લાગ્યા ત્યારે કહ્યું કે જો અમને કઅબા જતાં રોકી લેવામાં આવ્યા તો અમે તે જ કરીશું જે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે કર્યું હતું. તે પછી તેમણે ઉમરાનો ઇહરામ બાંધી લીધો. કારણ કે રસૂલુલ્લાહ (સલ.)એ હુદયબિય્યાના વરસે ઉમરાનો ઇહરામ બાંધ્યો હતો. થોડીવારે ઇબ્ને ઉમરે વિચાર કર્યા પછી કહ્યું કે હજ્જ અને ઉમરાની હાલત તો એક જેવી જ છે, જેથી હું તમને લોકોને ગવાહ રાખીને કહું છું કે મેં ઉમરાની સાથે સાથે મારા ઉપર હજ્જ પણ વાજિબ કરી લીધી. (જ્યારે મકકા પહોંચ્યા ત્યારે) બંને માટે એક જ તવાફ કર્યો અને કુરબાની કરી.

(૧૬૨/૧૯૯૦) કોઇ મજબૂરીના કારણે ઉમરા અથવા હજ્જનો ઇહરામ બાંધીને ખોલી નાખ્યો તો પણ કઝા વાજિબ છે. બીજી હદીસોમાં એનો ઉલ્લેખ છે. કોઇ અવરોધ ઉભો થાય તો હરમની હદમાં કુરબાની કરવી જરૂરી છે. જો હરમ સુધી ન જઇ શકાય એમ હોય તો ત્યાં કોઇની પાસે કુરબાની કરાવી લે. કુરબાનીનું સ્થળ હરમ છે. ત્યાં હરમમાં કુરબાની કરવામાં આવે. ઇદની કુરબાની નિયત સમયમાં જરૂરી છે. એટલે કે 'અય્યામે નહર' (ઇદના દિવસો)માં હજ્જની કુરબાની નિયત સ્થળે જરૂરી છે એટલે કે હરમની હદમાં.

(૧૬૩/૧૯૯૧) ઇમામ માલિક (રહ.)ના મત પ્રમાણે હરમની બહાર કુરબાની કરી નાખવામાં આવી તો હવે કુરબાનીની કઝા જરૂરી નથી. ઉમરાની કઝા કરવાનું તો નબીએ કરીમ (સલ.)થી સાબિત છે, એનો ઇન્કાર નથી.

ઇબ્ને ઉમરનો ખ્યાલ હતો કે, એક તવાફ હજ્જ અને ઉમરા બંને માટે પૂરતો છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'ફમન કાન મિન્કુમ મરીદન અવ બિહિ અઝમ્ મિર્રઅ્સિહિ ફફિદયતુમ મિન સિયામિન અવ સદકતિન અવ નુસુક' કિંવા તમારામાંથી જો કોઇ માણસ બીમાર હોય અથવા માથાની બીજી કોઇ તકલીફ હોય (જેમકે જૂ પડી હોય) તો ફિદયામાં રોઝા રાખે અથવા ખૈરાત કરે અથવા કુરબાની કરે. ઇમામ બુખારી કહે છે કે માણસને આ ત્રણે વસ્તુઓમાંથી પસંદગી કરવાનું જણાવવામાં આવ્યું છે. હા, જો રોઝા રાખે તો ત્રણ દિવસના રાખે.**

(૧૬૫/૧૯૯૩) હઝરત કઅબ ઇબ્ને ઉજરહ કહે છે કે મને રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : કદાચ જંતુઓએ તને સતાવ્યો છે. (કિંવા કદાચ તારા માથામાં જૂ પડી ગઇ હોય.) મેં કહ્યું કે જી હા. ફરમાવ્યું : માથું મુંડાવી નાખ અને ત્રણ દિવસના રોઝા રાખ અથવા છ ફકીરોને ખાણું ખવડાવ અથવા બકરીની કુરબાની કર.

**ઉપરોક્ત આયતમાં 'અવ સદકતિન'થી છ ફકીરોને ખાણું ખવડાવવું મુરાદ છે.**

(૧૬૬/૧૯૯૪) હઝરત કઅબ ઇબ્ને ઉજરહ (રદિ.) કહે છે કે હુદયબિય્યાના ઉમરામાં રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવીને ઉભા રહ્યા. મારા માથામાંથી લાગલગાટ જૂ પડી રહી હતી. આપે પૂછ્યું : શું તને કીડા સતાવે છે ? મેં કહ્યું : જી હા. ફરમાવ્યું : માથું મુંડાવી નાખ અને ત્રણ દિવસના રોઝા રાખ અથવા છ ફકીરોને ખાણું ખવડાવ અથવા બકરીની કુરબાની કર.

**ઉપર્યુક્ત આયતમાં 'અવ સદકતિન'થી છ મિસ્કીનોને ખાણું ખવડાવવું મુરાદ છે**

(૧૬૭/૧૯૯૫) હઝરત કઅબ ઇબ્ને ઉજરહ (રદિ.) કહે છે કે હુદયબિય્યાના ઉમરામાં રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવીને ઉભા રહ્યા. મારા માથામાંથી સતત જૂ પડી રહી હતી. આપે પૂછ્યું, શું તને કીડા સતાવે છે ? મેં કહ્યું : જી હા. ફરમાવ્યું : તો માથું મુંડાવી નાખ. કઅબ (રદિ.) કહે છે કે મારા જ વિષે આ આયત ઉતરી છે : **ફમન કાન મિન્કુમ મરીદન અવ બિહિ અઝમ મિર્રઅ્સિહિ ફફિદયતુમ મિન સિયામિન અવ સદકતિન અવ નુસુક** તે પછી હુઝૂરે (સલ.)એ ફરમાવ્યું : ત્રણ દિવસના રોઝા રાખ અથવા એક 'ફરક' (મદીનાના પ્રસિદ્ધ માપ પ્રમાણે) અનાજ મિસ્કીનોને વહેંચ અથવા જે કંઇ મળે તેની કુરબાની કર.

**દરેક ફકીરને દોઢ શેર ખોરાક આપવો જોઇએ**



(૧૬૮/૧૯૯૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મઅ્કિલ કહે છે : હું હઝરત કઅબ ઇબ્ને ઉજરહ પાસે બેઠો હતો. મેં (માથું મુંડાવવાના) ફિદયા વિષે પૂછ્યું. કઅબે કહ્યું : ફિદયાની આયત ખાસ મારા માટે ઉતરી હતી, પરંતુ એનો હુકમ તમારા લોકો માટે પણ વ્યાપક છે. વાત એવી હતી કે મને હુઝૂર (સલ.)ની સેવામાં હાજર કરવામાં આવ્યો. તે વખતે મારા માથામાંથી જૂ પડીને મારા ચહેરા પર આવતી હતી. હુઝૂરે આ જોઇને ફરમાવ્યું : જે તકલીફ હવે હું જોઇ રહ્યો છું મને એનો તારા વિષે ખ્યાલ પણ ન હતો. શું તને એક બકરી નહી મળે ? મેં કહ્યું : ના. આપે ફરમાવ્યું : તો ત્રણ દિવસના રોઝા રાખી લે અથવા છ ફકીરોને ખાણું આપ. દરેક ફકીરને અડધો સાઅ.

**માથું મુંડાવવાના બદલામાં બકરીની કુરબાની થવી જોઇએ**

(૧૬૯/૧૯૯૭) હઝરત કઅબ ઇબ્ને ઉજરહ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ મારા માથામાંથી જૂ પડી ચહેરા પર આવતી જોઇ ત્યારે પૂછ્યું : શું તને કીડા સતાવે છે ? મેં કહ્યું કે, જી હા. આપે મને માથું મુંડાવવાનો હુકમ આપ્યો. હુઝૂર તે વખતે હુદયબિય્યામાં હતા. જેટલા સહાબા સાથે હતા તેમાંથી કોઇને કહ્યું નહી કે ઇહરામ ખોલે અથવા ન ખોલે. બધાનો ઇરાદો મક્કા જઇને હજ્જ કરવાનો હતો. ત્યાર પછી ખુદા તઆલાએ ફિદયાની આયત ઉતારી. હુઝૂરે મને હુકમ આપ્યો કે એક 'ફરક' અનાજ છ મિસ્કીનોને વહેંચી દઉં અથવા એક બકરીની કુરબાની કરું અથવા ત્રણ દિવસના રોઝા રાખું.

(૧૭૦/૧૯૯૮) રિવાયતના બીજા એક સિલસિલાથી આ જ હદીસ નકલ કરવામાં આવી છે.

**ખુદા તઆલાએ ફરમાવ્યું છે : 'ફલા રફસ' કિંવા જેણે પોતાના ઉપર હજ્જ જરૂરી ઠેરવી લીધી, પછી તેના માટે સ્ત્રી-સહવાસ જાઇઝ નથી.**

(૧૭૧/૧૯૯૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે જે માણસ કઅબાની હજ્જ કરે અને (હજ્જ દરમ્યાન) ઓરત સાથે મઝા ન માણે અને (પહેલેથી છેલ્લે સુધી) ક્યાંયે ખુદા તઆલાના નિયમોનો ભંગ ન કરે તો તે એવો પાક સાફ થઈ ઘેર જશે જેવો માંના પેટમાંથી પેદા થયો હતો.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ લા ફુસૂક વ લાજિદાલ ફીલ**

(૧૬૮/૧૯૯૬) સદકએ ફિત્રમાં એક ફકીરને ૧ કીલો અને ૭૬૭ ગ્રામ આપવામાં આવે છે એ પ્રમાણે ૬ ફકીરોને આપવામાં આવશે.

(૧૭૧/૧૯૯૯) હજ્જ અથવા ઉમરાનો ઇહરામ બાંધ્યા પછી સંભોગ તેમ જ એને સ્પર્શતી બાબતો અંગે મૌખિક ચર્ચા કરવાની પણ મનાઇ છે.

**હજ્જ' કિંવા હજ્જમાં ન ગુનોહ કરવો જાઇઝ છે ન ઝઘડો કરવો.**

(૧૭૨/૨૦૦૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ કઅબાની હજ્જ કરે અને (હજ્જ દરમ્યાન) ઓરત સાથે મઝા ન માણે અને (પહેલેથી છેલ્લે સુધી) અલ્લાહના નિયમોનો ભંગ ન કરે (અને કોઇની સાથે લડાઇ-ઝઘડો ન કરે) તો હજ્જથી એવો પાછો ફરશે જેવો જન્મના દિવસે હતો.



### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**હજ્જ દરમ્યાન શિકાર વગેરે કરવાની સજા :**

**ખુદા તઆલા ફરમાવે છે : લા તકતુલૂ સ્સય્દ વ અન્તુમ હુરૂમ, વ મન કતલહુ મિન્કુમ મુતઅમ્મિદન ફજઝાઉમ્ મિસ્લુ વ મા કતલ મિન ન્નઅમિ યહકુમુ બિહિ ઝવા અદલિમ્ મિન્કુમ હદયમ્ બાલિગલ કઅ્બતિ અવ કફ્ફારતુન તઆમુ મસાકીન અવ અદલુ ઝાલિક સિયામન....થી અઝીઝુન ઝુન્તિકામ સુધી. ઉહિલ્લ લકુમ સય્દુલ બહરિ વ તઆમુહુથી ઇલયહિ તુહશરૂન સુધી. કિંવા ઇહરામની હાલતમાં તમે શિકાર ન કરો. જો તમારામાંથી કોઇ ઇરાદાપૂર્વક શિકાર કરે તો શિકાર જેવું કોઇ ચારપગું (જાનવર) હદયારૂપે કઅબા મોકલી આપે. એના જેવડા હોવાનો અંદાઝો તમારામાંથી બે ન્યાયપ્રિય માણસો કરે અથવા એનો ઉતાર એ હશે કે મિસ્કીનોને ખાણું ખવડાવે અથવા એના બરાબર રોઝા રાખે. (આ હુકમ એટલા માટે કરવામાં આવ્યો છે કે) તે માણસ પોતાના કૃત્યની સજા પણ ચાખે, જે કંઇ થયું તે તો ખુદા તઆલા માફ કરી દેશે, પરંતુ જો કોઇ માણસ બીજી વાર કરશે તો ખુદા તેના કૃત્યની સજા કરશે. કારણ કે ખુદા તઆલા બળવાન છે, સજા કરી શકે છે. તમારા અને બીજા મુસાફિરોના ફાયદા માટે દરિયાનો શિકાર અને તેનું ખાવું હલાલ કરવામાં આવ્યું. ઝમીન પરનો શિકાર ઇહરામમાં હરામ છે. તમે ખુદા તઆલાથી ડરતા રહો કારણ કે તેની પાસે તમને ભેગા કરવામાં આવશે.**

જો ગેરમુહરિમ શિકાર કરીને મુહરિમને ભેટ તરીકે મોકલી આપે અને મુહરિમ તેને ખાઇ લે તો કંઇ વાંધો નથી. ઇબ્ને અબ્બાસ અને હઝરત અનસ (રદિ.)ની નઝરે શિકાર સિવાય જો ઊંટ, ભેંસ, ગાય, બકરી, મરઘી વગેરે મુહરિમ ઝબ્હ કરી લે તો કંઇ વાંધો નથી.



(૧૭૩/૨૦૦૧) ઇબ્ને અબૂ કતાદા કહે છે કે હુદયબિય્યાના ઉમરાના વરસે મારા પિતા અબૂ કતાદા (હુઝૂરની સાથે) નીકળ્યા. બધા સહાબીઓએ ઇહરામ બાંધ્યો હતો, પરંતુ મારા પિતાએ ઇહરામ બાંધ્યો ન હતો. આ દરમ્યાન હુઝૂર (સલ.)ને ખબર મળી કે દુશ્મન લડવા ઇચ્છે છે. આ ખબર પછી હુઝૂર મક્કા તરફ મોં કરીને ચાલવા લાગ્યા. અબૂ કતાદા પણ સહાબાની સાથે જઇ રહ્યા હતા. (રસ્તામાં) કેટલાક લોકો એકબીજાને જોઇને હસ્યા. અબૂ કતાદાએ નઝર ઉઠાવીને જોયું તો એક જંગલી ગધેડો દેખાયો. મેં તરત ઘોડો દોડાવીને ભાલો માર્યો અને તેને ગબડાવી મૂકયો. લાવવા માટે બીજા સહાબાની મદદ માંગી, પરંતુ બધાએ મદદ આપવાનો ઇન્કાર કર્યો. છેવટે બધાએ તેનો ગોશ્ત ખાધો. કારણ કે, એવો ભય પેસી ગયો હતો કે, કયાંક રસૂલુલ્લાહ (સલ.)થી છુટા ન પડી જઇએ એટલે મારા પિતા ઘોડો દોડાવીને હુઝૂરની શોધમાં નીકળ્યા. કદી ઝડપથી જતા હતા અને કદી સાધારણ ચાલથી. રસ્તામાં બની ગિફાર કબીલાનો એક માણસ મળ્યો. મધ્યરાત્રિનો સમય હતો. અબૂ કતાદાએ તેને પૂછયું કે હુઝૂરે અકદસ (સલ.)ને તેં કયાં છોડયા છે ? તે માણસે કહ્યું : મેં હુઝૂરને 'તિઅહિન' નામે ઝરણા પાસે છોડયા હતા. આપનો ઇરાદો હતો કે 'સુકયા' સ્થળે જઇને કૈલૂલા કરે. અબૂ કતાદા શોધખોળ પછી હુઝૂરની સેવામાં હાજર થઇ ગયા અને કહ્યું કે યા રસૂલલ્લાહ ! બધા સહાબીઓએ હુઝૂરને સલામ કહી છે. તેમને ભય છે કે કયાંક દુશ્મન તેમને આપ સુધી પહોંચવા ન દે અને હુઝૂરને એની ખબર પણ ન પડે. હુઝૂર આ સાંભળીને થોભી ગયા અને સહાબાની રાહ જોવા લાગ્યા. લોકો આવી પહોંચ્યા. અબૂ કતાદાએ કહ્યું કે યા રસૂલલ્લાહ ! મેં જંગલી ગધેડાનો શિકાર કર્યો હતો. તેમાંથી થોડોક ગોશ્ત બાકી છે. હુઝૂરે લોકોને કહ્યું : ખાઓ, જો કે બધા લોકો ઇહરામની હાલતમાં હતા.

**જો મુહરિમ શિકારને જોઇને હસવા લાગે અને ગેરમુહરિમ તેના લીધે શિકાર મોજૂદ હોવાનું સમજી જાય, પછી ગેરમુહરિમ તેનો શિકાર કરે તો બધા માટે તેનું ખાવું જાઇઝ છે**

(૧૭૪/૨૦૦૨) હઝરત અબૂ કતાદા કહે છે કે હુદયબિય્યાના વરસે અમે હુઝૂર (સલ.)ની સાથે ચાલ્યા. બધા સહાબાએ ઇહરામ બાંધી લીધો હતો. ફકત મેં બાંધ્યો ન હતો. એવામાં અમને 'ગયકા' સ્થળે દુશ્મનના મોજૂદ હોવાની ખબર મળી. અમે તરત તે તરફ મોં કરીને ચાલવા માંડયા. રસ્તામાં સહાબાએ એક જંગલી ગધેડો જોયો અને એકબીજા તરફ જોઇને હસવા લાગ્યા. મેં નઝર ઉઠાવીને

જોયું તો જંગલી ગધેડો મોજુદ હતો. હું ઘોડો દોડાવીને જઈ પહોંચ્યો અને એવો ભાલો માર્યો કે તેને જગ્યાએથી હલવા દીધો નહીં, લાવવા માટે સહાબા પાસે મદદ માંગી, પરંતુ બધાએ મદદ કરવાનો ઈન્કાર કર્યો. છેવટે અમે તેનો ગોશ્ત ખાધો ત્યાર પછી અમને ભય લાગ્યો કે કયાંક રસૂલુલ્લાહ (સલ.) અમારાથી બિલ્કુલ છુટા ન પડી જાય. એટલે હું ઘોડો દોડાવીને નીકળ્યો. કયાંક ઝડપથી દોડાવતો હતો, કયાંક ધીમે. અડધી રાતે બની ગિફાર કબીલાનો એક માણસ મળ્યો. મેં તેને પૂછયું કે રસૂલુલ્લાહ (સલ.)ને તેં કયાં છોડયા હતા ? ગિફારીએ કહ્યું : મેં હુઝૂરને તિઅહિન સ્થળે છોડયા હતા. આપનો ઈરાદો હતો કે, 'સુકયા' સ્થળે જઈને બપોરનો આરામ કરે. હું આ સાંભળીને હુઝૂર સુધી પહોંચી ગયો અને સેવામાં હાજર થઈને કહ્યું કે યા રસૂલલ્લાહ ! હુઝૂરના સહાબીઓએ હુઝૂરને સલામ, દુઆ અને રહમત મોકલી છે. તેમને ભય છે કે કયાંક દુશ્મન તેમને હુઝૂર સુધી પહોંચવાથી રોકી ન લે, જેથી હુઝૂર તેમની રાહ જુએ. હુઝૂર રાહ જોવા માટે થોભી ગયા. મેં કહ્યું કે યા રસૂલલ્લાહ ! અમે એક જંગલી ગધેડાનો શિકાર કર્યો હતો. થોડોક ગોશ્ત અમારી પાસે બાકી છે. આપે સહાબાને કહ્યું : ખાઓ. જો કે બધા લોકો ઈહરામની હાલતમાં હતા.

## મુહરિમ શિકાર કરવામાં ગેરમુહરિમને મદદ ન કરે

(૧૭૫/૨૦૦૩) હઝરત અબૂ કતાદા કહે છે : અમે હુઝૂર (સલ.)ની સાથે 'કાહા' સ્થળે હતા. અમારામાંથી અમુક લોકોએ ઈહરામ બાંધ્યો હતો અને અમુક લોકોએ ઈહરામ બાંધ્યો ન હતો. એવામાં મારા સાથીઓ એક બીજાને કોઈ વસ્તુ બતાવવા લાગ્યા. મેં નઝર ઉઠાવીને જોયું તો જંગલી ગધેડો હતો. મેં તેની પાછળ ઘોડો દોડાવ્યો, પરંતુ મારો કોરડો પડી ગયો. (મેં સાથીઓને કોરડો ઉંચકવા કહ્યું.) સાથીઓ કહેવા લાગ્યા કે અમે ઈહરામની હાલતમાં છીએ. અમે તમને કોઈ પ્રકારની મદદ કરીશું નહીં. લાચાર થઈને મેં પોતે કોરડો લઈને મજબૂત પકડીને એક ટેકરાની પાછળથી જંગલી ગધેડા સુધી હું જઈ પહોંચ્યો અને ભાલાથી તેનો શિકાર કરીને મારા સાથીઓ પાસે લઈ આવ્યો. મારા સાથીઓમાં તેના ખાવા વિષે મતભેદ ઉભો થયો. કોઈએ કહ્યું, ખાઓ અને કોઈએ કહ્યું કે ન ખાઓ. રસૂલુલ્લાહ (સલ.) અમારી આગળ હતા. મેં પવિત્ર સેવામાં હાજર થઈને મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું, ખાઓ, હલાલ છે.

## મુહરિમ ઇશારાથી ગેરમુહરિમને શિકાર બતાવે નહી

(૧૭૬/૨૦૦૪) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) હજ્જ કરવા માટે ગયા. સહાબા પણ સાથે ગયા.



આપે સહાબાની એક જમાઅતને જેમાં હું પણ શામિલ હતો, પાછી મોકલી અને ફરમાવ્યું કે તમે લોકો સાગરકાંઠાના રસ્તે આવો. અમે તમને મળીશું. હુકમ અનુસાર લોકો સાગરકાંઠાના રસ્તે નીકળ્યા. બધાએ ઈહરામ બાંધ્યો હતો, માત્ર મારો જ ઈહરામ ન હતો. રસ્તામાં ચાલતા ચાલતાં જંગલી ગધેડાનું એક ટોળું દેખાયું. મેં તેમની પાછળ ઘોડો દોડાવ્યો અને એક માદા ગધેડીનો શિકાર કર્યો. બધાએ ઉતરીને તેનો ગોશ્ત ખાધો અને કહેવા લાગ્યા કે શું આપણે ઈહરામની હાલતમાં શિકારનો ગોશ્ત ખાઈ શકીએ છીએ ? ખાધા પછી અમે બાકીનો ગોશ્ત સાથે લઈ લીધો. જ્યારે હુઝૂરની સેવામાં હાજર થયા ત્યારે લોકોએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે ઈહરામની હાલતમાં હતા, પરંતુ અબૂ કતાદાએ ઈહારામ બાંધ્યો ન હતો. અમને જંગલી ગધેડો દેખાયો. અબૂ કતાદાએ તેમની પાછળ ઘોડો દોડાવ્યો અને એક માદા ગધેડીનો શિકાર કર્યો. અમે બધાએ ઉતરીને તેનો ગોશ્ત ખાધો, પરંતુ અમે પરસ્પર કહ્યું કે શું ઈહરામની હાલતમાં આપણે શિકારનો ગોશ્ત ખાઈ શકીએ છીએ ? ખેર, બાકીનો ગોશ્ત અમે સાથે લઈ આવ્યા છીએ. હુઝૂરે પૂછયું : શું તમારામાંથી કોઈએ અબૂ કતાદાને હુમલો કરવાનો હુકમ આપ્યો હતો અથવા તેના તરફ ઈશારો કર્યો હતો ? લોકોએ કહ્યું : નહી. આપે ફરમાવ્યું : તો બાકીનો ગોશ્ત પણ ખાઈ શકો છો.

## જો ગેરમુહરિમ, મુહરિમ માટે જીવતો જંગલી ગધેડો ભેટ રૂપે મોકલે તો મુહરિમ કબૂલ ન કરે

(૧૭૭/૨૦૦૫) સઅબ ઈબ્ને જસ્સામા (રદિ.)એ એક જંગલી ગધેડો નામદાર હુઝૂર (સલ.)ની સેવામાં ભેટ રૂપે મોકલ્યો. આપ તે વખતે 'અબવા' અથવા 'વદ્દાન' સ્થળે હતા. આપે જંગલી ગધેડો પાછો મોકલી દીધો, પરંતુ જ્યારે સઅબના મુખ પર દુઃખના ચિન્હો જોયા ત્યારે ફરમાવ્યું : અમે મુહરિમ છીએ એટલે જંગલી ગધેડો પાછો મોકલ્યો છે.

## મુહરિમ માટે કયા કયા જાનવરોને મારવું જાઇઝ છે ?

(૧૭૮/૨૦૦૬) હઝરત હફસા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : પાંચ જાનવરો છે, જેને મારી નાખવામાં મુહરિમ પર કોઈ ગુનોહ નથી. કાગડો, સમડી, ઉંદર, વીંછી અને હડકાયેલો કુતરો.

(૧૭૯/૨૦૦૭) હઝરત આઈશા

.................................

(૧૭૭/૨૦૦૫) મુહરિમ ઈહરામની હાલતમાં શિકાર કરી શકે નહી, જો મુહરિમ કોઈ જાનવરનો શિકાર કરશે તો તેનું માંસ દરેક માટે હરામ થઈ જશે. મુહરિમ અથવા ગેરમુહરિમ કોઈ પણ તેને ખાઈ શકશે નહી. જો ગેરમુહરિમે મુહરિમો માટે શિકાર કર્યો હોય તો બધા તેને ખાઈ શકે છે. જો કોઈ મુહરિમે શિકાર કરવામાં ગેરમુહરિમને મદદ કરી હશે, ભલેને તેને ફક્ત ઈશારાથી જાનવર બતાવ્યું હોય તો તે મુહરિમ માટે તેનું ખાવું જાઈઝ નથી.

(રદિ.) કહે છે કે હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું : પાંચ જાનવરો છે, જે બધા જ કજાત ઈજા પહોંચાડનારા છે. હરમમાં તેમને મારી નાખવામાં આવે. કાગડો, સમડી, વીંછી, ઉંદર અને હડકાયેલો કુતરો.

(૧૮૦/૨૦૦૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે એક વાર અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મિનામાં એક ગુફામાં હતા. એવામાં આપ પર સૂરએ મુરસલાત ઉતરી. આપ એને મઝા લઈ લઈને પઢી રહ્યા હતા અને હું મુબારક મુખેથી સાંભળીને યાદ કરી રહ્યો હતો, એવામાં ઉપરથી એક સાપ કુદયો. હુઝૂરે ફરમાવ્યું કે એને મારી નાખો. અમે તરત મારવા આગળ વધ્યા, પરંતુ સાપ ચાલ્યો ગયો. હુઝૂરે ફરમાવ્યું : જેવી રીતે તમે તેની બુરાઈથી બચી ગયા તેવી રીતે તે પણ તમારી બુરાઈથી બચી ગયો. ઈમામ બુખારી કહે છે : આ હદીસ લાવવાનો અમારો હેતુ એ છે કે મિના હરમમાં દાખલ છે. છતાં પણ હુઝૂરે ત્યાં પણ સાપને મારી નાખવાનું વાંધાજનક ગણ્યું નહીં.

(૧૮૧/૨૦૦૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે નામદાર હુઝૂર (સલ.)એ ગરોળી વિષે ફરમાવ્યું હતું : એ કજાત ઈજા પહોંચાડનારી છે, પરંતુ મેં સાંભળ્યું નથી કે હુઝૂરે તેને મારી નાખવાનો હુકમ આપ્યો હોય.

## હરમમાં ઝાડ કાપવામાં ન આવે

(૧૮૨/૨૦૧૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન નકલ કર્યું છે કે હરમના કાંટા કાપવામાં ન આવે.

(૧૮૩/૨૦૧૧) અબૂ શુરૈહ કહે છે કે અમ્ર ઈબ્ને સઈદ (યઝીદે નીમેલા મદીનાના ગવર્નર) જ્યારે (ઈબ્ને ઝુબેરના મુકાબલા માટે) લશ્કર મોકલી રહ્યા હતા ત્યારે મેં તેમને કહ્યું કે અય અમીર ! મને રજા આપો કે હું આપની સામે એક હદીસ બયાન કરૂં જેને રસૂલુલ્લાહ (સલ.)એ મક્કાના વિજયના બીજા દિવસે ઉભા થઈને ફરમાવી હતી. મારા કાનોએ તે સાંભળી હતી. જ્યારે હુઝૂરે ફરમાવ્યું હતું ત્યારે મારી આંખોએ જોયું હતું અને મારા દિલે તેને યાદ રાખ્યું હતું. હુઝૂરે ખુદા તઆલાના વખાણ પછી ફરમાવ્યું હતું કે મક્કાને લોકોએ હરમ બનાવ્યું નથી, બલ્કે ખુદાએ હરમ બનાવ્યું છે એટલે દરેક તે માણસ માટે જેનું ખુદા અને કિયામતના દિવસ પર ઈમાન હોય, હલાલ નથી કે મક્કામાં ખૂનામરકી કરે અથવા ત્યાંના

(૧૮૨/૨૦૧૦) અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર (રદિ.) ઉચ્ચ કક્ષાના સહાબી છે. ઈમામ હુસેન (રદિ.)ના શહીદ થયા પછી તેમને યઝીદ સામે ખિલાફતની જાહેરાત કરી હતી. મક્કા તેમનું પાટનગર હતું. તેઓ ન બાગી (વિદ્રોહી) હતા, ન જ તેમણે કોઈનું ખૂન કર્યું હતું. આ અમ્ર બિન સઅદનો માત્ર આક્ષેપ છે. તેમને નાહક શહીદ કરવામાં આવ્યા. હરમની પવિત્રતાનો પણ ખ્યાલ કરવામાં આવ્યો નહી.



ઝાડ કાપે અને જો રસૂલુલ્લાહની ખૂનામરકીથી કોઈ માણસ ત્યાં ખૂનામરકી કરવાનું જાઈઝ સમજે તો તેને કહી દો કે ખુદા તઆલાએ પોતાના રસૂલને પરવાનગી આપી હતી. તમને આપી નથી અને રસૂલને પણ દિવસમાં માત્ર એક પળ માટે પરવાનગી મળી હતી. આજે એનું હરામ હોવું પાછું તેવું જ થઈ ગયું છે જેવું કાલે હતું. યોગ્ય છે કે આ ખબર હાજરજનો તે લોકોને પહોંચાડી દે, જેઓ હાજર નથી. અમ્રએ જવાબ આપ્યો કે અબૂ શુરૈહ, હું એને તમારાથી વધારે જાણું છું. હરમમાં ગુનેહગારને આશ્રય મળી શકતો નથી અને ન તે માણસને અહીં આશ્રય મળી શકે છે જે ખૂન કરીને અથવા ચોરી કરીને નાસી આવ્યો હોય.

## હરમની અંદરનો શિકાર હરમની બહાર કાઢવામાં આવે નહી

(૧૮૪/૨૦૧૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે ખુદા તઆલાએ મક્કાને હરમ બનાવ્યું છે. એટલે ન મારાથી પહેલાં કોઈના માટે અહીં ખૂનામરકી હલાલ હતી, ન મારા પછી કોઈના માટે હલાલ થશે. મારા માટે દિવસમાં માત્ર એક પળ માટે હલાલ કરવામાં આવ્યું હતું. અહીંની ન ઘાસ કાપવામાં આવે, ન ઝાડ કાપવામાં આવે, ન અહીંના શિકારને હાંકીને બહાર કાઢવામાં આવે, ન પડેલી વસ્તુ ઉઠાવવામાં આવે. હા, ઓળખવા માટે જાહેરાત કરનારા માટે પડેલી વસ્તુ ઉઠાવવી જાઈઝ છે. હઝરત અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઈઝખિર (એક પ્રકારની ઘાસ)ને બાકાત કરી દો. આપે ફરમાવ્યું : હા, ઈઝખિર બાકાત છે.

## મક્કામાં લડવું હલાલ નથી

(૧૮૫/૨૦૧૩) અબૂ શુરૈહ (રદિ.)એ નબી (સલ.)નું ફરમાન નકલ કર્યું છે કે મક્કામાં લડવું જાઈઝ નથી.

(૧૮૬/૨૦૧૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે : હુઝૂર (સલ.)એ મક્કાના વિજયના દિવસે ફરમાવ્યું હતું કે હવે હિજરત નથી. હા, જિહાદ કરવી અને સવાબની નિય્યત રાખવી બાકી છે, જેથી જ્યારે તમને જિહાદ માટે બોલાવવામાં આવે ત્યારે તરત નીકળીને ચાલ્યા જાઓ. આ શહેરને ખુદા તઆલાએ આસ્માન અને ઝમીનના જન્મ દિવસથી જ હરમ બનાવ્યું છે અને કિયામત સુધી અલ્લાહના હરામ બનાવવાના કારણે એ હરમ રહેશે. એમાં મારા પહેલાં કોઈના માટે ખૂનામરકી કરવાનું જાઈઝ થયું નથી અને મારા પછી કોઈના માટે જાઈઝ થશે નહી. મારા માટે પણ દિવસની માત્ર એક પળ માટે હલાલ થયું હતું. કારણ કે, અલ્લાહ તઆલાએ અહી ખૂનામરકી કરવાનું હરામ ઠેરવ્યું છે, એટલે કિયામત સુધી હરામ છે. ન અહીંના કાંટા કાપવામાં આવે, ન શિકારના જાનવરોને હાંકી કાઢવામાં આવે, ન કોઈ

અહીં પડેલી વસ્તુને ઉઠાવે. હા, જે માણસ ઓળખવા માટે જાહેરાત કરવાના હેતુથી ઉઠાવે તો જાઇઝ છે. ન કોઇ માણસ અહીંની ઘાસ કાપે. હઝરત અબ્બાસ (રદિ.)એ કહ્યું કે યા રસૂલલ્લાહ ! ઇઝખિર ઘાસને આ હુકમમાંથી બાકાત કરી દો. કારણ કે, લુહારોના કામમાં આવે છે અને મકાનોના વપરાશમાં પણ. આપે ફરમાવ્યું : હા, ઇઝખિર બાકાત છે.

**મુહરિમને હરમમાં સીંગી લગાડવું (અસ્ત્રા દ્વારા બદનમાંથી ખરાબ લોહી કાઢવું) જાઇઝ છે કે નહીં ?**

(૧૮૭/૨૦૧૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)ના પુત્ર વાકિદ ઇહરામની હાલતમાં હતા, પરંતુ ઇબ્ને ઉમરે ઇહરામની હાલતમાં જ તેમને ડામ દીધો હતો. મુહરિમ માટે જાઇઝ છે કે, બીમારીની દવા કરે, એ શરતે કે દવામાં ખુશ્બૂ ન હોય.

(૧૮૮/૨૦૧૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઇહરામની હાલતમાં સીંગી લગાડી હતી.

(૧૮૯/૨૦૧૭) હઝરત ઇબ્ને બુહયના કહે છે કે, 'લહયે જમલ' સ્થળે રસૂલુલ્લાહ (સલ.)એ મુબારક શિરની વચ્ચે સીંગી લગાડી હતી.

**મુહરિમ માટે ઇહરામની હાલતમાં નિકાહ કરવા જાઇઝ છે કે નહીં ?**

(૧૯૦/૨૦૧૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઇહરામની હાલતમાં હઝરત મયમૂના (રદિ.) સાથે નિકાહ કર્યા હતા.

**મુહરિમ પુરુષ અથવા સ્ત્રી માટે ઇહરામની હાલતમાં ખૂશ્બૂ લગાડવી મના છે**

(૧૯૧/૨૦૧૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે મુહરિમ સ્ત્રી કેસર અથવા વર્સ લગાડેલું કપડું ન પહેરે.

(૧૯૨/૨૦૨૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે એક માણસે ઉભા થઇને મુબારક સેવામાં પૂછ્યું કે યા રસૂલલ્લાહ ! ઇહરામની હાલતમાં હુઝૂર અમને કયા પ્રકારનું કપડું પહેરવાનો હુકમ આપે છે ? આપે ફરમાવ્યું : કુરતો ન પહેરો, પાયજામો ન પહેરો, પાઘડી અને કાનટોપી ન પહેરો, મોજા ન પહેરો. હા, જો કોઇની પાસે જોડા ન હોય તો મોજાઓને ઘુંટીની નીચેથી કાપીને પહેરી શકે છે. કોઇ એવું કપડું ન પહેરો જેને કેસર અથવા વર્સ લાગેલું હોય. મુહરિમ ઓરત નિકાબ ન ઓઢે અને હાથના મોજા ન પહેરે.

(૧૮૯/૨૦૧૭) પહેલાંના સમયમાં શરીરના એક ભાગને કોઇ ધારદાર વસ્તુ વડે છેદ કરીને અશુધ્ધ લોહી કાઢી નાખવામાં આવતું હતું. મુખ્યત્વે વાયુના રોગોમાં આ પ્રમાણે કરવામાં આવતું હતું જેનાથી શરીરને રાહત મળતી હતી.

(૧૯૨/૨૦૨૦) એક પ્રકારની ઘાસ છે, જેના અર્ક વડે કપડાં રંગવામાં આવતાં હતાં, તેમાં સુગંધ પણ હતી.



(૧૯૩/૨૦૨૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે એક મુહરિમ માણસની ઊંટણીએ તેની ગરદન તોડી નાખી અને તે મરી ગયો. તેને હુઝૂર (સલ.)ની સેવામાં રજૂ કરવામાં આવ્યો. આપે ફરમાવ્યું કે એને ગુસ્લ દો. કફન દો, પરંતુ માથું ઢાંકશો નહીં અને ખૂશ્બૂ તેની નજીક લઇ જશો નહીં. કારણ કે, કિયામતના દિવસે એને લબ્બૈક બોલતા ઉઠાડવામાં આવશે.

**મુહરિમ માટે ઇહરામની હાલતમાં ગુસ્લ કરવું જાઇઝ છે.**

(૧૯૪/૨૦૨૨) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે મુહરિમ ગુસ્લખાનામાં દાખલ થઇ શકે છે. હઝરત આઇશા અને ઇબ્ને ઉમરની નજીક મુહરિમ માટે ખજવાળવામાં કંઇ વાંધો નથી.

(૧૯૫/૨૦૨૩) અબ્દુલ્લાહ ઇબ્ને હુનૈન (રદિ.) કહે છે કે અબવા સ્થળે હઝરત ઇબ્ને અબ્બાસ અને હઝરત મિસ્વર (રદિ.) વચ્ચે કંઇક મતભેદ પડયો. ઇબ્ને અબ્બાસ કહેવા લાગ્યા કે ઇહરામની હાલતમાં મુહરિમ માટે માથું ધોવું જાઇઝ છે. મિસ્વરે કહ્યું : નાજાઇઝ છે. ઇબ્ને અબ્બાસે મને હઝરત અબૂ અય્યૂબ અન્સારી પાસે મોકલ્યો. હું અબૂ અય્યૂબ પાસે પહોંચ્યો ત્યારે તેઓ ગુસ્લ કરી રહ્યા હતા અને બે લાકડીઓ ઉભી કરીને વચ્ચે કપડું તાણીને આડ બનાવી લીધી હતી. (મારો પગરવ સાંભળીને) પૂછ્યું : કોણ માણસ છે ? મેં કહ્યું કે : હું અબ્દુલ્લાહ ઇબ્ને હુનૈન છું. હઝરત ઇબ્ને અબ્બાસે મને તમારી પાસે એવું પૂછવા માટે મોકલ્યો છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઇહરામની હાલતમાં કેવી રીતે માથું ધોતા હતા ? અબૂ અય્યૂબે હાથથી કપડું નીચે કર્યું કે મને તેમનું માથું દેખાવા લાગ્યું. પછી પાણી નાખનાર માણસને કહ્યું કે પાણી નાખો. તેણે માથા પર પાણી નાખ્યું. અબૂ અય્યૂબે માથા પર બંને હાથ ઘસ્યા અને બંને હાથોને પાછળથી આગળ અને આગળથી પાછળ લઇ ગયા. પછી કહ્યું કે રસૂલુલ્લાહ (સલ.)ને મેં આ પ્રમાણે કરતાં જોયા છે.

**જો મુહરિમ પાસે જોડા ન હોય તો મોજા કેવી રીતે પહેરે ?**

(૧૯૬/૨૦૨૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ અરફાતમાં ખુત્બો પઢતી વખતે ફરમાવ્યું હતું કે જે મુહરિમ માણસને જોડા ન મળે તે મોજા પહેરી લે અને જે માણસને તેહબંદ ન મળે તે પાયજામો પહેરી લે.

(૧૯૭/૨૦૨૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછવામાં આવ્યું કે મુહરિમ કયા કપડાં પહેરે ? આપે ફરમાવ્યું : ન કુરતો પહેરે, ન પાયજામો, ન પાઘડી, ન કાનટોપી અને ન એવું કપડું જેમાં કેસર અથવા વર્સ લાગેલું હોય. જો જોડા ન મળે તો મોજા પહેરી લે, પરંતુ તેમને કાપી નાખે જેથી ઘુંટીના નીચે થઇ જાય.

**મુહરિમને જો તેહબંદ ન મળે તો પાયજામો પહેરી શકે છે**

(૧૯૮/૨૦૨૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે અરફાતમાં રસૂલુલ્લાહ (સલ.)એ અમારી સામે ખુત્બો પઢયો અને ફરમાવ્યું કે જે માણસને તેહબંદ ન મળે તે પાયજામો પહેરી લે અને જો જોડા ન મળે તો મોજા પહેરી લે.

**ઝરૂરત વખતે મુહરિમ માટે હથિયાર રાખવાં જાઇઝ છે**

(૧૯૯/૨૦૨૭) હઝરત ઇકરિમા કહે છે કે જો કોઇને દુશ્મનનો ભય હોય તો (ઇહરામની હાલતમાં) હથિયાર રાખી શકે છે, પરંતુ ફિદયો આપવો જરૂરી છે. હઝરત ઇકરિમા સિવાય બીજો માણસ ફિદયાના જરૂરી હોવાનો મત ધરાવતો નથી.

(૨૦૦/૨૦૨૮) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઝીલકદ મહીનામાં ઉમરો કર્યો, પરંતુ મક્કાવાસીઓએ આપને મક્કામાં દાખલ થવાની રજા આપવાનો ઇન્કાર કરી દીધો. છેવટે હુઝૂરે તેમની સાથે એવી શરતે સુલેહ કરી કે મ્યાનમાં હથિયાર મૂકીને મક્કામાં દાખલ થશે.

**ઇહરામ વગર મક્કામાં અને હરમમાં દાખલ થવાનું બયાન**

(૨૦૧/૨૦૨૯) હઝરત ઇબ્ને ઉમર (ફિત્નાના સમયે) ઇહરામ વગર મક્કામાં દાખલ થયા હતા. રસૂલે અકરમ (સલ.)એ ફક્ત હજ્જ અને ઉમરાનો ઇરાદો ધરાવનારાઓને ઇહરામ બાંધવાનો હુકમ આપ્યો છે. લાકડા વેચનારાઓ વગેરેને ઇહરામનો હુકમ આપ્યો નથી.

(૨૦૨/૨૦૩૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે હુઝૂરે અકદસ (સલ.)એ મદીનાવાસીઓ માટે ઝૂલહુલૈફાને મીકાત મુકર્રર કર્યું છે. યમનવાસી માટે યલમલમને અને નજદવાસીઓ માટે કરનુલ મનાઝિલને. આ સ્થળો તે લોકો માટે પણ મીકાત છે જે અહીં રહેનારા હોય અને તે લોકો માટે પણ જેઓ હજ્જ અને ઉમરાના ઇરાદાથી બીજા દેશમાંથી આવે અને આ સ્થળોએથી પસાર થાય. હા, તે લોકો જે આ સ્થળોની અંદરના ભાગમાં રહેનારા છે તેઓ જ્યાંથી ઇહરામ બાંધવાની નિય્યત કરે તે જ તેમના માટે મીકાત છે. અહીં સુધી કે મક્કાવાસીઓ માટે મક્કા મીકાત છે.

(૧૯૮/૨૦૨૬) મજબૂરીના કારણે સીવેલું કપડું જાઇઝ છે, પરંતુ તેનો કફફારો આપવો પડશે.

(૧૯૯/૨૦૨૭) શસ્ત્રોની છુટ છે, ફિદયો વાજિબ નથી.

(૨૦૧/૨૦૨૯) હરમ અને મીકાતની વચ્ચે રહેનારાઓ માટે હરમમાં દાખલ થવા માટે ઇહરામ બાંધવો જરૂરી નથી. જે માણસ મીકાતની બહારથી હરમમાં દાખલ થવા માંગતો હોય તેણે ઉમરા અથવા હજ્જનો ઇહરામ બાંધવો પડશે.

(૨૦૨/૨૦૩૦) મુંબઇથી વિમાન માર્ગે હજ્જ માટે જનારાઓએ મુંબઇથી ઇહરામ બાંધવો જોઇએ. સ્ટીમર મારફતે જનારાઓએ યલમલમ સ્થળેથી બાંધવો બેહતર છે. જો જિદ્દાના દરિયા કિનારે ઉતરતા પહેલાં સ્ટીમરમાં ઇહરામ બાંધી લે તો પણ જાઇઝ છે.



(૨૦૩/૨૦૩૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ખોદ (લોખંડી ટોપી) પહેરીને મક્કામાં દાખલ થયા. આપે ખોદ ઉતાર્યો જ હતો કે એક માણસે હાજર થઇને કહ્યું કે ઇબ્ને હન્ઝલ (મુરતદ) કઅબાના પરદા પકડીને ઉભો છે. આપે ફરમાવ્યું કે એને મારી નાખો.

**જો કોઇ માણસ અજાણપણે કુરતો પહેરીને ઇહરામ બાંધી લે તો શું કરે ?**

(૨૦૪/૨૦૩૨) હઝરત અતા કહે છે કે : જો અજાણપણે અથવા ભૂલથી કોઇ માણસ ખૂશ્બૂ લગાડે અથવા કોઇ (મના કરેલ) પોષાક પહેરી લે તો તેના પર કફફારો જરૂરી નથી.

(૨૦૫/૨૦૩૩) હઝરત યઅલા કહે છે : હું હુઝૂરે અકરમ (સલ.) પાસે હતો, એવામાં એક માણસ ઝભ્ભો પહેરીને હાજર થયો. ઝભ્ભા પર પીળા રંગની કંઇક નિશાનીઓ હતી. હઝરત ઉમર (રદિ.) મને કહ્યા કરતા હતા કે શું તમે વહી ઉતરવાની હાલતમાં રસૂલુલ્લાહ (સલ.)ને જોવા ઇચ્છો છો ? મેં કહ્યું હતું કે હા. હઝરત ઉમરે મને તે વખતે વહીના ઉતરાણની હાલત બતાવી. જ્યારે વહી ઉતરી ચૂકી ત્યારે હુઝૂરની તે હાલત જતી રહી. આપે તે માણસને કહ્યું કે જે કામો હજ્જમાં કરો છો તે જ ઉમરામાં કરો.

એ જ દરમ્યાન એક માણસે બીજા માણસના હાથે દાંતથી કરડી ખાધો. તેણે તેના દાંત તોડી નાખ્યા. હુઝૂરે બદલો અપાવ્યો નહીં, બલકે માફ કરી દીધો.

**જો કોઇ મુહરિમ અરફાતમાં મરી જાય તો તેના તરફથી બાકીની હજ્જ અદા કરવાનો હુકમ રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરવામાં આવ્યો નથી.**

(૨૦૬/૨૦૩૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે એક માણસ અરફાતમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ઉભો હતો. અચાનક ઊંટણી પરથી પડી ગયો અને ઊંટણીએ તેની ગરદન તોડી નાખી. (તે માણસનું અવસાન થઇ ગયું.) હુઝૂરે ફરમાવ્યું કે એને સાધારણ પાણી અને બોરડીના પાંદડાઓથી ગુસ્લ દઇને બે કપડાંનું કફન આપો, પરંતુ માથું ઢાંકો નહીં અને ખૂશ્બુ લગાડો નહીં. કારણ કે, કિયામતના દિવસે ખુદા તઆલા તેને લબ્બેક બોલતો ઉઠાડશે.

(૨૦૭/૨૦૩૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે એક માણસ હુઝૂર (સલ.)ની સાથે અરફાતમાં ઉભો

(૨૦૬/૨૦૩૪) જો કોઇ ઇહરામની હાલતમાં મરી જશે તો કિયામતમાં એ જ હાલતમાં ઉઠશે. કફનમાં ખૂશ્બુ ન લગાડવાનો તથા તે વડે માથું ન ઢાંકવાનો હુકમ માત્ર આ સહાબી પુરતો જ મર્યાદિત હતો. બીજા મુહરિમોના કફનમાં ખૂશ્બુ લગાડવી પણ જાઇઝ છે અને તે વડે તેમનું માથું ઢાંકવું પણ જાઇઝ છે.

હતો, એવામાં ઊંટણી પરથી પડી ગયો અને ગરદન તુટી ગઇ. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે એને સાધારણ પાણી અને બોરડીના પાંદડાઓથી ગુસ્લ દઇને બે કપડાનું કફન પહેરાવો, પરંતુ ખૂશ્બુ ન લગાડશો, માથું ન ઢાંકશો અને હનૂત ન ઘસશો. કારણ કે, કિયામતના દિવસે ખુદા તઆલા તેને લબ્બૈક બોલતો ઉઠાડશે.

## જો મુહરિમ ઇહરામની હાલતમાં મરી જાય તો તેના માટે સુન્નત તરીકો શું છે ?

(૨૦૮/૨૦૩૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે એક માણસ રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ઇહરામની હાલતમાં હતો. ઊંટણીએ તેની ગરદન તોડી નાખી અને તે મરી ગયો. નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે એને સાધારણ પાણી અને બોરડીના પાંદડાઓથી ગુસ્લ દઇને એના જ બે કપડાઓનું કફન આપી દો, પરંતુ ખૂશ્બુ લગાડશો નહી અને માથું ઢાંકશો નહી. કારણ કે, કિયામતના દિવસે એ લબ્બૈક બોલતો ઉઠશે.

## મય્યિત તરફથી હજ્જ કરવાનું અને નઝર (મન્નત) આપવાનું બયાન અને ઓરત તરફથી મરદના હજ્જ કરવાનું જાઇઝ હોવું

(૨૦૯/૨૦૩૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે બની જુહૈનાની એક ઓરત હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇ અને પૂછ્યું કે યા રસૂલલ્લાહ ! મારી માંએ હજ્જ કરવાની મન્નત માની હતી, પરંતુ હજ્જ કર્યા વગર તેનું અવસાન થઇ ગયું. શું હું તેના તરફથી હજ્જ કરી શકું છું ? આપે ફરમાવ્યું : તું તેના તરફથી હજ્જ કરી લે. ભલા બતાવ કે જો તારી માં પર દેવું હોત તો તું શું તે આપત કે નહી ? આપે ફરમાવ્યું : તું ખુદાનું દેવું ચૂકવ. કારણ કે, ખુદા તઆલા દેવું ચુકવવાનો સૌથી વધુ હકદાર છે.

## જે માણસ સવારી ઉપર બેસી ન શકે તેના તરફથી હજ્જ કરવાનું બયાન

(૨૧૦/૨૦૩૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે ખસ્અમ કબીલાની એક ઓરત હુઝૂર (સલ.)ની સેવામાં હજ્જે વદાઅમાં હાજર થઇ અને પૂછ્યું કે યા રસૂલલ્લાહ ! ખુદા તઆલાની જે હજ્જ બંદાઓ ઉપર ફર્ઝ છે તે મારા પિતા ઉપર એવા વખતે ફર્ઝ થઇ કે જ્યારે તે ખૂબ જ વૃદ્ધ હતા. સવારી ઉપર બરાબર બેસી પણ શકતા ન હતા તો શું હું તેના તરફથી હજ્જ કરું તો અદા થઇ થઇ જશે ? આપે ફરમાવ્યું : હા.

## પુરુષ તરફથી સ્ત્રીનું હજ્જ કરવું

(૨૧૧/૨૦૩૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ ફઝલ (ઇબ્ને અબ્બાસ) સવાર હતા. એવામાં બની



ખસ્અમની એક ઓરત આવી. ફઝલ તેના તરફ જોવા લાગ્યા અને તે ફઝલને જોવા લાગી. રસૂલુલ્લાહ (સલ.) ફઝલના મોંને બીજી બાજુ ફેરવવા લાગ્યા. તે ઓરતે પૂછ્યું કે યા રસૂલલ્લાહ ! ખુદા તઆલાની હજ્જ મારા પિતા પર એવા વખતે ફર્ઝ થઇ કે તે ખૂબ જ વૃદ્ધ હતા. સવારી પર બરાબર બેસી પણ શકતા ન હતા. શું હું તેમના તરફથી હજ્જ કરી લઉં ? આપે ફરમાવ્યું : હા. આ બનાવ હજ્જે વદાઅનો છે.

## નાબાલિગ છોકરાઓની હજ્જ

(૨૧૨/૨૦૪૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ રાત્રે જ પહેલેથી મને સફરના સામાનની સાથે મુઝદલિફાથી મોકલી દીધો હતો.

(૨૧૩/૨૦૪૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : જ્યારે કે હું યુવાનીની નજીક હતો ત્યારે હું ઘોડી અથવા ગધેડી પર સવાર થઇને આવ્યો. રસૂલુલ્લાહ (સલ.) તે વખતે ઉભા રહીને નમાઝ પઢી રહ્યા હતા. હું પહેલી સફના થોડાક ભાગની સામેથી પસાર થયો. પછી સવારી પરથી ઉતરી પડયો. સવારી ચરવા લાગી અને હું સફમાં શામિલ થઇ ગયો. ઝુહરી કહે છે કે આ બનાવ મિનામાં હજ્જતુલ વદાઅમાં બન્યો હતો.

(૨૧૪/૨૦૪૨) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ (રદિ.) કહે છે કે મારી સાત વરસની વય હતી કે મને રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હજ્જ કરાવવામાં આવી.

(૨૧૫/૨૦૪૩) હઝરત જુઐદ ઇબ્ને અબ્દુર્રહમાન કહે છે કે હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ, સાઇબ ઇબ્ને યઝીદને 'સાઅ'નું પ્રમાણ પૂછી રહ્યા હતા. આ તે સાઇબ હતા જેમને રસૂલુલ્લાહ (સલ.)ના સફરના સામાન સાથે હજ્જ કરાવવામાં આવી હતી.

## ઓરતોના હજ્જ કરવાનું બયાન

(૨૧૬/૨૦૪૪) હઝરત ઉમર ફારૂક (રદિ.)એ પોતાની છેલ્લી હજ્જમાં ઉમ્મહાતુલ મુઅમિનીનને હજ્જ કરવાની રજા આપી હતી. તેમની સાથે ઉસ્માન ઇબ્ને અફફાન અને અબ્દુર્રહમાન ઇબ્ને ઔફને મોકલ્યા હતા.

(૨૧૭/૨૦૪૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં મુબારક સેવામાં વિનંતી કરી કે યા રસૂલલ્લાહ ! અમે આપની સાથે જિહાદમાં શામિલ ન થઇએ ? ફરમાવ્યું : તમારા માટે શ્રેષ્ઠ અને ઉત્તમ જિહાદ 'હજ્જે મબ્રૂર' છે. હઝરત આઇશા કહે છે કે આ ફરમાન સાંભળ્યા પછી મેં કદી હજ્જ છોડી નહી.

(૨૧૩/૨૦૪૧) ઇમામનો સુતરો મુકતદીનો સુતરો ગણાય છે. નબીએ કરીમ (સલ.) ઇમામ હતા. તેમની આગળ સુતરો હતો. એટલે સફની સામેથી પસાર થવામાં વાંધો ન હતો.

(૨૧૭/૨૦૪૫) સ્ત્રીઓ પર જિહાદ ફર્ઝ નથી, પરંતુ પોતાના મહરમો સાથે મુજાહિદોની સેવા માટે જાય તો જાઇઝ છે. ઘાયલ થનારાઓને મલમપટ્ટી કરવી, ખાવાનું રાંધવું વગેરે, પરંતુ જો દુશ્મનના વિજયનો ભય હોય અને સ્ત્રીઓ કેદી બનવાનો સંભવ હોય તો જિહાદ વગેરેમાં જવું જાઇઝ નથી.

(૨૧૮/૨૦૪૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે કોઇ ઓરત મહરમ વગર સફર ન કરે. જ્યાં સુધી ઓરતની પાસે તેનો મહરમ મોજુદ ન હોય ત્યાં સુધી કોઇ પરાયો માણસ તેની પાસે ન આવે. એક માણસે કહ્યું કે યા રસૂલલ્લાહ ! હું ફલાણા ફલાણા જિહાદમાં જવા માંગું છું અને મારી પત્નીનો ઇરાદો હજ્જનો છે. આપે ફરમાવ્યું કે તમે તમારી પત્ની સાથે જાઓ.

(૨૧૯/૨૦૪૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.) હજ્જ કરીને પાછા આવ્યા ત્યારે ઉમ્મે સિનાન અન્સારિય્યાને કહ્યું કે તમારા હજ્જથી રોકાઇ જવાનું શું બન્યું ? ઉમ્મે સિનાએ કહ્યું કે ફલાણાનો પિતા (કિંવા ઉમ્મે સિનાનો પતિ). વાત એવી હતી કે અમારી પાસે બે પાણી ખેંચનાર ઊંટ હતા. એક પર તો તેઓ હજ્જ કરવા ચાલ્યા ગયા અને બીજું ઝમીનને પાણી સિંચવાના કામમાં લાગેલું રહ્યું. હુઝૂરે ફરમાવ્યું : તો રમઝાનમાં ઉમરો કરી લેશો. કારણ કે, રમઝાનમાં ઉમરો કરવો હજ્જના બરાબર છે.

(૨૨૦/૨૦૪૮) હઝરત અબૂ સઇદ (રદિ.) જે હુઝૂરની સાથે બાર જિહાદોમાં શામિલ રહ્યા છે, કહે છે કે ચાર વાતો મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળી છે અને તે ચારેય મને સારી લાગી : ૧. કોઇ ઓરત ત્યાં સુધી બે દિવસના અંતરનો પ્રવાસ ન કરે, જ્યાં સુધી તેની સાથે તેનો પતિ અથવા બીજો કોઇ મહરમ ન હોય. ૨. ઇદુલ ફિત્ર અને ઇદુદ્ દુહાના દિવસે રોઝો રાખવામાં ન આવે. ૩. અસ્ર પછી સૂર્યાસ્ત પહેલા અને ફજ્ર પછી સૂર્યોદય પહેલાં નમાઝ પઢવામાં આવે નહી. ૪. સફરનો સામાન બાંધીને ત્રણ મસ્જિદો સિવાય બીજી કોઇ મસ્જિદે જવામાં ન આવે. કઅબા, મસ્જિદે નબવી અને મસ્જિદે બયતુલ મુકદસ.

### જો કોઇ માણસ કઅબા પગપાળા જવાની મન્નત માને તો શું હુકમ છે ?

(૨૨૧/૨૦૪૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ એક વૃદ્ધ માણસને જોયો, જે પોતાના બે પુત્રોના ખભાઓ પર સહારો લઇને ઘસડાતો ચાલ્યો જતો હતો. પૂછ્યું : એ માણસની શું ખબર છે ? લોકોએ કહ્યું કે

(૨૨૦/૨૦૪૮) કોઇ સ્ત્રી મહરમ વગર એક રાત-દિવસનો પ્રવાસ એટલે કે ૧૬ માઇલનો પ્રવાસ ન કરે. ફજ્ર અને અસ્રની નમાઝ પછી નફિલ પઢવી મકરૂહ છે. કઝા નમાઝ પઢી શકાય છે. ઉપરોક્ત ત્રણે મસ્જિદોમાં નમાઝ પઢવાના ઇરાદે સફર કરવું સવાબને પાત્ર છે. કારણ કે એ ત્રણે મસ્જિદોમાં નમાઝ પઢવાનો સવાબ અનેક ગણો છે. એ સિવાય અન્ય કોઇ મસ્જિદમાં નમાઝ પઢવાને ઇરાદે સફર કરવાનું સવાબને પાત્ર નથી. હા, જોવા જવાના ઇરાદે જઇ શકાય છે.



એણે પગપાળા જવાની મન્નત માની છે. ફરમાવ્યું : એ પોતાની જાતને મુસીબતમાં નાખી રહ્યો છે. ખુદાને એની કંઇ ઝરૂર નથી. ત્યાર પછી આપે તેને સવાર થઇ જવાનો હુકમ આપ્યો.

(૨૨૨/૨૦૫૦) હઝરત ઉકબા ઇબ્ને આમિર (રદિ.) કહે છે કે મારી બહેને કઅબા પગપાળા જવાની મન્નત માની અને મને કહ્યું કે રસૂલુલ્લાહ (સલ.)ને જઇને મસ્અલો પૂછો. આપે ફરમાવ્યું કે મન ચાહે તે પગપાળા જાય અને મન ચાહે તે સવાર થઇને જાય.



બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ મદીનાની ફઝીલતો ★

### મદીનાના હરમ હોવાનું બયાન

(૨૨૩/૨૦૫૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે મદીના ફલાણી જગ્યા (ઇર પહાડ)થી લઇને ફલાણી જગ્યા (સૌર પહાડ) સુધી હરમ છે. ન અહીંના ઝાડ કાપવામાં આવે, ન આ જગ્યાએ કોઇ બિદઅત શરૂ કરવામાં આવે. જે માણસ અહીં બિદઅત શરૂ કરે તેના પર ખુદાની, બધા ફરિશ્તાઓની અને માણસોની લા'નત છે.

(૨૨૪/૨૦૫૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે જ્યારે રસૂલુલ્લાહ (સલ.) હિજરત કરીને મદીના આવ્યા અને મસ્જિદ બનાવવાનો હુકમ આપ્યો ત્યારે બની નજ્જારને કહ્યું : અય બની નજ્જાર ! આ ઘેરાવાળા બાગનો ભાવ કરીને મારી પાસેથી કીંમત લઇ લો. બની નજ્જારે કહ્યું : ખુદાની કસમ ! અમે એની કીમત તો ખુદા પાસેથી જ લઇશું. તે પછી આપે મુશ્રિકોની કબરો ઉખેડવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર ખંડેર સપાટ બનાવીને ખજૂરના ઝાડ કાપીને મસ્જિદના કિબ્લા તરફ હારબધ્ધ ગોઠવી દેવામાં આવ્યા.

(૨૨૫/૨૦૫૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે મારી ઝબાનથી મદીનાના બંને પથરાળ કિનારાઓ વચ્ચેનો ભાગ હરમ મુકર્રર કરવામાં આવ્યો છે. (કિંવા મદીનાની પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો ભાગ હરમ છે.) એક દિવસ હુઝૂર હારિસા કબીલા પાસે ગયા અને કહ્યું : હું માનું છું કે તમે હરમની

(૨૨૩/૨૦૫૧) મદીના મુનવ્વરાના હરમનો તે હુકમ નથી, જે મક્કા મુકર્રમાના હરમનો છે. અહીં શિકાર કરવાનું, ઝાડો કાપવાનું વગેરે જાઇઝ છે. ઇમામ અબૂ હનીફા (રહ.)નો આ જ મત છે, જે બીજી હદીસથી સાબિત છે. ઉપરોક્ત હદીસનો અર્થ એ છે કે, મદીના પણ માનને પાત્ર જગ્યા છે. જરૂર વગર તેના ઝાડો કાપવાનું અને તેની હરિયાળીને નષ્ટ કરવાનું સારું નથી. એની આસપાસના શિકારી જાનવરોને પણ જરૂર વગર ન મારવામાં આવે. તે પણ મદીનાના કુદરતી સૌંદર્ય અને સમૃદ્ધિનો એક ભાગ છે. હા, જરૂર વખતે જાઇઝ છે.

બહાર રહી ગયા છો. પછી તેમના ઘરો જોઇને કહ્યું : ના, તમે હરમમાં જ છો.

(૨૨૬/૨૦૫૪) હઝરત અલી (રદિ.)એ કહ્યું હતું કે અમારી પાસે કિતાબુલ્લાહ અને રસૂલુલ્લાહ (સલ.)ના આ સહીફા સિવાય બીજું કંઇ નથી. આ સહીફામાં એમ પણ લખ્યું છે કે, મદીના ઇર પહાડથી સૌર પહાડ સુધી હરમ છે. જે માણસ એમાં કોઇ બિદઅત શરૂ કરશે અથવા બિદઅતીને આશ્રય આપશે તેના પર ખુદાની, ફરિશ્તાઓની અને બધા માણસોની લાનત, ન તેની ફરઝો કબૂલ થશે, ન નફિલો. બધા મુસલમાનોનું વચન એક જ છે. હવે જો કોઇ માણસ કોઇ (સામાન્ય) મુસલમાનનું વચન પણ તોડશે તો તેના પર ખુદાની, ફરિશ્તાઓની અને બધા માણસોની લાનત, ન તેના ફરઝો કબૂલ છે, ન નફિલો. જે ગુલામ પોતાનો માલે 'વલાઅ' (વારસો) કોઈ બીજી કોમ માટે પોતાના માલિકોની રજા વગર મુકર્રર કરે તેના ઉપર પણ ખુદાની, ફરિશ્તાઓની અને બધા માણસોની લાનત, ન તેના ફરઝો કબૂલ છે, ન નફિલો. ઇમામ બુખારી કહે છે કે હદીસમાં જે શબ્દ 'અદલ' આવ્યો છે તેનો અર્થ ફિદયો છે.

## મદીનાની ફઝીલત અને એ વાતનું બયાન કે મદીના બદમાશ માણસોને દૂર કરે છે

(૨૨૭/૨૦૫૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : મને એવી વસતિમાં રહેવાનો હુકમ થયો છે જે બધી વસતિઓને ખાઇ જશે (કિંવા ઇસ્લામ બધા દેશો ઉપર છવાઇ જશે.) લોકો કહે છે કે આ યસરિબ છે. જો કે એનું (સરસ) નામ મદીના છે. એ બદમાશ લોકોને એવી રીતે કાઢી મૂકશે જેવી રીતે ભઠ્ઠી લોખંડના કાટને દૂર કરી દે છે.

## મદીનાનું નામ તાબહ છે

(૨૨૮/૨૦૫૬) હઝરત અબૂ હુમૈદ (રદિ.) કહે છે : અમે હુઝૂર (સલ.)ની સાથે તબૂકથી પાછા આવ્યા. જ્યારે મદીનાની સામે આવ્યા ત્યારે હુઝૂરે ફરમાવ્યું : આ તાબહ છે.

## મદીનાની બંને પથરાળ ઝમીનો (પૂર્વ અને પશ્ચિમ)નું બયાન

(૨૨૯/૨૦૫૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે જો હું મદીનામાં હરણનું બચ્ચું પણ ચરતું જોઉં તો તેને છોડીશ નહીં. કારણ કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે મદીનાની બંને પથરાળ ઝમીનોની વચ્ચે હરમ છે.

## જે માણસ મદીનાથી મોં ફેરવી લે તો શું હુકમ છે ?

(૨૩૦/૨૦૫૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું. આપ ફરમાવતા હતા કે લોકો (કિયામતના નજીક) મદીનાને સારી હાલતમાં છોડીને ચાલ્યા જશે. જંગલી જાનવરો કિંવા પ્રાણીઓ, પક્ષીઓ અને પશુઓ સિવાય ત્યાં કોઈ નહીં હોય. સૌથી છેલ્લે મુઝયના કબીલાના બે ભરવાડો બકરીઓ હાંકતા મદીના પહોંચવાના ઇરાદાથી આવશે, પરંતુ મદીનામાં જંગલી જાનવરોને જોઇને પાછા ચાલ્યા જશે. જ્યારે સનિય્યતુલ વદાઅ નામે ડુંગર ઉપર પહોંચશે ત્યારે ઊંધા મોંએ પડી જશે.

(૨૩૧/૨૦૫૯) હઝરત સુફયાન કહે છે કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું, આપ ફરમાવતા હતા કે જ્યારે યમન જીતી લેવાશે ત્યારે કેટલાક લોકો જલદી જલદી આવીને પોતાના ઘરવાળાંઓને અને સંબંધીઓને મદીનાથી લઈ જશે. જો કે મદીનાનો વસવાટ તેમના માટે સારો હશે. કાશ ! તેમને એ વાતની સમજ હોત. જ્યારે સીરિયા જીતી લેવાશે ત્યારે કેટલાક લોકો જલદી જલદી આવીને પોતાના ઘરવાળાઓને અને સંબંધીઓને મદીનાથી લઇ જશે. જો કે મદીનાનો વસવાટ તેમના માટે સારો હશે. કાશ ! તેમને એની સમજ હોત. પછી જ્યારે ઇરાક જીતી લેવાશે ત્યારે કેટલાક લોકો જલદી જલદી આવીને પોતાના ઘરવાળાંઓ અને સંબંધીઓને મદીનાથી લઈ જશે. જો કે મદીનાનો વસવાટ તેમના માટે સારો હશે. કાશ ! તેમને એ વાતની ઠીક સમજ હોત.



## (કિયામતના નજીક) ઇમાન મદીના તરફ સમેટાઇને આવી જશે

(૨૩૨/૨૦૬૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જેવી રીતે સાપ પોતાના દરમાં સમેટાઈને દાખલ થાય છે તેવી રીતે ઈમાન મદીનામાં સમેટાઈને આવી જશે.

## જે માણસ મદીનાવાસીઓ સાથે દગો-ફટકો કરે તેના પર કેટલો ગુનોહ છે ?

(૨૩૩/૨૦૬૧) હઝરત સઅદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ મદીનાવાસીઓ સાથે દગો-ફટકો કરશે તે એવો ઓગળી જશે જેવું મીઠું પાણીમાં ઓગળી જાય છે.

## મદીનાના કિલ્લાઓનું બયાન

(૨૩૪/૨૦૬૨) હઝરત ઉસામા (રદિ.) કહે છે કે એકવાર રસૂલુલ્લાહ (સલ.)એ મદીનાના કોઈ કિલ્લા પર ચઢીને ફરમાવ્યું કે, (લોકો !) જે કંઈ હું જોઈ રહ્યો છું તે તમને પણ દેખાય છે ? લોકોએ કહ્યું : ના, આપે ફરમાવ્યું કે જેવી રીતે વરસાદ પડવાની જગ્યાઓ

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૩૨/૨૦૬૦) ઈમાનવાળાઓને રસૂલુલ્લાહ (સલ.) અને મદીનાનું આકર્ષણ પોતાના તરફ ખેંચી લાવે છે. કારણ કે, તે ઈસ્લામનું કેન્દ્ર છે. અહીં રહેનારાઓને ઈમાનનો લ્હાવો મળે છે. આરંભમાં જેવી રીતે મદીના ઈસ્લામનું કેન્દ્ર હતું, અંતિમ સમયમાં ફરી ઈસ્લામનું કેન્દ્ર બનશે.

દેખાય છે તેવી રીતે તમારા ઘરોમાં લડાઈ-ઝઘડાની જગ્યાઓ જોઈ રહ્યો છું.

**મદીનામાં દજ્જાલ દાખલ થશે નહીં**

(૨૩૫/૨૦૬૩) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે : હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, મદીનામાં દજ્જાલનો ભય દાખલ થશે નહીં. તે સમયે મદીનાના સાત દરવાજા હશે. દરેક દરવાજા પર બે ફરિશ્તા મુકર્રર હશે.

(૨૩૬/૨૦૬૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મદીનાના દરવાજાઓ પર ફરિશ્તાઓ મુકર્રર છે. એટલે એમાં ન પ્લેગ દાખલ થશે. ન દજ્જાલ.

(૨૩૭/૨૦૬૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે હુઝૂરે અકરમ (સલ.)એ અમારી સામે દજ્જાલ વિષે એક લાંબી હદીસ બયાન ફરમાવી. જે દરમ્યાન ફરમાવ્યું કે, દજ્જાલ આવીને મદીનાની (બહાર) ક્ષારવાળી ઝમીનમાં ઉતરશે. કારણ કે, મદીનાની અંદર કોઈ પણ દરવાજામાંથી દાખલ થવાનું તેના પર હરામ કરી દેવામાં આવ્યું છે. તે દિવસે મદીનામાંથી એક સારો માણસ નીકળીને દજ્જાલની પાસે જશે અને તેને કહેશે કે, હું ગવાહી આપું છું કે, તું તે જ દજ્જાલ છે જેના વિષે રસૂલુલ્લાહ (સલ.)એ અમને કહ્યું હતું. દજ્જાલ લોકોને સંબોધીને કહેશે : તમે બતાવો કે, જો હું એ માણસને મારીને ફરી જીવતો કરી દઉં તો શું તમે મારા ખુદા હોવામાં શંકા કરશો ? લોકો કહેશે : ના. દજ્જાલ તે માણસને મારીને બીજી વાર જીવતો કરશે. જીવંત થયા પછી તે માણસ કહેશે કે, ખુદાની કસમ ! જેટલી મને આજે આંતરિકદષ્ટિ સાંપડી છે એટલી તો કયારે ય સાંપડી નથી. આ સાંભળીને દજ્જાલ તેને ફરી મારી નાખવાનો ઈરાદો કરશે, પરંતુ મારી શકશે નહીં.

(૨૩૮/૨૦૬૬) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, મક્કા અને મદીના સિવાય કોઈ શહેર એવું નથી જેમાં દજ્જાલ દાખલ થશે નહીં. મદીનાના દરેક દરવાજા પર ફરિશ્તાઓ રક્ષણ માટે મુકર્રર હશે અને હારબદ્ધ પહેરો ભરી રહ્યા હશે. ત્યાર પછી મદીનામાં ત્રણવાર ધરતીકંપ થશે જેના કારણે ખુદા તઆલા બધા કાફિરો અને મુનાફિકોને બહાર કાઢી મૂકશે.

**મદીના પોતાની અંદરથી બધા ખરાબ માણસોને બહાર કાઢી મૂકે છે**

(૨૩૯/૨૦૬૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે એક ગામડીયાએ પવિત્ર સેવામાં હાજર થઈને આપના હાથ પર ઈસ્લામની બૈઅત કરી, પરંતુ બીજા દિવસે બીજીવાર આવ્યો ત્યારે તેને તાવ ચઢયો હતો. કહેવા લાગ્યો કે આપ મારી બૈઅત પાછી આપી દો. હુઝૂરે ત્રણવાર ઈન્કાર કર્યો. પછી ફરમાવ્યું કે મદીના ભઠ્ઠીની જેમ છે. જેટલો મેલ હોય છે તેને બહાર કાઢીને ફેંકી દે છે અને જે ભાગ પાક હોય છે તેને ચમકાવે છે.



(૨૪૦/૨૦૬૮) હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ઉહદની લડાઈમાં ગયા ત્યારે સાથે જનારાઓમાંથી અમુક લોકો મદીના પાછા આવી ગયા. તે પરથી સહાબાના એક જુથને લાગ્યું કે, હુઝૂર તેમને મારી નાખશે. બીજું જૂથ કહેવા લાગ્યું કે, નહીં મારે. તે વખતે આ આયત ઉતરી : **ફમા લકુમ ફીલ મુનાફિકીન ફિઅતયનિ** કિંવા તમને શું થઈ ગયું છે કે, મુનાફિકો અંગે બે જુથોમાં વહેંચાઈ ગયા છો ? હુઝૂરે ફરમાવ્યું કે, જેવી રીતે આગ લોખંડના મેલને દૂર કરી દે છે તેવી રીતે મદીના (બદમાશ) લોકોને દૂર કરી મૂકે છે.

(૨૪૧/૨૦૬૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે નામદાર હુઝૂર (સલ.)એ દુઆ કરી હતી કે, અય અલ્લાહ ! જેટલી બરકત તેં મક્કામાં આપી છે તેનાથી બેવડી મદીનામાં આપ.

(૨૪૨/૨૦૭૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કોઈ સફરથી પાછા ફરતા હતા અને મદીનાની દિવાલો દેખાવા લાગતી હતી ત્યારે મદીનાની મુહબ્બતના કારણે ઊંટણીને ઝડપથી દોડાવતા હતા અને જો ઘોડા વગેરે પર રહેતા તો તેને પણ ડચકારો કરતા હતા.

**રસૂલુલ્લાહ (સલ.)એ મદીના ખાલી કરી દેવાને ખરાબ ગણ્યું છે**

(૨૪૩/૨૦૭૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે બની સલિમા કબીલાએ ઈચ્છયું કે, જગ્યા બદલીને મસ્જિદે નબવી પાસે આવીને રહે, પરંતુ રસૂલે અકરમ (સલ.)એ મદીના ખાલી કરવાને ખરાબ ગણ્યું અને ફરમાવ્યું : શું તમે તમારા કદમોના સવાબનો હિસાબ કરતા નથી ? આ સાંભળીને તે લોકો પોતાની જગ્યા પર કાયમ રહ્યા.

(૨૪૪/૨૦૭૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારા મકાન અને મારા મિમ્બરની વચ્ચે (ઝમીનનો) જે ભાગ છે તે જન્નતના બાગ પૈકીની એક કયારી છે. મારો મિમ્બર મારી હોજ પર હશે.

(૨૪૨/૨૦૭૦) બધા જ મસ્જિદે નબવીની આસપાસ વસવાટ કરવાનો આગ્રહ રાખે તો વસ્તી ગીચ બનતા આરોગ્યને લગતા પ્રશ્નો ઉભા થાય. જો લોકો થોડા દૂર રહે તો મદીનાનો વિસ્તાર વધે. શહેરનું આરોગ્યમય વાતાવરણ જળવાઈ રહે. જો કે દૂર રહેવાથી કેટલાક દીની લાભો ન મળે, પરંતુ દૂરથી નમાઝ પઢવા આવવાનો વધુ સવાબ મળતો હોવાથી એનો બદલો વળી જાય.

(૨૪૫/૨૦૭૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે જ્યારે રસૂલુલ્લાહ (હિજરત કરીને) મદીના આવ્યા ત્યારે હઝરત અબૂબક્ર અને બિલાલ (રદિ.) તાવમાં સપડાવા લાગ્યા. હઝરત અબૂબક્ર તાવની હાલતમાં આ પ્રમાણે પઢતા હતા : **કુલ્લુ મ્રઈન મુસબ્બહુન ફી અહલિહિ વલ મવ્તુ અદના મિન શિરાકી નઅલીહિ.** ઉિવા દરેક માણસ સવારે પોતાના ઘરવાળાંઓમાં હોય છે, પરંતુ મૃત્યુ તેના જોડાની દોરી કરતાં પણ નજીક હોય છે.

બિલાલ (રદિ.)નો તાવ ઉતરતો ત્યારે આ શેઅરો ઉંચા સાદે પઢતા હતા :

***અલા લયત શિઅ્રૂરી હલ અબીતન્ન***
***લયલતન બિવાદિન વ હવ્લી***
***ઇઝખિરૂન વ જલીલુન વ હલ***
***અરિદન યવ્મન મિયાહ***
***મજન્નતિન વ હલ યબ્દૂન***
***લી શામતુન વ તફીલુન***

કાશ ! મને ખબર હોત કે શું હું કોઈ ખીણમાં રહીશ અને મારી આજુબાજુ 'ઈઝખિર' અને 'જલીલ' નામે ઘાસ હશે. (આ ઘાસ માત્ર મક્કામાં થાય છે) શું હું કોઈ દિવસ 'મજન્ના' સ્થળના પાણી પર ઉતરીશ અને શું મારી નજર સામે 'શામહ' અને 'તફીલ' નામે ડુંગરો હશે. ('મજન્ના', 'શામહ' અને 'તફીલ' આ બધા મક્કાની નજીક છે) ત્યાર પછી હઝરત બિલાલ કહે છે : અય અલ્લાહ ! જેવી રીતે શયબા ઈબ્ને રબીઆ, ઉતબા ઈબ્ને રબીઆ અને ઉમય્યા ઈબ્ને ખલફે અમને અમારા વતનથી આ રોગચાળાની ભૂમિમાં આવવા માટે મજબુર કર્યા છે તેવી રીતે તું તેમના પર લા'નત કર. હુઝૂર (સલ.)એ આ સાંભળીને ફરમાવ્યું કે અય અલ્લાહ ! મક્કાની મુહબ્બતની જેમ બલકે તેનાથી પણ વધુ તું અમને મદીનાની મુહબ્બત આપ. અય અલ્લાહ ! તું અમારા 'સાઅ' અને 'મુદ'માં (અનાજના માપિયાંઓમાં) બરકત આપ. અમને તંદુરસ્તી દે. મદીનાના તાવને જુહફાની દિશામાં ફેરવી નાખ. હઝરત આઈશા (રદિ.) કહે છે : અમે મદીના આવ્યાં હતાં ત્યારે એ સૌથી વધુ રોગચાળાનો પ્રદેશ હતો. કારણ એ હતું કે બુતહાન નામે નહેરમાં (જે મદીનાની મધ્યમાં હતી) થોડુંક ગંદુ પાણી વહ્યા કરતું હતું (એ જ પાણી બધા લોકો પીતા હતા.) હઝરત અસ્લમ કહે છે કે, હઝરત ફારૂકે દુઆ માંગી હતી કે, અય અલ્લાહ ! તું મને તારા રસ્તામાં શહીદ થવાનું નસીબ કર અને તારા રસૂલના શહેરમાં મોત દે.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ રોઝા ★

**રમઝાનના રોઝા વાજિબ છે. ખુદા તઆલા ફરમાવે છે : યા અય્યુ હલ્લઝીન આમનૂ કુતિબ અલયકુમુ**



**સ્સિયામુ કમા કુતિબ અલ લ્લઝીન મિન કબ્લિકુમ લઅલ્લકુમ તત્તકુન. અય મુસલમાનો ! તમારા ઉપર રોઝા ફર્ઝ કરવામાં આવ્યા છે. જેવી રીતે તમારાથી પહેલાંના લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા, જેથી તમે પરહેઝગાર બની જાઓ.**

(૨૪૬/૨૦૭૪) હઝરત તલહા ઈબ્ને ઉબેદુલ્લાહ કહે છે કે એક વિખરાયેલા વાળવાળો ગામડીયો હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને પૂછ્યું કે યા રસૂલલ્લાહ ! મને બતાવી દો કે અલ્લાહ તઆલાએ મારા ઉપર કઈ કઈ નમાઝો ફર્ઝ કરી છે ? આપે ફરમાવ્યું : પાંચ નમાઝો. હા, તમે નફિલ પઢો તો તે અલગ વાત છે. તેણે પૂછ્યું કે મારા ઉપર રોઝા કેટલા ફર્ઝ છે ? આપે ફરમાવ્યું : રમઝાન મહીનાના રોઝા. હા, જો તું નફિલ રોઝા રાખે તો તે અલગ વાત છે. તેણે પૂછ્યું : ઝકાત કેટલી વાજિબ છે ? આપે તેને ઈસ્લામના કાયદા બતાવ્યા. તેણે કહ્યું : કસમ છે તે ખુદાની જેણે આપને સચ્ચાઈની સાથે માનવંતા બનાવ્યા છે, એમાં હું કંઈ વધારો કરીશ નહીં અને અલ્લાહના ફર્ઝોમાં ઘટાડો કરીશ નહીં. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જો એ સાચું કહેતો હોય તો જન્નતમાં દાખલ થશે.

(૨૪૬/૨૦૭૪) ફરજને ફરજ સમજીશ અને નફિલને નફિલ સમજીશ. ફરજોની સંખ્યામાં વધારો નહીં કરૂં. અકીદા અને અમલમાં સંપૂર્ણ વફાદારી કરીશ.

(૨૪૭/૨૦૭૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ આશૂરાનો પોતે પણ રોઝો રાખ્યો હતો અને તે દિવસે રોઝો રાખવાનો હુકમ પણ આપ્યો હતો, પરંતુ જ્યારે રમઝાનના રોઝા ફર્ઝ થઈ ગયા ત્યારે આશૂરાનો રોઝો છોડી દેવામાં આવ્યો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર આશૂરાનો રોઝો રાખતા ન હતા. હા, જો આપના મુકર્રર રોઝા (શનિવારના રોઝા) પ્રમાણે આવી પડે તો રાખી લેતા હતા.

(૨૪૮/૨૦૭૬) હઝરત આઈશા (રદિ.) કહે છે કે અજ્ઞાનતાના યુગમાં કુરેશ આશૂરાના દિવસનો રોઝો રાખતા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ પણ તે દિવસે રોઝો રાખવાનો હુકમ આપ્યો હતો, પરંતુ જ્યારે રમઝાનના રોઝા ફર્ઝ થઈ ગયા ત્યારે આપે ફરમાવ્યું કે જે માણસનું મન ચાહે તે આશૂરાનો રોઝો રાખે અને ન ચાહે તે ન રાખે.

### રોઝાની ફઝીલત

(૨૪૯/૨૦૭૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે રોઝા (દોઝખથી બચાવવા માટે) ઢાલ છે. એટલે જે માણસે રોઝો રાખ્યો હોય તે ગાળ ગલોચ ન કરે, સંભોગ ન કરે અને જહાલતની વાતો ન કરે. જો કોઈ માણસ તેની સાથે લડવા ઈચ્છે અથવા ગાળ આપે તો તેને બે વાર કહી દે કે મારો રોઝો છે. કસમ છે તે

ખુદાની જેના કબજામાં મારો જાન છે, રોઝાદારના મુખની વાસ ખુદાને કસ્તુરીની સુગંધથી વધુ પસંદ છે. ખુદા તઆલા ફરમાવે છે કે રોઝાદાર મારી ખુશી માટે ખાવા-પીવાનું અને સંભોગ કરવાનું છોડી દે છે, એટલે રોઝા મારા માટે છે અને હું પોતે એનો બદલો આપીશ અને એક નેકીનો સવાબ દસ ગણો હોય છે.

## રોઝા ગુનાહોનો ઉતાર છે

(૨૫૦/૨૦૭૮) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે કે એકવાર હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે કયા માણસને રસૂલુલ્લાહ (સલ.)ની ફિત્નાવાળી હદીસ યાદ છે ? મેં કહ્યું કે મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું કે આપ ફરમાવતા હતા કે જો માણસથી સ્ત્રી-બાળકો, જાનમાલ, ઔલાદ અને પડોશીઓના હક્કો અદા કરવામાં કંઈક ઉણપ રહી જાય તો તે ઉણપનો ઉતાર રોઝા, નમાઝ અને ખેરાતથી થઈ જાય છે. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે હું એના વિષે પૂછતો નથી, બલકે તે ફિત્ના વિષે પૂછું છું જે દરિયાના જેમ ઉછાળા મારતો હશે. મેં કહ્યું : તે ફિત્નાની આ બાજુએ તો એક બંધ દરવાજો છે. હઝરત ઉમરે પૂછયું કે તે દરવાજો ખુલી જશે કે તુટી જશે ? મેં કહ્યું કે તુટી જશે. હઝરત ઉમરે કહ્યું કે તુટશે તો પછી કિયામત સુધી બંધ થશે નહીં. શકીક કહે છે કે અમે મસ્રૂકને કહ્યું કે હુઝૈફાને પૂછી જુઓ કે શું હઝરત ઉમર જાણતા હતા કે દરવાજાથી શું મુરાદ હતી ? મસ્રૂકે હુઝૈફાને પૂછયું. હઝરત હુઝૈફાએ જવાબ આપ્યો : જેવી રીતે કાલના દિવસથી આજની રાત્રિનું પહેલા આવવું નકકી છે તેવી રીતે હઝરત ઉમર એને જાણતા હતા.

## જન્નતનો દરવાજો 'રય્યાન' ખાસ રોઝાદારોના દાખલ થવા માટે છે

(૨૫૧/૨૦૭૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જન્નતમાં એક દરવાજો છે જેને 'રય્યાન' કહેવામાં આવે છે. તેમાંથી કિયામતના દિવસે રોઝાદાર જન્નતમાં દાખલ થશે. બીજું કોઇ એ દરવાજામાંથી દાખલ થશે નહીં. (કિયામતના દિવસે) કહેવામાં આવશે કે રોઝાદાર કયાં છે ? રોઝાદાર આ સાંભળીને ઉભા થઇ જશે. તેમના સિવાય બીજો કોઇ માણસ એ દરવાજેથી દાખલ થશે નહીં. જયારે તેઓ દાખલ થઇ જશે ત્યારે દરવાજો બંધ કરી આપવામાં આવશે. બીજું કોઇ દાખલ થશે નહીં.

(૨૫૦/૨૦૭૮) એ દરવાજો અને આડ હઝરત ઉમર (રદિ.) પોતે હતા. જેના કારણે ફિત્નાઓ અટકેલા હતા. એ આડ તૂટી જતાં એટલે કે હઝરત ઉમર (રદિ.) શહીદ થઇ જતાં ફિત્નાઓ શરૂ થઇ ગયા.



(૨૫૨/૨૦૮૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ અલ્લાહના રસ્તામાં જોડી (બે ઘોડા, બે કપડા, બે પૈસા, બે રૂપિયા વગેરે) ખર્ચ કરશે તો જન્નતના દરવાજાઓમાંથી અવાજ સંભળાશે, અય ખુદાના બંદા ! આ દરવાજો સારો છે. જે માણસ નમાઝી હશે, તેને નમાઝના દરવાજેથી અવાજ દેવામાં આવશે. જે જિહાદ કરવાવાળો હશે તેને જિહાદના દરવાજેથી બોલાવવામાં આવશે. જે રોઝાદાર હશે તેને રય્યાન દરવાજેથી બોલાવવામાં આવશે. જે ખૈરાત કરનારો હશે તેને સદકાના દરવાજેથી બોલાવવામાં આવશે. હઝરત અબૂબક્ર (રદિ.)એ આ સાંભળીને પૂછયું કે યા રસૂલલ્લાહ ! મારા મા-બાપ હુઝૂર પર કુરબાન, આ દરવાજાઓમાંથી કોઇપણ દરવાજેથી બોલાવવામાં આવે તો કંઇ વાંધો નથી, પરંતુ શું કોઇ માણસ એવો પણ હશે જેને બધા દરવાજાઓએથી બોલાવવામાં આવશે ? ફરમાવ્યું : હા, હશે. મને આશા છે કે તમે જ તે માણસ હશો.

## શું ફકત રમઝાન કહેવામાં આવે કે માહે રમઝાન ? અમુક લોકો કહે છે કે બંને સહીહ છે, કોઇમાં નુકસાન નથી

(૨૫૩/૨૦૮૧) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : **મન સામ રમઝાન.** બીજી જગ્યાએ ફરમાવ્યું : **વ લા તકદ્દમૂ રમઝાન.** રમઝાન પહેલાં રોઝા ન રાખો.

(૨૫૪/૨૦૮૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે રમઝાન આવે ત્યારે જન્નતના દરવાજા ખોલી નાખવામાં આવે છે.

(૨૫૫/૨૦૮૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે રમઝાન આવે છે, ત્યારે આસ્માનના દરવાજા ખોલી દેવામાં આવે છે, દોઝખના દરવાજા બંધ કરી દેવામાં આવે છે અને શયતાનોને સાંકળોથી બાંધી દેવામાં આવે છે.

## ચાંદ જોવાનું બયાન

(૨૫૬/૨૦૮૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં પોતે સાંભળ્યું કે રસૂલુલ્લાહ (સલ.) ફરમાવી રહ્યા હતા, ચાંદ જોઇને રોઝા રાખો અને ચાંદ જોઇને રોઝા રાખવાનું છોડી દો. જો (વાદળ વગેરેમાં) ચાંદ છુપાયો હોય તો હિસાબ કરીને દિવસો પૂરા કરી લો.

(૨૫૩/૨૦૮૧) હઝરત અબૂબક્ર (રદિ.) સદ્‌ગુણ સંપન્ન હતા. દરેક સારા કામમાં આગળ રહેતા હતા. એટલે દરેક દરવાજામાંથી પ્રવેશ કરવાનો અધિકાર મળશે. જો કે જે અમલ વિશેષ પ્રમાણમાં હશે તે દરવાજામાંથી પ્રવેશ કરશે.

## ઇમાન અને નિય્યત સાથે સવાબની આશાએ રમઝાનના રોઝા રાખવા

(૨૫૭/૨૦૮૫) હઝરત આઇશા (રદિ.)એ હુઝૂર (સલ.)થી રિવાયત કરી છે કે લોકોને તેમની નિય્યત અનુસાર ઉઠાડવામાં આવશે.

(૨૫૮/૨૦૮૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ ઇમાનની સાથે સવાબની આશાએ લયલતુલ કદ્રમાં જાગતો રહેશે અને નમાઝમાં ઉભો રહેશે તેના આગલા ગુનાહો માફ થઇ જશે. જે માણસ ઇમાનની સાથે સવાબની આશાએ રમઝાનના રોઝા રાખશે તેના પણ આગલા ગુનાહો માફ થઇ જશે.

## રસૂલુલ્લાહ (સલ.) રમઝાનમાં ખૂબ સખાવત કરતા હતા

(૨૫૯/૨૦૮૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) એમ પણ બધા લોકો કરતાં વધારે સખી હતા અને રમઝાનમાં તો જ્યારે હઝરત જિબ્રઇલ (અલૈ.) આવીને મળતા હતા ત્યારે ખૂબ જ સખાવત કરતા હતા. હઝરત જિબ્રઇલ (અલૈ.) રમઝાનની દરેક રાત્રે મહીનાની છેવટ સુધી હુઝૂર સાથે મુલાકાત કરતા હતા અને હુઝૂર તેમની સામે કુર્આન પઢતા હતા. જિબ્રઇલની મુલાકાત વખતે હુઝૂર ચાલતી હવા કરતાં પણ વધારે સખી પુરવાર થતા હતા.

## જે માણસ રોઝાની હાલતમાં જૂઠું બોલવાનું અને તેના પર અમલ કરવાનું ન છોડે તેનો શું હુકમ છે ?

(૨૬૦/૨૦૮૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ (રોઝામાં) જૂઠું બોલવાનું અને તેના પર અમલ કરવાનું ન છોડે, તેના ખાવા-પીવાનું છોડી દેવાની ખુદા તઆલાને કોઇ ઝરૂર નથી.

## જો રોઝાદારને કોઇ ગાળ આપે તો એમ કહી દે કે મારો રોઝો છે

(૨૬૧/૨૦૮૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે ખુદા તઆલાએ ફરમાવ્યું છે : માણસનું દરેક કામ પોતાના માટે છે. હા, રોઝો મારા માટે છે. હું પોતે જ (વિશિષ્ટ રીતે) એનો બદલો આપીશ. રોઝા (દોઝખથી બચાવવા માટે) ઢાલ છે. તમારામાંથી કોઇ માણસ ગાળગલોચ ન કરે, શોરબકોર ન કરે, જો કોઇ ગાળ આપે અથવા લડવા ઇચ્છે તો તેને કહી દે કે મારો રોઝો છે. કસમ છે તે ખુદાની જેના કબજામાં મુહમ્મદનો જાન છે, રોઝાદારના મુખની વાસ ખુદાને મુશ્કની ખુશ્બૂથી વધારે પસંદ છે. રોઝાદાર માટે બે ખુશીઓ છે. એક ખુશી તો ત્યારે મળે છે જ્યારે તે રોઝો ખોલે છે અને બીજી ખુશી ત્યારે મળશે જ્યારે તે ખુદાની મુલાકાત કરશે.



## જો કોઇને કુંવારો હોવાના કારણે વ્યભિચારમાં સપડાવાનો ભય હોય તો રોઝો રાખે

(૨૬૨/૨૦૯૦) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે એકવાર અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. આપે ફરમાવ્યું કે જે માણસમાં ઘર ચલાવવાની શક્તિ હોય તે નિકાહ કરી લે. કારણ કે, નિકાહ કરવાથી નજરનું બંધન અને ગુપ્ત ભાગનું રક્ષણ થાય છે. જેમાં ઘર ચલાવવાની શક્તિ ન હોય તેણે રોઝા રાખવા જોઇએ. કારણ કે, રોઝા રાખવા જાણે ખસ્સી થવું છે. ઇમામ બુખારી કહે છે કે ઉપરોક્ત હદીસમાં શબ્દ 'અલબાઅતુ'નો નિકાહ મુરાદ છે.

## રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે ચાંદ જોઇને રોઝા રાખો અને ચાંદ જોઇને રોઝા ખોલો

(૨૬૩/૨૦૯૧) હઝરત અમ્માર (રદિ.) કહે છે કે : જે માણસ શંકાના દિવસે રોઝો રાખે છે તે રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નતનું ઉલ્લંઘન કરે છે.

(૨૬૪/૨૦૯૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ રમઝાનના ઉલ્લેખ દરમ્યાન ફરમાવ્યું કે : ચાંદ જોયા વગર રોઝા ન રાખો અને ચાંદ જોયા વગર રોઝો ન છોડો. જો વાદળ વગેરેના કારણે ચાંદ ન દેખાય તો (દિવસોનો હિસાબ કરીને) અંદાજ કાઢો.

(૨૬૫/૨૦૯૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મહીનો ૨૯ રાત્રિઓનો હોય છે, જેથી ચાંદ જોયા વગર રોઝો ન રાખો. જો વાદળ વગેરેના કારણે ચાંદ ન દેખાય તો ૩૦ની ગણતરી પૂરી કરી લો.

(૨૬૬/૨૦૯૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મહીનો આટલા આટલા દિવસોનો હોય છે. (આપે આંગળીઓ ખોલીને દિવસોની ગણતરી બતાવી હતી.) બે વખત તો આપે દસ આંગળીઓ ખોલી દીધી હતી અને ત્રીજી વખતે આપે અંગુઠો બંધ રાખ્યો હતો.

(૨૬૭/૨૦૯૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે ચાંદ જોઇને રોઝા રાખો અને ચાંદ જોઇને રોઝા રાખવાનું છોડી દો. કોઇ કારણસર ચાંદ ન દેખાય તો શઅબાનના ૩૦ દિવસની ગણતરી પૂરી કરી લો.

(૨૬૮/૨૦૯૬) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ કસમ ખાધી હતી કે હું એક મહીના સુધી મારી પત્નીઓ પાસે જઇશ નહી. જ્યારે ૨૯ દિવસ પસાર થયા ત્યારે આપ સવારે અથવા સાંજના સમયે આવ્યા. કોઇએ કહ્યું કે આપે તો કસમ ખાધી હતી કે એક મહીના સુધી જઇશ નહી. ફરમાવ્યું : મહીનો ૨૯ દિવસનો પણ હોય છે.

(૨૬૯/૨૦૯૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ એક મહીના સુધી પત્નીઓને ન મળવાની કસમ ખાધી હતી. આપનો પગ પણ તે સમયે ઝખ્મી હતો. એટલે આપ ૨૯ રાતો ઉપરના એક ઓરડામાં રહ્યા. ૨૯ રાતો પછી ઉતર્યા. કોઇએ કહ્યું કે યા રસૂલલ્લાહ ! હુઝૂરે તો એક મહીના માટે કસમ ખાધી હતી. ફરમાવ્યું : મહીનો ૨૯ દિવસનો પણ હોય છે.

**ઇદના બંને મહીના અધુરા રહેતા નથી**

(૨૭૦/૨૦૯૮) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ઇદના બંને મહીના અધૂરા (૨૯ દિવસના) રહેતા નથી. ડિંવા રમઝાન અને ઝીલહજ્જ. ઇમામ અહમદ ઇબ્ને હંબલ આ હદીસનો અર્થ વર્ણવે છે કે જો રમઝાનનો એક દિવસ ઓછો થઇ જાય છે તો ઝીલહજ્જનો મહીનો પૂરો થઇ જાય છે અને ઝીલહજ્જ ઓછો થઇ જાય તો રમઝાનનો મહીનો પૂરો થઇ જાય છે. ઇસ્હાક ઇબ્ને રાહવૈહ એનો ખુલાસો એવી રીતે કરે છે કે રમઝાન અને ઝીલહજ્જના મહીના ૨૯ દિવસના હોય અથવા ૩૦ દિવસના, એમની ફઝીલતમાં કોઇ ઘટાડો થતો નથી.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૬૯/૨૦૯૭) પગ ઉતરી જવાના લીધે અને બીજા અમુક કારણોના લીધે આ કસમ ખાધી હતી.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે અમે હિસાબ-કિતાબ જાણતા નથી**

(૨૭૧/૨૦૯૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે અમે અનપઢ લોકો છીએ, હિસાબ કિતાબ જાણતા નથી. મહીનો આટલો અને આટલા દિવસોનો હોય છે ડિંવા કદી ૨૯ દિવસનો, કદી ૩૦ દિવસનો.

**રમઝાનના એક બે દિવસ પહેલાં કોઇ રોઝા રાખવાનું શરૂ ન કરે**

(૨૭૨/૨૧૦૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : રમઝાનના એક બે દિવસ પહેલાં રોઝા રાખવાનું શરૂ ન કરે. હા, જો રોઝા રાખવાની આદત હોય (અને આદત પ્રમાણે) તે દિવસ ૨૯ અથવા ૩૦ શઅબાન-ના આવી જાય તો રોઝો રાખી શકે છે.

**ખુદા તઆલા ફરમાવે છે : ઉહિલ્લ લકુમ લયલત સ્સિયામિ ર્રફસુ ઇલા નિસાઇકુમ હુન્ન લિબાસુ લ્લકુમ વ અન્તુમ લિબાસુ લ્લહુન્ન અલિમલ્લાહુ અન્નકુમ કુન્તુમ તખ્તાનૂન અન્ફુસકુમ ફતાબ અલયકુમ વ અફા અન્કુમ ફલઆન બાશિરૂહુન્ન વબ્તગૂ મા કતબ લ્લાહુ લકુમ. ડિંવા તમારા માટે રોઝાઓની રાત્રે ઓરતો સાથે મઝા માણવાનું હલાલ કરી દેવામાં આવ્યું છે. તે તમારા માટે પોષાક છે અને તમે તેમના માટે. ખુદા જાણતો હતો કે તમે છુપાઇને તમારી ચોરી કરો છો જેથી ખુદા તઆલાએ તમને માફ કરી દીધા અને તમારો ગુનોહ જતો કર્યો. હવે તમે ઓરતો સાથે સહશયન કરો. જે વસ્તુ ખુદા તઆલાએ તમારા માટે મુકર્રર કરી છે તેને શોધો.**



(૨૭૩/૨૧૦૧) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે સહાબાનો નિયમ હતો કે જો કોઇનો રોઝો હોય અને ઇફતારના વખતે તે સૂઇ રહેતો તો પછી તે ન રાત્રે ખાતો, ન દિવસે. બીજા દિવસે સાંજના ખાતો હતો. એક દિવસે કૈસ ઇબ્ને સિરમા અન્સારીનો રોઝો હતો. ઇફતારનો વખત થયો ત્યારે તે પોતાની પત્ની પાસે આવ્યા અને પૂછ્યું કે તમારી પાસે કંઇ ખાવાનું છે ? પત્નીએ કહ્યું : ખાવાનું તો નથી, પરંતુ હું જાઉં છું અને કયાંક શોધું છું. હઝરત કૈસ દિવસભર કામ કરતા રહ્યા હતા (અને થાકી ગયા હતા) એટલે સૂઇ ગયા. પત્ની આવી અને તેમને આવી હાલતમાં જોયા તો બોલી, તમને તમારા પ્રયત્નમાં નિષ્ફળતા મળી. ખેર, જ્યારે (બીજો) દિવસ અડધો પસાર થઇ ગયો ત્યારે તેઓ બેભાન થઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એનો ઉલ્લેખ કરવામાં આવ્યો ત્યારે ઉપરોક્ત આયત ઉતરી. સહાબા એના ઉતરવાથી ઘણા ખુશ થયા. તે જ દિવસોમાં આ આયત પણ ઉતરી હતી : **કુલૂ વશ્રબૂ હત્તા યતબય્યન લકુમુલ ખય્તુલ અબ્યદુ મિનલ ખય્તિલ અસ્વદિ મિનલ ફજ્રિ** ડિંવા જ્યાં સુધી રાતના કાળા દોરામાંથી સવારનો સફેદ દોરો ન નીકળે ત્યાં સુધી તમે ખાઓ અને પીઓ.

**ખુદા તઆલા ફરમાવે છે : 'કુલૂ વશ્રબૂ હત્તા યતબય્યન લકુમુલ ખય્તુલ અબ્યદુ મિનલ ખય્તિલ અસ્વદિ મિનલ ફજ્રિ સુમ્મ અતિમ્મૂ સ્સિયામ ઇલલ્લય્લિ' એ અંગે હઝરત બરા ઇબ્ને આઝિબે હદીસ બયાન કરી છે.**

(૨૭૪/૨૧૦૨) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે કે જ્યારે આયત **હત્તા યતબય્યન લકુમુલ ખય્તુલ અબ્યદુ મિનલ ખય્તિલ અસ્વદિ** ઉતરી ત્યારે મેં એક કાળી રસ્સી અને એક સફેદ રસ્સી લઇને મારા તકીયા નીચે મૂકી દીધી અને રાત્રે હું બંને રસ્સીઓ જોતો રહ્યો, પરંતુ મને તેમનો પરસ્પરનો ભેદ બરાબર દેખાયો નહી. સવારે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને હકીકત કહી. આપે ફરમાવ્યું : એનાથી રાતનું અંધારું અને દિવસનું અજવાળું મુરાદ છે.

(૨૭૫/૨૧૦૩) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે પહેલાં ફકત **કુલૂ વશ્રબૂ હત્તા યતબય્યન લકુમુલ ખય્તુલ અબ્યદુ મિનલ ખય્તિલ અસ્વદિ** ઉતરી હતી. એનાથી આગળ **મિનલ ફજ્રિનો**

શબ્દ ન હતો, જેથી લોકો જ્યારે રોઝો રાખવા ઇચ્છતા ત્યારે કેટલાક માણસો પોતાના પગોમાં કાળો અને સફેદ દોરો બાંધી લેતા અને બરાબર ખાતા રહેતા હતા. જ્યારે જોવામાં બંને દોરાઓનો પરસ્પરનો ભેદ દેખાતો ત્યારે ખાવાનું છોડતા હતા. ત્યાર પછી ખુદા તઆલાએ **મિનલ ફજ્રિ**નો શબ્દ ઉતાર્યો. એનાથી લોકો સમજી ગયા કે કાળા અને ધોળા દોરાઓથી રાત અને દિવસ મુરાદ છે.

## હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે બિલાલની અઝાન સાંભળીને તમે સહરી ખાવાનું છોડો નહી

(૨૭૬/૨૧૦૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે બિલાલ રાત્રે અઝાન આપતા હતા. એટલે હુઝૂરે ફરમાવ્યું હતું કે જ્યાં સુધી ઇબ્ને ઉમ્મે મકતૂમ અઝાન ન આપે ત્યાં સુધી તમે ખાઓ પીઓ. ઇબ્ને ઉમ્મે મકતૂમ જ્યાં સુધી ફજ્ર નીકળતી હતી ત્યાં સુધી અઝાન આપતા ન હતા. કાસિમ ઇબ્ને મુહમ્મદ (રાવી) કહે છે કે બંનેની અઝાનોમાં માત્ર એટલો ફરક હતો કે તે ઉતરતા હતા અને એ ચઢતા હતા.

## જલદી જલદી સહરી ખાવાનું બયાન

(૨૭૭/૨૧૦૫) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે હું મારા ઘરવાળાઓ સાથે સહરી ખાયા કરતો હતો અને મને ઉતાવળ રહેતી હતી કે રસૂલુલ્લાહ (સલ.)ની પાસે સહરી ખાતી વખતે પહોંચી જાઉં. એવું ન બને કે હુઝૂર સહરી ખાઇને ફજ્રની નમાઝ માટે ઉભા થઇ જાય.

## ફજ્રની નમાઝ અને સહરીમાં કેટલું અંતર રહેવું જોઇએ ?

(૨૭૮/૨૧૦૬) હઝરત ઝેદ ઇબ્ને સાબિત કહે છે : અમે હુઝૂર (સલ.)ની સાથે સહરી ખાધી. સહરી ખાઇને આપ નમાઝ માટે ઉભા થઇ ગયા. હઝરત ઝેદને પૂછવામાં આવ્યું કે સહરી અને અઝાનની વચ્ચે કેટલું અંતર હતું ? ફરમાવ્યું : લગભગ પચાસ આયત પઢવા જેટલું.

## સહરી ખાવામાં બરકત છે. સહરી ખાવી વાજિબ નથી. કારણ કે રસૂલુલ્લાહ (સલ.)એ અને આપના સહાબાએ લાગલગાટ અમુક રોઝા ઇફતાર વગર પણ રાખ્યા છે. અને સહરી ખાવાનો ક્યાંય ઉલ્લેખ નથી.

(૨૭૯/૨૧૦૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઇફતાર કર્યા વગર લાગલગાટ રોઝા રાખ્યા. લોકોએ પણ રાખ્યા. એના લીધે તે લોકોને ભારે તકલીફ પડી. હુઝૂરે તેમને રોઝા પર રોઝા રાખવાની મનાઇ ફરમાવી. લોકોએ કહ્યું : આપ પણ રોઝા પર રોઝા તો રાખો છો. આપે ફરમાવ્યું : હું તમારા જેવો નથી. મને (ખુદા તઆલા તરફથી) દિવસમાં ખાવા પીવાનું મળે છે.

(૨૭૭/૨૧૦૫) રમઝાનમાં સવારની નમાઝ જલદી પઢી લેતા હતા. બીજા મહીનાઓમાં અજવાળું થયા પછી પઢતા હતા.

(૨૭૯/૨૧૦૭) સામાન્ય લોકો માટે સહરી અને ઇફતાર વગર સતત બે ત્રણ રોઝા રાખવાની મનાઇ છે. કમઝોરી અને અશક્તિ આવવાનો ભય છે.



(૨૮૦/૨૧૦૮) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે સહરી ખાઓ, સહરી ખાવામાં બરકત છે.

## જો દિવસમાં રોઝાની નિય્યત કરે તો સહીહ છે કે નહી ?

(૨૮૧/૨૧૦૯) હઝરત ઉમ્મે દરદા કહે છે કે અમને અબૂ દરદા કહ્યા કરતા હતા કે શું તમારી પાસે ખાવાનું છે ? જો અમે કહી દેતા કે નથી, તો કહેતા : બસ આજે મારો રોઝો છે.

(૨૮૨/૨૧૧૦) હઝરત અબૂ તલહા, હઝરત અબૂ હુરૈરા, હઝરત ઇબ્ને અબ્બાસ અને હઝરત હુઝૈફા (રદિ.)એ પણ આમ જ કર્યું હતું. દિવા દિવસમાં રોઝાની નિય્યત કરી હતી.

(૨૮૩/૨૧૧૧) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે રસૂલુલ્લાહ (સલ.)એ આશૂરાના દિવસે એક માણસને એવી જાહેરાત કરવા મોકલ્યો કે જે માણસે કંઇ ખાય લીધું હોય તે બાકીનો દિવસ (એમ જ ખાધા વગર) પૂરો કરે અને જે માણસે કંઇ ન ખાધું હોય તે ન ખાય.

## જો રોઝાદાર સવારે જનાબતની હાલતમાં ઉઠે તો શું કરે ?

(૨૮૪/૨૧૧૨) હઝરત આઇશા અને હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.) ફજ્રમાં એવી હાલતમાં ઉઠતા હતા કે પત્નીઓ સાથેના સહશયનના કારણે આપ નાપાક રહેતા, તે પછી આપ ગુસ્લ કરતા અને રોઝો રાખતા. મરવાને અબ્દુર્રહમાન ઇબ્ને હારિસ (રાવી)ને કહ્યું કે હું તમને ખુદાની કસમ આપું છું કે આ હદીસ અબૂ હુરૈરા સામે બયાન કરજો. (કારણ કે અબૂ હુરૈરા કહેતા હતા કે જે માણસ સવારના જનાબતની હાલતમાં ઉઠે તેનો રોઝો સહીહ નથી) પરંતુ અબ્દુર્રહમાને અબૂ હુરૈરા સામે આ હદીસનો ઉલ્લેખ કરવાનું યોગ્ય માન્યું નહી. અચાનક ઝુલહુલૈફામાં અબ્દુર્રહમાન, અબૂબક્ર અને અબૂ હુરૈરા ભેગા થઇ ગયા. કારણ કે અબૂ હુરૈરાની ત્યાં ઝમીન હતી. અબ્દુર્રહમાને અબૂ હુરૈરાને કહ્યું કે હું તમને એક વાત કહેવા માંગું છું. જો મરવાન મને કસમ ન આપત તો હું કદાપિ બયાન ન કરત. આમ કહીને અબ્દુર્રહમાને ઉપરોક્ત હદીસ બયાન કરી હતી કે જનાબતની હાલતમાં જે માણસ સવારે ઉઠે તેનો રોઝો ગણાતો નથી.

## રોઝાદાર માટે ઓરતના શરીર સાથે શરીર સ્પર્શ કરવો જાઇઝ છે

(૨૮૫/૨૧૧૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે રોઝાદાર માટે ઓરતનો ગુપ્ત ભાગ હરામ છે.

(૨૮૬/૨૧૧૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે રોઝાદાર હોવા છતાં

(૨૮૩/૨૧૧૧) રમઝાનના રોઝા ફરઝ થતા પહેલા આશૂરા (દસમી મુહર્રમ)નો રોઝો ફરજ હતો, તે વખતે આ હુકમ આપવામાં આવ્યો હતો.

રસૂલુલ્લાહ (સલ.) ચુંબન કરતા હતા અને શરીર સાથે શરીર સ્પર્શ કરતા હતા. પોતાની મનેચ્છાઓ પર બધા લોકો કરતાં વધારે કાબૂ ધરાવનાર હતા. ઇબ્ને અબ્બાસ કહે છે કે 'ઇર્બ' નો અર્થ ઝરૂરત થાય છે. તાઉસ કહે છે કે 'ગયરિ ઊલિલ ઇર્બતિ'થી તે લોકો મુરાદ છે જેઓ બેવકુફ હોય અને ઓરતની તેમને ઝરૂરત ન હોય.

**રોઝાદાર માટે ઓરતને ચુંબન કરવું જાઇઝ છે.**

(૨૮૭/૨૧૧૫) હઝરત જાબિર (રદિ.) કહે છે કે જો ઓરતોને જોઇને વીર્યસ્રાવ થઇ જાય તો રોઝો તુટતો નથી.

(૨૮૮/૨૧૧૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે રોઝાની હાલતમાં રસૂલુલ્લાહ (સલ.) પોતાની અમુક પત્નીઓને ચુંબન કરતા હતા. આમ કહીને હઝરત આઇશા હસવા લાગ્યાં.

(૨૮૯/૨૧૧૭) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે એક ચાદરમાં લપેટાયેલી હતી. એવામાં મને દિવસો શરૂ થઇ ગયા. હું ધીરેથી ચાદરમાંથી નીકળી ગઇ અને માસિકના કપડાં લઇ લીધાં. હુઝૂરે પૂછ્યું : શું છે ? શું દિવસો આવી ગયા ? મે કહ્યું : જી હા. ત્યાર પછી હું ફરી ચાદરમાં દાખલ થઇ ગઇ. હઝરત ઉમ્મે સલમા અને રસૂલુલ્લાહ (સલ.) એક વાસણમાંથી પાણી લઇને ગુસ્લ કરતા હતાં. રસૂલુલ્લાહ (સલ.) રોઝાની હાલતમાં હઝરત ઉમ્મે સલમા (રદિ.)ને ચુંબન કરતા હતા.

(૨૮૬/૨૧૧૪) નબીએ કરીમ (સલ.)એ રોઝાની હાલતમાં ચુંબન જાઇઝ હોવાનું બતાવવા માટે એ પ્રમાણે કર્યું. જરૂરતના સમયે જાઇઝ છે, પરંતુ રોઝામાં સામાન્ય લોકોએ એનાથી બચવું જોઇએ.

**રોઝાદાર માટે રોઝાની હાલતમાં ગુસ્લ કરવું જાઇઝ છે**

(૨૯૦/૨૧૧૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ રોઝાની હાલતમાં કપડું ભીનું કરીને પોતાના ઉપર કપડું નંખાવ્યું હતું.

(૨૯૧/૨૧૧૯) શઅબી રોઝાની હાલતમાં ગુસ્લખાનામાં દાખલ થયા હતા.

(૨૯૨/૨૧૨૦) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે જો રોઝાદાર રોઝાની હાલતમાં હાંડલીનો અથવા બીજી કોઇ વસ્તુનો સ્વાદ ચાખે તો કંઇ વાંધો નથી.

(૨૯૩/૨૧૨૧) હઝરત હસન બસરી કહે છે કે રોઝાદાર માટે કુલ્લી કરવી અને પાણીથી ઠંડક મેળવવામાં વાંધો નથી.

(૨૯૪/૨૧૨૨) ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે જો રોઝાદાર સવારના સમયે (રાતનું) તેલ લગાડેલું હોય અને કાંસકી કરવામાં આવી હોય તો કંઇ વાંધો નથી.

(૨૯૫/૨૧૨૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે મારો એક હોજ છે, જેમાં રોઝાની હાલતમાં દાખલ થઇને નહાઉં છું.



(૨૯૬/૨૧૨૪) ઇબ્ને સીરીને કહ્યું હતું કે રોઝાની હાલતમાં તાજું મિસ્વાક કરવામાં કંઇ વાંધો નથી. એક માણસે કહ્યું કે લીલા મિસ્વાક (દાતણ)માં તો સ્વાદ હોય છે. ઇબ્ને સીરીને કહ્યું : પાણીમાં પણ સ્વાદ હોય છે. જો કે રોઝાની હાલતમાં તમે તેનાથી કુલ્લી કરો છો.

(૨૯૭/૨૧૨૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના મહીનામાં ફજ્ર વખતે ઉઠતા હતા. આપને સ્વપ્નદોષ (ઇહતિલામ) ન થયું હોવા છતાં આપ ગુસ્લ કરતા અને રોઝો રાખતા હતા. (ઇહતિલામ વગર ગુસ્લ કરતા હતા કિંવા સંભોગના કારણે નાપાક થતા હતા. ઇહતિલામના કારણે નહી.)

(૨૯૮/૨૧૨૬) હઝરત આઇશા (રદિ.)એ કહ્યું કે હું ગવાહી આપું છું કે રસૂલુલ્લાહ (સલ.) ઇહતિલામ વગર સંભોગના કારણે સવારે નાપાક ઉઠતા હતા અને ગુસ્લ કરીને રોઝો રાખતા હતા. રાવી કહે છે કે પછી અમે હઝરત ઉમ્મે સલમા (રદિ.) પાસે ગયા ત્યારે તેમણે પણ એ જ પ્રમાણે બયાન કર્યું.

**જો રોઝાદાર ભૂલથી કંઇ ખાઇ-પી લે તો શું હુકમ છે ?**

(૨૯૯/૨૧૨૭) અતા કહે છે કે જો રોઝાદાર નાકમાં પાણી નાખે અને પાણી ગળામાં ઉતરી જાય, પછી એ પાછું ન કાઢી શકે તો કંઇ વાંધો નથી.

(૩૦૦/૨૧૨૮) હસન બસરી કહે છે કે જો રોઝાદારના ગળામાં માખ દાખલ થઇ જાય તો કંઇ નુકસાન નથી.

(૩૦૧/૨૧૨૯) હસન બસરી અને મુજાહિદ કહે છે કે જો ભૂલથી સંભોગ કરે તો કંઇ વાંધો નથી.

(૩૦૨/૨૧૩૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જો રોઝાદાર ભૂલથી કંઇ ખાઇ લે અથવા પી લે તો રોઝો (ન તોડે, બલકે) પૂરો કરે. તેને ખુદા તઆલાએ ખવડાવ્યું-પીવડાવ્યું છે. (કિંવા આવું ખાવા-પીવાથી રોઝો તુટતો નથી.)

**રોઝાદાર માટે લીલું અથવા સૂકું દાતણ કરવું જાઇઝ છે**

(૩૦૩/૨૧૩૧) આમિર ઇબ્ને રબીઆ (રદિ.) કહે છે : મે પોતે જોયું કે હુઝૂર (સલ.) રોઝાની હાલતમાં એટલીવાર દાતણ કરતા હતા કે હું ગણી શકતો ન હતો.

(૩૦૪/૨૧૩૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે જો મને મારી ઉમ્મતની તકલીફની ચિંતા ન હોત તો હું તેમને હુકમ આપત કે દરેક વુઝૂ સાથે દાતણ કરે.

(૩૦૫/૨૧૩૩) હઝરત જાબિર અને ઝેદ ઇબ્ને ખાલિદ (રદિ.)થી પણ આ પ્રમાણેની રિવાયતો નકલ થઇ છે.

ઉપરોક્ત હદીસમાં રસૂલુલ્લાહ (સલ.)એ રોઝાદારને દાતણ કરવાના હુકમથી બાકાત રાખ્યો નથી.

(૩૦૬/૨૧૩૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે દાતણ મોંને પાક કરનારૂં અને ખુદાની ખુશી મેળવવાનું સાધન છે.

(૩૦૭/૨૧૩૫) અતા અને કતાદાનું કથન છે કે : રોઝાદાર માટે થૂંક ગળી જવું જાઇઝ છે.

(૩૦૮/૨૧૩૬) હઝરત હુમરાન કહે છે કે મેં હઝરત ઉસ્માન (રદિ.)ને જોયા કે તેમણે વુઝૂ કર્યું. પ્રથમ હાથ પર ત્રણ વાર પાણી નાખ્યું, કુલ્લી કરી, નાક સાફ કર્યું. ત્રણ વાર મોં ધોયું. પછી ત્રણ વાર જમણો હાથ કોણી સુધી ધોયો. પછી ત્રણ વાર ડાબો હાથ કોણી સુધી ધોયો. પછી માથા પર મસહ કર્યો. પછી જમણો પગ ત્રણ વાર ધોયો. પછી ડાબો પગ ત્રણ વાર ધોયો. વુઝૂ પછી હઝરત ઉસ્માને કહ્યું કે મારી સામે રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે વુઝૂ કરીને ફરમાવ્યું હતું કે જે માણસ આ પ્રમાણે વુઝૂ કરીને બે રકઅત નમાઝ પઢે અને નમાઝમાં પોતાના દિલ સાથે વાતો ન કરે તો તેના આગલા ગુનાહો માફ થઇ જશે.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે જ્યારે કોઇ માણસ વુઝૂ કરે ત્યારે નાકમાં પાણી નાખે. આ હુકમ આપે રોઝાદાર અને બિનરોઝાદારનો ભેદ બતાવ્યો નથી.**

(૩૦૯/૨૧૩૭) હસન બસરી કહે છે કે રોઝાદાર સુરમો લગાડે અથવા છીંકણી સુંઘે, એ શરતે કે ગળામાં ન જાય તો કંઇ વાંધો નથી.

(૩૧૦/૨૧૩૮) અતા કહે છે કે જો રોઝાદાર કુલ્લીનું પાણી મોંમા લઇને કાઢી નાખે અને પાછળથી થૂંક ગળી જાય તો કંઇ વાંધો નથી અથવા જે ભીનાશ મોંમા રહી ગઇ હોય તે ગળી જાય તો પણ કંઇ વાંધો નથી. હા, રોઝાદાર મસ્તગી (એક પ્રકારનો પીળો ગુંદર છે જે પિસ્તાના ઝાડથી નીકળે છે) ગુંદર જેવી કોઇ વસ્તુ ન ચાવે. જો મસ્તગીનું થૂંક ગળી જશે તો હું એમ તો કહેતો નથી કે તેનો રોઝો તુટી જશે, પરંતુ આવા કામથી રોકવામાં આવે.

**રમઝાનમાં રોઝાની હાલતમાં જાણી જોઇને સંભોગ કરવાનું બયાન**

(૩૧૧/૨૧૩૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) મરફૂઅન બયાન કરે છે કે જે માણસ રમઝાનમાં એક રોઝો કોઈ મજબુરી અને બીમારી વગર તોડી નાખે તો આખી ઝિન્દગી રોઝા રાખવાથી પણ તે રોઝો અદા થતો નથી. ઈબ્ને મસઊદનું પણ આ જ કથન છે.

(૩૧૦/૨૧૩૮) એક પ્રકારનો ગુંદર છે. જે શક્તિવર્ધક દવા છે. તે ચાવવાથી તૂટતો નથી, મોંમા ઓગળતો પણ નથી, એટલે રોઝો તૂટતો નથી, પરંતુ ચાવવું મકરૂહ છે.



(૩૧૨/૨૧૪૦) સઈદ ઈબ્ને મુસય્યબ, શઅબી, ઈબ્ને જુબૈર, ઈબ્રાહીમ, કતાદા અને હમ્માદ કહે છે કે તેના બદલે એક રોઝો રાખી લે.

(૩૧૩/૨૧૪૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે એક માણસ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો અને કહ્યું : હુઝૂર, હું બળી ગયો. આપે પૂછ્યું, શું થયું ? તેણે કહ્યું : મેં રમઝાનમાં (રોઝાની હાલતમાં) પત્ની સાથે સંભોગ કર્યો. એવામાં હુઝૂરની સેવામાં એક થેલો લાવવામાં આવ્યો. જેનું નામ 'અરક' હતું. (તેમાં દોઢ મણ ખજુર આવી જતું હતું) આપે પૂછ્યું : તે બળેલો માણસ ક્યાં છે ? તેણે કહ્યું કે, હાજર છું. આપે ફરમાવ્યું કે આ ખૈરાત કરી દે.

**જો રમઝાનમાં કોઇ ઇરાદાપૂર્વક સંભોગ કરે અને કફ્ફારો દેવા માટે કોઇ વસ્તુ ન હોય અને કોઇ ઠેકાણેથી તેને ખૈરાતનો માલ મળે તો ઝરૂરી છે કે એ જ માલ કફ્ફારામાં આપી દે.**

(૩૧૪/૨૧૪૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે અમે હુઝૂર (સલ.)ની સેવામાં બેઠા હતા. એવામાં એક માણસ પવિત્ર સેવામાં હાજર થયો અને કહ્યું કે યા રસૂલલ્લાહ ! હું હલાક થઈ ગયો. આપે પૂછ્યું, શું થયું ? તેણે કહ્યું કે મેં રોઝાની હાલતમાં પત્ની સાથે સંભોગ કર્યો. આપે પૂછ્યું, શું તું કોઈ લોંડી અથવા ગુલામ આઝાદ કરી શકે છે ? તેણે કહ્યું : ના. આપે પૂછ્યું, શું તું સાઠ દિવસના રોઝા રાખી શકે છે ? તેણે કહ્યું : ના. આપે પૂછ્યું, શું તારી પાસે એટલો ખોરાક છે કે સાઠ મિસ્કીનોને ખવડાવી શકે ? તેણે કહ્યું : ના. રાવી કહે છે કે આ જવાબો સાંભળીને હુઝૂર ચુપ થઈ ગયા. થોડીવાર પછી અમે બેઠા હતા એવામાં જ આપની પાસે દોઢ મણ ખજૂરનો એક થેલો લાવવામાં આવ્યો, જેમાં ખજૂર હતું. આપે પૂછ્યું કે મસ્અલો પૂછનાર ક્યાં છે ? તેણે કહ્યું કે હાજર છું. આપે ફરમાવ્યું કે આ ખૈરાત કરી દે. તેણે કહ્યું કે યા રસૂલલ્લાહ ! શું મારા ઘરવાળાઓ કરતાં વધારે મોહતાજ લોકોને આપું ? ખુદાની કસમ ! મદીનાના બંને પથરાળ કિનારાઓ (ડિવા પૂર્વ અને પશ્ચિમના પહાડો)ની અંદર મારા ઘરવાળાઓ કરતાં વધારે મોહતાજ કોઈ નથી. રસૂલુલ્લાહ (સલ.) આ સાંભળીને હસ્યા, જેથી આપના આગળના દાંત દેખાયા. પછી ફરમાવ્યું કે તારા ઘરવાળાંઓને જ ખવડાવી દે.

(૩૧૪/૨૧૪૨) જાણી જોઈને રોઝો તોડવાનો કફ્ફારો સાઠ ફકીરોને ખાણું ખવડાવવાનો છે. માણસ પોતાનો કફ્ફારો ઉપયોગમાં લઈ શકતો નથી, ભલેને ગરીબ હોય. આ માત્ર તે સહાબી પૂરતું મર્યાદિત હતું.

**જો કોઇ માણસ રમઝાનમાં સંભોગ કરે અને તેના સગાંઓ મોહતાજ હોય તો શું કફફારાનું ખાણું પોતાના ઘરવાળાંઓને ખવડાવી શકે છે ?**

(૩૧૫/૨૧૪૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે એક માણસ પવિત્ર સેવામાં હાજર થયો અને કહ્યું કે યા રસૂલલ્લાહ ! હું નેકીથી દૂર થઈ ગયો. મેં રમઝાનમાં મારી પત્ની સાથે સંભોગ કર્યો. આપે પૂછયું, શું તારી પાસે કોઈ લૌંડી-ગુલામ છે કે તેને આઝાદ કરી શકે ? તેણે કહ્યું : ના. આપે પૂછયું શું તું બે મહીનાના લાગલગાટ રોઝા રાખી શકે છે ? તેણે કહ્યું કે, ના. આપે પૂછયું, શું તારી પાસે એટલો ખોરાક છે કે સાઠ ફકીરોને ખવડાવી શકે ? તેણે કહ્યું : ના. રાવી કહે છે કે થોડીવાર પછી હુઝૂરની સેવામાં દોઢ મણ ખજૂરનો એક થેલો રજુ કરવામાં આવ્યો. આપે ફરમાવ્યું કે તારા તરફથી આ (ફકીરોને) ખવડાવી દે. તેણે કહ્યું કે, હુઝૂર, શું મારાથી વધારે મોહતાજને આપી દઉં ? મદીનાના બંને પથરાળ કિનારાઓ (કિંવા પૂર્વ અને પશ્ચિમના પહાડો)ની વચ્ચે મારા ઘરથી વધારે ગરીબ કોઈ નથી. ફરમાવ્યું કે તું તારા ઘરવાળાંઓને જ ખવડાવી દે.

**રોઝાદાર માટે સીંગી (અસ્ત્રા દ્વારા બદનમાંથી ખરાબ લોહી કાઢવું) અને ઉલટી કરવી જાઇઝ છે કે નહી ?**

(૩૧૬/૨૧૪૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે જો રોઝાદાર ઉલટી કરે તો રોઝો તુટતો નથી. કારણ કે, અંદરથી એક વસ્તુ નીકળે છે, દાખલ થતી નથી. એક રિવાયતમાં એવું પણ આવ્યું છે કે હઝરત અબૂ હુરૈરાની નઝરે ઉલટી કરવાથી રોઝો તુટી જાય છે, પરંતુ પહેલી રિવાયત વધારે સહીહ છે.

(૩૧૭/૨૧૪૫) ઈબ્ને અબ્બાસ અને ઈકરિમાનું કથન છે કે રોઝો તે વસ્તુથી હોય છે જે બહારથી અંદર દાખલ થાય, તે વસ્તુથી હોતો નથી જે અંદરથી બહાર આવે.

(૩૧૮/૨૧૪૬) હઝરત ઈબ્ને ઉમર રોઝાની હાલતમાં સીંગી મૂકાવતા હતા, પરંતુ છેવટે તેમણે એ છોડી દીધું હતું અને રાત્રે સીંગી મુકાવતા હતા.

(૩૧૯/૨૧૪૭) હઝરત અબૂ મુસા અશ્અરી (રદિ.)એ રાત્રે સીંગી મૂકાવ્યું હતું.

(૩૨૦/૨૧૪૮) હઝરત સઅદ, હઝરત ઝેદ ઈબ્ને અરકમ અને હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ રોઝાની હાલતમાં સીંગી મૂકાવ્યાં હતા.

(૩૨૧/૨૧૪૯) હઝરત ઉમ્મે અલકમા કહે છે કે અમે હઝરત



આઈશાની સામે સીંગી મૂકાવતાં હતાં અને તેઓ મના કરતાં ન હતાં.

(૩૨૨/૨૧૫૦) હસન બસરીએ અમુક સહાબાથી 'મરફુઅ' રૂપે નકલ કર્યું છે કે સીંગી મૂકનારા અને મૂકાવનારા બંનેનો રોઝો તુટી જાય છે.

(૩૨૩/૨૧૫૧) યૂનુસ કહે છે કે હસન બસરીએ આ જ પ્રમાણેની હદીસ બયાન કરી છે. હસનને પૂછવામાં આવ્યું કે શું આ રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે ? જવાબ આપ્યો, કે હા.

(૩૨૪/૨૧૫૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઈહરામની હાલતમાં સીંગી મૂકાવ્યું અને રોઝાની હાલતમાં પણ મૂકાવ્યું.

(૩૨૫/૨૧૫૩) હઝરત અનસ (રદિ.)ને પૂછવામાં આવ્યું કે તમે લોકો રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં રોઝાદાર માટે સીંગી મૂકાવવાને મકરૂહ ગણતા હતા ? તેમણે કહ્યું : ના. હા, કમજોર થઈ જવાના ભયથી અમે મકરૂહ ગણતા હતા. (ક્યાંક એવું ન બને કે કમજોરીના કારણે રોઝામાં કોઇ ખરાબી પેદા થાય.)

**સફરમાં રોઝા રાખવા, ન રાખવાનું બયાન**

(૩૨૬/૨૧૫૪) હઝરત ઈબ્ને અબૂ ઔફા કહે છે કે એક વાર અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે એક સફરમાં હતા. હુઝૂરે એક માણસને કહ્યું કે ઉતરીને અમારા માટે સત્તુ તૈયાર કરો. તેણે કહ્યું કે હુઝૂર, હજુ સૂર્ય (કિંવા પ્રકાશ) બાકી છે. ફરમાવ્યું : ઉતરીને સત્તુ તૈયાર કરો. તેણે કહ્યું કે હજુ સૂર્ય (બાકી) છે. આપે કહ્યું કે ઉતરીને સત્તુ તૈયાર કરો. હુકમ અનુસાર તે ઉતર્યો અને સત્તુ તૈયાર કર્યું અને હુઝૂરે પીધું. પછી આપે પોતાના મુબારક હાથથી તે બાજુ (પશ્ચિમ દિશા) તરફ ઇશારો કરીને ફરમાવ્યું કે જ્યારે તમે રાત્રિને આ બાજુથી (પૂર્વ તરફથી) આવતાં જુઓ ત્યારે રોઝાદાર રોઝો ખોલે.

(૩૨૭/૨૧૫૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે હમઝા ઈબ્ને અમ્ર અસ્લમી ઘણા રોઝા રાખતા હતા. તેમણે મુબારક સેવામાં વિનંતી કરી કે યા રસૂલલ્લાહ ! સફરમાં રોઝા રાખું છું. ફરમાવ્યું : ઇચ્છો તો રાખો, નહી તો ન રાખો.

**જો કોઇ માણસ રમઝાનના થોડાક રોઝા રાખ્યા પછી સફર કરે તો શું હુકમ છે ?**

(૩૨૮/૨૧૫૬) હઝરત ઈબ્ને

અબ્બાસ (રદિ.) કહે છે કે એક વાર રમઝાનમાં હુઝૂર (સલ.) મકકા તરફ ગયા. આપે રોઝો રાખ્યો હતો. જ્યારે કદીદ સ્થળે પહોંચ્યા ત્યારે આપે રોઝો ખોલ્યો. લોકોએ પણ ખોલ્યો. ઇમામ બુખારી કહે છે કે કદીદ ઉસ્ફાન અને કુદૈદની વચ્ચે એક પાણીનું નામ છે.

(૩૨૯/૨૧૫૭) હઝરત અબૂ દરદા કહે છે કે એક દિવસ સખ્ત તાપમાં અમે હુઝૂર (સલ.) સાથે એક સફરમાં ગયા. તાપ એટલો હતો કે લોકો સખ્ત તાપના કારણે માથું હાથથી પકડી લેતા હતા. રસૂલુલ્લાહ (સલ.) અને અબ્દુલ્લાહ ઇબ્ને રવાહા સિવાય અમારામાંથી કોઇનો રોઝો ન હતો.

**એક વાર સખ્ત તાપ હતો. તાપથી બચાવવા માટે એક માણસના માથા પર છાંયડો કરી દેવામાં આવ્યો હતો. તે વખતે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે સફરમાં રોઝા કંઇ સારું કામ નથી.**

(૩૩૦/૨૧૫૮) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.) એક સફરમાં હતા. આપે જોયું કે લોકોની ભીડ જામી છે. એક માણસ બેભાન પડયો છે અને લોકોએ તેના પર છાંયડો કર્યો છે. આપે પૂછ્યું : શું વાત છે ? લોકોએ કહ્યું કે એનો રોઝો છે. ફરમાવ્યું : સફરમાં રોઝો રાખવો કોઇ સારી વાત નથી.

**સહાબાઓ સફરમાં રોઝા રાખવા કે ન રાખવા વિષે પરસ્પર કોઇની ટીકા કરી નથી**

(૩૩૧/૨૧૫૯) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે અમે હુઝૂર (સલ.) સાથે સફર કરતા રહેતા હતા, પરંતુ ન તો રોઝાદાર રોઝો ન રાખનારની ટીકા કરતો હતો અને ન તો રોઝો ન રાખનારો રોઝાદારની ટીકા કરતો હતો.

**જો સફરમાં કોઇ માણસ લોકોને બતાવવા માટે રોઝો તોડી નાખે, જેથી લોકો જોઇને તેનું અનુકરણ કરે તો તેનો શું હુકમ છે ?**

(૩૩૨/૨૧૬૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે એક વાર હુઝૂર (સલ.) મદીનાથી મકકા ગયા. તે વખતે આપનો રોઝો હતો. જ્યારે ઉસ્ફાન સ્થળે પહોંચ્યા ત્યારે પાણી મંગાવ્યું અને હાથમાં લઇને તેને ઉછાળ્યું, જેથી લોકો જોઇ લે. ત્યાર પછી રોઝો તોડી નાખ્યો. અહીં સુધી કે મકકા પહોંચ્યા. આ બનાવ રમઝાનનો છે. આ હદીસની રૂએ હઝરત ઇબ્ને અબ્બાસ કહેતા હતા કે હુઝૂરે રોઝો



રાખ્યો પણ છે અને રાખ્યો પણ નથી. એટલે જે ઇચ્છે તે રોઝો રાખે અને ન ઇચ્છે તે ન રાખે.

**ખુદા તઆલા ફરમાવે છે કે : વ અલ લઝીન યુતીકૂનહુ ફિદયતુન તઆમુ મિસ્કીન. કિંવા જે માણસમાં રોઝો રાખવાની શકિત હોય તે (કયાં તો સફરમાં રોઝો રાખે અથવા) ફિદયારૂપે એક મિસ્કીનને ખાણું ખવડાવે.**

(૩૩૩/૨૧૬૧) હઝરત ઇબ્ને ઉમર અને હઝરત સલમા ઇબ્ને અકવઅ (રદિ.) કહે છે કે ઉપરોકત આયત આ આયતથી મનસૂખ થઇ ગઇ છે. **શહરૂ રમદાન લઝી ઉન્ઝિલ ફીહિલ કુર્આનુ હુદ લિન્નાસિ વ બય્યિનાતિમ્ મિનલ હુદા વલ ફુરકાનિ ફમન શહિદ મિન્કુમુ શ્શહ્ર ફલ્યસુમ્હુ વ મન કાન મરીદન અવ અલા સફરિન ફઇદ્દતુમ્ મિન અય્યામિન ઉખર....થી.... તશ્કુરૂન સુધી.**

(૩૩૪/૨૧૬૨) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબૂ લયલા કહે છે કે અમને જુદા જુદા સહાબાએ બયાન કર્યું છે કે જ્યારે રમઝાનના રોઝાનો હુકમ ઉતર્યો ત્યારે લોકોને એ હુકમ બહુ ભારે પડયો, જેથી જે લોકો શકિતશાળી હતા, દરરોજ એક મિસ્કીનને ખાણું ખવડાવી શકતા હતા, તેઓ રોઝા રાખતા ન હતા. એની તેમને પરવાનગી પણ મળી ગઇ હતી, પરંતુ જ્યારે આયત **વ અન તસૂમુ ખય્રૂ લ્લકુમ** ઉતરી ત્યારે લોકોને રોઝા રાખવાનો હુકમ આપવામાં આવ્યો અને પહેલી આયત મનસૂખ થઇ ગઇ.

(૩૩૫/૨૧૬૩) હઝરત નાફિઅ કહે છે કે હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ આયત **ફિદયતુન તઆમુ મિસ્કીન** પઢીને ફરમાવ્યું કે આ મનસૂખ છે.

**રમઝાનના છુટી ગયેલા રોઝાઓ કયારે અદા કરવામાં આવે ?**

(૩૩૬/૨૧૬૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે જો રમઝાનના (છુટી ગયેલા) રોઝાઓ લાગલગાટ અદા કરવામાં ન આવે, બલકે અલગ અલગ રાખવામાં આવે તો કંઇ વાંધો નથી.

(૩૩૭/૨૧૬૫) હઝરત સઇદે ઝીલહજ્જના દસ રોઝાઓ વિષે કહ્યું હતું કે જ્યાં સુધી રમઝાનના (છુટી ગયેલા) રોઝા રાખવામાં ન આવે ત્યાં સુધી એને રાખવા યોગ્ય નથી.

(૩૩૮/૨૧૬૬) હઝરત ઇબ્રાહીમ નખઇ કહે છે કે જે માણસે રમઝાનના છુટી ગયેલા રોઝાઓ અદા કરવામાં

(૩૩૩/૨૧૬૧) સફરમાં રોઝો ન રાખવાની છુટ છે, પરંતુ કઝા જરૂરી છે.

ઢીલ કરી હોય અને બીજી રમઝાન આવી ગઇ હોય (કિંવા બીજી રમઝાન સુધી પહેલી રમઝાનના છુટી ગયેલા રોઝા રાખ્યા ન હોય) તે બંને રમઝાનના અલગ અલગ રોઝા રાખે. ઇબ્રાહીમની નજીક પહેલી રમઝાનનો આવી હાલતમાં ફિદયો આપવો જાઇઝ નથી. (બલકે આ રમઝાન પછી આગળના રોઝા રાખવા જોઇએ.)

(૩૩૯/૨૧૬૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે રમઝાનના રોઝા મારા ઉપર રહેતા હતા અને હું શઅબાન સિવાય બીજા મહીનાઓમાં એ અદા કરી શકતી ન હતી. યહયા કહે છે કે, એનું કારણ એ હતું કે તેઓ બીજા દિવસોમાં નબી (સલ.)ની સેવામાં મશગુલ રહેતાં હતાં. (શઅબાનમાં હુઝૂર પોતે રોઝા રાખતા હતા, એટલે એમને પણ રોઝા રાખવાની તક મળતી હતી.)

## હેઝવાળી ઓરત રોઝા-નમાઝ છોડી દે

(૩૪૦/૨૧૬૮) અબૂઝ ઝિનાદ કહે છે કે સુન્નત અનુસાર કાયદાઓ અને ઘણી સાચી વાતો (ઉપરથી) બુદ્ધિ વિરુદ્ધ લાગે છે, પરંતુ મુસલમાનો માટે તેમનું અનુકરણ કરવું ઝરૂરી છે. જેમ કે હેઝવાળી ઓરતો પર રોઝાઓની કઝા છે, નમાઝની કઝા નથી.

(૩૪૧/૨૧૬૯) હઝરત અબૂ સઇદ કહે છે કે હુઝૂર (સલ.)એ (ઓરતોને જવાબ આપતાં) કહ્યું હતું કે જ્યારે ઓરતને હેઝ આવે છે ત્યારે શું તે નમાઝ-રોઝા છોડી દેતી નથી ? આ જ તો તેના દીનનું નુકસાન છે.

## જો કોઇના ઉપર છુટી ગયેલા રોઝાઓ અદા કરવાનું ઝરૂરી હોય અને અદા કર્યા વગર તે મરી જાય તો શું હુકમ છે ?

(૩૪૨/૨૧૭૦) હસન બસરીનું કથન છે કે જો મય્યિત તરફથી ત્રીસ માણસો એક દિવસ રોઝો રાખે તો જાઇઝ છે (રમઝાનના રોઝા અદા થઇ જશે.)

(૩૪૩/૨૧૭૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ મરી જાય અને તેના ઉપર કંઇક રોઝા બાકી હોય તો તેના વાલી તેના તરફથી રોઝા રાખે.

(૩૪૪/૨૧૭૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે એક માણસ પવિત્ર સેવામાં હાજર થયો અને કહ્યું કે : યા રસૂલલ્લાહ ! મારી માંનું અવસાન થઇ ગયું. તેના પર એક મહીનાના રોઝા વાજિબ હતા. શું હું તેના તરફથી રાખી લઉં ? આપે ફરમાવ્યું : હા. કારણ કે, ખુદા તઆલાનું દેવું ચુકવવું વધારે યોગ્ય છે. એક રિવાયતમાં છે કે એક ઓરતે હુઝૂર (સલ.)ને કહ્યું હતું કે મારી બહેનનું અવસાન થઇ ગયું. એક રિવાયતમાં છે કે એક ઓરતે હુઝૂર (સલ.)ને કહ્યું હતું કે મારી માંનું અવસાન થઇ ગયું, એના ઉપર મન્નતનો રોઝો વાજિબ હતો. બીજી એક રિવાયતમાં છે કે એક ઓરતે હુઝૂર (સલ.)ને કહ્યું હતું કે મારી માંનું અવસાન થઇ ગયું અને તેના ઉપર પંદર દિવસના રોઝા વાજિબ હતા.

## રોઝો ક્યારે ઇફતાર કરવો જોઇએ ?

(૩૪૫/૨૧૭૩) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.)એ રોઝો ત્યારે ખોલ્યો હતો, જ્યારે સૂર્યનો ગોળો ડુબી ગયો હતો.

(૩૪૬/૨૧૭૪) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે આ બાજુથી (પૂર્વ તરફથી) રાત આવી જાય અને આ બાજુએ (પશ્ચિમ તરફ) દિવસ ચાલ્યો જાય અને સૂર્ય ડુબી જાય ત્યારે રોઝાદાર રોઝો ખોલે.

(૩૪૭/૨૧૭૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઓફા કહે છે કે એક સફરમાં અમે હુઝૂર (સલ.)ની સાથે હતા. આપનો રોઝો હતો. જ્યારે સૂર્ય ગાયબ થઇ ગયો ત્યારે આપે એક માણસને કહ્યું કે અય માણસ ! ઉઠ, અમારા માટે સત્તુ તૈયાર કર. તેણે કહ્યું કે યા રસૂલલ્લાહ ! આપ સાંજ પડવા દો તો ઘણું સારું. આપે ફરમાવ્યું : ઉતરીને અમારા માટે સત્તુ તૈયાર કર. તેણે કહ્યું કે : સાંજ થવા દો. આપે ફરમાવ્યું : ઉતરીને સત્તુ બનાવ. તેણે ફરી કહ્યું કે : હજુ તો હુઝૂરના ઉપર આ દિવસ બાકી છે. (કિંવા પ્રકાશ છે) આપે ફરમાવ્યું, ઉતરીને સત્તુ બનાવ. હુકમ અનુસાર તેણે ઉતરીને સત્તુ બનાવ્યું અને આપે પીધું. સત્તુ પીધા પછી ફરમાવ્યું : જ્યારે રાત આ તરફથી આવતી દેખાવા લાગે ત્યારે રોઝાદાર રોઝા ખોલે.

## પાણી વગેરે જે વસ્તુ મળે તેનાથી રોઝો ખોલવો જોઇએ.

(૩૪૮/૨૧૭૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઓફા કહે છે : અમે હુઝૂર (સલ.)ની સાથે જઇ રહ્યા હતા.

(૩૩૯/૨૧૬૭) માસિકના દિવસોમાં છુટેલા રોઝાઓની કઝા શઅબાનમાં કરતાં હતાં.

(૩૪૩/૨૧૭૧) વાલીના રોઝા રાખવાનો અર્થ એ છે કે તેના તરફથી ફિદયો આપી દે અથવા રોઝો રાખીને સવાબ પહોંચાડે, પરંતુ ફિદયો આપ્યા વગર રોઝાનો ફરજ રૂપી ભાર ઉતરશે નહી.

આપનો રોઝો હતો. સૂર્ય ડૂબી ગયો ત્યારે આપે એક માણસ (બિલાલ)ને કહ્યું : ઉતરીને સત્તુ તૈયાર કરો. તેમણે કહ્યું : હુઝૂર સાંજ તો પડે. આપે ફરમાવ્યું કે ઉતરીને સત્તુ તૈયાર કરો. તેમણે ફરી કહ્યું કે હજુ તો દિવસ બાકી છે. આપે ફરમાવ્યું : તમે ઉતરીને સત્તુ તૈયાર કરો. હુકમ અનુસાર તેમણે ઉતરીને સત્તુ તૈયાર કર્યું. આપે પૂર્વ તરફ આંગળીથી ઈશારો કરીને ફરમાવ્યું : જ્યારે આ બાજુથી રાત આવવા લાગે તો રોઝાદાર રોઝો ખોલે.

✪ ભાગ–૭ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક:

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

ભાગ–૮

# બુખારી શરીફ

## ભાગ-૮

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**રોઝો જલદી ખોલવો જોઈએ**

(૧/૨૧૭૭) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યાં સુધી લોકો રોઝો ખોલવામાં જલદી કરતા રહેશે ત્યાં સુધી સારા રહેશે.

(૨/૨૧૭૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ અવફા કહે છે કે, અમે હુઝૂર રસૂલુલ્લાહ (સલ.)ની સાથે એક સફરમાં હતા. આપનો રોઝો હતો. જ્યારે સાંજ થઈ ગઈ ત્યારે આપે એક માણસને કહ્યું કે, ઊતરીને મારા માટે સત્તુ ઘોળો. તેણે કહ્યું કે, જો હુઝૂર સાંજ પડવાની રાહ જુએ તો સારું છે. આપે ફરમાવ્યું કે, ઊતરીને મારા માટે સત્તુ ઘોળો. જ્યારે તમને રાત આવતી દેખાવા લાગે ત્યારે રોઝાદાર ઈફતાર કરે.

**જો રમઝાનમાં રોઝો ખોલ્યા પછી**

(૧/૨૧૭૭) સૂર્યાસ્ત પછી તરત ઈફતાર કરવાની નબીએ કરીમ (સલ.) તથા સહાબાએ કિરામ (રદિ.)નો નિયમ રહ્યો છે. જલદી ઈફતાર કરવા પર તાકીદ કરવામાં આવી છે.
(૨/૨૧૭૮) પૂર્વ તરફથી રાત્રિના આગમનની ખબર એ છે કે, એ બાજુએથી અંધકારના ચિહ્નો જણાય.

**સૂર્ય નીકળે તો શું હુકમ છે ?**

(૩/૨૧૭૯) ફાતિમા બિન્તે મુન્ઝિરની રિવાયતથી હઝરત હિશામ ઈબ્ને ઉરવા કહે છે કે, હઝરત અસ્મા (રદિ.) કહેતાં હતાં કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એકવાર વાદળના દિવસે અમે રોઝો ખોલ્યો. રોઝો ખોલ્યા પછી સૂર્ય નીકળ્યો. કોઈએ હિશામને કહ્યું કે, તેમને આ રોઝાના બદલે બીજો રોઝો રાખવાનો હુકમ થયો હશે. હિશામે જવાબ આપ્યો કે, કઝા રોઝો રાખવો તો જરૂરી જ છે. મઅમર કહે છે : મેં હિશામથી સાંભળ્યું, તેઓ કહેતા હતા : મને ખબર નથી કે લોકોએ આ રોઝાના બદલે રોઝો રાખ્યો હતો કે નહીં.

**બાળકોનું રોઝા રાખવું**

(૪/૨૧૮૦) એક માણસ દારૂના નશામાં રમઝાન મહીનામાં મસ્ત હતો. હઝરત ઉમર ફારૂકે કહ્યું : કમબખ્ત ! અમારા તો બાળકો સુદ્ધાં રોઝાદાર છે અને તું નશામાં મસ્ત છે. ત્યાર પછી હઝરત ઉમરે તેને સજા ફટકારી.

(૪/૨૧૮૦) ઈસ્લામમાં દારૂ પીવાની અને નશો કરનારા કેફી પદાર્થો લેવાની શિક્ષા ૮૦ (એંસી) કોરડા છે.

(૫/૨૧૮૧) રૂબય્યઅ બિન્તે મુઅવ્વિઝ કહે છે કે, આશૂરાના દિવસે સવારના સમયે રસૂલુલ્લાહ (સલ.)એ અન્સારના ગામડાંઓમાં કહેવડાવી મોકલ્યું કે, આજે સવારે જે માણસ રોઝાદાર ન હોય કિંવા જેણે આજે રોઝો ન રાખ્યો હોય તે પૂરો દિવસ એમ જ ખાધા વગર પસાર કરી દે અને જે માણસનો રોઝો હોય તે રોઝો પૂરો કરી લે. હઝરત રૂબય્યઅ કહે છે કે, ત્યાર પછી અમે આશૂરાનો પોતે પણ રોઝો રાખતા હતા અને અમારા બાળકો પાસે પણ રખાવતા હતા. બાળકોને તેમનું રમકડું બનાવી દેતા હતા. જો કોઈ બાળક (ભૂખના કારણે) રડતું હતું તો રમકડું તેને આપી દેતા હતા. અહીં સુધી કે ઈફ્તારનો સમય આવી જતો હતો.

**રોઝા પર રોઝો રાખવાનું બયાન અને રાત્રે રોઝો ન રાખવાનો હુકમ. કારણ કે,**

**ખુદા તઆલા ફરમાવે છે : 'સુમ્મ અતિમ્મૂ સ્સિયામ ઈલ લ્લયલિ' રોઝો રાત સુધી પૂરો કરો**

(૬/૨૧૮૨) રસૂલુલ્લાહ (સલ.) ઉમ્મત પર મહેરબાન હતા, એટલે હુઝૂરે ઈફ્તાર કર્યા વગર રોઝા પર રોઝો રાખવાની મનાઈ કરી. કોઈ એવી ઈબાદત કરવામાં તકલીફ અને મુશ્કેલી વેઠવી જેની શરીઅતની રૂએ માનવીને તકલીફ આપવામાં આવી ન હોય, મના છે. રસૂલુલ્લાહ (સલ.)એ એવી તકલીફ ઉઠાવવાની મનાઈ ફરમાવી છે.

(૭/૨૧૮૩) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઈફ્તાર કર્યા વગર રોઝા પર રોઝો ન રાખો. સહાબાએ કહ્યું : આપ તો ઈફ્તાર કર્યા વગર રોઝા પર રોઝો રાખો છો. ફરમાવ્યું : હું તમારા જેવો નથી. મને (રૂહાની) ખાવા-પીવાનું મળે છે.

(૮/૨૧૮૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)એ ઈફ્તાર કર્યા વગર રોઝા પર રોઝા રાખવાની મનાઈ ફરમાવી. સહાબાએ કહ્યું : હુઝૂર તો ઈફ્તાર કર્યા વગર લાગલગાટ રોઝા રાખે છે. ફરમાવ્યું : હું તમારા જેવો નથી. મને તો ખાવા-પીવાનું મળે છે.

(૯/૨૧૮૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઈફ્તાર કર્યા વગર રોઝા પર રોઝો ન રાખો. જે માણસ આવું કરવા માંગે તે માત્ર સહરીના સમય સુધી કરી શકે છે. સહાબાએ કહ્યું, આપ તો આવું કરો છો ! ફરમાવ્યું : હું તમારા જેવો નથી. મને ખાવું ખવડાવનારો રાત્રે ખાવું ખવડાવે છે અને પાણી પીવડાવનારો પાણી પીવડાવે છે. (કિંવા

(૫/૨૧૮૧) રમઝાનના રોઝા ફર્ઝ થતા પહેલાં આશૂરા (દસમી મુહર્રમ)નો રોઝો ફર્ઝ હતો.



ખુદા તઆલા મને રૂહાની ખોરાક આપે છે.)

(૧૦/૨૧૮૬) હઝરત આયશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ લોકો ઉપર મહેરબાની કરવાના ઈરાદાથી રોઝા પર રોઝા રાખવાની મનાઈ ફરમાવી. સહાબાએ કહ્યું : હુઝૂર તો ઈફ્તાર કર્યા વગર રોઝા પર રોઝા રાખે છે. ફરમાવ્યું : હું તમારા જેવો નથી. મને મારો પરવરદિગાર ખવડાવે-પીવડાવે છે.

**જે માણસ ઈફ્તાર કર્યા વગર રોઝા પર રોઝા રાખવાનું છોડે નહીં તેને સજા કરવાનું બયાન. હઝરત અનસે આ વિષયની હદીસ બયાન કરી છે**

(૧૧/૨૧૮૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)એ ઈફ્તાર કર્યા વગર રોઝા પર રોઝા રાખવાની મનાઈ ફરમાવી. એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ તો રોઝા પર રોઝા રાખો છો. ફરમાવ્યું : તમારામાંથી કયો માણસ મારા જેવો હોય શકે છે ? મને તો મારો પરવરદિગાર ખવડાવે-પીવડાવે છે. જ્યારે આપે જોયું કે લોકો લાગલગાટ રોઝો રાખવાનું છોડતા નથી ત્યારે આપે એક દિવસ સહાબાની સાથે સળંગ રોઝો રાખ્યો, અને બીજા દિવસે પણ રાખ્યો, પરંતુ ત્યાર પછી લોકોએ ચાંદ જોઈ લીધો ત્યારે આપે ગુસ્સાભેર સજા દેવાના ઈરાદાથી ફરમાવ્યું કે, જો ચાંદ હજુ ન નીકળત તો હું રોઝા રાખવામાં હજુ વધારો કરત. (કિંવા ઈફ્તાર વગર હજુ થોડા દિવસ રોઝા રાખત, અહીં સુધી કે તમે થાકી જાત.)

(૧૨/૨૧૮૮) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બે વાર ફરમાવ્યું કે, તમે લોકો સળંગ રોઝો રાખવાનું છોડી દો. કહેવામાં આવ્યું કે, આપ તો રોઝા પર રોઝા રાખો છો. ફરમાવ્યું : રાત્રે મારો પરવરદિગાર મને ખવડાવે-પીવડાવે છે. તમે તમારી શક્તિ મુજબ અમલ (ની તકલીફ) સહન કરો.

**સહરી સુધી સળંગ રોઝો રાખવાનું બયાન**

(૧૩/૨૧૮૯) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, મેં સાંભળ્યું, હુઝૂર (સલ.) ફરમાવતા હતા કે, તમે સળંગ રોઝો ન રાખો અને જો કોઈ રાખવા માંગે તો ફક્ત સહરી સુધી રાખે. લોકોએ કહ્યું કે, આપ તો રોઝા પર રોઝા રાખો છો. ફરમાવ્યું : હું તમારા જેવો નથી. રાત્રે મને ખવડાવનારો ખાણું ખવડાવે છે અને પીવડાવનારો પીવડાવે છે.

(૧૧/૨૧૮૭) મને આધ્યાત્મિક ખોરાક અને શક્તિ મળે છે, ઉમ્મતને ઈફ્તાર અને સહરી વગર સતત બે દિવસ રોઝો રાખવાની મનાઈ છે.

## જો ભાઈ કસમ આપે તો નફિલ રોઝો તોડી નાખવો જાઈઝ છે અને મજબૂરીની હાલતમાં એ રોઝાની કઝા પણ જરૂરી નથી

(૧૪/૨૧૯૦) હઝરત અબૂ જુહૈફા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સલમાન ફારસી અને હઝરત અબૂ દરદાઅમાં ભાઈચારો કરાવ્યો. એક દિવસ હઝરત સલમાન અબૂ દરદાઅની મુલાકાત માટે ગયા. જઈને જોયું કે, ઉમ્મે દરદાએ (અબૂ દરદાની પત્નીએ) મેલાં જૂનાં કપડાં પહેરેલાં છે. હઝરત સલમાને પૂછ્યું : કેમ, તમારી શી ખબર છે ? ઉમ્મે દરદાએ જવાબ આપ્યો કે, તમારા ભાઈ અબૂ દરદાઅનો દુનિયામાં કોઈ કારોબાર નથી. એવામાં અબૂ દરદા આવી ગયા અને હઝરત સલમાન માટે ખાવાનું તૈયાર કર્યું અને કહ્યું કે, મારો તો રોઝો છે, તમે ખાવાનું ખાઈ લો. હઝરત સલમાને કહ્યું કે, જ્યાં સુધી તમે ખાશો નહીં હું પણ ખાઈશ નહીં. નાછૂટકે અબૂ દરદાએ પણ ખાધું. જ્યારે રાત પડી ત્યારે અબૂ દરદા નમાઝ માટે ઉભા થવા લાગ્યા. હઝરત સલમાને કહ્યું : સૂઈ રહો. હઝરત અબૂ દરદાઅ સૂઈ ગયા. થોડીવાર પછી હઝરત અબૂ દરદાઅ જાગ્યા અને નમાઝ પઢવાનો ઈરાદો કર્યો. હઝરત સલમાને કહ્યું; હજુ સૂઈ રહો. તેઓ સૂઈ ગયા. છેવટે જ્યારે પાછલી રાત થઈ ત્યારે હઝરત સલમાને કહ્યું : હવે ઉઠો, જેથી બન્ને સજ્જનોએ નમાઝ પઢી. હઝરત સલમાને કહ્યું કે, તમારા ઉપર ખુદાનો હક્ક પણ છે, તમારી જાતનો હક્ક પણ છે અને પત્નીનો હક્ક પણ છે. જેથી દરેક હકદારને તેનો હક્ક આપો. આ સાંભળીને અબૂ દરદાઅ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને બીના કહી. આપે ફરમાવ્યું કે, સલમાને સાચું કહ્યું.

## શઅબાનમાં રોઝા રાખવાનું બયાન

(૧૫/૨૧૯૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) રોઝા રાખતા હતા ત્યારે એટલા રાખતા હતા કે અમને વિચાર આવતો કે કદાચ આપ રોઝા છોડશે નહીં, પછી આપ રોઝા રાખવાનું છોડી દેતા ત્યારે એટલા દિવસ સુધી ન રાખતા કે અમને વિચાર આવતો કે આપ હવે રોઝા નહીં રાખે, પરંતુ મેં હુઝૂરને કદી જોયા નથી કે, આપે રમઝાન સિવાય બીજા કોઈ મહીનાના પૂરા રોઝા રાખ્યા હોય. શઅબાનથી વધારે આપ કોઈ મહીનામાં રોઝા રાખતા ન હતા.

(૧૬/૨૧૯૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)

.............................................

(૧૪/૨૧૯૦) નફિલ રોઝો રાખ્યા પછી યોગ્ય કારણ વગર તોડવાની મનાઈ છે. જો મહેમાન આવે તો તેમની સેવા-સરભરા કરવા માટે તોડવાની છૂટ છે, પરંતુ ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત અનુસાર તેની કઝા કરવી જરૂરી છે.



શઅબાનથી વધુ કોઈ મહીનામાં રોઝા રાખતા ન હતા. શઅબાનમાં પૂરા (કિંવા મોટા ભાગના) મહીનાના રોઝા રાખતા હતા અને ફરમાવ્યા કરતા હતા કે, જેટલી તમારામાં શક્તિ હોય એટલું કામ કરવાનું શરૂ કરો. કારણ કે, છેવટે તમે થાકી જશો અને ખુદા થાકશે નહીં. હઝરત આઈશા કહે છે કે, હુઝૂરને સૌથી વધુ પસંદ તે નમાઝ હતી જેની હંમેશ પાબંદી કરવામાં આવે. ભલેને તે થોડીક જ હોય. રસૂલુલ્લાહ (સલ.) જે નમાઝ પઢતા હતા તેના પર હંમેશ પાબંદી કરતા હતા.

## રસૂલુલ્લાહ (સલ.)નું નફિલ રોઝા રાખવું અને ઈફતાર કરવાનું બયાન

(૧૭/૨૧૯૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રમઝાન સિવાય બીજા કોઈ મહીનાના રસૂલુલ્લાહ (સલ.)એ પૂરા રોઝા રાખ્યા નહીં. આપ રોઝા રાખતા હતા ત્યારે અમુક લોકો કહેતા હતા કે, ખુદાની કસમ ! હવે હુઝૂર રોઝા રાખવાનું છોડશે નહીં, પછી રોઝા રાખવાનું છોડી દેતા હતા ત્યારે લોકો કહેતા હતા કે, ખુદાની કસમ ! હવે રોઝા રાખશે નહીં.

(૧૮/૨૧૯૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અમુક મહીનાઓમાં રોઝા રાખતા નહીં (અને એટલા દિવસ ન રાખતા કે) અમને વિચાર આવતો કે, હવે આપ રોઝા રાખશે નહીં. પછી રોઝા રાખતા ત્યારે (એટલા રાખતા કે) અમને વિચાર આવતો કે હવે આપ રોઝા છોડશે જ નહીં. (હુઝૂરની રાતની નમાઝની હાલત એવી હતી કે) જો તમે હુઝૂરને રાતની નમાઝમાં મશગુલ જોવા માંગો તો જોઈ શકતા હતા અને જો આરામમાં જોવા માંગો તો એ પણ શક્ય હતું.

(૧૯/૨૧૯૫) હઝરત હુમૈદ કહે છે : મેં હઝરત અનસ (રદિ.)ને રસૂલુલ્લાહ (સલ.)ના રોઝાઓ વિષે પૂછ્યું. તેમણે કહ્યું : જે મહીનામાં હું હુઝૂરને રોઝાદાર જોવા માંગતો તો જોઈ લેતો હતો અને જ્યારે બિનરોઝાદાર જોવા માંગતો ત્યારે બિન રોઝાદાર પણ જોઈ લેતો. રાત્રે જો હુઝૂરને નમાઝ પઢતા જોવા માંગતો તો જોઈ લેતો અને જો સૂતા જોવા માંગતો તો પણ જોઈ લેતો હતો. હુઝૂરની હથેળીથી વધારે નરમ મેં ન કોઈ ઊન જોયું ન રેશમ અને રસૂલુલ્લાહ (સલ.)ની ખૂશ્બૂથી વધારે ખૂશ્બુદાર ન મેં કોઈ મુશ્ક સૂંઘ્યું ન અંબર.

## નફિલ રોઝા કરતાં મહેમાનનો હક પહેલો છે

(૨૦/૨૧૯૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.) મારી પાસે આવ્યા. તે પછી અબ્દુલ્લાહે પૂરી હદીસ બયાન

કરી અને અંતમાં કહ્યું કે, હુઝૂરે ફરમાવ્યું હતું : તારા મહેમાનનો પણ તારા પર હક છે અને પત્નીનો પણ. મેં પૂછ્યું કે, દાઉદ (અલૈ.)નો રોઝો કેવો થતો હતો ? ફરમાવ્યું : અડધો સમય રોઝો રાખતા હતા. (કિવા એક દિવસના આંતરે રોઝા રાખતા હતા.)

## રોઝા રાખવામાં પોતાના શરીરનો હક પણ ધ્યાનમાં રાખવો જોઈએ

(૨૧/૨૧૯૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ કહે છે : મને હુઝૂર (સલ.)એ કહ્યું કે, શું આ વાત સાચી નથી કે, તમે દિવસના રોઝા રાખો છો અને રાત્રે ઉભા રહીને નમાઝ પઢો છો ? મેં કહ્યું કે જી હા, બરાબર છે. ફરમાવ્યું કે, એમ ન કરો. રોઝા પણ રાખો અને રોઝા છોડી પણ દો. નમાઝ પણ પઢો અને ઉંઘો પણ. તમારા ઉપર તમારા શરીરનો પણ હક છે. આંખોનો પણ હક છે. પત્નીનો પણ હક છે. મહેમાનનો પણ હક છે. તમારા માટે એટલું બસ છે કે, દરેક મહીનામાં ત્રણ રોઝા રાખો. (કિવા સફેદ દિવસોના) કારણ કે, તમને દરેક નેકીનો સવાબ દસ ગણો મળશે અને એ જ આખી ઝિન્દગીના રોઝા થઈ જશે. હઝરત અબ્દુલ્લાહ કહે છે : મેં પોતે મારા માટે સખ્તી ધારણ કરી. એટલે મારા ઉપર સખ્તી કરવામાં આવી. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને મારા શરીરમાં એટલી શક્તિ લાગે છે કે, રોઝાના કારણે મારામાં કમઝોરી આવશે નહીં. આપે ફરમાવ્યું : તો પછી ખુદાના પયગમ્બર દાઉદ (અલૈ.)ની જેમ રોઝા રાખ્યા કરો. એનાથી આગળ ન વધો. મેં કહ્યું કે, દાઉદ (અલૈ.)ના રોઝા કેવા હતા ? ફરમાવ્યું : અડધી ઝિન્દગીના. (કિવા એક દિવસના આંતરે) આ હદીસના કારણે હઝરત અબ્દુલ્લાહ ઘડપણમાં કહેતા : કાશ ! હું હુઝૂરની રજા સ્વીકારી લેત.

## હંમેશ રોઝા રાખવાનું બયાન

(૨૨/૨૧૯૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને મારા આ કથનની ખબર પહોંચી ગઈ, જે મેં કહ્યું કે, ખુદાની કસમ ! જ્યાં સુધી હું જીવંત છું ત્યાં સુધી દિવસના હંમેશ રોઝા રાખીશ અને આખી રાત નમાઝ પઢીશ. જેથી (જ્યારે હુઝૂરે મને પૂછ્યું ત્યારે) મેં કહ્યું કે યા રસૂલલ્લાહ ! મારા માં-બાપ હુઝૂર પર કુરબાન, મેં કહ્યું તો હતું. આપે ફરમાવ્યું : તમે એવું કરી શકશો નહીં. રોઝા પણ રાખો અને રોઝા છોડી પણ દો. નમાઝ પણ પઢો અને સુવો પણ. દર મહીને ત્રણ દિવસ રોઝા રાખ્યા કરો. કારણ કે, એક નેકીનો સવાબ દસ ગણો છે. જેથી એ રીતે તમારા હંમેશના રોઝા થઈ જશે. મેં કહ્યું કે, મારામાં એનાથી વધુ શક્તિ છે.



ફરમાવ્યું : તો એક દિવસ રોઝો રાખો અને બે દિવસ ખાલી જવા દો. મેં કહ્યું કે મારામાં એનાથી પણ વધુ શક્તિ છે. ફરમાવ્યું : તો એક દિવસ રોઝો રાખો અને એક દિવસ ખાલી જવા દો. દાઉદ (અલૈ.)ના રોઝા આ પ્રમાણે જ હતા અને એ સૌથી સારા રોઝા છે. મેં કહ્યું કે, મારામાં એનાથી પણ વધુ શક્તિ છે. ફરમાવ્યું : એનાથી સારૂં બીજું કંઈ હોય શકતું નથી.

## રોઝા રાખવામાં પત્નીનો હક પણ ધ્યાનમાં રાખવો જરૂરી છે. અબૂ જુહૈફાએ આ પ્રકારની હદીસ 'મરફૂઅ' બયાન કરી છે

(૨૩/૨૧૯૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને ખબર મળી કે, હું હંમેશા દિવસમાં રોઝા રાખું છું અને આખી રાત નમાઝ પઢું છું. હુઝૂરે ક્યાં તો મને બોલાવ્યો અથવા હું પોતે હાજર થયો. મને કહ્યું : શું આ વાત સાચી છે કે, તમે હંમેશા રોઝા રાખો છો, કદી છોડતા નથી ! અને (આખી રાત) નમાઝ પઢો છો, સૂતા નથી. આમ ન કરો. રોઝા પણ રાખો અને છોડી પણ દો. નમાઝ પણ પઢો અને સૂવો પણ. કારણ કે, તમારા ઉપર તમારી આંખોનો પણ હક છે અને તમારી જાતનો પણ હક છે. તમારી પત્નીનો પણ હક છે. મેં કહ્યું કે મારામાં એનાથી વધુ શક્તિ છે. ફરમાવ્યું : તો દાઉદ (અલૈ.)ના જેમ રોઝા રાખો. મેં પૂછ્યું કે દાઉદ (અલૈ.) કેવા રોઝા રાખતા હતા ? ફરમાવ્યું : એક દિવસ રોઝો રાખતા હતા અને એક દિવસ ખાલી જવા દેતા હતા. દુશ્મન સાથે મુકાબલા વખતે (કમજોરીના કારણે) નાસતા ન હતા. મેં કહ્યું કે, આ છેલ્લી વાત હું કયા આધારે સહન કરી શકું છું. અતા કહે છે કે, એ તો મને ખબર નથી કે પછી હઝરત અબ્દુલ્લાહના રોઝા કેવી રીતના થતા હતા, પરંતુ હુઝૂરે બે વાર એવું જરૂર ફરમાવ્યું હતું કે જે માણસે હંમેશા રોઝા રાખ્યા તેણે હકીકતમાં રોઝા ન રાખ્યા.

## એક દિવસ રોઝા રાખવા અને એક દિવસ ખાલી જવા દેવાનું બયાન

(૨૪/૨૨૦૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે મહીનામાં ત્રણ દિવસ રોઝા રાખો. મેં કહ્યું કે, મારામાં એનાથી વધુ શક્તિ છે. (ઘણી ચર્ચાના અંતે) છેવટે હુઝૂરે ફરમાવ્યું કે, પછી એક દિવસ રોઝો રાખો અને એક દિવસ રોઝો ન રાખો. એક મહીનામાં એક કુર્આન પઢો. મેં કહ્યું કે, મારામાં એનાથી વધુ (કુર્આન પઢવાની) શક્તિ છે. (ઘણી ચર્ચાના અંતે) હુઝૂરે ફરમાવ્યું : પછી ત્રણ દિવસમાં એક કુર્આન પઢો.

## દાઉદ (અલૈ.)ના રોઝાનું બયાન

(૨૫/૨૨૦૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને કહ્યું કે, તમે હંમેશા રોઝા રાખો છો અને આખી રાત નમાઝ પઢો છો. મેં કહ્યું કે, જી હા. ફરમાવ્યું : જો આમ કરતા રહેશો તો આંખો અંદર ધુસી જશે અને શરીર કમજોર થઈ જશે. જે માણસ હંમેશા રોઝા રાખે છે તે રોઝા રાખતો નથી. ત્રણ દિવસના રોઝા હંમેશના રોઝાના બરાબર છે. મેં કહ્યું કે, મારામાં એનાથી વધુ શક્તિ છે. ફરમાવ્યું : તો દાઉદ (અલૈ.)ના જેમ રોઝા રાખો. હઝરત દાઉદ (અલૈ.) એક દિવસ રોઝો રાખતા હતા અને એક દિવસ ખાલી જવા દેતા હતા. દુશ્મનનો સામનો કરતાં નાસતા ન હતા.

(૨૬/૨૨૦૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) સામે મારા રોઝાનો ઉલ્લેખ થયો. આપ મારી પાસે આવ્યા. મેં આપના માટે ચામડાનો એક ગાદલો બિછાવ્યો, જેમાં ખજૂરીની છાલ ભરેલી હતી. આપ જમીન પર બેસી ગયા અને ગાદલો મારી અને આપની વચ્ચે (એમ જ ખાલી) રહી ગયો. બેસીને ફરમાવ્યું : દરેક મહીનામાં ત્રણ રોઝા તમારા માટે પુરતા નથી ? મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારામાં એનાથી વધુ શક્તિ છે. ફરમાવ્યું : તો પછી પાંચ દિવસના ? મેં કહ્યું : મારામાં એનાથી પણ વધુ શક્તિ છે. ફરમાવ્યું : સાત દિવસના ? મેં કહ્યું કે, મારામાં એનાથી પણ વધુ શક્તિ છે. ફરમાવ્યું : નવ દિવસના ? મેં કહ્યું કે, મારામાં એનાથી પણ વધુ શક્તિ છે. ફરમાવ્યું : વારુ અગિયાર દિવસના રાખો. તે પછી ફરમાવ્યું કે, દાઉદ (અલૈ.)ના રોઝાઓથી વધીને કોઈ રોઝા નથી. (કિંવા અડધી ઉમરના રોઝા. જેથી તમે એક દિવસ રોઝો રાખો અને એક દિવસ ખાલી જવા દો.

## 'અય્યામે બીઝ' (સફેદ દિવસો)ના રોઝાઓ તેરમી, ચૌદમી અને પંદરમી તારીખોના હોય છે

(૨૭/૨૨૦૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મને મારા મિત્રે દરેક મહીનામાં ત્રણ દિવસના રોઝા રાખવાની, ચાશ્તની બે રકઅત પઢવાની અને એ વાતની નસીહત કરી છે કે, સૂતા પહેલાં વિત્ર પઢું.

## જો કોઈ માણસ કોઈ કોમની મુલાકાત માટે જાય અને તેમની પાસે પહોંચીને નફિલ રોઝો ન તોડે તો શું હુકમ છે ?

(૨૮/૨૨૦૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) હઝરત ઉમ્મે સુલૈમ પાસે ગયા. ઉમ્મે સુલૈમે થોડુંક ખજૂર અને ઘી મુબારક સેવામાં રજૂ કર્યું. આપે ફરમાવ્યું કે, મારો રોઝો છે. ઘી અને ખજૂર વાસણમાં નાખી મૂકો. થોડીવાર પછી હુઝૂર ઘરના એક ખૂણામાં નમાઝ પઢવા ઉભા થયા અને નફિલ નમાઝ પઢી. નમાઝ પછી ઉમ્મે સુલૈમ અને ઘરવાળાંઓને બોલાવ્યા. ઉમ્મે સુલૈમે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા માટે એક ખાસ દુઆ કરો. પૂછ્યું, કેવી દુઆ ? ઉમ્મે સુલૈમે કહ્યું : તમારા આ સેવક અનસ માટે દુઆ કરો. હુઝૂરે દીન અને દુન્યાની બધી ભલાઈઓની મારા માટે દુઆ કરી. દુઆ આ પ્રમાણે છે : **અલ્લાહુમ્મ ર્ઝુકહુ માલન વ વલદન વ બારિક લહુ.** અય અલ્લાહ ! એને ઘણો માલ અને ઘણી અવલાદ આપ અને એને બરકત આપ. હઝરત અનસ કહે છે કે આ જ કારણ છે કે, હું બધા અન્સારીઓથી વધારે માલદાર છું અને મારા પુત્રો (પૌત્રો અને નવાસાઓ સિવાય) હજ્જાજના બસરા આવતા પહેલાં ૧૨૦ દફન થઈ ચૂક્યા હતા.

## મહીનાના અંતમાં રોઝા રાખવાનું બયાન

(૨૯/૨૨૦૫) હઝરત ઈમ્રાન ઈબ્ને હુસૈન કહે છે કે, મને હુઝૂરે કહ્યું કે, તમે આ મહીનાના અંતમાં રોઝા રાખ્યા નથી ? (કિંવા શાબાનના અંતમાં ?) મેં કહ્યું : ના, યા રસૂલલ્લાહ ! ફરમાવ્યું જ્યારે તમે રમઝાનના રોઝા પૂરા કરી લો ત્યારે બે રોઝા રાખજો.

## જુમ્આના દિવસે રોઝો રાખવાનું બયાન

(૩૦/૨૨૦૬) મુહમ્મદ ઈબ્ને અબ્બાદ કહે છે : મેં હઝરત જાબિર (રદિ.)ને પૂછ્યું કે, શું રસૂલુલ્લાહ (સલ.)એ જુમ્આનો રોઝો રાખવાની મનાઈ ફરમાવી છે ? હઝરત જાબિરે કહ્યું : હા. બીજી એક રિવાયતમાં છે કે, હુઝૂર (સલ.)એ ફક્ત જુમ્આનો રોઝો રાખવાની મનાઈ ફરમાવી છે..

(૩૧/૨૨૦૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યાં સુધી એક દિવસ આગળ

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૯/૨૨૦૫) શાબાનના છેલ્લા દિવસોમાં રોઝા રાખવાની મનાઈ છે. સંભવ છે કે, એના કારણે રમઝાનના ફર્ઝ રોઝા રાખવામાં કમઝોરી અનુભવે અને તેમાં ઉણપ આવે. એ જ પ્રમાણે રમઝાનના એક-બે દિવસ પહેલાં રોઝો રાખવાની મનાઈ છે. જે માણસને દરેક મહીનાના છેલ્લા દિવસોમાં રોઝા રાખવાની આદત હોય તે આદત પ્રમાણે રાખે છે. આ હદીસમાં ઉપરોક્ત માણસને એવી આદત હતી, એટલે તેને રજા આપવામાં આવી.

(૩૦/૨૨૦૬) જેથી એવી ગેરસમજ ન ઉભી થાય કે, નફિલ રોઝો શુક્રવારના દિવસે જ રાખી શકાય. સામાન્ય લોકોએ ઈસાલે સવાબ અને સદકા માટે ગુરૂવારનો દિવસ નક્કી કરી લીધો છે. જે આ હદીસના ઉલ્લંઘન સમાન છે. ઈસાલે સવાબ અને સદકા માટે કોઈ દિવસ કરી લેવો, એ બિદઅત છે.

અથવા એક દિવસ પાછળનો રોઝો ન રાખે ત્યાં સુધી કોઈ માણસ ફક્ત જુમ્આનો રોઝો ન રાખે.

(૩૨/૨૨૦૮) હઝરત જુવૈરિય્યા બિન્તે હારિસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જુમ્આના દિવસે મારી પાસે આવ્યા. મારો રોઝો હતો. આપે પૂછયું કે, શું તમે કાલનો રોઝો રાખ્યો હતો ? મેં કહ્યું : ના. પૂછયું, શું કાલે રોઝો રાખવાનો ઈરાદો છે. મેં કહ્યું : ના. ફરમાવ્યું : તો રોઝો તોડી નાખો. મેં તોડી નાખ્યો.

## શું કોઈ દિવસને રોઝા માટે નક્કી કરી લેવો જાઈઝ છે ?

(૩૩/૨૨૦૯) હઝરત અલ્કમા કહે છે : મેં હઝરત આઈશા (રદિ.)ને પૂછયું કે, રસૂલુલ્લાહ (સલ.) રોઝા માટે કોઈ દિવસને નક્કી કરી લેતા હતા ? હઝરત આઈશાએ જવાબ આપ્યો : ના. આપનો અમલ હમેશ કાયમી રહેતો હતો. રસૂલુલ્લાહ (સલ.) જે વસ્તુની શક્તિ ધરાવતા હતા તેવી શક્તિ તમારામાંથી કયો માણસ ધરાવે છે ?

## અરફા (૯મી ઝીલ્હજ્જ)ના દિવસે રોઝો રાખવાનું બયાન

(૩૪/૨૨૧૦) ઉમ્મે ફઝલ કહે છે કે, અરફાના દિવસે કેટલાક માણસો વચ્ચે હુઝૂર (સલ.)ના રોઝાદાર હોવા વિશે મતભેદ જાગ્યો. કોઈએ કહ્યું કે, રોઝાદાર છે. કોઈએ કહ્યું કે, રોઝાદાર નથી. મેં હુઝૂર (સલ.)ની સેવામાં એક પ્યાલું દૂધ મોકલ્યું. આપે ઊંટ પર ઉભા ઉભા પી લીધું.

(૩૫/૨૨૧૧) હઝરત મયમૂના (રદિ.) કહે છે કે, અરફાના દિવસે લોકોએ હુઝૂર (સલ.)ના રોઝાદાર હોવા અંગે શંકા વ્યક્ત કરી. મેં આપની સેવામાં એક પ્યાલું દૂધ મોકલ્યું. આપે ત્યાં જ ઉભા ઉભા લોકોની સામે પી લીધું.

## ઈદુલ ફિત્રના દિવસે રોઝો રાખવાનું બયાન

(૩૬/૨૨૧૨) અબૂ ઉબૈદ કહે છે હું ઈદની નમાઝમાં હઝરત ઉમર ફારૂક (રદિ.) સાથે હતો. તેમણે કહ્યું : આ દિવસોમાં રસૂલુલ્લાહ (સલ.)એ રોઝા રાખવાની મનાઈ ફરમાવી છે. એક તો રોઝાઓના ઈફતારની ઈદ. બીજી તે ઈદ જેમાં તમે કુરબાનીઓનો ગોશ્ત ખાઓ છો.

(૩૭/૨૨૧૩) હઝરત અબૂ સઈદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ઈદુલ ફિત્ર અને ઈદુદ્દુહાના દિવસે રોઝો રાખવાની મનાઈ ફરમાવી. એવી જ રીતે એની પણ મનાઈ ફરમાવી છે કે, માણસ આખા શરીર ઉપર એવી રીતે કપડું લપેટે કે હાથ બહાર ન નીકળી શકે. એની પણ મનાઈ ફરમાવી છે કે માત્ર એક કપડું પહેરીને ઘુંટણ ઉંચકીને એવી રીતે બેસે કે સતરનો ભાગ દેખાય. ફજ્ર અને અસ્રની નમાઝો પછી નમાઝ પઢવાની પણ મનાઈ ફરમાવી છે.



## કુરબાનીના દિવસનો રોઝો

(૩૮/૨૨૧૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, બે દિવસના રોઝા અને બે પ્રકારના વેચાણની મનાઈ છે. ઈદુલ ફિત્ર અને ઈદુદ્દુહાના રોઝા અને 'મુલામસત' અને 'મુનાબઝત' રૂપી વેચાણ. (મુલામસત રૂપી વેચાણ કિંવા જબાનથી કંઈ કહ્યા વગર કોઈ વસ્તુ ઉપર હાથ મૂકી દીધો. એના કારણે વેચનારો કહેવા લાગ્યો કે વેચાણ જરૂરી બની ગયું. મુનાબજત રૂપી વેચાણ : કોઈ વસ્તુ પર પથ્થર, લાકડી અથવા કપડું ફેંકી દીધું અને જબાનથી કંઈ કહ્યું નહીં. આ કૃત્યને વેચાણ જરૂરી હોવાનું કારણ બતાવવું)

(૩૯/૨૨૧૫) હઝરત ઝિયાદ ઈબ્ને જુબૈર કહે છે કે એક માણસ હઝરત ઈબ્ને ઉમર (રદિ.) પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે જો કોઈ માણસ મન્નત માને કે હું ફલાણા દિવસે (લગભગ સોમવારનો દિવસ કહ્યો હતો) રોઝો રાખીશ અને જોગાનુજોગ તે દિવસે ઈદ આવી જાય તો શું કરે ? ઈબ્ને ઉમરે કહ્યું કે ખુદા તઆલાએ મન્નત પૂરી કરવાનું વાજિબ ઠેરવ્યું છે અને રસૂલુલ્લાહ (સલ.)એ ઈદના દિવસે રોઝો રાખવાની મનાઈ ફરમાવી છે.

(૪૦/૨૨૧૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) જેમણે હુઝૂર (સલ.)ની સાથે બાર જિહાદોમાં ભાગ લીધો છે, કહે છે કે મેં હુઝૂર પાસેથી ચાર વાતો સાંભળી છે, જે મને સારી લાગી છે : (૧) પતિ અથવા મહરમ વગર કોઈ ઓરત બે દિવસના અંતરનો પ્રવાસ ન કરે. (૨) બે દિવસ કિંવા ઈદુલ ફિત્ર અને ઈદુદ્દુહાનો રોઝો રાખવો સહીહ નથી. (૩) ફજ્રની નમાઝ પછી સૂર્યોદય પહેલાં અને અસ્રની નમાઝ પછી સૂર્યાસ્ત પહેલાં નમાઝ જાઈઝ નથી. (૪) ત્રણ મસ્જિદો સિવાય બીજી કોઈ મસ્જિદે જવા માટે સફરનો સામાન બાંધવામાં ન આવે. કિંવા સફર કરવામાં ન આવે. એક તો અદબવાળી મસ્જિદ કિંવા કઅબા, બીજી મસ્જિદે અકસા કિંવા બયતુલ મુકદ્દસ, ત્રીજી મારી આ મસ્જિદ.

## અય્યામે તશ્રીકના રોઝા રાખવાનું બયાન

(૪૧/૨૨૧૭) હિશામ કહે છે કે

. . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૪૦/૨૨૧૬) અન્ય એક હદીસમાં એક સ્ત્રીને મહરમ વગર એક દિવસનો પ્રવાસ (૧૬ માઈલ) કરવાની મનાઈ કરવામાં આવી છે. જરૂરત હોય અને ફિત્નાનો ભય ન હોય તેવા સમયે ૧૬ માઈલથી ઓછા અંતરનો પ્રવાસ મહરમ વગર કરી શકે છે. મસ્જિદે હરામ, મસ્જિદે નબવી અને મસ્જિદે અકસામાં નમાઝ પઢવા તથા ઈબાદત કરવાના ઈરાદાથી પ્રવાસ કરવો સવાબને પાત્ર લેખાશે. બીજી કોઈ મસ્જિદમાં માત્ર નમાઝ પઢવાના ઈરાદાથી પ્રવાસ કરવો સવાબને પાત્ર ગણાશે નહીં, બલ્કે એવા પ્રવાસની મનાઈ કરવામાં આવી છે.

મારા પિતા (ઉરવા) મિનાના દિવસોમાં રોઝા રાખતા હતા. ઉરવા કહે છે કે હઝરત આઈશા (રદિ.) મિનાના દિવસોમાં રોઝા રાખતાં હતાં.

(૪૨/૨૨૧૮) હઝરત આઈશા અને હઝરત ઈબ્ને ઉમર (રદિ.)નું કથન છે કે, જેની પાસે કુરબાની ન હોય તે માણસ સિવાય બીજા કોઈને અય્યામે તશરીકમાં રોઝા રાખવાની પરવાનગી નથી.

(૪૩/૨૨૧૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે રોઝાઓનો હુકમ તે માણસ માટે છે જેણે પ્રથમ ઉમરો કરીને ઈહરામ ખોલી નાખ્યો હોય, પછી ઈહરામ બાંધીને અરફાના દિવસ સુધી હજ્જ કરી હોય. હા, જે માણસ પાસે કુરબાની ન હોય અને તેણે રોઝા ન રાખ્યા હોય તો મિનાના દિવસો (અય્યામે તશરીક)ના રોઝા રાખે.

## આશૂરાના દિવસે રોઝો રાખવાનું બયાન

(૪૪/૨૨૨૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ આશૂરાના દિવસે ફરમાવ્યું કે જો કોઈ માણસ ઈચ્છે તો રોઝા રાખે.

(૪૫/૨૨૨૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ આશૂરાના દિવસે રોઝા રાખવાનો (ઝરૂરી) હુકમ આપ્યો હતો, પરંતુ જ્યારે રમઝાનના રોઝા ફર્ઝ કરવામાં આવ્યા ત્યારે ફરમાવ્યું કે જે માણસ રોઝા રાખવા માંગે તે રાખે અને ન રાખવા માંગે તે ન રાખે.

(૪૬/૨૨૨૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે અંધકાર યુગમાં કુરૈશીઓ આશૂરાનો રોઝો રાખતા હતા. રસૂલુલ્લાહ (સલ.) પણ રાખતા હતા. જ્યારે મદીનામાં આવ્યા ત્યારે પોતે પણ આશૂરાનો રોઝો રાખ્યો અને રોઝો રાખવાનો હુકમ પણ આપ્યો, પરંતુ જ્યારે રમઝાનના રોઝા ફર્ઝ થયા ત્યારે આશૂરાના દિવસનો રોઝો છોડી દેવામાં આવ્યો. હવે જે ઈચ્છે તે રાખે અને ન ઈચ્છે તે ન રાખે.

(૪૭/૨૨૨૩) મુઆવિયા ઈબ્ને અબૂ સુફયાને જે વરસે હજ્જ કરી હતી તે વરસે મિમ્બર પર ચઢીને આશૂરાના દિવસે કહ્યું હતું કે મદીનાવાળાઓ, તમારા આલિમો કયાં છે ? મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, હુઝૂર ફરમાવતા હતા કે આ આશૂરાનો દિવસ છે. મારો આજે રોઝો છે, પરંતુ ખુદા તઆલાએ આજનો રોઝો ફર્ઝ કર્યો નથી. જે ઈચ્છે તે રાખે અને ન ઈચ્છે તે ન રાખે.

(૪૮/૨૨૨૪) હઝરત ઈબ્ને

(૪૧/૨૨૧૭) તશરીકના દિવસો એટલે કે ૧૧, ૧૨, અને ૧૩ ઝીલહજના રોઝો રાખવો જાઈઝ નથી. હદીસોમાં એની મનાઈ આવી છે.



અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (હિજરત કરીને) મદીના આવ્યા. આપે જોયું કે આશૂરાના દિવસે યહૂદી રોઝો રાખે છે. પૂછયું, શું વાત છે ? યહૂદીઓએ કહ્યું કે એ સારો દિવસ છે. આ દિવસે ખુદા તઆલાએ બની ઈસ્રાઈલને દુશ્મનથી છુટકારો આપ્યો હતો. એટલે મૂસા (અલૈ.)એ એ દિવસે રોઝો રાખ્યો હતો. આપે ફરમાવ્યું : મૂસાની જેમ અમલ કરવાનો હું તમારા કરતાં વધુ હકદાર છું. જેથી હુઝૂરે તે દિવસનો રોઝો પોતે પણ રાખ્યો અને રોઝો રાખવાનો હુકમ પણ આપ્યો.

(૪૯/૨૨૨૫) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે આશૂરાના દિવસને યહૂદીઓ ઈદ ગણતા હતા (અને રોઝો રાખતા હતા) હુઝૂરે પણ હુકમ આપ્યો કે તમે લોકો પણ એ દિવસનો રોઝો રાખો.

(૫૦/૨૨૨૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મેં કદી જોયું નથી કે, રસૂલુલ્લાહ (સલ.) ખાસ રીતે કોઈ ચોક્કસ દિવસને બીજા દિવસો કરતાં સારો ગણીને રોઝો રાખતા હોય. આ દિવસ સિવાય કિંવા આશૂરાનો દિવસ અને આ મહીના સિવાય કિંવા રમઝાનનો મહીનો.

(૫૧/૨૨૨૭) હઝરત સલમા ઈબ્ને અકવઅ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ અસ્લમ કબીલાના એક માણસને લોકોમાં એવી જાહેરાત કરવાનો હુકમ આપ્યો કે જો આજે કોઈએ ખાઈ લીધું હોય તો બાકીના દિવસમાં કંઈ ખાય નહીં અને જેણે કંઈ ન ખાધું હોય તે રોઝો રાખે. કારણ કે, આજનો દિવસ આશૂરાનો દિવસ છે.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## રમઝાનની રાત્રિઓએ નમાઝ પઢવાનો સવાબ

(૫૨/૨૨૨૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું : આપ રમઝાન વિષે ફરમાવી રહ્યા હતા કે જે માણસ રમઝાનની રાત્રિઓએ ઈમાનની સાથે સવાબની આશાએ નમાઝ પઢશે તેના આગલા ગુનાહો માફ થઈ જશે.

(૫૩/૨૨૨૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ રમઝાનની રાતોમાં ઈમાનની સાથે સવાબની આશાએ નમાઝ પઢશે તેના આગલા ગુનાહો માફ થઈ

(૫૨/૨૨૨૮) નાના ગુનાહો માફ થઇ જશે. જો નિખાલસતાપૂર્વક અને તૌબાની ભાવનાથી (ફરી ગુનોહ ન કરવાના નિર્ધાર સાથે) તરાવીહ પઢશે તો મોટા ગુનાહ પણ માફ થઇ શકે છે. માનવ-હક્કો જે તે સંબંધિત માનવી પાસે માફ કરાવવા જરૂરી છે.

જશે. ઝુહરી કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત સુધી એના પર અમલ રહ્યો. હઝરત અબૂબક્ર (રદિ.)ની ખિલાફતમાં પણ એ જ પ્રણાલિકા રહી. ફારૂકી ખિલાફતના પ્રારંભિક કાળમાં પણ એના પર જ અમલ રહ્યો. અબ્દુર્રહમાન કહે છે કે એકવાર હું હઝરત ઉમર (રદિ.) સાથે રમઝાનની રાત્રે મસ્જિદમાં ગયો. અમે જોયું કે લોકો જુદા જુદા અને અલગ છે. કોઈ એકલો પોતાની નમાઝ પઢી રહ્યો છે અને કોઈ જમાઅતની નમાઝ પઢી રહ્યો છે. આ જોઈને હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : જો હું આ બધા માટે એક ઈમામ કારી મુકર્રર કરી દઉં તો મારા મત મુજબ ઠીક રહેશે. જેથી તેમણે હઝરત ઉબય ઈબ્ને કઅબને બધાના માટે ઈમામ મુકર્રર કરી દીધા. બીજી રાત્રે હું ફરી હઝરત ઉમર સાથે મસ્જિદમાં ગયો તો જોયું કે, લોકો પોતાના ઈમામની પાછળ નમાઝ પઢી રહ્યા છે. હઝરત ઉમરે જોઈને કહ્યું : આ સારી બિદઅત છે, પરંતુ જે નમાઝ તમે સૂઈને ઉઠયા પછી પઢો તે આ નમાઝથી સારી છે, જેને તમે પઢી રહ્યા છો. ઈમામ બુખારી કહે છે : એનાથી હઝરત ઉમરની મુરાદ પાછલી રાતની નમાઝ છે. કારણ કે, લોકો શરૂ રાતમાં નમાઝ પઢયા કરતા હતા.

(૫૪/૨૨૩૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) કહે છે કે એકવાર રમઝાનમાં અડધી રાત્રે હુઝૂર (સલ.) બહાર ગયા અને મસ્જિદમાં નમાઝ પઢી. કેટલાક લોકોએ પણ આપની પાછળ નમાઝ પઢી. સવાર પડી ત્યારે લોકોએ એની ચર્ચા કરી. બીજી રાત્રે લોકો પહેલાં કરતાં વધારે ભેગાં થઈ ગયાં. હુઝૂરે નમાઝ પઢી. લોકોએ પણ આપની સાથે નમાઝ પઢી. સવાર થઈ ત્યારે એની ચર્ચા નીકળી. ત્રીજી રાત્રે ઘણાં માણસો મસ્જિદમાં ભેગાં થઈ ગયાં. આપે બધાને નમાઝ પઢાવી. ચોથી રાત થઈ ત્યારે (માણસોની એટલી બધી ભીડ થઈ કે) મસ્જિદમાં જગ્યાની તંગી પડી, પરંતુ આપ મસ્જિદમાં ગયા નહીં, બલ્કે સવારની નમાઝ માટે નીકળ્યા અને ફજરની નમાઝ પઢીને લોકો તરફ મોં કરીને તશહહુદ પઢીને ફરમાવ્યું : અમ્મા બાદ, મારાથી તમારું મસ્જિદમાં હોવું છૂપું નથી, પરંતુ મને ભય લાગ્યો કે, ક્યાંક આ નમાઝ તમારા ઉપર ફર્ઝ ન થઈ જાય, પછી તમે એને અદા ન કરી શકો. હઝરત આયશા કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત સુધી એના પર જ અમલ રહ્યો.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૫૪/૨૨૩૦) નબીએ કરીમ (સલ.)એ તરાવીહની નમાઝ ત્રણ દિવસ જમાઅત સાથે પઢાવીને પછી એવા ભયથી છોડી દીધી કે ઉમ્મત પર તરાવીહની જમાઅત ફર્ઝ ન થઈ જાય, જેને તેઓ નભાવી ન શકે અને ગુનેહગાર બને. હઝરત ઉમર (રદિ.)ના શાસનકાળમાં એવો ભય ન હતો, એટલે હઝરત ઉમરે બધા સહાબીઓને જમાઅત સાથે તરાવીહની નમાઝ પઢવાની તાકીદ કરી. એટલે હઝરત ઉમરે નબીએ કરીમ (સલ.)ની પ્રણાલિકાને નભાવી. હુઝૂરે શરૂ કરેલા કામને ચાલુ રાખ્યું.



(૫૫/૨૨૩૧) અબૂ સલમા ઈબ્ને અબ્દુર્રહમાને હઝરત આયશા (રદિ.)ને પૂછયું કે, રમઝાનમાં રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝની શું સ્થિતિ હતી ? હઝરત આયશાએ કહ્યું : રમઝાન હોય કે ગેરરમઝાન, દરેક વખતે આપ અગિયાર રકઅતોથી વધારે પઢતા ન હતા. પહેલી ચાર રકઅતોની ખૂબી અને લંબાઈની સ્થિતિ તો તમે પૂછો જ નહીં. બીજી ચાર રકઅતોની ખૂબી અને લંબાઈની સ્થિતિ પણ ન પૂછો, પછી છેલ્લે આપ ત્રણ રકઅત પઢતા હતા. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ વિત્ર પઢતા પહેલાં સૂઈ જાઓ છો. ફરમાવ્યું : આયશા, મારી આંખો સૂએ છે, દિલ સૂતું નથી.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## લયલતુલ કદ્રનો સવાબ

**ખુદા તઆલા ફરમાવે છે : 'ઈન્ના અન્ઝલનાહુ ફી લયલતિલ કદ્રિ; વ માઅદરાક મા લયતુલ કદ્રિ; લયલતુલ કદ્રિ ખયરૂમ મિન અલ્ફિ શહરિન' કિંવા અમે લયતુલ કદ્રમાં કુર્આન ઉતાર્યું છે. તમે જાણો છો કે, લયતુલ કદ્ર શું વસ્તુ છે ? લયતુલ કદ્ર હજાર મહીનાઓથી અફઝલ છે. ઈબ્ને ઉયયના કહે છે કે કુર્આનમાં જે વસ્તુ શબ્દ 'મા અદરાક' વડે બયાન કરવામાં આવી છે તેનો ઈલ્મ ખુદા તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને આપ્યો હતો અને જે વસ્તુને શબ્દ "માયુદરીક" વડે બયાન કરી છે તેનો ઈલ્મ રસૂલુલ્લાહ (સલ.)ને પણ આપ્યો નથી.**

(૫૬/૨૨૩૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ ઈમાનની સાથે સવાબની આશાએ રમઝાનની રાતોમાં નમાઝ પઢશે તેના આગલા ગુનાહો માફ થઈ જશે. જે માણસ લયલતુલ કદ્રમાં ઈમાનની સાથે સવાબની આશાએ નમાઝ પઢશે તેના પણ આગલા ગુનાહો માફ થઈ જશે.

## રમઝાનના છેલ્લા સપ્તાહમાં લયલતુલ કદ્રની શોધ કરવી જોઈએ

(૫૭/૨૨૩૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે કેટલાક સહાબીઓને

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૫૫/૨૨૩૧) નબીએ કરીમ (સલ.) આઠ રકાત તરાવીહ પઢયા હતા. તેમની નમાઝ ખૂબ લાંબી હતી એટલે રાત્રીના નમાઝ પઢવાનો સવાબ મળી જતો હતો. હઝરત ઉમરે કિર્અત ટૂંકાવી અને રકાતોમાં વધારો કર્યો. વીસ રકાત પઢવામાં આવી. જેને બધા સહાબીઓએ માન્ય રાખી. કોઈએ કંઈ પણ વાંધો ઉઠાવ્યો નહીં. નબીએ કરીમ (સલ.)નું કથન છે : તમે મારો અને ખુલફાએ રાશિદીનનો માર્ગ અપનાવો. આમ પ્રથમ હિજરી સદીમાં તરાવીહની વીસ રકાત બધા સહાબીઓએ પઢી, ચારેય ઈમામોએ પણ એ જ માર્ગ અપનાવ્યો.

લયતુલ કદ્ર રમઝાનના છેલ્લા સપ્તાહમાં સ્વપ્નમાં દેખાઈ. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું જોઉં છું કે તમારા લોકોના સ્વપ્નાઓ છેલ્લા સપ્તાહમાં હોવા વિષે એક બીજાને અનુરૂપ છે, એટલે જે માણસ લયલતુલ કદ્રનો તલબગાર હોય તે છેલ્લા સપ્તાહમાં શોધે.

(૫૮/૨૨૩૪) હઝરત અબૂ સલમહ કહે છે કે અબૂ સઈદ ખુદરી મારા દોસ્ત હતા. મેં તેમને લયલતુલ કદ્ર વિષે પૂછયું. અબૂ સઈદે કહ્યું કે અમે એકવાર રમઝાનના વચલા દાયકામાં હુઝૂર (સલ.) સાથે એઅતિકાફ કર્યો. ૨૦ તારીખની સવારે હુઝૂર એઅતિકાફમાંથી નીકળ્યા અને ખુત્બો પઢયો. ખુત્બા દરમ્યાન ફરમાવ્યું કે મને લયલતુલ કદ્ર બતાવવામાં આવી હતી, પરંતુ પછી ભૂલવી દેવામાં આવી. હવે છેલ્લા દાયકાની એકી રાતોમાં તમે શોધો. કારણ કે, મેં સ્વપ્નમાં જોયું છે કે હું કાદવમાં સજદો કરી રહ્યો છું. એટલે જે માણસે હુઝૂર (સલ.) સાથે (પહેલો) એઅતિકાફ કર્યો હતો તે ફરી બીજી વાર એઅતિકાફ કરે. અબૂ સઈદ કહે છે કે અમે બીજીવાર હુઝૂર સાથે એઅતિકાફ કર્યો. તે વખતે આકાશમાં વાદળનો કોઈ ટુકડો દેખાતો ન હતો, પરંતુ તરત વાદળ આવ્યું અને પાણી પડવા લાગ્યું. મસ્જિદની છત જે ખજૂરીઓના થડોની બનેલી હતી તે ટપકવા લાગી અને મેં જોયું કે, હુઝૂર કાદવમાં સજદો કરી રહ્યા છે. અહીં સુધી કે મુબારક પેશાની પર કાદવની નિશાની પડી ગઈ.

## હઝરત ઉબાદાની રિવાયતથી જાણવા મળે છે કે રમઝાનના છેલ્લા દાયકાની એકી રાતોમાં લયલતુલ કદ્રને ઢુંઢવામાં આવે

(૫૯/૨૨૩૫) હઝરત આયશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : છેલ્લા દાયકાની એકી રાતોમાં લયલતુલ કદ્ર ઢૂંઢો.

(૬૦/૨૨૩૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના વચલા દાયકામાં એઅતિકાફ કરતા રહેતા હતા. જ્યારે ૨૦ તારીખની સાંજ થતી ત્યારે રાત્રે ઘેર જતા હતા. જે લોકો આપની સાથે એઅતિકાફ કરતા હતા તેઓ પણ ઘેર પાછા ચાલ્યા જતા હતા. એકવાર નિયમ અનુસાર રમઝાન માસના વચ્ચેના ગાળામાં એઅતિકાફ કર્યો અને પાછા ફરવાની મુકર્રર રાત્રે પણ મસ્જિદમાં જ રહ્યા, ઘેર પાછા ફર્યા નહીં, બલ્કે લોકોની સાથે ખુત્બો પઢયો. જેટલી ખુદાની મરજી હતી તેટલી જ હિદાયત ફરમાવી. પછી ફરમાવ્યું : હું આ દાયકામાં એઅતિકાફ કરતો હતો, પરંતુ પછી મારા ઉપર (પોતાના અભિપ્રાયથી અથવા વહીથી) જાહેર થયું કે છેલ્લા દાયકામાં પણ એઅતિકાફ કરું, જેથી જે માણસ મારી સાથે પહેલો એઅતિકાફ કરી ચૂકયો છે તે પોતાની એઅતિકાફની જગ્યા પર કાયમ રહે. મને તે રાત બતાવવામાં આવી હતી, પરંતુ હું ભૂલી ગયો. હવે તમે તેને છેલ્લા દાયકામાં શોધો અને દરેક એકી રાતે શોધો. હું મને પોતાને કાદવમાં સજદો કરતાં જોઈ રહ્યો છું. અબૂ સઈદ કહે છે : હુઝૂરના ફરમાન અનુસાર તે જ રાત્રે આકાશમાં વાદળ આવ્યું અને વરસાદ પડવાનું શરૂ થયું. એકવીસમી રાત્રે રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝની જગ્યાએ મસ્જિદમાં પાણી ટપકયું. મારી આંખોની સામેનો બનાવ છે. મેં પોતે જોયું હતું કે જ્યારે ફજ્રની નમાઝ પછી રસૂલુલ્લાહ (સલ.) ઘેર પાછા ફર્યા ત્યારે આપની પેશાની કાદવથી ખરડાયેલી હતી.

(૬૧/૨૨૩૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના છેલ્લા દાયકામાં એઅતિકાફ કરતા હતા અને ફરમાવતા હતા કે રમઝાનના છેલ્લા દાયકામાં લયતુલ કદ્ર શોધો.

(૬૨/૨૨૩૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે રમઝાનના છેલ્લા દાયકામાં લયલતુલ કદ્ર શોધો. લયલતુલ કદ્ર તે રાત્રે છે જ્યારે કે નવ રાતો બાકી રહે અથવા સાત રાતો બાકી રહે અથવા પાંચ બાકી રહે. એક રિવાયતમાં છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું : ચોવીસમી રાત્રે લયલતુલ કદ્ર શોધો.

(૬૩/૨૨૩૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તે (યાને લયલતુલ કદ્ર) છેલ્લા દાયકામાં છે અથવા તો તે રાત્રે છે જ્યારે કે નવ રાતો પસાર થઈ જાય. (યાને ૨૯મી રાત્રે) અથવા તે રાત્રે છે જ્યારે સાત રાતો બાકી રહે. (યાને ૨૭મી રાત્રે)

## લોકોના ઝઘડવાના કારણે લયલતુલ કદ્રની ચોક્કસ ઓળખ ઉઠાવી લેવામાં આવી

(૬૪/૨૨૪૦) હઝરત ઉબાદા ઈબ્ને સામિત (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) અમને લયલતુલ કદ્રની ખબર આપવા માટે બહાર આવ્યા, પરંતુ બે મુસલમાનો પરસ્પર ઝઘડો કરી રહ્યા હતા, એટલે આપે ફરમાવ્યું : હું તમને લયલતુલ કદ્રની ખબર આપવા નીકળ્યો હતો, પરંતુ ફલાણા ફલાણા માણસો ઝઘડો કરી રહ્યા હતા, એટલે લયલતુલ કદ્ર ઉઠાવી લેવામાં આવી અને શકય છે કે એ જ તમારા માટે સારૂં હોય. હવે તમે નવમી, સાતમી અને પાંચમી રાતમાં શોધો.

---

(૫૮/૨૨૩૪) એકવીસમી રમઝાનની સવારે આ વરસાદ પડયો. એકવીસમી રાત લયલતુલ કદ્ર હતી. મહદ્ અંશે રમઝાનના છેલ્લા દસ દિવસોમાં કદ્રની રાત હોય છે, તેમાં પણ એકી રાતોમાં, એકી રાતોમાં પણ મોટે ભાગે સત્તાવીસમી રાત કદ્રની રાત હોવાનું હદીસથી સાબિત છે.

### રમઝાનના છેલ્લા દાયકામાં નેક અમલો કરવાનું બયાન

(૬૫/૨૨૪૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે જ્યારે રમઝાનનો છેલ્લો દાયકો આવતો હતો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) પોતાનું તેહબંદ મજબૂત બાંધી લેતા હતા. પોતે પણ આખી રાત જાગતા રહેતા હતા અને પત્નીઓને પણ જાગૃત રાખતા હતા.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ એઅતિકાફ ★

**રમઝાનના છેલ્લા દાયકામાં એઅતિકાફ કરવાનું બયાન અને બધી મસ્જિદોમાં એઅતિકાફ કરવાનું જાઇઝ હોવું. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લા તુબાશિરૂહુન્ન વ અન્તુમ આકિફૂન ફીલ મસાજિદિ તિલ્ક હુદૂદુ લ્લાહિ ફલા તકરબૂહા' જ્યારે તમે મસ્જિદોમાં એઅતિકાફ કરીને બેઠા હોવ તો ઓરતો સાથે સહવાસ ન કરો. એ અલ્લાહ તઆલાની કાયમ કરેલી હદ છે. એની નજીક પણ ન જાઓ.**

(૬૬/૨૨૪૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના છેલ્લા દાયકામાં એઅતિકાફ કરતા હતા.

(૬૭/૨૨૪૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા સિદ્દીકા (રદિ.) કહે છે કે વફાતના સમય સુધી રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના છેલ્લા દાયકામાં એઅતિકાફ કરતા રહ્યા અને હુઝૂર પછી આપની પત્નીઓએ એઅતિકાફ કર્યો.

(૬૮/૨૨૪૪) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના વચલા દાયકામાં એઅતિકાફ કરતા હતા. નિયમ અનુસાર એક વરસ આપે એઅતિકાફ કર્યો. જ્યારે ૨૧મી રાત્રિ આવી અને આ તે જ રાત્રિ હતી જેની સવારે હુઝૂર નિયમ મુજબ એઅતિકાફમાંથી નીકળી જતા હતા, ત્યારે આપે ફરમાવ્યું : જેણે મારી સાથે એઅતિકાફ કર્યો હોય તે છેલ્લા દાયકામાં હજુ એઅતિકાફ કરે. કારણ કે, મને આ રાત (શબે કદ્ર) બતાવવામાં આવી હતી, પરંતુ હું ભુલી ગયો. મારી નજર સામે છે કે શબે કદ્રની સવારમાં હું કાદવમાં સજદો કરી રહ્યો છું. (કિંવા રાત્રે જરૂર વરસાદ પડશે અને મસ્જિદ ટપકશે) જેથી

........................

(૬૬/૨૨૪૨) રમઝાનના છેલ્લા દસ દિવસોમાં એઅતિકાફ સુન્નત અલલ કિફાયા છે. મહોલ્લામાંથી એક માણસ અથવા ગામમાંથી એક માણસ એઅતિકાફ કરશે તો બધાના તરફથી સુન્નત અદા થઇ જશે. ઇમામ અબૂ હનીફાના મત અનુસાર એઅતિકાફ એવી મસ્જિદમાં હોવો જોઇએ જ્યાં જમાઅત સાથે પાંચ વખતની નમાઝ થતી હોય.



તમે શબે કદ્રને છેલ્લા દાયકામાં શોધો અને દરેક એકી રાતમાં ઢુંઢો. અબૂ સઇદ કહે છે કે તે જ રાત્રે વરસાદ પડયો અને મસ્જિદ છાપરા જેવી હતી એટલે ટપકવા લાગી. મેં પોતે મારી આંખોથી જોયું કે રસૂલુલ્લાહ (સલ.)ની મુબારક પેશાની ઉપર ૨૧મી તારીખની સવારે પાણી અને માટીની નિશાની હતી.

### હૈઝવાળી ઓરત એઅતિકાફ કરનાર માણસના માથામાં કાંસકી કરી શકે છે

(૬૯/૨૨૪૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદમાં એઅતિકાફ કરતા હતા અને મારા તરફ માથું ઝુકાવતા હતા. હું આપના માથામાં કાંસકી કરી દેતી હતી. જો કે તે દિવસોમાં હું હૈઝવાળી હતી.

### એઅતિકાફવાળો માણસ ખાસ જરૂરત વગર ઘરમાં ન જાય

(૭૦/૨૨૪૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદમાં બેઠા બેઠા મારા તરફ માથું ધરી દેતા હતા. હું આપના માથામાં કાંસકી કરી દેતી હતી. આપ એઅતિકાફની હાલતમાં ખાસ જરૂરત વગર ઘરમાં આવતા ન હતા.

### મુઅતકિફ માણસ માથું ધોઇ શકે છે

(૭૧/૨૨૪૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) હૈઝની હાલતમાં મારા શરીર સાથે શરીર લગાડતા હતા અને મુઅતકિફ હોવાની હાલતમાં મસ્જિદમાંથી મારા તરફ માથું ધરી દેતા હતા અને હું હૈઝની હાલતમાં જ માથું ધોઇ દેતી હતી.

### રાત્રે એઅતિકાફ કરવાનું બયાન

(૭૨/૨૨૪૮) હઝરત ઉમર (રદિ.)એ મુબારક સેવામાં વિનંતી કરી કે યા રસૂલલ્લાહ ! મેં અંધકાર યુગમાં મન્નત માની હતી કે, કા'બામાં રાત્રે એઅતિકાફ કરીશ. આપે ફરમાવ્યું : તો તમારી મન્નત પૂરી કરો.

### ઓરતોનું એઅતિકાફ કરવું

(૭૩/૨૨૪૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના છેલ્લા દાયકામાં એઅતિકાફ કરતા હતા. હું આપના માટે તંબુ તાણતી હતી. આપ સવારની નમાઝ પઢીને એમાં દાખલ થતા હતા. હઝરત હફસાએ મારી

........................

(૭૦/૨૨૪૬) મસ્જિદમાંથી હઝરત આઇશા (રદિ.)ના રૂમની બારીમાં મસ્તક મૂકી દેતા હતા અને હઝરત આઇશા ધોઇ દેતાં હતાં. એઅતિકાફમાં ફર્ઝ ગુસ્લ (સ્નાન) સિવાય મસ્જિદમાંથી નીકળવું જાઇઝ નથી.

(૭૨/૨૨૪૮) કુફ્રની હાલતમાં મન્નત દુરૂસ્ત નથી, પરંતુ એક સારા કામનો ઇરાદો કર્યો હતો, એટલે ઇસ્લામ લાવ્યા પછી તે કામ પૂરું કરવાનું યોગ્ય હતું, એટલે હુઝૂર (સલ.)એ એઅતિકાફ કરવાનો હુકમ કર્યો.

પાસે બીજો એક તંબુ તાણવાની રજા માંગી. મેં રજા આપી દીધી, તેમણે બીજો એક તંબુ તાણ્યો. હઝરત ઝયનબ બિન્તે ઝહશે જ્યારે આ જોયું ત્યારે બીજો એક તંબુ તાણ્યો. સવાર થઈ ત્યારે હુઝૂરે જોયું કે ઘણા તંબુઓ લાગેલા છે. પૂછયું, આ શું છે ? કહેવામાં આવ્યું કે પવિત્ર પત્નીઓના તંબુઓ છે. ફરમાવ્યું : શું આ ઓરતો પાસેથી નેકીની આશા રાખી શકો છો ? આમ કહીને આપે તે મહીનામાં એઅતિકાફ છોડી દીધો. પછી શવ્વાલના દાયકામાં એઅતિકાફ કર્યો.

**મસ્જિદમાં તંબુ તાણવાનું બયાન**

(૭૪/૨૨૫૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે એક વાર હુઝૂર (સલ.)એ એઅતિકાફનો ઈરાદો કર્યો. જ્યારે એઅતિકાફની જગ્યા પાસે આવ્યા ત્યારે ઘણા તંબુઓ જોયા. એક આઈશાનો તંબુ, બીજો હફસાનો અને ત્રીજો ઝેનબનો. આપે ફરમાવ્યું : શું તમે આ કામથી આ ઓરતોની નેકીનો ખ્યાલ કરો છો ? તે પછી આપ પાછા ફર્યા. એઅતિકાફ કર્યો નહીં, બલ્કે ઈદના દસ દિવસમાં એઅતિકાફ કર્યો.

**શું મસ્જિદના દરવાજા સુધી મુઅતકિફ પોતાની જરૂરિયાત માટે જઇ શકે છે ?**

(૭૫/૨૨૫૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યા (રદિ.) કહે છે કે હું રમઝાનના છેલ્લા દાયકામાં હુઝૂર (સલ.)ની સેવામાં દીદાર માટે હાજર થઈ. આપ મસ્જિદમાં મુઅતકિફ હતા. હું થોડીવાર વાતચીત કરીને પાછી જવા માટે ઉભી થઈ. હુઝૂર પણ મને વિદાય કરવા માટે ઉભા થયા. જ્યારે હું ઉમ્મે સલમહના દરવાજા સુધી પહોંચી, જે મસ્જિદના દરવાજા પાસે હતો ત્યારે બે અન્સારીઓ પાસેથી પસાર થયા અને રસૂલુલ્લાહ (સલ.)ને સલામ કરી. આપે ફરમાવ્યું કે થોભી જાઓ. એ સફિય્યા બિન્તે હુયય છે. (એમને જવા દો) અન્સારીઓને આ વાત ન ગમી અને કહ્યું કે યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલા પાક છે. હુઝૂરે ફરમાવ્યું કે માણસના શરીરમાં જ્યાં જ્યાં લોહી પહોંચે છે ત્યાં શયતાન પણ પહોંચે છે. મને વિચાર આવ્યો કે શયતાન તમારા દિલોમાં ખોટો વિચાર ન ઉત્પન્ન કરે.

**વીસમી તારીખની સવારે રસૂલુલ્લાહ (સલ.)નું એઅતિકાફમાંથી નીકળવાનું બયાન**

(૭૬/૨૨૫૨) હઝરત અબૂ સલમહ

(૭૩/૨૨૪૯) સ્ત્રીનો એઅતિકાફ પોતાના ઘરમાં હોવો જોઈએ.

(૭૫/૨૨૫૧) જો તે બન્નેના મનમાં એવી શંકા પણ ઉત્પન્ન થઈ હોત કે, નબીએ કરીમ (સલ.) કોઈ પરસ્ત્રીને મળે છે, તો તે બંનેના ઈમાન માટે ભય હતો. એટલે હુઝૂરે એ શંકાનું નિવારણ કર્યું.



કહે છે : મેં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ને પૂછયું કે, શું તમે રસુલુલ્લાહ (સલ.)ને શબે કદ્રનો ઉલ્લેખ કરતાં સાંભળ્યા છે ? અબૂ સઈદે કહ્યું : હા, એકવાર અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે રમઝાનના વચ્ચેના દાયકામાં એઅતિકાફ કર્યો હતો. પછી વીસમી તારીખની સવારે અમે એઅતિકાફમાંથી બહાર નીકળ્યા. રસૂલુલ્લાહ (સલ.)એ ખુત્બો પઢયો અને ફરમાવ્યું કે મેં શબે કદ્ર જોઈ હતી, પરંતુ હું ભુલી ગયો. હવે તમે છેલ્લા દાયકાની એકી રાતોમાં એની શોધ કરો. કારણ કે મેં સ્વપ્નમાં જોયું છે કે હું પાણી અને કાદવમાં સજદો કરી રહ્યો છું. જેથી જે માણસે રસુલુલ્લાહ (સલ.) સાથે પહેલો એઅતિકાફ કર્યો હોય તે બીજીવાર એઅતિકાફ કરે. અબૂ સઈદ કહે છે : તે વખતે આકાશમાં અમને વાદળનો કોઈ ટુકડો દેખાતો ન હતો, પરંતુ તરત વાદળ આવ્યું અને વરસાદ પડવા લાગ્યો. (સવારની) નમાઝની ઈકામત થઈ અને રસુલુલ્લાહ (સલ.)એ કાદવ-પાણીમાં સજદો કર્યો. મેં જોયું કે હુઝૂરના નાક અને પેશાની પર કાદવની નિશાની હતી.

**ઈસ્તિહાઝાવાળી ઓરતના એઅતિકાફનું બયાન**

(૭૭/૨૨૫૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે એકવાર રસુલુલ્લાહ (સલ.)ની સાથે હુઝૂરની એક પત્નીએ ઈસ્તિહાઝાની હાલતમાં એઅતિકાફ કર્યો અને તે બરાબર (લોહીની) લાલાશ અને પીળાશ જોતા હતા. ઘણી વાર નમાઝ પઢતી વખતે અમે તેમની નીચે પ્યાલું મૂકી દેતાં હતાં.

**જો પતિ એઅતિકાફમાં હોય તો પત્ની તેને જોવા જઈ શકે છે**

(૭૮/૨૨૫૪) હઝરત અલી ઈબ્ને હુસૈન કહે છે કે, એકવાર રસુલુલ્લાહ (સલ.) મસ્જિદમાં (એઅતિકાફમાં) હતા. આપની પત્નીઓ આપની પાસે હતી. પત્નીઓ તો પાછી ચાલી ગઈ, પરંતુ આપે હઝરત સફિય્યાને કહ્યું કે તમે જલ્દી ન કરો. હું પણ તમારી સાથે જઈશ. હઝરત સફિય્યાનું મકાન ઉસામા (રદિ.)ના મકાનમાં હતું. આમ કહીને હુઝૂર તેમની સાથે ગયા. અચાનક બે અન્સારી મળ્યા. તેમણે નબી (સલ.)ને જોયા અને આગળ નીકળી ગયા. હુઝૂરે ફરમાવ્યું : આવો, આ સફિય્યા બિન્તે હુયય છે. તેમણે કહ્યું કે યા રસૂલલ્લાહ ! ખુદા તઆલા પાક છે. (હુઝૂર વિષે ખોટો વિચાર આવી શકતો નથી.) આપે ફરમાવ્યું કે માણસના શરીરમાં જ્યાં લોહી પહોંચે છે ત્યાં શયતાન પણ પહોંચે છે. મને વિચાર આવ્યો કે કયાંક શયતાન તમારા દિલોમાં કોઈ ખોટો વિચાર ન નાખી દે.

(૭૭/૨૨૫૩) તેમણે પોતાના ઘરમાં એઅતિકાફ કર્યો હતો.

## શું મુઅતકિફ પોતાના ઉપરથી તહોમત દૂર કરે ?

(૭૯/૨૨૫૫) હઝરત અલી ઈબ્ને હુસૈન કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) મુઅતકિફ હતા, એવામાં હઝરત સફિય્યા હુઝૂરની પાસે આવ્યાં. જ્યારે પાછા જવા લાગ્યાં ત્યારે હુઝૂર પણ તેમની સાથે (થોડેક દૂર) ચાલ્યા. એ દરમ્યાન એક અન્સારીએ આપને જોઈ લીધા. હુઝૂરની નઝર જ્યારે અન્સારી ઉપર પડી ત્યારે આપે તેને બોલાવ્યો અને કહ્યું : આવો, આ સફિય્યા બિન્તે હુયય છે. આ મેં એટલા માટે કહ્યું કે, શયતાન માણસના શરીરમાં લોહીની જેમ ફરે છે. અબ્દુલ્લાહ કહે છે : મેં સુફયાનને પૂછ્યું કે, શું હઝરત સફિય્યા રાત્રે આવ્યાં હતાં ? સુફયાને કહ્યું : હા, રાત્રી જ હતી.

## સવારના સમયે એઅતિકાફ-માંથી નીકળવાનું બયાન

(૮૦/૨૨૫૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે અમે (રમઝાનના) વચ્ચેના દાયકામાં હુઝૂર (સલ.) સાથે એઅતિકાફ કર્યા. જ્યારે ૨૦ મી તારીખની સવાર થઈ ત્યારે અમે અમારો સામાન લઈ જવાનો ઈરાદો કર્યો. આ જોઈને હુઝૂર આવ્યા અને ફરમાવ્યું કે જે માણસે (વચ્ચેના દાયકામાં) એઅતિકાફ કર્યા છે તે ફરી એઅતિકાફની જગ્યા પર પાછો ચાલ્યો જાય. કારણ કે, મેં આ રાત જોઈ લીધી છે. (કિંવા શબે કદ્ર જોઈ લીધી છે.) મેં જોયું છે કે (શબે કદ્રના) હું પાણી અને કાદવમાં સજદો કરી રહ્યો છું. હુકમ પ્રમાણે અમે એઅતિકાફની જગ્યા પર પાછા ચાલ્યા ગયા. વાદળ આવ્યું અને પુષ્કળ પાણી પડયું. ખુદાની કસમ ! તે દિવસના અંત ભાગમાં વાદળ આવ્યું હતું. (કિંવા નબીના કહ્યા પછી આવ્યું હતું.) મસ્જિદની છત ખજુરીની ડાળીઓની બનેલી હતી. (એટલે ટપકવા લાગી) હુઝૂરના નાક અને પેશાની પર મેં પાણી અને કાદવની નિશાની જોઈ લીધી.

## શવ્વાલમાં એઅતિકાફ કરવો

(૮૧/૨૨૫૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) દરેક રમઝાનમાં એઅતિકાફ કરતા હતા. ફજ્રની નમાઝ પઢીને એઅતિકાફની જગ્યામાં દાખલ થતા હતા. એકવાર મેં પણ એઅતિકાફ કરવાની રજા માંગી. આપે રજા આપી. મેં મસ્જિદમાં તંબુ તાણ્યો. હઝરત હફસાએ જ્યારે સાંભળ્યું ત્યારે તેમણે પણ એક તંબુ તાણ્યો. હઝરત ઝેનબે સાંભળ્યું તો તેમણે પણ વધુ એક તંબુ તાણ્યો. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ફજ્રની નમાઝ પઢીને પાછા ફર્યા ત્યારે આપે ચાર તંબુ જોયા. પૂછ્યું : આ શું વાત છે ? કહેવામાં આવ્યું કે પવિત્ર પત્નીઓના તંબુઓ છે. પૂછ્યું : શા માટે તેમણે આ કામ કર્યું, શું નેકી માટે ? આ તંબુઓ ઉખેડી નાખો, હું એમને સારા ગણતો નથી. હુકમ મુજબ તંબુઓ ઉખેડી નાખવામાં આવ્યા. આપે રમઝાનમાં એઅતિકાફ કર્યા નહી, બલ્કે શવ્વાલના છેલ્લા દાયકામાં કર્યા.

## એઅતિકાફ કરનાર ઉપર (રમઝાન સિવાયના) રોઝા વાજિબ નથી

(૮૨/૨૨૫૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે એકવાર હઝરત ઉમર ફારૂક (રદિ.)એ મુબારક સેવામાં વિનંતી કરી, યા રસૂલલ્લાહ ! મેં અંધકાર યુગમાં મન્નત માની હતી કે રાત્રે કઅબામાં એઅતિકાફ કરીશ. ફરમાવ્યું : તો તમારી મન્નત પૂરી કરો. હઝરત ઉમરે રાત્રે એઅતિકાફ કર્યા.

## જો ઈસ્લામ લાવતાં પહેલાં કોઈએ એઅતિકાફ કરવાની મન્નત માની હોય તો મુસલમાન થયા પછી તે એઅતિકાફ કરે કે નહી ?

(૮૩/૨૨૫૯) હઝરત ઉમર ફારૂક (રદિ.)એ અંધકાર યુગમાં રાત્રે કઅબામાં એઅતિકાફ કરવાની મન્નત માની હતી. હુઝૂર (સલ.)એ તેમને કહ્યું હતું કે તમારી મન્નત પૂરી કરો.

## રમઝાનના વચ્ચેના દાયકામાં એઅતિકાફ કરવાનું બયાન

(૮૪/૨૨૬૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) દરેક રમઝાનમાં ૧૦ દિવસ એઅતિકાફ કરતા હતા, પરંતુ વફાતના વરસે આપે ૨૦ દિવસ એઅતિકાફ કર્યા હતો.

## જો કોઈ એઅતિકાફની નિય્યત કરી લે, પછી એઅતિકાફ તોડીને નીકળવા માંગે તો શું કરે ?

(૮૫/૨૨૬૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના છેલ્લા દાયકામાં એઅતિકાફ કરતા હતા. એકવાર મેં પણ આપની પાસે (એઅતિકાફ કરવાની) રજા માંગી. આપે રજા આપી. તે પછી હઝરત હફસાએ મને કહ્યું કે તમે મને પણ રજા અપાવો. મેં તેમને પણ રજા અપાવી. અમે બન્નેએ પોતપોતાનો તંબુ મસ્જિદમાં તાણ્યો. હઝરત ઝૈનબે જ્યારે આ જોયું ત્યારે તેમણે પણ તંબુ તાણવાનો હુકમ આપ્યો. તેમના માટે પણ તંબુ બની ગયો. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે નમાઝ પઢીને પોતાના તંબુ તરફ પાછા ફર્યા અને તંબુઓ જોયા ત્યારે પૂછ્યું : આ શું છે ? સહાબાએ કહ્યું : આઈશાનો તંબુ છે, હફસાનો તંબુ છે અને ઝૈનબનો તંબુ છે. પૂછ્યું : તેમણે શું નેકીનો ઈરાદો કર્યા છે ? હું એઅતિકાફ જ કરતો નથી. જેથી આપ એઅતિકાફમાંથી પાછા ફર્યા અને રમઝાન પછી શવ્વાલમાં દસ દિવસનો એઅતિકાફ કર્યા.

**મુઅતકિફ માણસ મસ્જિદમાં બેસીને પોતાના ઘરમાં માથું ધરીને ધોવડાવી શકે છે**

(૮૬/૨૨૬૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદમાં એઅતિકાફમાં હોય અને હું મારા ઘરમાં હોવ, આપ મારા તરફ માથું ધરી દેતા હતા અને હું હૈઝમાં સપડાયેલી હોવા છતાં આપના માથામાં કાંસકી કરી દેતી હતી.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ વેચાણ ★

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ અહલ્લ લ્લાહુલ બય્અ વ હર્રમ ર્રિબા' ખુદાએ વેચાણ હલાલ કર્યું છે અને વ્યાજ હરામ કર્યું છે. બીજી જગ્યાએ ફરમાવ્યું છે : 'ઈલ્લા અન તકૂન તિજારતન હાદિરતન તુદીરૂનહા બયનકુમ' પરંતુ એ કે સોદો સામે હોય જેને તમે હેરફેર કરી રહ્યા હોય.**

**ખુદા તઆલા ફરમાવે છે : 'ફઈઝા કુદિયતિ સ્સલાતુ ફન્તશિરૂ ફીલ અરદિ વબ્તગૂ મિન ફદલિ લ્લાહિ વઝકુરૂ લ્લાહ કસીર લ્લઅલ્લકુમ તુફલિહુન. વ ઈઝા રઅવ તિજારતન અવ લહવનિ ન્ફદ્દૂ ઈલયહા વ તરકૂક કાઈમા, કુલ મા ઈન્દ લ્લાહિ ખયરૂમ્ મિન લ્લહવિ વ મિન તિજારતિ વલ્લાહુ ખયરૂ ર્રાઝિકીન. કિંવા જ્યારે નમાઝ પૂરી થઈ જાય ત્યારે ઝમીનમાં ફેલાઈ જાઓ અને રોજી ઢુંઢો. અલ્લાહની યાદ ખૂબ કરો, જેથી તમારૂં ભલું થાય. જ્યારે સોદો થતો હોય અથવા તેઓ ખેલ જોઈ રહ્યા હોય ત્યારે તમને ઉભા છોડીને તે તરફ તુટી પડે છે. તમે કહી દો કે, જે કંઈ ખુદાની પાસે છે તે ખેલ અને વેપારથી સારૂં છે અને અલ્લાહ સર્વશ્રેષ્ઠ રોજી આપનારો છે. બીજી જગ્યાએ ફરમાવે છે : લાતઅ્કુલૂ અમવાલકુમ બયનકુમ બિલબાતિલિ ઈલ્લા અન તકુન તિજારતન અન તરાદિમ્ મિનકુમ. કિંવા પરસ્પર એક બીજાનો નાહક માલ ન ખાઓ, પરંતુ એ કે તમારી રાજીખુશીથી વેપાર હોય.***

(૮૭/૨૨૬૩) હઝરત અબૂ સલમા કહે છે કે હઝરત અબૂ હુરૈરા (રદિ.)એ કહ્યું કે તમે કહો છો કે અબૂ હુરૈરા રસૂલુલ્લાહ (સલ.)ની હદીસો ખૂબ

* શરૂઆતમાં જુમ્આની ખુત્બો નમાઝ પછી થતો હતો. સહાબીઓ ખુત્બાના નીતિ-નિયમોથી હજુ સંપૂર્ણપણે પરિચિત થયા ન હતા. વેપારીઓનું એક જુથ મદીનામાં વેપાર અર્થે આવ્યું હતું. નબીએ કરીમ ખુત્બો આપી રહ્યા હતા. લોકો એક પછી એક ઉઠીને ચાલતા થઈ ગયા. માત્ર બાર માણસો મસ્જિદમાં બેસી રહ્યા. તે વખતે આ આયતો ઉતરી. ત્યાર પછી ખુત્બો નમાઝ પહેલાં થવા લાગ્યો.



બયાન કરે છે. બીજા મુહાજિરો અને અન્સાર અબૂ હુરૈરાના જેમ બયાન કરતા નથી. એનું કારણ એ છે કે મારા મુહાજિર ભાઈઓ તો બજારના સોદામાં મશ્ગુલ રહેતા હતા અને હું રસૂલુલ્લાહ (સલ.) સાથે વળગેલો રહેતો હતો. મને માત્ર મારૂં પેટ ભરવાની ચિંતા હતી. એટલે બીજા લોકો હાજર રહેતા ન હતા અને હું હાજર રહેતો હતો. બીજા લોકો (પોતાના કામકાજના લઈને) રસૂલુલ્લાહ (સલ.)ની હદીસો ભુલી જતા હતા અને મને યાદ રહેતી હતી. હા, અન્સારી ભાઈઓ પોતાના નાણાંકીય કારોબારમાં રહેતા હતા અને હું સુફ્ફાવાળા ફકીરોમાંનો એક ફકીર હતો. એટલે બીજા લોકો હદીસો સાંભળીને ભુલી જતા હતા અને મને યાદ રહેતી હતી. રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ વાતચીત દરમ્યાન ફરમાવ્યું કે, જે માણસ મારી વાતચીત પૂરી થતાં સુધી પોતાના કપડાંનો પાલવ ફેલાવી રાખશે અને વાતચીત પૂરી થયા પછી કપડું સમેટી લેશે તે મારી હદીસોને (હંમેશા) યાદ રાખશે. મેં આ સાંભળીને ચાદર ફેલાવી દીધી હતી. અહીં સુધી કે જ્યારે હુઝૂર વાત પૂરી કરી ચૂક્યા ત્યારે મેં ચાદર સમેટીને મારી છાતી સાથે લગાડી. ત્યારથી હું હુઝૂરનું કોઈ ફરમાન ભૂલ્યો નથી.

(૮૮/૨૨૬૪) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઓફ કહે છે કે જ્યારે અમે (હિજરત કરીને) મદીના આવ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મારી અને સઅદ ઈબ્ને રબીઅ વચ્ચે ભાઈચારો કરાવ્યો. સઅદે મને કહ્યું કે હું અન્સારમાં સૌથી વધુ માલદાર છું. હું તમને મારો અડધો માલ આપી દઉં છું. મારે બે પત્નીઓમાંથી તમને જે પસંદ હોય તેને હું તલાક આપી દઈશ. જ્યારે ઈદ્દત પૂરી થઈ જાય ત્યારે તમે તેની સાથે નિકાહ કરી લેશો. મેં સઅદને જવાબ આપ્યો કે મને તો એની કંઈ જરૂર નથી. અહીં કોઈ વેપારનું મથક પણ છે ? સઅદે કહ્યું કે કૈનકાઅ નામે બઝાર છે. હું કૈનકાઅ જઈને થોડુંક પનીર અને ઘી લાવ્યો. પછી દરરોજ બરાબર ત્યાં જતો રહ્યો. થોડીક મુદત પછી હું હુઝૂરની સેવામાં હાજર થયો. તે વખતે મારા ઉપર પીળી ખુશ્બૂની કંઈક નિશાનીઓ હતી. હુઝૂરે પૂછ્યું : તમે નિકાહ કરી લીધા ? મેં કહ્યું કે, જી હા. પૂછ્યું : કોની સાથે ? મેં કહ્યું કે એક અન્સારી ઓરત સાથે. પૂછ્યું : તમે મહેર કેટલી આપી છે ? મેં કહ્યું કે ખજુરના ઠળીયા બરાબર સોનું. આપે ફરમાવ્યું કે વલીમો કરો. ભલેને એક બકરીનો જ હોય.

(૮૮/૨૨૬૪) તે સમયે ચોક્કસ પ્રકારના ઘાસથી સ્ત્રીઓના કપડાં રંગવામાં આવતાં હતાં. રંગ કાચો હતો, જે બીજાઓના કપડાંને લાગી જતો હતો. જ્યારે એ રંગની અસર હઝરત અબ્દુર્રહમાન (રદિ.)ના કપડાં પર જોઈ તો આપ સમજી ગયા કે, તેમનો મેળ-મિલાપ કોઈ સ્ત્રી સાથે થયો હશે એટલે પૂછી લીધું.

(૮૯/૨૨૬૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે જ્યારે અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ મદીના આવ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ અબ્દુર્રહમાન અને સઅદ ઈબ્ને રબીઅ વચ્ચે ભાઈચારો કરાવી દીધો. સઅદ અન્સારી માલદાર માણસ હતા. સઅદે અબ્દુર્રહમાનને કહ્યું કે હું તમને મારો અડધો માલ આપી દઉં અને એક પત્ની પણ આપી દઉં. અબ્દુર્રહમાને જવાબ આપ્યો : ખુદા તમને તમારો માલ અને પત્ની મુબારક કરે. તમે મને કોઈ બજાર બતાવો. (સઅદે બજાર બતાવ્યું. અબ્દુર્રહમાન બજાર ગયા.) ત્યાંથી ઘી અને પનીરનો વેપાર કરીને નફો કમાઈને પોતાના ઘરવાળાઓ પાસે લાવ્યા. થોડીક મુદત પછી જ્યારે અમે જોયું ત્યારે અબ્દુર્રહમાનના શરીર પર પીળી ખુશ્બૂની કંઈક નિશાનીઓ હતી. હુઝૂરે પૂછયું : આ શું વાત છે ? અબ્દુર્રહમાને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં એક અન્સારી ઓરત સાથે નિકાહ કરી લીધા છે. આપે પૂછયું : મહેર શું આપી છે ? અબ્દુર્રહમાને કહ્યું : ખજૂરના ઠળીયા બરાબર સોનું. ફરમાવ્યું : વલીમો કરો, ભલેને એક બકરીનો જ હોય.

(૯૦/૨૨૬૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે અજ્ઞાનતાના યુગમાં ઉકાઝ, મઝન્ના અને ઝુલ મિજાઝ (વેપારી) બજારો હતા. જ્યારે ઈસ્લામનો યુગ આવ્યો ત્યારે મુસલમાનોએ એ બઝારોમાં જવાને ગુનોહ સમજ્યો. તે વખતે આ આયત ઉતરી : **લયૂસ અલયકુમ જુનાહુન અન તબ્તગૂ ફદલમ્ મિર્રબ્બિકુમ ફી મરાસિમિલ હજ્જિ** કિવા તમારા માટે એ વાતમાં કંઈ વાંધો નથી કે હજ્જની મોસમમાં તમારા પરવરદિગારનો 'ફઝલ' ઢૂંઢો. (ફઝલથી વેપાર મુરાદ છે.) ઈબ્ને અબ્બાસે ઉપરોક્ત આયતમાં 'ફી મરાસિમિલ હજ્જિ' શબ્દ પઢયો હતો. (બીજી કિરઅતોમાં આ શબ્દો નથી.)

**હલાલ ખુલ્લું છે અને હરામ પણ. હા, એ બંનેની વચ્ચે બંને તરફ મળતી શંકાસ્પદ વસ્તુઓ છે**

(૯૧/૨૨૬૭) હઝરત નુઅમાન ઈબ્ને બશીર કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે હલાલ પણ ખુલ્લું છે અને હરામ પણ ખુલ્લું છે. હા, એ બન્નેની વચ્ચે કંઈક શંકાસ્પદ વસ્તુઓ છે. હવે જે માણસ એવી વસ્તુઓને છોડી દેશે, જેમના ગુનાહ અને હરામ હોવાની શંકા હોય તે, તે વસ્તુઓને જરૂર છોડી દેશે, જેમનું હરામ હોવું ખુલ્લું છે. જે માણસ એવી વસ્તુઓના ઉપયોગની હિમ્મત કરશે, જેમની હાલત શંકાસ્પદ છે તે ટૂંકમાં જ એવી વસ્તુઓનો ઉપયોગ પણ કરશે જેમનું હરામ હોવું ખુલ્લું છે. હકીકતમાં ગુનાહની વસ્તુઓ ખુદા



તઆલાનું ગૌચર છે. જે આ ગૌચરની આજુબાજુ ચરશે, બનવાજોગ છે કે તે તેની અંદર પણ પડી જાય.

**શંકાસ્પદ વસ્તુઓની સ્પષ્ટતા**

(૯૨/૨૨૬૮) હઝરત હસ્સાન ઈબ્ને અબૂ સિનાન કહે છે કે પરહેઝગારીથી વધારે આસાન વસ્તુ મેં જોઈ નથી. જે વસ્તુ તમને શંકામાં નાખે તેને છોડી દો અને બિન શંકાસ્પદ વસ્તુને અપનાવો.

(૯૩/૨૨૬૯) હઝરત ઉકબા ઈબ્ને હારિસ કહે છે કે એક કાળી ઓરત મારી પાસે આવી અને કહેવા લાગી કે, મેં તમને અને તમારી પત્નીને દૂધ પીવડાવ્યું છે. મેં હુઝૂર (સલ.) સામે એનો ઉલ્લેખ કર્યો. આપે મોં ફેરવી લીધું અને સ્મિત ફરકાવીને કહ્યું કે જ્યારે તમને કહી દેવામાં આવ્યું ત્યારે નિકાહ કેવી રીતે રહી શકે છે ? હઝરત ઉકબાની પત્ની અબૂ ઈહાબ તમીમીના પુત્રી હતાં.

(૯૪/૨૨૭૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે ઉત્બા ઈબ્ને અબી વક્કાસે પોતાના ભાઈ સઅદ ઈબ્ને અબી વક્કાસને વસિય્યત કરી હતી કે, ઝમઆની લૌંડીનો છોકરો મારા વીર્યનો છે, તેને લઈ લેશો. જેથી મક્કાના વિજયના દિવસે સઅદે તેને લઈ લીધો અને કહ્યું કે આ મારો ભત્રીજો છે. મારા ભાઈએ મને એની વસિય્યત કરી હતી. અબ્દ ઈબ્ને ઝમઆ પણ ઉભા થઈ ગયા અને કહેવા લાગ્યા કે એ મારો ભાઈ છે. મારા પિતાના બિસ્તરા ઉપર પેદા થયો અને મારા પિતાની લૌંડીના પેટનો છે. છેવટે બન્ને સદ્‌ગૃહસ્થો પોતાનો ઝઘડો હુઝૂર (સલ.) પાસે લઈ ગયા. સઅદે કહ્યું કે આ મારો ભત્રીજો છે. મારા ભાઈએ મને એની વસિય્યત કરી હતી. અબ્દ ઈબ્ને ઝમઆએ કહ્યું : હુઝૂર, એ મારો ભાઈ છે. મારા પિતાના બિસ્તરા પર તેમની લૌંડીના પેટે પૈદા થયો છે. હુઝૂરે ફરમાવ્યું : અબ્દ, એ છોકરો તમારા માટે છે. તે પછી ફરમાવ્યું કે છોકરો બિછાનાવાળાનો છે અને વ્યભિચારી માટે પત્થર છે, પરંતુ છોકરો ઉત્બાને મળતો આવતો હતો, એટલે આપે ઉમ્મુલ મુઅમિનીન હઝરત સૌદા બિન્તે ઝમઆને કહ્યું : તમે એનાથી પરદો કરો, જેથી તે છોકરાએ મૃત્યુ પર્યંત હઝરત સૌદાને જોયા નહીં.

(૯૫/૨૨૭૧) હઝરત અદી ઈબ્ને હાતિમ કહે છે : મેં હુઝૂર (સલ.)ને પાંખ વગરના તીરના શિકારનો હુકમ પૂછયો. આપે ફરમાવ્યું કે જો તીર પોતાની ધારથી શિકારને ઝખ્મી કરે તો ખાઓ અને જો પોતાની પહોળાઈની ઝાપટથી ઝખ્મી કરે તો ન ખાઓ, તે મુરદાર છે. મેં કહ્યું કે યા રસૂલલ્લાહ ! હું મારા કૂતરાને

(૯૪/૨૨૭૦) કોઈ પરિણિત સ્ત્રી વ્યભિચાર કરે અને બાળક થાય તો બાળકનો વંશ સ્ત્રીના પતિથી ગણાશે, વ્યભિચારી સાથે સાંકળવામાં નહીં આવે.

બિસ્મિલ્લાહ બોલીને શિકાર તરફ છોડું છું, પરંતુ તેની સાથે ક્યારેક બીજો કૂતરો પણ થઈ જાય છે, જેના પર મેં બિસ્મિલ્લાહ પઢેલી હોતી નથી. પછી એ ખબર પડતી નથી કે કયા કૂતરાએ શિકાર પકડયો. આપે ફરમાવ્યું કે (એવો શિકાર) ન ખાઓ. કારણ કે, તમે તમારા કૂતરા પર બિસ્મિલ્લાહ પઢી છે, બીજા કૂતરા પર પઢી નથી.

**શંકાસ્પદ વસ્તુઓથી બચવું જોઈએ**

(૯૬/૨૨૭૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે એક વાર હુઝૂર (સલ.) જઈ રહ્યા હતા. એક ખજૂર પડેલું જોયું. ફરમાવ્યું : જો મને એવો ભય ન હોત કે આ ખજૂર ઝકાતનું છે તો હું એને ખાઈ લેત. હઝરત અબૂ હુરૈરા (રદિ.)ની રિવાયતમાં આવ્યું છે કે હુઝૂરે ફરમાવ્યું હતું કે મને મારા બિસ્તરા પર ખજૂર પડેલું મળે છે.

**વસવસો કરવો શંકામાં દાખલ થઈ શકતો નથી કિંવા વસવસો કરવો એ જુદી વાત છે અને કોઈ વસ્તુનું શંકાસ્પદ હોવું જુદી વાત છે**

(૯૭/૨૨૭૩) અબ્બાદ ઈબ્ને તમીમના કાકાથી રિવાયત કરવામાં આવી છે કે હુઝૂર (સલ.) સામે એક માણસની ફરિયાદ આવી કે નમાઝમાં તેને કોઈ વસ્તુ (હવા વગેરે)ની શંકા જાય છે, શું તે નમાઝ તોડી નાખે ? ફરમાવ્યું : ન તોડે, જ્યાં સુધી અવાજ ન સાંભળે અથવા ગંધ ન લાગે. ઝુહરી કહે છે કે વુઝૂ ત્યાં સુધી વાજિબ થતું નથી જ્યાં સુધી અવાજ ન સાંભળે અથવા ગંધ ન આવે.

(૯૮/૨૨૭૪) હઝરત આઈશા (રદિ.) કહે છે કે કેટલાક લોકોએ મુબારક સેવામાં વિનંતી કરી કે યા રસૂલલ્લાહ ! અમુક માણસો અમારી પાસે ગોશ્ત લાવે છે. અમને ખબર હોતી નથી કે તેમણે ખુદાનું નામ લઈને ઝબ્હ કર્યું છે કે નહીં. અમે શું કરીએ ? ફરમાવ્યું : તમે ખુદાનું નામ લઈને ખાઓ.

**આયત 'વ ઈઝા રઅવ તિજારતન અવ લહ્‌વ નિનફદ્દુ ઈલયહા'ની સ્પષ્ટતા**

(૯૯/૨૨૭૫) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, એકવાર અમે હુઝૂર (સલ.) સાથે નમાઝ પઢી રહ્યા હતા, એવામાં એક કાફલો સીરિયાથી થોડુંક અનાજ લાવ્યો. બધા લોકો તે બાજુ ચાલ્યા ગયા. બાર માણસો સિવાય બીજું કોઈ હુઝૂર સાથે રહ્યું નહીં. તે વખતે ઉપરોક્ત આયત ઉતરી.

(૯૮/૨૨૭૪) મુસ્લિમે ઝબ્હ કરેલું જાનવર જાઈઝ છે. એવી સદ્‌ભાવના રાખવી જોઈએ કે તેણે અલ્લાહનું નામ લઈને ઝબ્હ કર્યું હશે.



**અમુક લોકો માલ કમાવામાં એની પરવા કરતા નથી કે અમે ક્યાંથી કમાઈ રહ્યા છીએ, હલાલ રીતે કે હરામ રીતે ?**

(૧૦૦/૨૨૭૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, લોકો પર એક સમય એવો પણ આવશે કે, માણસને એની પરવા નહીં હશે કે, મેં આ કમાઈ હલાલ રીતે કરી છે કે હરામ રીતે.

**કાપડ વગેરેના વેપારનું બયાન અને આયત 'રિજાલુ લ્લાતુલહીહિમ તિજારતું વ્વ લા બયુઉન અન ઝિકરિલ્લાહિ'ની સ્પષ્ટતા**

(૧૦૧/૨૨૭૭) હઝરત કતાદા (રદિ.) કહે છે કે, સહાબએ કિરામ વેપાર અને ખરીદ-વેચાણ કરતા હતા, પરંતુ જો અલ્લાહના હક્કોમાંથી કોઈ હક્ક તેમની સામે આવતો તો પછી કોઈ વેપાર અને ખરીદ-વેચાણ તેમને અલ્લાહની યાદથી દૂર રાખી શકતું ન હતું. તેઓ અલ્લાહના હક્કને સૌ પ્રથમ અદા કરતા હતા.

(૧૦૨/૨૨૭૮) અબૂ મિન્હાલ કહે છે કે, મેં હઝરત બરા ઈબ્ને આઝિબ અને ઝેદ ઈબ્ને અરકમને 'બૈએ સર્ફ' (રોકડાની રોકડા સાથે બૈઅ) વિશે પૂછ્યું. બન્ને સજ્જનોએ કહ્યું કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં વેપાર કરતા હતા અને 'બૈએ સર્ફ' કરતા હતા. હુઝૂરે ફરમાવ્યું હતું કે, જો 'બૈએ સર્ફ' હાથોહાથ હોય તો કાંઈ વાંધો નહીં અને જો ઉધાર હોય તો જાઈઝ નથી.

**વેપાર માટે બહાર નીકળવાનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : ફન્તશિરૂ ફીલ અર્દિ વ બ્તગૂ મિન ફદલિલ્લાહ કિંવા નમાઝથી પરવારીને ઝમીન પર ફેલાઈ જાઓ અને ખુદા તઆલાનો 'ફઝલ' (વેપાર) શોધો.**

(૧૦૩/૨૨૭૯) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, મેં હઝરત ઉમર (રદિ.) પાસે જવાની રજા માંગી, પરંતુ તેમણે રજા આપી નહીં. એવું લાગ્યું કે, તેઓ કોઈ કામમાં રોકાયેલા હતા. હું પાછો ફર્યો. જ્યારે હઝરત ઉમર કામમાંથી પરવાર્યા ત્યારે કહ્યું : મેં અબ્દુલ્લાહ ઈબ્ને કૈસ (અબૂ મૂસા અશ્અરી)નો અવાજ સાંભળ્યો નથી. તેમને અંદર આવવાની રજા આપો. લોકોએ કહ્યું કે, તેઓ પાછા ચાલ્યા ગયા. હઝરત ઉમરે મને બોલાવ્યો (અને પૂછ્યું, તમે કેમ પાછા ચાલ્યા ગયા અને મારી પાસે અંદર આવ્યા નહીં ?) મેં કહ્યું કે અમને રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એવો જ હુકમ આપવામાં આવતો હતો કે, રજા વગર અંદર દાખલ થાઓ નહીં.

હઝરત ઉમરે કહ્યું કે, તમે આ કથન માટે ગવાહ રજૂ કરો. હું અન્સારની બેઠક પાસે પહોંચ્યો. અન્સારે કહ્યું કે, આ વાતની તમારા માટે કોઈ ગવાહી આપશે નહીં. હા, જે અમારામાં સૌથી નાના છે કિંવા અબૂ સઈદ ખુદરી તે એની ગવાહી આપશે. (કિંવા એ હદીસ ઘણી મશહૂર છે. અમારા બાળકો પણ જાણે છે.) જેથી હું અબૂ સઈદ ખુદરીને સાથે લઈને હઝરત ઉમર પાસે આવ્યો અને હઝરત અબૂ સઈદે ગવાહી આપી. હઝરત ઉમરે કહ્યું કે, મને રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નતની જાણ ન થઈ અને બજારોમાંના ખરીદ-વેચાણે મને રસૂલુલ્લાહની સુન્નતની જાણથી દૂર રાખ્યો.

**દરિયાઈ વેપાર કરવાનું બયાન**

(૧૦૪/૨૨૮૦) મતર કહે છે કે, દરિયાઈ વેપારમાં કંઈ વાંધો નથી. ખુદા તઆલાએ પાક કુર્આનમાં સચ્ચાઈપૂર્વક એનો ઉલ્લેખ કર્યો છે. ખુદા તઆલા ફરમાવે છે : **વ તરલ ફુલ્ક ફીહિ મવાખિર લિતબ્તગૂ મિન ફદલિહિ** કિંવા દરિયામાં તમે વહાણો જુઓ છો કે અવાજથી પાણી ચીરતાં ચાલ્યા જાય છે, જેથી તમે અલ્લાહનો 'ફઝલ' (વેપાર) શોધો. શબ્દ ફુલ્કમાં એકીવચન અને બહુવચન બરાબર છે. મુજાહિદ કહે છે કે, વહાણો પાણીને અને હવાને ચીરે છે. તેનાથી અવાજ ઉત્પન્ન થાય છે. હવાને માત્ર મોટા મોટા વહાણો ચીરે છે, જેના કારણે જોરમાં અવાજ નીકળે છે.

(૧૦૫/૨૨૮૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની ઈસ્રાઈલના એક માણસનો ઉલ્લેખ કર્યો, જે દરિયામાં સવાર થઈને ગયો હતો અને પોતાનું કામ પૂરું કર્યું હતું.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ ઈઝા રઅવ તિજારતન અવ લહવ નિન્ફદ્દૂ ઈલયહા વ તરકૂક કાઈમન' બીજી જગ્યાએ ફરમાવે છે : 'રિજાલુલ લાતુલહીહિમ તિજારતું વ્વ લા બયઉન અન ઝિકરી લ્લાહ' હઝરત કતાદાની રિવાયત છે કે, સહાબા વેપાર કરતા હતા, પરંતુ જો અલ્લાહના હકકોમાંથી કોઈ હક્ક તેમની સામે આવી જતો તો પછી અલ્લાહની યાદથી ન વેપાર તેમને દૂર રાખી શકતો હતો, ન ખરીદ-વેચાણ, તેઓ ખુદાના હકને સર્વ પ્રથમ અદા કરતા હતા.**

(૧૦૬/૨૨૮૨) હઝરત જાબિર (રદિ.) કહે છે કે સીરિયાથી એક કાફલો આવ્યો. અમે તે વખતે હુઝૂર (સલ.) સાથે જુમ્આની નમાઝ પઢી રહ્યા હતા. લોકો તે તરફ દોડી ગયા. ફક્ત ૧૨ માણસો (નમાઝમાં) રહી ગયા. તે વખતે આ આયત ઉતરી : **વ ઈઝા રઅવ તિજારતન્ અવ લહવન.**

**ખુદા તઆલા ફરમાવે છે : 'અન્ફિકૂ મિન તય્યિબાતિ મા કસબતુમ'**

**તમારી કમાઈમાંથી હલાલ, શ્રેષ્ઠ માલ ખર્ચ કરો**



(૧૦૭/૨૨૮૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો ઓરત પોતાના ઘરમાંથી થોડોક ખોરાક અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે અને એ ખર્ચ કરવાથી બરબાદ કરવાનો ઈરાદો ન હોય તો તેને દેવાનો સવાબ મળશે અને તેના પતિને કમાવાનો અને ખજાનચીને પણ તેના જેટલો સવાબ મળશે. તેમનામાંથી કોઈ કોઈનો સવાબ ઓછો કરશે નહીં.

(૧૦૮/૨૨૮૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, જો ઓરત પોતાના પતિની કમાઈમાંથી તેની રજા વગર અલ્લાહના રસ્તામાં કંઈક ખર્ચ કરે તો તે ઓરતને પતિના સવાબનો અડધો ભાગ મળશે.

**બહોળી રોઝીની દિલથી ઈચ્છા રાખવી**

(૧૦૯/૨૨૮૫) હઝરત અનસ (રદિ.) કહે છે : મેં હુઝૂરે અકરમ (સલ.) પાસેથી સાંભળ્યું, આપ ફરમાવતા હતા કે, જે માણસને બહોળી રોઝી અને લાંબી ઉમરથી ખુશી મળતી હોય (કિંવા દિલથી તેની ઈચ્છા હોય) તો પોતાના સગાં-વહાલાં સાથે સારો વર્તાવ રાખે.

**રસૂલુલ્લાહ (સલ.)એ વાયદા પર અનાજ ખરીદયું હતું.**

(૧૧૦/૨૨૮૬) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક યહૂદી પાસેથી થોડુંક અનાજ (પૈસા ચૂકવવાનો) એક ચોક્કસ વાયદો કરીને ખરીદયું અને તેની પાસે પોતાનું લોખંડનું બખ્તર ગીરો મૂકી દીધું.

(૧૧૧/૨૨૮૭) હઝરત અનસ (રદિ.)કહે છે કે, એકવાર હું હુઝૂર (સલ.)ની સેવામાં જવની રોટલી અને ગંધવાળી ચરબી લઈને હાજર થયો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીનામાં એક યહૂદી પાસે પોતાનું બખ્તર ગીરો મૂકીને ઘરવાળાંઓ માટે થોડાક જવ લીધા હતાં. મેં સાંભળ્યું, આપ ફરમાવતા હતા કે, મુહમ્મદના ઘરવાળાંઓ પાસે કદી રાત્રે એક સાઅ ઘઉં વગેરે કોઈ અનાજ રહ્યું નથી, જો કે નવ પત્નીઓ હતી.

**પોતાના હાથે કમાવાનું બયાન**

(૧૧૨/૨૨૮૮) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને ખલીફા બનાવવામાં આવ્યા ત્યારે તેમણે કહ્યું કે, મારી કોમ જાણે છે કે મારો ધંધો મારા ઘરવાળાંઓના જરૂરી ખર્ચ માટે પૂરતો ન હતો. હવે હું મુસલમાનોના કામમાં રોકાયેલો છું, જેથી હવે મારાં ઘરવાળાઓ એ જ માલ (બયતુલમાલના માલ)માંથી ખાશે, પરંતુ હું કમાઈને એમાં ઉમેરીશ.

(૧૧૩/૨૨૮૯) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, સહાબા પોતાના માટે પોતે કમાતા હતા. મહેનત કરતા કરતા (જુમ્આની નમાઝ માટે આવતા હતા) એટલે તેમના શરીરમાંથી ગંધ આવતી હતી. એ પરથી તેમને કહેવામાં આવ્યું કે જો તમે ગુસ્લ કરી લેત તો સારૂં હતું.

(૧૧૪/૨૨૯૦) હઝરત મિકદામ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, કોઈ માણસ પોતાના હાથની કમાઈ કરતાં સારો ખોરાક કદી ખાતો નથી. અલ્લાહના નબી હઝરત દાઉદ (અલૈ.) પોતાના હાથની કમાઈ ખાતા હતા.

(૧૧૫/૨૨૯૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત દાઉદ (અલૈ.) ફક્ત પોતાના હાથની કમાઈ ખાતા હતા.

(૧૧૬/૨૨૯૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જો તમારામાંથી કોઈ માણસ લાકડાંનો ભારો પીઠ પર નાખીને લાવે અને તેનાથી પોતાનું ગુજરાન ચલાવે તો એ તેનાથી સારૂં છે કે, કોઈની પાસે માંગતો ફરે. તે માણસ આપે કે ન આપે.

(૧૧૭/૨૨૯૩) હઝરત ઝુબૈર ઈબ્ને અવ્વામ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું છે કે, જો તમારામાંથી કોઈ રસ્સી લઈને લાકડાં લાવે તો તે તેનાથી સારૂં છે કે, લોકો પાસે માંગતો ફરે.

## ખરીદ-વેચાણમાં નરમી અને આસાની કરવાનું બયાન

(૧૧૮/૨૨૯૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ખુદા તે માણસ પર રહમ કરે જે ખરીદતી વખતે, વેચતી વખતે અને લેણું માંગતી વખતે નરમી કરે છે.

## માલદારને (દેવું ચુકવવાની) મહેતલ આપવાનું બયાન

(૧૧૯/૨૨૯૫) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, આગલી ઉમ્મતોમાંથી એક માણસની રૂહ પાસે ફરિશ્તા આવ્યા અને તેને પૂછ્યું કે, દુનિયામાં તે કોઈ નેક કામ કર્યું છે ? તેણે કહ્યું કે, હું મારા નોકરોને હુકમ આપતો હતો કે, માલદારને મહેતલ આપે અને તેને માફ કરે. આ કારણસર ફરિશ્તાઓએ તેને માફ કર્યો. (અને ખુદાએ તેને જન્નતમાં દાખલ કરી દીધો.) બીજી એક રિવાયતમાં છે કે, તે માણસે કહ્યું કે, હું માલદાર સાથે આસાન વર્તાવ કરતો હતો અને ગરીબને મહેતલ આપતો હતો. એક રિવાયતમાં છે કે, હું માલદારને મહેતલ આપતો હતો અને ગરીબને માફ કરતો હતો. બીજી એક રિવાયતમાં છે કે, તે માણસે કહ્યું કે હું માલદારનું બહાનું માની લેતો હતો અને ગરીબને માફ કરતો હતો.

## ગરીબ માણસને દેવું ચુકવવાની મહેતલ આપવાની ફઝીલત

(૧૨૦/૨૨૯૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું : એક વેપારી લોકો સાથે લેવડ-દેવડ કરતો હતો. જો કોઈને ગરીબ જોતો તો પોતાના માણસોને કહી દેતો કે, એને માફ કરો. કદાચ ખુદા તઆલા આપણને પણ માફ કરે. આ જ કારણસર ખુદા તઆલાએ તેને માફ કર્યો.

## જો વેચનાર અને ખરીદનાર વસ્તુ અને કીંમતની એબ જણાવે અને એબ છુપાવીને ન રાખે, એકબીજાને નુકસાન પહોંચાડવા ન માંગે તો ખુદા તઆલા બરકત આપે છે

(૧૨૧/૨૨૯૭) હઝરત અદા ઈબ્ને ખાલિદ (રદિ.) કહે છે કે : (ગુલામ વેચતી વખતે) હુઝૂર (સલ.)એ મને એવું લખાણ આપ્યું હતું કે, આ તે વસ્તુનું લખાણ છે જે મુહમ્મદુર્રસૂલુલ્લાહે અદા ઈબ્ને ખાલિદને વેચી છે. આ વેચાણ મુસલમાનનું મુસલમાન સાથે છે. આ વસ્તુમાં ન કોઈ બીમારી (એબ) છે, ન કોઈ ખરાબી અને ન કોઈ ગુનોહ છે. હઝરત કતાદા (રદિ.) કહે છે કે ઉપરોક્ત હદીસમાં જે શબ્દ 'ગાઈલા' આવ્યો છે તેનાથી મુરાદ ગુનોહ નથી, બલ્કે ચોરી, વ્યભિચાર અને ભાગેડુપણું મુરાદ છે. (કિંવા એ ગુલામ ન વ્યભિચારી છે, ન ચોર, ન ભાગેડુ.)

(૧૨૨/૨૨૯૮) હઝરત ઈબ્રાહીમ નખઈને કહેવામાં આવ્યું કે, જાનવરોના કેટલાક દલાલો પોતાના જાનવરોના નામો દેશોના નામો ઉપરથી રાખે છે. જેમકે ખુરાસાન, સજીસ્તાન વગેરે, અને કહે છે કે આ કાલે જ ખુરાસાનથી આવ્યું છે અથવા આજે જ સજીસ્તાનથી આવ્યું છે. હઝરત ઈબ્રાહીમે આ વાતને ખૂબ જ નાપસંદ કરી.

(૧૨૩/૨૨૯૯) ઉકબા કહે છે કે જો વેચનારને ખબર હોય કે આ સામાનમાં ફલાણી એબ છે તો જાહેર કર્યા વગર એને વેચવો જાઈઝ નથી.

(૧૨૪/૨૩૦૦) હઝરત હકીમ ઈબ્ને હિઝામ કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જ્યાં સુધી વેચનાર અને ખરીદનાર (વેચાણની જગ્યાએથી) અલગ અલગ ન થઈ જાય ત્યાં સુધી તેમને (વેચાણ રદ બાતલ કરવાનો) અધિકાર છે. જો વેચનાર અને ખરીદનાર સાચું બોલશે અને વસ્તુ અને કીંમત (ની એબ) જણાવશે તો બંનેને વેચાણમાં બરકત મળશે. જો જૂઠું બોલશે, એબ છુપાવશે તો ખરીદ-વેચાણની બરકત મિટાવી દેવામાં આવશે.

**ખરાબ અને સારી ખજૂર મેળવીને વેચવાનું બયાન**

(૧૨૫/૨૩૦૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે : અમને સારૂં અને ખરાબ મીશ્યર ખજુર મળતું હતું. અમે તે ખજુરના બે સાઅ (સારા ખજુરના) એક સાઅના બદલામાં વેચતા હતા. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બે સાઅ (ખજુર) એક સાઅના બદલામાં અને બે દિરહમ એક દિરહમના બદલામાં જાઈઝ નથી.

**કસાઈ અને ગોશ્ત વેચનારનો હુકમ**

(૧૨૬/૨૩૦૨) હઝરત અબૂ મસઊદ (રદિ.) કહે છે કે : એક અન્સારી જેમની કુન્નિયત અબૂ શુઐબ હતી, તે આવ્યા અને પોતાના કસાઈ ગુલામને કહ્યું કે પાંચ માણસોનું ખાણું તૈયાર કરો. પાંચમા રસૂલુલ્લાહ (સલ.) હશે. હું ઈચ્છું છું કે, હુઝૂરની દઅવત કરું. કારણ કે મુબારક ચહેરા ઉપર મેં ભૂખના ચિહ્નો જોયા હતા, જેથી અબૂ શુઐબે બધાની દઅવત કરી, પરંતુ એ પાંચની સાથે બીજો એક માણસ પણ આવી ગયો. હુઝૂરે ફરમાવ્યું કે આ માણસ અમારી સાથે આવી ગયો છે. જો તમે ઈચ્છો તો એને પણ રજા આપો, નહીંતર એ પાછો ચાલ્યો જશે. અબૂ શુઐબે જવાબ આપ્યો : ના, હું એમને રજા આપું છું.

**ખરીદ-વેચાણમાં જૂઠું બોલવું અને ઐબ છુપાવવું એ બરકત ખોઈ નાખે છે**

(૧૨૭/૨૩૦૩) હઝરત હકીમ ઈબ્ને હિઝામ કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, વેચનાર અને ખરીદનાર જ્યાં સુધી (વેચાણના સ્થળેથી) છૂટા ન પડે ત્યાં સુધી (વેચાણ રદ કરવાના) અધિકારી છે. જો સાચું બોલશે અને વસ્તુ અને કીંમતની ઐબ જાહેર કરશે તો બન્નેને બરકત મળશે. ઐબ છુપાવશે અને જૂઠું બોલશે તો ખરીદ-વેચાણની બરકત જતી રહેશે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ લા તઅકુલૂ રિબા અદ્‌આફમ મુદા અફતન' હે ઈમાન-વાળાઓ ! વ્યાજ બેવડું-ચાર ગણું ન ખાઓ**

(૧૨૮/૨૩૦૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે : હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, લોકો પર એક એવો સમય પણ આવશે કે, માણસને પરવા નહીં હોય કે તે હલાલ રીતે કમાયો કે હરામ રીતે.

**વ્યાજ ખાનાર, વ્યાજની સાક્ષી આપનાર અને વ્યાજ લખનારના હુકમો ખુદા તઆલા વર્ણવે છે : અલ્લઝીન યઅકુલૂન રિબા લા યકૂમૂન ઈલ્લા કમા યકૂમુ લ્લઝી યતખબ્બતુહુ શ્શયતાનુ મિનલ મસ્સિ ઝાલિક બિઅન્નહુમ કાલૂ ઈન્નમલ બયૂઉ મિસ્લુ રિબા વ અહલ્લલ્લાહુલ બયૂઅ વહર્રમ રિબા.....થી.... અસ્હાબુ ન્નારી હુમ ફિહા ખાલિદૂન" સુધી. જે લોકો વ્યાજ ખાય છે તે (કિયામતના દિવસે) એવા ઉઠશે જેમકે જિન્ન વળગલો માણસ બહાવરો ઉઠે છે. એનું કારણ એ છે કે તેમણે કહ્યું હતું કે, (સાધારણ) વેચાણ વ્યાજના જેવું છે. જો કે ખુદા તઆલાએ ખરીદ-વેચાણને હલાલ અને વ્યાજને હરામ કર્યું છે.**

(૧૨૯/૨૩૦૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે સૂરએ બકરહની છેલ્લી આયતો ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ લોકો સામે તે પઢી અને શરાબના વેપારને હરામ ઠેરવ્યો.

(૧૩૦/૨૩૦૬) હઝરત સમુરા ઈબ્ને જુન્દુબ (રદિ.) કહે છે કે હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, આજે રાતે સ્વપ્નમાં મેં જોયું કે, બે માણસો આવીને મને એક પાક ઝમીનમાં લઈ ગયા. અમે જઈ રહ્યા હતા કે એક લોહીની નહેર પાસે પહોંચ્યા. જેમાં એક માણસ ઉભો હતો અને નહેરના કિનારા પર બીજો એક માણસ હતો જેની સામે પથ્થર મૂકેલા હતા. નહેરની અંદરવાળો માણસ આગળ વધ્યો અને બહાર નીકળવાની કોશિશ કરી. કિનારા પરના માણસે તેના મોં પર પથ્થર માર્યો અને જ્યાંથી આવ્યો હતો ત્યાં તેને પાછો મોકલી દીધો. ત્યાર પછી જ્યારે તે નીકળવા માંગતો હતો ત્યારે આ તેના મોં પર પથ્થર મારીને પાછો મોકલી દેતો હતો. મેં (મારી સાથેના માણસોને) પૂછ્યું, આ કોણ છે ? તેમણે કહ્યું કે, નહેરની અંદરવાળો માણસ તે છે જે વ્યાજ ખાતો હતો.

**વ્યાજ ખવડાવનાર કિંવા વ્યાજ આપનારનો હુકમ. ખુદા તઆલા ફરમાવે છે : યાઅય્યુહ લ્લઝીન આમનૂ ત્તકૂ લ્લાહ વ ઝરૂ મા બકિય મિન રિબા. અય મુસલમાનો ! ખુદાથી ડરો અને જે વ્યાજ રહી ગયું છે તે છોડી દો. જો તમે ઈમાન રાખતા હોય. જો આમ ન કરો તો ખુદા અને રસૂલ સામે લડાઈ માટે તૈયાર થઈ જાઓ. જો તમે આમ કરી લીધું હોય તો અસલ માલ તમારો હક છે. ન તમે કોઈનો હક છીનવો અને ન તમારો હક છીનવામાં આવે.**

(૧૩૧/૨૩૦૭) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે : સૂરએ બકરહની આ છેલ્લી આયત છે જે હુઝૂરે અકદસ (સલ.) પર ઉતરી.

(૧૩૨/૨૩૦૮) હઝરત અબૂ જુહૈફા (રદિ.) કહે છે કે : મારી સામે મારા પિતાએ એક સીંગી' ગુલામ ખરીદયો. ખરીદીને તેને સીંગીયા' તોડી નાખવાનો

હુકમ આપ્યો. હુકમ અનુસાર સીંગીયા તોડી નાખવામાં આવી. મેં એનું કારણ પૂછ્યું. કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ કૂતરા અને લોહી વેચીને તેમની કીંમત લેવાની મનાઈ ફરમાવી છે અને શરીર નીલ ગરવાકર[3] ભરાવવા તથા શરીર નીલ ગરવાકર ભરવાની મનાઈ ફરમાવી છે. સીંગીયા મૂકવાનું મહેનતાણું લેવાની પણ મનાઈ કરી છે. વ્યાજ ખાવા અને ખવડાવવાની પણ મનાઈ કરી છે અને તસ્વીરકાર પર લઅનત કરી છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'યમ્હકુ લ્લાહુ રિંબા વ યુરબી સ્સદકાતિ વ લ્લાહુ લાયુહિબ્બુ કુલ્લ કફ્ફારિન અસીમ.' ખુદા તઆલા વ્યાજ નાબૂદ કરે છે. ખૈરાત (થી માલ) વધારે છે અને નગુણા ગુનેહગાર પ્રત્યે પ્રેમ દાખવતા નથી.**

(૧૩૩/૨૩૦૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, કસમો ખાવી (જાહેરમાં) વેપાર ચલાવવાનું કારણ છે, પરંતુ (હકીકતમાં માલની) બરકત ખોઈ નાખનાર છે.

(૧) અસ્ત્રા દ્વારા બદનમાંથી ખરાબ લોહી કાઢવું.
(૨) સીંગીનું બહુવચન.
(૩) શરીરમાં છૂંદણા છૂંદાવવા અથવા છૂંદણાં અંકિત કરવા અને તેમાં રંગ ભરવો

## વેચાણ વખતે કસમ ખાવી મકરૂહ છે

(૧૩૪/૨૩૧૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અવફા કહે છે કે એક માણસે પોતાનો સામાન બજારમાં લાવીને કસમ ખાઈને કહ્યું કે, મને એની આ કીંમત મળતી હતી, જેથી કોઈ મુસલમાનને ફસાવે. જો કે તેને તેના કહેવા પ્રમાણે કીંમત મળતી ન હતી. તે વખતે આ આયત ઉતરી : **ઈન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહ્દિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન** કિંવા લોકો ખુદાનો હવાલો આપીને, કસમો ખાઈને થોડી કીંમતમાં માલ વેચે છે. તે લોકોને આખિરતમાં કંઈ હિસ્સો મળશે નહીં.

## સોની વિષે હદીસો

(૧૩૫/૨૩૧૧) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે હરમની ઘાસ કાપવામાં ન આવે. હઝરત અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઈઝખિર ઘાસને બાકાત રાખો, કારણ કે એ લોકોના ઘરોના કામમાં આવે છે. લુહારો અને સોનીઓના ઉપયોગમાં આવે છે. આપે ફરમાવ્યું : હા, ઈઝખિર બાકાત છે.

(૧૩૬/૨૩૧૨) હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ કહે છે કે મારી પાસે એક ઊંટ હતું જે 'માલે ગનીમત'માંથી મારા ભાગે આવ્યું હતું અને એક ઊંટ



રસૂલુલ્લાહ (સલ.)એ 'માલે ખુમ્સ'-માંથી મને આપ્યું હતું. મેં જ્યારે હઝરત ફાતિમા બિન્તે રસૂલુલ્લાહને અધિકાર હેઠળ લાવવાનો ઈરાદો કર્યો ત્યારે બની કૈનકાઅના એક સોની સાથે કરાર કર્યો કે, મારી સાથે ઊંટ પર ચાલો અને ઈઝખિર ઘાસ લાવો (અડધી તમે લઈ લેશો.) અડધી વેચીને હું મારી શાદીનો વલીમો કરીશ.

(૧૩૭/૨૩૧૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે ખુદા તઆલાએ મક્કાને હરમ બનાવ્યું છે. એ ન મારાથી પહેલાં કોઈના માટે હલાલ હતું, ન પાછળથી થશે. મારા માટે પણ દિવસની માત્ર એક પળ માટે હલાલ થયું હતું. અહીંની ન ઘાસ કાપવામાં આવે, ન ઝાડ. ન અહીંના શિકારને હાંકવામાં આવે, ન અહીંની પડેલી વસ્તુને ઉઠાવવામાં આવે. હા, તે માણસ ઉઠાવી શકે છે જે લોકોમાં જાહેરાત કરીને ઓળખવાના હેતુથી ઉઠાવે. હઝરત અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઈઝખિરને બાકાત રાખો. કારણ કે ઈઝખિર આપણા સોનીઓના અને ઘરોની છતોના કામમાં આવે છે. ફરમાવ્યું : હા, ઈઝખિર બાકાત છે. હઝરત ઈકરિમા કહે છે કે, શિકારને હાંકવાનો અર્થ એ છે કે, છાંયડામાંથી તેમને નસાડીને પોતે તેની જગ્યા લઈ લે. એક રિવાયતમાં છે કે, હઝરત અબ્બાસે કહ્યું હતું કે, ઈઝખિર આપણા સોનીઓના અને કબરોના કામમાં આવે છે.

## લુહારીકામ કરવું જાઈઝ છે

(૧૩૮/૨૩૧૪) હઝરત ખબ્બાબ કહે છે : હું અજ્ઞાનતાના યુગમાં લુહારનું કામ કરતો હતો અને આસ ઈબ્ને વાઈલ પાસે મારું કંઈક લેણું હતું. હું તેની પાસે લેવા ગયો. આસે કહ્યું કે જ્યાં સુધી તું મુહમ્મદનો ઈન્કાર કરીશ નહીં, હું તને આપીશ નહીં. મેં કહ્યું કે, મુહમ્મદનો ત્યાં સુધી ઈન્કાર કરીશ નહીં, જ્યાં સુધી કે ખુદા તઆલા તને મારીને ફરી (કિયામતમાં) ઉઠાવશે. (કિંવા કિયામત સુધી કુફ્ર કરીશ નહીં) આસે કહ્યું : વારુ, ત્યારે મરીને મને ફરી ઉઠવા દે. તે વખતે મને માલ અને અવલાદ મળશે ત્યારે તારું કર્ઝ આપી દઈશ. આ વાતચીત પછી નીચેની આયત ઉતરી : **અફરઅયત લ્લઝી કફર બિઆયાતિના વ કાલ લઉ તયન્ન માલં વ્વ વલદન** શું તમે તે માણસને જોયો કે, જે અમારી નિશાનીઓનો ઈન્કાર કરનારો બન્યો અને કહેવા લાગ્યો કે, મને માલ અને અવલાદ જરૂર મળશે.

## દરજીનું બયાન

(૧૩૯/૨૩૧૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક દરજીએ રસૂલુલ્લાહ (સલ.) માટે ખાણું બનાવ્યું. આપને દઅવત આપી. હું પણ હુઝૂરની સાથે

દઅવતમાં ગયો. યજમાને હુઝૂરની સામે રોટલી અને થોડોક સૂપ મૂકયો, જેમાં દૂધી અને સૂકો ગોશ્ત હતો. મેં જોયું કે, હુઝૂર પ્યાલામાં ચારે બાજૂ દૂધી શોધી રહ્યા હતા. મને તે વખતે જ દૂધી પ્રત્યે મુહબ્બત જાગી.

**કાપડ વણનારનું બયાન**

(૧૪૦/૨૩૧૬) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે કે એકવાર રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એક અવરત કિનારી-વાળી ચાદર લાવી, જેની કોર વણેલી હતી. તેણે કહ્યું કે યા રસૂલલ્લાહ ! મેં હુઝૂરના પહેરવા માટે આ ચાદર મારા હાથથી વણી છે. આપને એની જરૂર હતી એટલે લઈ લીધી અને એનું તેહબંદ બાંધીને આવ્યા. એક માણસે વિનંતી કરી કે યા રસૂલલ્લાહ ! આ ચાદર મને પહેરવા માટે આપી દો. હુઝૂરે કહ્યું : સારૂં. તે વખતે તો હુઝૂર જલ્સામાં બેસી ગયા, પરંતુ પાછા જઈને તે ચાદર ગડી કરીને તે માણસને મોકલી દીધી. લોકોએ તે માણસને કહ્યું કે, તે હુઝૂર પાસે ચાદર માંગી લીધી એ સારૂં કર્યું નથી. તને ખબર છે કે, હુઝૂર સવાલ કરનારને ના પાડતા નથી. તે માણસે જવાબ આપ્યો કે ખુદાની કસમ ! મેં આ ચાદર ફકત એટલા માટે માંગી છે કે મરવાના દિવસે મારૂં કફન એનું જ બનાવવામાં આવે, જેથી એ જ ચાદરનું તે માણસને કફન દેવામાં આવ્યું.

**સુથારનું બયાન**

(૧૪૧/૨૩૧૭) હઝરત અબૂ હાઝિમ કહે છે કે કેટલાક લોકો રસૂલુલ્લાહ (સલ.)ના મિમ્બરની હાલત પૂછવા સહલ ઈબ્ને સઅદ પાસે ગયા. સહલે કહ્યું કે રસૂલુલ્લાહ (સલ.)એ ફલાણી ઓરત પાસે માણસ મોકલ્યો અને કહ્યું કે તમે તમારા ગુલામને હુકમ કરો કે મારા બેસવા માટે લાકડાનો મિમ્બર બનાવી આપે, જેથી હું તેના પર બેસીને લોકો સાથે કંઈ વાત કરી શકું. હુકમ મુજબ તે ઓરતે પોતાના ગુલામ પાસે તરફા નામે જંગલી લાકડાનો મિમ્બર તૈયાર કરાવ્યો. મિમ્બર તૈયાર થઈ ગયો ત્યારે ગુલામ તે અવરતની પાસે લાવ્યો. અવરતે હુઝૂરની પાસે મોકલી આપ્યો. હુઝૂરે તેને મૂકાવી દીધો અને તેના પર બેસવા લાગ્યા.

(૧૪૨/૨૩૧૮) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક અન્સારી ઓરતે મુબારક સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! શું હુઝૂરના બેસવા માટે હું કોઈ વસ્તુ બનાવી ન આપું ? આપે ફરમાવ્યું : જો તમે ઈચ્છો (તો બનાવી આપો). તે ઓરતે આપના માટે મિમ્બર બનાવી આપ્યો. જુમ્આનો દિવસ આવ્યો ત્યારે હુઝૂર તે જ મિમ્બર પર બેઠા જે તૈયાર થયો હતો, પરંતુ (હુઝૂરના મિમ્બર પર બેસવાના લીધે)



ખજૂરીનો તે થાંભલો જેનો ટેકો લઈને હુઝૂર ખુત્બો પઢતા હતા, તેણે ચીસ પાડી. અહીં સુધી કે ફાટવાની અણી પર આવી ગયો. આ જોઈને રસૂલુલ્લાહ (સલ.) મિમ્બર પરથી ઉતરી પડયા અને થાંભલાને ભેટી પડયા. થાંભલો તે બાળકના જેમ રડતો હતો, જે હાથમાંથી છૂટીને પડી ગયું હોય. જ્યારે તે થાંભલો ચૂપ રહ્યો ત્યારે આપે ફરમાવ્યું કે આ થાંભલો અલ્લાહનો ઝિક્ર સાંભળીને રડતો હતો.

**ઈમામનું પોતાના હાથે પોતાની જરૂરિયાતની વસ્તુઓ ખરીદવાનું બયાન**

(૧૪૩/૨૩૧૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમર (રદિ.) પાસેથી એક ઊંટ ખરીદયું હતું.

(૧૪૪/૨૩૨૦) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર કહે છે કે : એક મુશ્રિક થોડીક બકરીઓ લાવ્યો. હુઝૂર (સલ.)એ તેમાંથી એક બકરી ખરીદી. હુઝૂરે હઝરત જાબિર પાસેથી એક ઊંટ ખરીદયું હતું.

(૧૪૫/૨૩૨૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ એક યહૂદી પાસેથી થોડુંક અનાજ ઉધાર ખરીદયું હતું અને તેની પાસે પોતાનું બખ્તર ગીરો મૂકયું હતું.

**પશુઓ અને ગધેડાઓ ખરીદવાનું બયાન. જો કોઈ માણસ પોતાના ઘોડા, ગધેડા અથવા ઊંટ પર સવાર હોય અને તે જ હાલતમાં તે જાનવરને કોઈ ખરીદી લે તો શું એવી હાલતમાં જ ખરીદનારનો કબજો થઈ જાય છે અથવા વેચનારનું જાનવર પરથી ઉતરવું જરૂરી છે ?**

(૧૪૬/૨૩૨૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમરને કહ્યું હતું કે મને એ (તોફાની ઊંટ) વેચી દો.

(૧૪૭/૨૩૨૩) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હું એક જિહાદમાં હુઝૂર (સલ.)ની સાથે હતો, પરંતુ (રસ્તામાં) મારૂં ઊંટ પાછળ રહી ગયું અને થાકી ગયું. હુઝૂર મારી પાસે આવ્યા અને કહ્યું : જાબિર ! મેં કહ્યું, જી. પૂછયું : કેમ, શું ખબર છે ? મેં કહ્યું કે, મારૂં ઊંટ થાકી ગયું, એટલે હું પાછળ રહી ગયો. આપ ઉતર્યા અને ઊંટને પોતાની લાકડીથી માર્યું અને કહ્યું : સવાર થઈ જાઓ. હું સવાર થઈ ગયો. પછી તો તે ઊંટ એટલું ઝડપી બની ગયું કે હું તેને રસૂલુલ્લાહ (સલ.) કરતાં આગળ વધતાં રોકતો હતો. ત્યાર પછી હુઝૂરે મને પૂછયું : શું તે શાદી કરી લીધી ? મેં કહ્યું : જી, હા. પૂછયું : કુંવારી સાથે કે બિન કુંવારી સાથે ? મેં કહ્યું : બિન કુંવારી સાથે. કહ્યું : કુંવારી સાથે કેમ ન કરી કે તું તેની સાથે રમત અને તે તારી સાથે

રમત. મેં કહ્યું કે મારી નાની બહેનો છે એટલે મેં એવી ઓરત સાથે શાદી કરવાનું નક્કી કર્યું કે જે એમની સંભાળ રાખે, એમને કાંસકી કરે અને દેખરેખ રાખે. કહ્યું : સાંભળો, હવે તમે (તમારા ઘેર) પહોંચવાના છો. ઘેર પહોંચીને હોશિયારીપૂર્વક કામ લેશો. હોશિયાર રહેશો. તે પછી કહ્યું : શું તમે તમારું ઊંટ વેચો છો ? મેં કહ્યું કે, જી હા. જેથી આપે તે ઊંટ મારી પાસેથી એક 'અવકિયા'માં ખરીદી લીધું. રસૂલુલ્લાહ (સલ.) મારાથી પહેલાં મદીના પહોંચી ગયા અને હું દિવસના પાછળના ભાગમાં પહોંચ્યો. પહોંચતાં જ મસ્જિદે ગયો. આપ મસ્જિદના દરવાજા પર હતા. પૂછ્યું : હમણાં આવ્યા છો ? મેં કહ્યું કે, જી હા. કહ્યું : ઊંટ છોડી દો અને મસ્જિદમાં જઈને બે રકઅત પઢો. હુકમ અનુસાર મેં મસ્જિદમાં જઈને નમાઝ પઢી. આપે બિલાલને હુકમ આપ્યો કે અવકિયા (લગભગ સવા બે તોલા) તોલીને જાબિરને આપી દો. બિલાલે નમતા પલ્લે તોલીને મને આપી. હું લઈને ચાલતો થયો. હું પીઠ ફેરવીને ચાલ્યો જ હતો કે આપે કહ્યું કે જાબિરને બોલાવો. મને લાગ્યું કે ઊંટ પાછું આપશે. તે ઊંટ પ્રત્યે મને ખૂબ નફરત હતી. આપે ફરમાવ્યું : તમારું ઊંટ પણ લઈ લો અને તેની કિંમત પણ.

**અંધકાર યુગમાં જે બજારો હતાં, તેમાં ઈસ્લામી યુગમાં મુસલમાનો વેપાર કરતા હતા**

(૧૪૮/૨૩૨૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ઉકાઝ, મજન્ના અને ઝુલમજાઝ એ અંધકાર યુગના બજારો હતા. જ્યારે ઈસ્લામ આવ્યો ત્યારે લોકોએ તે બજારોમાં લેવડ-દેવડ કરવું ગુનોહ સમજ્યું. તે પરથી આ આયત ઉતરી : **લઈસ અલયકુમ જુનાહુન ફી મવાસિમિલ હજ્જ.** હઝરત ઈબ્ને અબ્બાસે આ આયતમાં **'ફિ મવાસિમિલ હજ્જ'** શબ્દ વધુ પઢ્યો, બીજી કિર્અતોમાં આ શબ્દ નથી.

**બીમાર અને ખુજલીવાળા ઊંટને ખરીદવાનું બયાન**

(૧૪૯/૨૩૨૫) હઝરત અમ્ર કહે છે કે નવ્વાસ નામે એક માણસ હતો. તેની પાસે કેટલાક બીમાર ઊંટો હતા. ઈબ્ને ઉમર (રદિ.)એ જઈને તેની પાસેથી તે ઊંટો ખરીદી લીધા. ભાગીદાર આવ્યો ત્યારે નવ્વાસે કહ્યું કે, અમે તે ઊંટો વેચી નાખ્યા. ભાગીદારે પૂછ્યું : કોને વેચ્યા ? નવ્વાસે કહ્યું કે એક વૃદ્ધને જેની આવી આવી શરીરાકૃતિ છે. ભાગીદારે કહ્યું કે, ખુદાની કસમ ! તે તો ઈબ્ને ઉમર છે. ત્યાર પછી તે ભાગીદાર ઈબ્ને ઉમર પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે મારા ભાગીદારે તમને બીમાર ઊંટો વેચ્યા છે અને તમને ખબર કરી નહીં. ઈબ્ને ઉમરે કહ્યું : જાઓ, હાંકીને લઈ જાઓ. જ્યારે તે લઈ જવા લાગ્યો ત્યારે ઉમરે કહ્યું કે



ખેર, રહેવા દો. અમે રસૂલુલ્લાહ (સલ.)ના ચૂકાદા પર રાજી છીએ કે એકની બીમારી બીજાને લાગતી નથી.

**લડાઈ-ઝઘડા વગેરેના સમયે હથિયારો વેચવાનું બયાન**

(૧૫૦/૨૩૨૬) ઈમ્રાન ઈબ્ને હુસેનની નજરે લડાઈના સમયે હથિયાર વેચવા મકરૂહ છે.

(૧૫૧/૨૩૨૭) હઝરત અબૂ કતાદા કહે છે કે, હુનૈનની નજરે લડાઈના વરસે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે નીકળ્યા. આપે મને એક બખ્તર આપ્યું. જે વેચીને મેં બની સલિમા કબીલામાં એક બાગ ખરીદ્યો. ઈસ્લામમાં સૌથી પહેલો માલ મેં આ જ મેળવ્યો હતો.

**અત્તર વેચનાર અને મુશ્કના વેચાણનું બયાન**

(૧૫૨/૨૩૨૮) હઝરત અબૂ મૂસા કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે નેક સાથી અને બુરા સાથીનો દાખલો એવો છે જેવો કે મુશ્કનો માલિક અને લુહારની ભઠ્ઠી. મુશ્કવાળા પાસેથી તમને બે વાતોમાંથી એક વાત ઝરૂર મળશે. કાં તો તમે તેને ખરીદી લેશો અથવા તમને ખૂશ્બૂ તો આવશે જ. લુહારની ભઠ્ઠી તમારા ઘર અથવા કપડાંને બાળી મૂકશે અથવા તમને ખરાબ વાસ આવશે.

**શીંગીયા મૂકનાર વિષે**

(૧૫૩/૨૩૨૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ને અબૂ તયબાએ સીંગી મૂકી. આપે એક સાઅ ખજૂર આપવાનો હુકમ આપ્યો. અબૂ તયબા ગુલામ હતા (એટલે) તેમના માલિકને હુકમ આપ્યો કે તેમના વેરામાં ઘટાડો કરે.

(૧૫૪/૨૩૩૦) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ સીંગીયા મૂકાવી. આપે સીંગી મૂકનારને મહેનતાણું આપ્યું. જો એ હરામ હોત તો આપ મહેનતાણું ન આપત.

**તે વસ્તુઓનો વેપાર જેમનું પહેરવું પુરૂષો અને સ્ત્રીઓ માટે મકરૂહ છે**

(૧૫૫/૨૩૩૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમર (રદિ.) પાસે એક રેશમી જોડી મોકલી (હઝરત ઉમરે તે પહેરી લીધી.) હુઝૂરે જ્યારે તેમને પહેરેલી હાલતમાં જોયા ત્યારે ફરમાવ્યું : મેં તમારા પહેરવા માટે એ મોકલી નથી. એ તો તે માણસ પહેરે છે જેનો આખિરતમાં કોઈ હિસ્સો હોતો નથી. મેં એટલા માટે તમને મોકલી હતી કે તમે એનાથી લાભ ઉઠાવો કિંવા વેચી દો.

(૧૫૬/૨૩૩૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે : મેં એક ગાદલો ખરીદ્યો, જેના પર તસ્વીરો હતી. રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે તે

જોયો ત્યારે દરવાજા પર જ ઉભા થઈ ગયા. અંદર દાખલ થયા નહીં. મેં આપના ચહેરા ઉપર અણગમાના ચિન્હો જોઈને કહ્યું કે યા રસૂલલ્લાહ ! મારાથી શું ભુલ થઈ ગઈ ? જે ભૂલ થઈ ગઈ હોય તેનાથી હું ખુદા અને ખુદાના રસૂલ સામે તૌબા કરું છું. પૂછયું, આ ગાદલો કેવો છે ? મેં કહ્યું : આપના બેસવા માટે મેં ખરીદયો છે, જેથી એના પર આપ આરામ ફરમાવો અને એનો ટેકો લો. ફરમાવ્યું : આ તસ્વીરવાળાઓને કિયામતના દિવસે અઝાબ થશે. તેમને કહેવામાં આવશે કે, જે કાંઈ તમે બનાવ્યું હતું તેમાં હવે જીવ મૂકો. જે ઘરમાં આ તસ્વીરો હોય છે ત્યાં ફરિશ્તાઓ દાખલ થતાં નથી.

**સામાનવાળાને કિંમત (મુકર્રર કરવા)નો સૌથી વધુ હક છે.**

(૧૫૭/૨૩૩૩) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ બની નજ્જારને કહ્યું હતું કે બની નજ્જાર ! મારી પાસેથી આ કમ્પાઉન્ડવાળા બાગની કિંમત માંગી લો. એ બાગમાં અમુક ઉજ્જડ ભાગ અને અમુક ખજુરીના ઝાડો હતાં.

**કેટલી મુદ્દત સુધી (વેચાણ રદ કરવાનો) અધિકાર બાકી રહે છે**

(૧૫૮/૨૩૩૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વેચનાર અને ખરીદનાર જ્યાં સુધી (વેચાણના સ્થળેથી) જુદા ન પડી જાય ત્યાં સુધી તેમને પોતાના ખરીદ વેચાણને રદ કરવાનો અધિકાર રહે છે અથવા વેચાણમાં રદ કરવાનો અધિકાર લઈ લેવામાં આવે.

(૧૫૯/૨૩૩૫) હઝરત નાફિઅ કહે છે કે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને જો કોઈ વસ્તુ સારી લાગતી અને તેને ખરીદી લેતા તો તરત વેચનારથી અલગ થઈ જતા. (જેથી વેચનાર વેચાણ રદ ન કરી શકે.)

(૧૬૦/૨૩૩૬) હઝરત હકીમ ઈબ્ને હિઝામ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, વેચનાર અને ખરીદનાર જ્યાં સુધી એકબીજાથી અલગ ન થઈ જાય ત્યાં સુધી તેમને અધિકાર બાકી રહે છે.

**ઈખ્તિયારની મુદ્દત મુકર્રર ન કરે તો વેચાણ જાઈઝ છે ?**

(૧૬૧/૨૩૩૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે વેચનાર અને ખરીદનાર જ્યાં સુધી એકબીજાથી અલગ ન થઈ જાય ત્યાં સુધી તેમને અધિકાર બાકી રહે છે અથવા એક માણસ બીજા માણસને કહી દે કે તને ઈખ્તિયાર છે (તે વખતે ઈખ્તિયાર કાયમ રહે છે).

**વેચનાર અને ખરીદનાર જ્યાં સુધી અલગ ન પડે ત્યાં સુધી રદ કરવાના અધિકારી છે.**



**ઈબ્ને ઉમર, શુરૈહ, શઅબી, તાઉસ અતા અને ઈબ્ને અબૂ મુલૈકાનું આ જ કથન છે**

(૧૬૨/૨૩૩૮) હઝરત હકીમ ઈબ્ને હિઝામ (રદિ.) કહે છે કે રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, વેચનાર અને ખરીદનાર જ્યાં સુધી છુટા ન પડે ત્યાં સુધી તેમને રદ કરવાનો ઈખ્તિયાર છે. જો બંને સાચું બોલશે અને એબ જાહેર કરી દેશે તો ખરીદ-વેચાણમાં બંનેને બરકત મળશે. જો જૂઠું બોલશે અને એબ છુપાવશે તો ખરીદ-વેચાણની બરકત મિટાવી દેવામાં આવશે.

(૧૬૩/૨૩૩૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વેચનાર અને ખરીદનારમાંથી દરેકને બીજાની સામે ઈખ્તિયાર છે, જ્યાં સુધી કે એકબીજાથી છુટા ન પડી જાય. હા, બયએ બિલ ખયાર (ઈખ્તિયાર સાથેનું વેચાણ) હોય તો છુટા પડયા પછી પણ ઈખ્તિયાર રદ થતો નથી.

**જો વેચનાર અને ખરીદનારમાંથી કોઈ માણસ બીજાને વેચાણ થઈ ગયા પછી રદ કરવાનો ઈખ્તિયાર આપે તો ઈખ્તિયાર રદ થતો નથી, વેચાણ નક્કી થઈ ગયું.**

(૧૬૪/૨૩૪૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે બે માણસ પરસ્પર ખરીદ-વેચાણ કરે ત્યારે જ્યાં સુધી સાથે રહેશે, એકબીજાથી છુટા પડે નહીં ત્યાં સુધી દરેકને (વેચાણ રદ કરવાનો) ઈખ્તિયાર છે. (છુટા પડી ગયા પછી વેચાણ રદ કરવાનો ઈખ્તિયાર રહેતો નથી) જો કોઈ બીજાને રદ કરવાનો ઈખ્તિયાર આપી દેશે અને તેના પર વેચાણ થશે તો વેચાણ ચોક્કસ થઈ જશે. જો વેચાણ કર્યા પછી બન્ને છુટા પડી જાય અને કોઈ વેચાણને ન છોડે તો પણ વેચાણ ચોક્કસ થઈ જાય છે.

**જો વેચનારને રદ કરવાનો ઈખ્તિયાર હોય તો શું વેચાણ જાઈઝ છે ?**

(૧૬૫/૨૩૪૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : વેચનાર અને ખરીદનાર વચ્ચે વેચાણ જરૂરી બની જતું નથી જ્યાં સુધી કે એક બીજાથી છુટા ન પડી જાય અથવા ઈખ્તિયાર સાથેનું વેચાણ હોય (તો છુટા પડયા પછી પણ વેચાણ જરૂરી બની જતું નથી).

(૧૬૬/૨૩૪૨) હઝરત હકીમ ઈબ્ને હિઝામ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : વેચનાર અને ખરીદનાર જ્યાં સુધી એકબીજાથી છુટા ન પડે ત્યાં સુધી મુખતાર છે. હમ્મામ કહે છે : મારી કિતાબમાં એ રીતે લખેલું હતું કે ઈખ્તિયાર ત્રણવાર છે. હવે જો

બન્ને સાચું બોલશે અને વસ્તુ અને કિંમતની એબ જાહેર કરશે તો ખરીદ-વેચાણમાં બંનેને બરકત મળશે અને જો જૂઠું બોલશે અને એબ છુપાવશે તો શક્ય છે કે તેમને થોડોક લાભ મળે, પરંતુ ખરીદ-વેચાણની બરકત તેઓ પોતે ગુમાવી દેશે.

## જો ખરીદનારે કોઈ વસ્તુ ખરીદી અને અલગ થતા પહેલાં કોઈને તે વસ્તુ ભેટ આપી દીધી અને વેચનાર કંઈ બોલ્યો નહીં તો શું ઈખ્તિયાર ખત્મ થઈ જાય છે ?

(૧૬૭/૨૩૪૩) તાઉસનું કથન છે કે, જો વેચનારની ખુશીથી કોઈ વસ્તુ ખરીદે અને ખરીદનાર તેને વેચી દે તો કિંમત અને નફો બંને ખરીદનારનું છે.

(૧૬૮/૨૩૪૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે એક સફરમાં હતા. હું હઝરત ઉમર (રદિ.)ની એક નવી અને તોફાની ઊંટણી પર સવાર હતો, જે મારા કાબૂમાં આવતી ન હતી અને બધા લોકો કરતાં આગળ નીકળી જતી હતી. હઝરત ઉમર તેને ધમકાવીને પાછળ કરી દેતા હતા. તે પાછી આગળ નીકળી જતી હતી. હઝરત ઉમર તેને ફરી ધમકાવીને પાછળ કરી દેતા હતા. આ જોઈને રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમરને કહ્યું કે એ મને વેચી દો. હઝરત ઉમરે વેચી દીધી. હુઝૂરે કહ્યું કે અબ્દુલ્લાહ, હવે એ તમારી છે, જે ઈચ્છો તે કરો.

(૧૬૯/૨૩૪૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં હઝરત ઉસ્માન (રદિ.)ને વાદી સ્થળે થોડોક માલ તે માલના બદલામાં વેચ્યો જે હઝરત ઉસ્માનનો ખૈબરમાં હતો. જ્યારે અમે ખરીદ-વેચાણ કરી ચૂક્યા ત્યારે હું પાછલા પગે તેમના મકાનમાંથી એવા ભયે નીકળી ગયો કે ક્યાંક તેઓ વેચાણ રદ ન કરી નાખે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)નું એવું ફરમાન હતું કે, જ્યાં સુધી વેચનાર અને ખરીદનાર એકબીજાથી અલગ ન થઈ જાય ત્યાં સુધી વેચાણ રદ કરવાના મુખ્તાર છે, જેથી જ્યારે વેચાણ પૂરૂં થઈ ગયું ત્યારે હું સમજી ગયો કે મારા લીધે તેમને નુકસાન થયું. મેં તેમને 'સમૂદની જમીન' તરફ ત્રણ દિવસના અંતરે જવાની તક આપી અને તેમણે મને મદીના તરફ ત્રણ દિવસના અંતરે જવાની તક આપી.

## વેચાણમાં છેતરપિંડી કરવી નાજાઈઝ છે

(૧૭૦/૨૩૪૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) સામે એક માણસની વાતચીત નીકળી કે ખરીદ-વેચાણમાં તેની સાથે છેતરપિંડી કરવામાં આવે છે. આપે તેને કહ્યું કે, જ્યારે તમે ખરીદ-વેચાણ કરો



ત્યારે કહી દો કે છેતરપિંડી કરવી નહીં.

## બજાર વિષે હદીસો

(૧૭૧/૨૩૪૭) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઓફ (રદિ.) કહે છે કે, જ્યારે અમે મદીના આવ્યા ત્યારે પૂછયું કે, શું અહીં કોઈ વેપારીમથક છે ? જાણવા મળ્યું કે, કૈનકાઅનું બજાર છે.

(૧૭૨/૨૩૪૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબ્દુર્રહમાને કહ્યું હતું : મને બજારનો રસ્તો બતાવી દો.

(૧૭૩/૨૩૪૯) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું હતું કે મને બજારોમાં વેપારી કારોબારે (હદીસ મેળવવાથી) દૂર રાખ્યો.

(૧૭૪/૨૩૫૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, એક લશ્કર કઅબા પર ચઢાઈ કરશે. જ્યારે 'બયદા' મેદાનમાં પહોંચશે ત્યારે અલ્લાહ તઆલા તેમના આગળ પાછળના બધા માણસોને જમીનમાં ધસાવી દેશે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદા તઆલા તેમના આગળ પાછળના બધા માણસોને ધસાવી દેશે, જો કે લશ્કરમાં તો બજારના લોકો પણ હશે અને તે લોકો પણ હશે જે તેમના લશ્કરમાં દાખલ નહીં હોય. ફરમાવ્યું : બધાને જ ધસાવી દેવામાં આવશે, પરંતુ કિયામતના દિવસે પોતપોતાની નિય્યત પ્રમાણે ઉઠાવવામાં આવશે.

(૧૭૫/૨૩૫૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, જમાઅત સાથે નમાઝ પઢવી બજાર (દુકાન) અથવા ઘરમાં નમાઝ પઢવાથી વીસ કરતાં કંઈક વધુ ગણી ફઝીલત ધરાવે છે. કારણ કે, જે માણસ બરાબર વુઝૂ કરીને ફક્ત નમાઝના ઈરાદાથી મસ્જિદમાં આવે છે તેનો દરેક કદમ પર એક દરજ્જો વધે છે અને એક ગુનોહ ઓછો થાય છે. તમારામાંથી જ્યાં સુધી કોઈ પોતાની નમાઝની જગ્યા પર રહે છે ત્યાં સુધી તેના માટે ફરિશ્તા દુઆ કરે છે અને કહે છે કે અય અલ્લાહ ! એને બખ્શી દે. અય અલ્લાહ ! એના પર રહમ કર. એ શરતે કે (દુનિયાની) કોઈ વાત ન કરે અને નમાઝની જગ્યા પર બેસીને કોઈને તકલીફ ન પહોંચાડે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જ્યાં

---

(૧૭૪/૨૩૫૦) એ લશ્કરમાં એવા લોકો પણ હશે જે માત્ર તાબેદાર હોવાના કારણે સાથે ગયા. જેમકે નોકર-ચાકરો, રસોઈયાઓ વગેરે, અથવા જેમને બળપૂર્વક સાથે લઈ જવામાં આવ્યા હોય, અથવા લોકો જેમને કંઈ ખબર ન હોય કે લશ્કર કયા ઈરાદાથી ક્યાં જઈ રહ્યું છે. તેઓ માત્ર વેપાર ધંધો કરવાના ઈરાદે લશ્કર સાથે ગયા હોય તો એવા લોકો પણ જમીનની અંદર ધસી જશે. અર્થાત્ દટાઈ મરશે. જો કે કિયામતમાં એ કારણે એમને સજા નહીં થાય.

સુધી નમાઝના વિચારથી માણસ થોભે તે નમાઝમાં જ ગણવામાં આવે છે.

(૧૭૬/૨૩૫૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એકવાર હુઝૂર (સલ.) બજારમાં હતા. એક માણસે અવાજ દીધો : અબૂલ કાસિમ ! હુઝૂરે તે તરફ ફરીને જોયું. તેણે કહ્યું કે, મેં (આપને નહીં) તેને અવાજ દીધો હતો. આપે ફરમાવ્યું, મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિયત ન રાખો.

(૧૭૭/૨૩૫૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક માણસે 'બકીઅ' નામે કબ્રસ્તાનમાં અવાજ દીધો : અબૂલ કાસિમ ! હુઝૂર (સલ.)એ તે બાજુ ગરદન ફેરવીને જોયું. તેણે કહ્યું : મેં આપને અવાજ દીધો નથી. આપે ફરમાવ્યું કે, મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિયત ન રાખો.

(૧૭૮/૨૩૫૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક વાર દિવસના પાછલા ભાગમાં હુઝૂર (સલ.) નીકળ્યા. (રસ્તામાં) ન મેં હુઝૂરને કંઈ કહ્યું, ન આપે મારી સાથે કોઈ વાત કરી. અહીં સુધી કે કૈનકાઅના બજારમાં પહોંચ્યા અને ફાતિમા (રદિ.)ના ઘરની સહનમાં બેસી ગયા. પૂછ્યું, શું છોકરો છે ? શું છોકરો છે ? હઝરત ફાતિમાએ હઝરત હસનને થોડીવાર રોકી લીધા. મેં વિચાર કર્યો કે કદાચ હઝરત ફાતિમા ઈમામ હસનને હાર પહેરાવી રહ્યાં છે અથવા નવડાવી રહ્યાં છે. થોડીવાર પછી હઝરત હસન દોડતા આવ્યા. આપે તેમને ગળે વળગાડયા, પ્યાર કર્યો અને કહ્યું કે, અય અલ્લાહ ! એનાથી મુહબ્બત કર અને એની સાથે મુહબ્બત કરનારાઓ સાથે મુહબ્બત કર.

(૧૭૯/૨૩૫૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં લોકો (નવાગંતુક) કાફલા પાસે જઈને અનાજ ખરીદી લેતા હતા. હુઝૂરે (સલ.) કાફલાવાળાઓ પાસે કોઈને મોકલી દેતા હતા અને કહી દેતા હતા કે જ્યાં સુધી વેચવાના મથક પર ન લઈ આવો ત્યાં સુધી (મથકથી દૂર રહીને) ન વેચો. હઝરત ઈબ્ને ઉમર કહે છે કે, જ્યાં સુધી ખરીદેલા અનાજનો કબજો લેવામાં ન આવે ત્યાં સુધી વેચવામાં ન આવે.

## બજારમાં શોરબકોર કરવો મકરૂહ છે

(૧૮૦/૨૩૫૬) હઝરત અતા ઈબ્ને યસાર કહે છે : હું હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.)ને મળ્યો. મેં તેમને કહ્યું કે, તમે હુઝૂર (સલ.)ના તે ગુણો બયાન કરો, જે તૌરાતમાં છે. હઝરત અબ્દુલ્લાહે જવાબ આપ્યો : હા, તૌરાતમાં રસૂલુલ્લાહ (સલ.)ના અમુક ગુણો તો તે જ છે જે કુર્આનમાં છે. જેમ કે તૌરાતમાં આવ્યું છે : અય નબી !



અમે તમને મોકલ્યા છે સાક્ષી આપવા, ખુશખબરી સંભળાવવા, અલ્લાહના અઝાબથી ડરાવવા, અભણ લોકોને આશ્રય આપવા, તમે મારા બંદા છો, મારા રસૂલ છો, મેં તમારૂં નામ મુતવક્કિલ રાખ્યું છે. તમે ચારિત્ર્યહીન નથી. પથ્થર દિલ નથી. તમે બજારમાં શોરબકોર કરતા નથી. બુરાઈનો બદલો બુરાઈથી આપતા નથી, બલ્કે જવા દો છો. માફ કરો છો. જ્યાં સુધી તમારા કારણે ઉંધા રસ્તે ચાલનારી કોમ સીધા રસ્તા પર ન આવી જાય, **"લાઈલાહ ઈલલ્લાહ"** ને માનનારી ન બની જાય, અંધ આંખો જોતી ન થઈ જાય, બહેરા કાન અને (જહાલતના) પરદાઓમાં છુપાયેલા દિલ ખુલી ન જાય ત્યાં સુધી ખુદા તઆલા તમારી રૂહ ખેંચશે નહીં.

**અનાજ માપવાની મજુરી વેચનાર અને દેનારના ઉપર છે. ખુદા તઆલા ફરમાવે છે : 'ઈઝા કાલુહુમ અવ વઝનૂહુમ યુખ્સિરૂન' યાને જ્યારે તેમને માપીને અથવા તોલીને આપે તો ઓછું આપે. (આ આયતનો ટુકડો છે જેની તફસીર નજીકમાં જ આવશે)**

(૧૮૧/૨૩૫૭) હઝરત ઉસ્માન (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, જ્યારે વેચો ત્યારે પોતે માપીને આપો અને ખરીદો ત્યારે મપાવીને લો.

(૧૮૨/૨૩૫૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ માણસ અનાજ ખરીદે તો જ્યાં સુધી તેનો કબ્જો ન મેળવે ત્યાં સુધી ન વેચે.

(૧૮૩/૨૩૫૯) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મારા પિતાની વફાત થઈ ત્યારે તેમના પર દેવું હતું. મારામાં બધું દેવું ચુકવવાની શક્તિ ન હતી એટલે હુઝૂર (સલ.) પાસે ભલામણ કરાવી. હુઝૂરે ભલામણ કરી, પરંતુ લેણદારો માન્યા નહીં. છેવટે હુઝૂરે મને કહ્યું કે જઈને દરેક પ્રકારના ખજૂરના અલગ અલગ ઢગ ખડકો. 'અજવા' અલગ કરો અને 'અઝકે ઝેદ' અલગ કરો. મેં હુકમનું પાલન કર્યું અને હુઝૂરને કહેવડાવ્યું. આપ આવ્યા અને ખજૂરના ઢગ પર બેસી ગયા. પછી મને કહ્યું કે, માપીને લોકોને આપો. હુકમ અનુસાર મેં માપીને દેવાનું શરૂ કર્યું. અહીં સુધી કે બધાનું દેવું ચૂકવી દીધું અને ખજૂર તેવું જ રહ્યું. એવું લાગતું હતું કે, તેમાંથી કંઈ ઓછું થયું નથી. બીજી રિવાયતમાં છે કે, હઝરત જાબિર લેણદારોને માપીને આપતા રહ્યા. અહીં સુધી કે તેમનું દેવું ચૂકવી દીધું. બીજી એક રિવાયતમાં છે કે, હુઝૂરે હઝરત જાબિરને કહ્યું હતું કે, ખજૂર કાપીને બધું દેવું ચૂકવી દો.

## ખરીદ-વેચાણ વખતે માપવું મુસ્તહબ છે

(૧૮૪/૨૩૬૦) ઈબ્ને મઅદીકરિબ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અનાજને (ખરીદ-વેચાણ વખતે) માપી લો, તમને બરકત મળશે.

## રસૂલુલ્લાહ (સલ.)ના 'સાઅ' અને 'મુદ'ની બરકતનું બયાન

(૧૮૫/૨૩૬૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જેવી રીતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ મક્કાને હરમ ઠેરવ્યું અને તેના માટે દુઆ કરી હતી તેવી જ રીતે મેં મદીનાને હરમ ઠેરવ્યું અને મદીનાના 'મુદ' અને 'સાઅ' માટે દુઆ કરી.

(૧૮૬/૨૩૬૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દુઆ માંગી હતી : એમને યાને મદીનાવાસીઓને એમના માપમાં બરકત આપ અથવા એમના 'સાઅ' અને 'મુદ'માં બરકત આપ.

## અનાજનો કબજો મેળવતાં પહેલાં વેચવાનું બયાન અને અનાજની સંગ્રહખોરીની મનાઈ

(૧૮૭/૨૩૬૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જે લોકો અનાજ આશરે (તોલ કર્યા વગર) ખરીદતા હતા તેમને હુકમ હતો કે, જ્યાં સુધી પોતાના મથક પર અનાજ ન લઈ જાય ત્યાં સુધી ન વેચે.

(૧૮૮/૨૩૬૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, કબજો મેળવ્યા વગર રસૂલુલ્લાહ (સલ.)એ અનાજ વેચવાની મનાઈ ફરમાવી છે. કારણ કે, હકીકતમાં આ રૂપિયાનું રૂપિયાના બદલે વેચાણ થશે અને અનાજને એમાં દખલ નહીં હશે.

(૧૮૯/૨૩૬૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ માણસ અનાજ ખરીદે તો કબજો લીધા વગર તેને વેચે નહીં.

(૧૯૦/૨૩૬૬) ઝુહરી કહે છે કે, એકવાર માલિક ઈબ્ને ઔસે કહ્યું કે કોઈ 'બય્એ સર્ફ' કરે છે ? (દિનાર અશરફીઓના બદલે દિરહમ આપે છે ?) તલહાએ કહ્યું : હું આપીશ, પરંતુ જંગલમાંથી જરા ખઝાનચીને આવી જવા દો. સુફિયાન કહે છે, ઝુહરી પાસેથી અમે આ જ કથન સાંભળ્યું છે. એમાં કોઈ વધારો નથી. હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) કહેતા હતા કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે જો હાથોહાથ ન હોય તો સોનાનો ચાંદી સાથે, ઘઉંનો ઘઉં સાથે, ખજૂરનો ખજૂર સાથે અને જવનો જવ સાથે બદલો કરવો વ્યાજ છે.

(૧૮૮/૨૩૬૪) કોઈપણ વસ્તુને ખરીદવા પછી જ્યાં સુધી તે ખરીદનારના કબજામાં સંપૂર્ણપણે ન આવી જાય ત્યાં સુધી તેને વેચવી જાઈઝ નથી.



## જો કોઈ વસ્તુ પોતાના કબજામાં ન હોય તો તેના વેચવાનો શું હુકમ છે ?

(૧૯૧/૨૩૬૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ તો ફક્ત અનાજ કબજો લીધા વગર વેચવાની મનાઈ ફરમાવી છે, પરંતુ મારા ખ્યાલ મુજબ બધી વસ્તુઓનો આ જ હુકમ છે.

(૧૯૨/૨૩૬૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ અનાજ ખરીદે તો જ્યાં સુધી તેનો પૂરેપૂરો કબજો ન લઈ લે ત્યાં સુધી ન વેચે.

## જો કોઈ તોલ-માપ વગર અંદાજથી અનાજ ખરીદે તો જ્યાં સુધી તેને પોતાના મથક પર લઈ જવામાં ન આવે ત્યાં સુધી ન વેચે. આ મસ્અલામાં સુન્નત હુકમ શું છે ?

(૧૯૩/૨૩૬૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મેં લોકોને જોયા કે માપ તોલ વગર માત્ર અંદાજ કાઢીને અનાજ ખરીદતા હતા. તેમને હુકમ હતો કે, જ્યાં સુધી અનાજને પોતાના મથક પર ન લઈ જાય ત્યાં સુધી ન વેચે.

## જો કોઈ માણસ કંઈક સામાન અથવા કોઈ જાનવર ખરીદીને વેચનાર પાસે જ રહેવા દે, પોતે કબજો ન કરે. વેચનાર બીજા કોઈ માણસને તે વેચી દે અથવા જાનવર વેચનાર પાસે મરી જાય તો શું હુકમ છે ?

(૧૯૪/૨૩૭૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જે વસ્તુ વેચાણ વખતે જીવંત અને સારી હોય તે ખરીદારની માલિકીની થઈ ગઈ. (હવે જો તે વસ્તુ તબાહ થઈ જશે તો ખરીદારની તબાહ થશે.)

(૧૯૫/૨૩૭૧) હઝરત આઈશા (રદિ.) કહે છે : એવા દિવસો ઘણા ઓછા હતા કે હુઝૂર (સલ.) સવારે અથવા સાંજે હઝરત અબૂબક્રના મકાન પર ન આવતા હોય. જ્યારે હુઝૂરને મક્કાથી હિજરત કરી જવાનો હુકમ થયો ત્યારે બપોરના સમયે આપ આવ્યા. અમે ગભરાઈ ગયા (કે કસમયે આપનું આગમન કેમ થયું ?) હઝરત અબૂબક્રને આપના આગમનની ખબર આપવામાં આવી. હઝરત અબૂબક્રે કહ્યું : ઝરૂર કોઈ નવી વાતના કારણે હુઝૂર અત્યારે આવ્યા છે. હઝરત અબૂબક્ર આવ્યા, આપે ફરમાવ્યું કે તમારી પાસે જે લોકો હોય તેમને અલગ કરી દો. હઝરત અબૂબક્રે કહ્યું કે, ફક્ત મારી બે પુત્રીઓ આઈશા અને અસ્મા છે, બીજું કોઈ નથી. નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : શું તમને ખબર છે કે મને

વેચાણ જરૂરી બની જાય. 'મુલામસત'નો અર્થ એ છે કે ખરીદાર (અંધકારમાં કપડાને માત્ર હાથથી સ્પર્શ કરે, આંખથી ન જુએ. મોથી બન્ને પક્ષો કબૂલ રાખે અને વેચાણ જરૂરી બની જાય.

(૨૦૫/૨૩૮૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે હુઝૂર (સલ.)એ બે પ્રકારના લિબાસની મનાઈ ફરમાવી છે અને બે પ્રકારના વેચાણની પણ મનાઈ ફરમાવી છે. એક લિબાસ તો એ છે કે માણસ ઘુંટણ ઉંચકીને બેસે, ફકત એક કપડું પહેર્યું હોય અને ગુપ્ત ભાગ સામે આવી જાય. (બીજો લિબાસ એ છે કે ચારે બાજુથી એવો લપેટાયેલો હોય કે જરૂરત વખતે હાથ પણ કાઢી ન શકે) બે પ્રકારના વેચાણની કિંવા મુનાબઝત અને મુલામસતના વેચાણની.

**'મુનાબઝત'ના વેચાણનો હુકમ**

(૨૦૬/૨૩૮૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુનાબઝતના વેચાણની મનાઈ ફરમાવી છે.

(૨૦૭/૨૩૮૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુનાબઝત અને મુલામસતની મનાઈ ફરમાવી છે.

(૨૦૮/૨૩૮૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બે પ્રકારના પોષાક અને બે પ્રકારના વેચાણ કિંવા મુલામસત અને મુનાબઝતની મનાઈ ફરમાવી છે.

**ગાય, બકરી અને ઊંટણી વગેરેના બાવલામાં અમુક વખતોનું દૂધ ભેગું થવા દઈને વેચવા માટે લઈ જવું જેથી ખરીદનાર આંચળ ભરાયેલા જોઈને સમજે કે આ જાનવર પુષ્કળ દૂધ આપે છે. આ પ્રકારના વેચાણની મનાઈ છે. ઈમામ બુખારી કહે છે કે 'મુસર્રાત' તે જાનવરને કહે છે કે જેનું દૂધ અમુક દિવસો સુધી બાવલામાં રહેવા દેવામાં આવ્યું હોય. કેટલાક દિવસ સુધી દોહવામાં આવ્યું ન હોય**

(૨૦૯/૨૩૮૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઊંટણીઓ અને બકરીઓના બાવલામાં દૂધ ભેગું ન કરી રાખો. જો કોઈ માણસ એવું જાનવર ખરીદે તો દૂધ દોહ્યા પછી તેને ઈખ્તિયાર છે ઈચ્છે તો પાછું ન આપે અને ઈચ્છે તો જાનવર પાછું આપી દે અને (દૂધના બદલામાં) એક સાઅ ખજૂર આપી દે. હઝરત અબૂ હુરૈરાની બીજી એક રિવાયતમાં પણ ખજૂર આપવાનો જ ઉલ્લેખ છે, પરંતુ ઈબ્ને સીરીનની એક રિવાયતથી જાણવા મળે છે કે, દૂધના બદલામાં (કોઈ જાતનું) એક સાઅ અનાજ આપી દે અને ખરીદનારને ત્રણ દિવસ સુધી પાછું આપવાનો અધિકાર





છે. ઈબ્ને સીરીનની બીજી રિવાયતમાં છે કે, એક સાઅ ખજૂર જ આપી દે. આ રિવાયતમાં ત્રણ દિવસનો ઈખ્તિયાર હોવાનો ઉલ્લેખ નથી. ઈમામ બુખારી કહે છે કે, મોટા ભાગની રિવાયતોમાં ખજૂર આપવાનો જ ઉલ્લેખ છે.

(૨૧૦/૨૩૮૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, જો કોઈ માણસ એક બકરી ખરીદે અને તેના બાવલામાં દૂધ ભેગું થવા દીધું હોય તો કાઢી શકે છે, પરંતુ પાછી આપતી વખતે એક સાઅ ખજૂર પણ આપવું પડશે. હઝરત ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે, હુઝૂર (સલ.)એ એ વાતની મનાઈ ફરમાવી છે કે, લોકો પહેલેથી શહેર બહાર જઈને કાફલા પાસેથી અનાજ ખરીદે.

(૨૧૧/૨૩૮૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આગળ વધીને (શહેર બહાર જઈને) કાફલા પાસેથી અનાજ ખરીદો નહીં. કોઈ માણસ બીજાના વેચાણ પર વેચાણ ન કરે. 'નજશ' વેચાણ ન કરો. કોઈ શહેરી ગામડાવાસીઓનું અનાજ ન વેચે. બકરીઓના બાવલાંઓમાં દૂધ ભેગું કરી રાખો નહીં. જો કોઈ એવી બકરી ખરીદે તો દૂધ દોહ્યા પછી તેને ઈખ્તિયાર છે, પસંદ હોય તો રાખી લે, પસંદ ન હોય તો પાછી આપી દે, પરંતુ (દૂધના બદલામાં) એક સાઅ ખજૂર પણ આપે.

**દૂધ ભેગું કરેલી બકરી પાછી આપવાનો હક છે અને દૂધના બદલામાં એક સાઅ ખજુર આપવું જરૂરી છે**

(૨૧૨/૨૩૮૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ માણસ દૂધ ભેગું કરેલી બકરી ખરીદે તો દોહ્યા પછી તેને ઈખ્તિયાર છે. પસંદ હોય તો રાખી લે, ન પસંદ હોય તો દૂધના બદલામાં એક સાઅ ખજુર આપી દે.

**વ્યભિચારી ગુલામને વેચવાનો હુકમ**

(૨૧૩/૨૩૮૯) સુરૈહનું કથન છે કે, જો કોઈ માણસ ગુલામ ખરીદે અને પાછળથી ખબર પડે કે ગુલામ વ્યભિચારી છે તો વ્યભિચારની એબના કારણે પાછો આપી શકે છે.

(૨૧૪/૨૩૯૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ

(૨૧૨/૨૩૮૮) કોઈ દુધારા જાનવરનું દૂધ બે-ત્રણ વખત ન દોહીને તેનું બાવલું મોટું દેખાય અને ખરીદનાર તેને વધુ દૂધ આપનાર જાનવર સમજીને વધારે ભાવ આપે, એ પ્રકારની યુક્તિ કરવી એ ખરીદનારને છેતરવા સમાન છે, જે જાઈઝ નથી.

ફરમાવ્યું કે, જો કોઈ લોંડી વ્યભિચાર કરે અને વ્યભિચાર જાહેર થઈ જાય તો તેને કોરડા મારવા જોઈએ, પરંતુ લાનતાન ન કરવું જોઈએ. જો તે બીજીવાર વ્યભિચાર કરે અને વ્યભિચાર સાબિત થઈ જાય તો શરઈ હદ મુજબ ફટકારવી જોઈએ, પરંતુ લાનતાન ન કરવું જોઈએ. પછી જો તે ત્રીજીવાર વ્યભિચાર કરે તો વેચી દેવી જોઈએ, ભલેને વાળની ગુંથેલી એક રસ્સીના બદલામાં જ હોય.

(૨૧૫/૨૩૯૧) હઝરત અબૂ હુરૈરા અને ઝેદ ઈબ્ને ખાલિદ (રદિ.) રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો લોંડી વ્યભિચાર કરે અને પતિવાળી ન હોય તો તેને શરઈ હદ ફટકારવી જોઈએ. બીજીવાર ઝિનાકારી કરે તો કોરડા મારો. ત્રીજીવાર ઝિનાખોરી કરે તો વેચી મારો. ભલેને વાળની એક રસ્સીના બદલામાં જ હોય.

**ઓરતો સાથે ખરીદ-વેચાણ કરવાનું બયાન**

(૨૧૬/૨૩૯૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે અંદર આવ્યા ત્યારે મેં આપને (બરીરાની કહાણી) કહી. આપે ફરમાવ્યું કે, એને ખરીદીને આઝાદ કરી દો. વલાનો હક તે જ માણસોનો છે જે આઝાદ કરે. પછી બપોર પછી હુઝૂર ઉભા થયા અને ખુદા તઆલાના યોગ્ય વખાણ પછી ફરમાવ્યું : અમ્મા બાદ, લોકો એવી શરતો શા માટે લગાડે છે જે કિતાબુલ્લાહમાં નથી. જો કોઈ માણસ એવી શરત કરશે, જે કિતાબુલ્લાહમાં નથી. તો ભલેને સો શરતો કરે, પરંતુ બધી બેકાર છે. ખુદા તઆલાની શરત સૌથી વધુ મજબૂત અને કબૂલ કરવા લાયક છે.

(૨૧૭/૨૩૯૩) હઝરત આઈશા (રદિ.) કહે છે : મેં બરીરાને ખરીદવા વિષે ભાવ કર્યા. હુઝૂર (સલ.) નમાઝ માટે ગયા હતા. જ્યારે પાછા ફર્યા ત્યારે મેં કહ્યું કે બરીરાના માલિક એવી શરત વગર કે વલાનો હક તેમનો રહેશે, બરીરાને વેચવાનો ઈન્કાર કરે છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે વલાનો હક તેનો છે, જે આઝાદ કરે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વલાનો હક તેનો છે જે આઝાદ કરે. હમ્મામ કહે છે : મેં નાફિઅને પૂછ્યું કે બરીરાનો પતિ આઝાદ હતો કે ગુલામ ? નાફિએ જવાબ આપ્યો કે, હઝરત ઈબ્ને ઉમરે મને એ બતાવ્યું નથી.

**શું આ જાઈઝ છે કે, શહેરી માણસ ગામડિયા તરફથી તેનો માલ લઈને મહેનતાણું લીધા વગર માત્ર તેની ભલાઈ ખાતર વેચી આપે ?**



(૨૧૮/૨૩૯૪) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જે કોઈનો ભાઈ તેની સાથે ભલાઈ કરવા માંગતો હોય તો યોગ્ય છે કે તેની ભલાઈ કરે.

(૨૧૯/૨૩૯૫) હઝરત જરીર (રદિ.) કહે છે : મે હુઝૂર (સલ.)ના હાથ પર એવી શરતે બયઅત કરી કે, તૌહીદ અને રિસાલતનો ઈકરાર કરીશ, કાયદેસર નમાઝ નિયમિત રીતે પઢીશ, ઝકાત આપીશ, હાકિમના હુકમનું પાલન કરીશ અને દરેક મુસલમાનની ભલાઈ કરીશ.

(૨૨૦/૨૩૯૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમે પહેલેથી જઈને કાફલાવાળાઓ પાસેથી અનાજ ખરીદો નહીં. કોઈ શહેરી કોઈ ગામડિયાનો માલ વેચે નહીં. તાઉસ કહે છે : મેં ઈબ્ને અબ્બાસને પૂછ્યું કે, શહેરી કોઈ ગામડિયાનો માલ વેચે નહીં, એનો શું અર્થ ? ઈબ્ને અબ્બાસે ફરમાવ્યું : હેતુ એ છે કે, ગામડાનો માલ વેચવાનો દલાલ ન બને.

**મઝદૂરી લઈને ગામડિયાનો માલ વેચવો મકરૂહ છે**

(૨૨૧/૨૩૯૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ એ વાતની મનાઈ ફરમાવી છે કે, કોઈ શહેરી ગામડિયાનો માલ વેચે. ઈબ્ને અબ્બાસનું પણ આ જ કથન છે.

**કોઈ શહેરી માણસ ગામડિયા પાસેથી દલાલી લઈને તેના માટે વસ્તુ ખરીદે નહીં. ઈબ્ને સીરીન અને ઈબ્રાહીમની નઝરે વેચનાર અને ખરીદનાર બન્ને પાસેથી દલાલી લેવી મકરૂહ છે.**

(૨૨૨/૨૩૯૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કોઈ માણસ પોતાના ભાઈની ખરીદી ઉપર કોઈ વસ્તુ ખરીદે નહીં. કોઈ શહેરી માણસ ગામડિયાને (દલાલી લઈને) ન વેચે. તમે લોકો 'નજશ' વેચાણ ન કરો.

(૨૨૩/૨૩૯૯) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે અમને એ વાતની મનાઈ કરવામાં આવી છે કે, કોઈ શહેરી ગામડિયાને (દલાલી લઈને) વેચે.

**શહેરની બહાર જઈને કાફલા પાસેથી પહેલેથી જ અનાજ ખરીદી લેવાની મનાઈ છે. આ વેચાણ રદ થવાને પાત્ર છે. આવું વેચાણ કરનારને જો મનાઈની ખબર હોય તો ગુનેહગાર છે. કારણ કે, એ છેતરપિંડીથી વેચાણ થાય છે. (કાફલાવાળાઓને શહેરના ભાવની ખબર હોતી**

**નથી. એ કારણે તેઓ અનાજ સસ્તું આપી દે છે.) કોઈ પ્રકારની છેતરપિંડી જાઈઝ નથી**

(૨૨૪/૨૪૦૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એ વાતની મનાઈ ફરમાવી છે કે પહેલેથી જઈને કાફલાવાળાઓ પાસેથી અનાજ ખરીદી લેવામાં આવે અને એની પણ મનાઈ ફરમાવવામાં આવી છે કે, કોઈ શહેરી માણસ ગામડિયાનો માલ દલાલી લઈને વેચે.

(૨૨૫/૨૪૦૧) તાઉસ કહે છે : મેં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને પૂછ્યું કે, કોઈ શહેરી માણસ ગામડિયાનો માલ વેચે નહીં, એનો શું હેતુ છે ? ઈબ્ને અબ્બાસે કહ્યું : તેનો દલાલ ન બને.

(૨૨૬/૨૪૦૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, જો કોઈ દૂધ રોકેલી બકરી ખરીદી લે (અને પાછી આપવા માંગતો હોય તો) તેની સાથે એક સાઅ ખજુર પણ આપે. અબ્દુલ્લાહ (રદિ.)એ એમ પણ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ આગળ વધીને કાફલાવાળાઓ પાસેથી અનાજ ખરીદવાની મનાઈ ફરમાવી છે.

(૨૨૭/૨૪૦૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી કોઈ માણસ બીજાના વેચાણ પર વેચાણ ન કરે. જ્યાં સુધી સામાન લાવીને બજારમાં મૂકી દેવામાં ન આવે ત્યાં સુધી ખરીદો નહીં. કિંવા બજારમાં લાવતાં પહેલાં સામાનના માલિકો પાસે જઈને તેમની પાસેથી ખરીદો નહીં.

**કાફલાવાળાઓને આગળ જઈને મળવાની ક્યાં સુધી મનાઈ છે ? (બે માઈલ, ચાર માઈલ કે એનાથી ઓછું-વધતું ?)**

(૨૨૮/૨૪૦૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : અમે પહેલેથી જઈને નવા આવનાર કાફલા પાસેથી અનાજ ખરીદી લેતા હતા. હુઝૂર (સલ.)એ અમને મનાઈ ફરમાવી છે કે, જ્યાં સુધી અનાજને બજારમાં લઈ જવામાં ન આવે ત્યાં સુધી ખરીદો નહીં. ઈમામ બુખારી કહે છે કે, બજારથી મુરાદ બજારનો શરૂઆતનો ભાગ છે. (જ્યાંથી વેપારીઓ બજારમાં દાખલ થાય છે.)

(૨૨૯/૨૪૦૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, લોકો બજારના શરૂઆતના ભાગમાં અનાજ ખરીદી લેતા હતા અને વેપાર મથક પર લાવીને વેચતા હતા. હુઝૂર (સલ.)એ એની મનાઈ ફરમાવી અને ફરમાવ્યું કે, મથક પર લાવીને વેચો. અહીંથી લોકો ઘેર લઈ જાય.

**જો વેચાણમાં અમુક નાજાઈઝ શરતો કરવામાં આવે તો શું હુકમ છે ?**

(૨૩૦/૨૪૦૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, બરીરા મારી પાસે આવ્યાં અને કહેવા લાગ્યાં કે મારા માલિકોએ મને નવ ઉકિયહ કિંમત આપવાની શરતે 'મુકાતબ' કરી દીધી છે જેમાંથી વાર્ષિક એક ઉકિયહ આપવાની રહેશે. તમે મને મદદ કરો. મેં કહ્યું કે, જો તારા માલિક આ શરત પર રાજી હોય કે વલાનો (વારસાનો) હક્ક મારો રહેશે તો હું પૂરી કિંમત ગણીને આપી દઈશ. બરીરાએ પોતાના માલિકોને જઈને વાત કરી, પરંતુ માલિકોએ આ શરતનો ઈન્કાર કર્યો. બરીરા પાછાં આવ્યાં તે વખતે રસૂલુલ્લાહ (સલ.) બેઠા હતા. આવીને કહેવા લાગ્યાં. મેં માલિકોને જઈને કહ્યું હતું, પરંતુ તેઓ કહે છે કે વલાનો હક અમારો રહેશે. હુઝૂરે બરીરાની આ વાત સાંભળી લીધી. તે પરથી મેં હુઝૂરે અકરમ (સલ.)ને વિગત જણાવી. આપે ફરમાવ્યું કે, તમે બરીરાને લઈ લો અને વલાનો હક માલિકો માટે જ માની લો. કારણ કે, દરેક રીતે વલાનો હક આઝાદ કરનારનો હોય છે. તે પછી હુઝૂર ઉભા થયા અને બહાર જઈને પ્રથમ ખુદા તઆલાના વખાણ કર્યા, પછી ફરમાવ્યું : લોકો ! એવી શરતો શા માટે મુકર્રર કરો છો જે કિતાબુલ્લાહમાં નથી. જે શરત કિતાબુલ્લાહમાં નથી તે બાતલ છે, ભલેને આ પ્રકારની સો શરતો કરવામાં આવે. ખુદા તઆલાનો હુકમ સૌથી વધુ અમલ-પાત્ર છે અને તેની કાયમ કરેલી શરતો સૌથી વધુ મજબૂત છે. વારસાનો હક્ક માત્ર આઝાદ કરનારનો છે.

**ખજુરના બદલે ખજુર વેચવાનો હુકમ**

(૨૩૧/૨૪૦૭) હઝરત ઉમર (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો ઘઉંના બદલે ઘઉં, જવના બદલે જવ અને ખજુરના બદલે ખજુર હાથો-હાથ (વેચાતું) ન હોય તો એવું વેચાણ વ્યાજ છે.

**સૂકી અને લીલી દ્રાક્ષના બદલે સૂકી અને લીલી દ્રાક્ષ અને અનાજના બદલે અનાજ વેચવાનો હુકમ**

(૨૩૨/૨૪૦૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'મુઝાબનત'ના વેચાણની મનાઈ ફરમાવી છે. 'મુઝાબનત'નું વેચાણ એ છે કે, તાજી ખજુરના બદલે સૂકી ખારેક બરાબર માપીને આપવામાં આવે અથવા લીલી દ્રાક્ષ બરાબર માપીને સૂકી દ્રાક્ષ આપવામાં આવે.

(૨૩૩/૨૪૦૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મુઝાબનતના વેચાણની મનાઈ ફરમાવી છે કિંવા તાજું ખજુર જે ઝાડ પર લાગેલું હોય તેને સૂકી ખારેકના બદલામાં એવી

રીતે વેચવામાં આવે કે વેચનાર કહી દે કે, જો ખજુર ખારેકથી ઓછું હશે તો હું બીજું આપીશ અને વધારે હશે તો વધારે ભાગ લઈ લઈશ. આ વેચાણ મના છે. હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, મને ઝેદ ઈબ્ને સાબિત કહેતા હતા કે હુઝૂરે અરાયામાં અંદાજી વેચાણની પરવાનગી આપી છે. (અરાયાની સ્પષ્ટતા આગળ આવે છે.)

### જવનો જવ સાથે બદલો કરવો

(૨૩૪/૨૪૧૦) ઝુહરી કહે છે કે, એકવાર માલિક ઈબ્ને ઔસે કહ્યું કે, મને સો અશરફીઓના દિરહમ કોણ આપે છે ? હઝરત તલ્હાએ કહ્યું : હું આપું છું. બન્ને સજ્જનો પરસ્પર રાજી થઈ ગયા. હઝરત તલ્હા અશરફીઓને ઉલટ પલટ કરવા લાગ્યા. પછી કહ્યું કે, જરા મારા ખઝાનચીને જંગલમાંથી આવવા દો. હઝરત ઉમર (રદિ.) આ વાત સાંભળી રહ્યા હતા. તેમણે માલિકને કહ્યું : તમે વસૂલ કર્યા વગર કદાપી અહીંથી જશો નહીં. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, જો હાથોહાથ ન હોય તો સોનાનો ચાંદી સાથે, ઘઉંનો ઘઉં સાથે, જવનો જવ સાથે અને ખજૂરનો ખજુર સાથે બદલો કરવો વ્યાજ છે.

### સોનાનો સોના સાથે બદલો કરવો

(૨૩૫/૨૪૧૧) હઝરત અબૂબક્રહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સોનાને સોનાના બદલે અને ચાંદીને ચાંદીના બદલે બરાબર વેચો. હા, સોનાને ચાંદીના બદલે અને ચાંદીને સોનાના બદલે જેમ ઈચ્છો તેમ વેચો.

### ચાંદીનો ચાંદી સાથે બદલો કરવો

(૨૩૬/૨૪૧૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) મળ્યા ત્યારે ઈબ્ને ઉમરે કહ્યું કે, તમે રસૂલુલ્લાહ (સલ.)ની આ કેવી હદીસ બયાન કરો છો (કે જો સોનાનો બદલો સોના સાથે હાથોહાથ ન હોય તો વ્યાજ છે) અબૂ સઈદે જવાબ આપ્યો : મેં 'સર્ફ વેચાણ' અંગે હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, સોનાનો બદલો સોના સાથે અને ચાંદીનો બદલો ચાંદી સાથે બરાબર થવો જોઈએ.

(૨૩૭/૨૪૧૩) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સોનાને સોનાના બદલામાં સરખું વેચો, ઓછું-વધતું ન કરો. આ બંને વસ્તુઓમાં રોકડને ઉધારના બદલે ન વેચો.

### અશરફીનો અશરફી સાથે કર્ઝ રૂપે બદલો કરવો જાઈઝ છે.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૩૫/૨૪૧૧) સોનાના બદલે સોનું અથવા ચાંદી તેમજ ચાંદીના બદલે ચાંદીના વેચાણને સિક્કાઓની લેવડ-દેવડ કહેવામાં આવે છે. એમાં ઉધાર જાઈઝ નથી. એક જ બેઠકમાં લેવડ-દેવડ થવી જોઈએ.





### (કિંવા એક અશરફી આપવામાં આવે અને થોડી મુદ્દત પછી બીજી અશરફી લઈ લેવામાં આવે, એ જાઈઝ છે

(૨૩૮/૨૪૧૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહેતા હતા કે, એક અશરફીના બદલે એક અશરફી અને એક દિરહમના બદલે એક દિરહમ રોકડ લેવો જાઈઝ છે. અબૂ સાલેહ ઝય્યાત કહે છે : મેં અબૂ સઈદ ખુદરી (રદિ.)ને કહ્યું કે, ઈબ્ને અબ્બાસ તો આવો મત ધરાવતા ન હતા. (તેમનું કથન તો એવું છે કે, એક અશરફીનો બે અશરફીઓ સાથે રોકડ બદલો કરવો જાઈઝ છે.) અબૂ સઈદે જવાબ આપ્યો : મેં ઈબ્ને અબ્બાસને પૂછ્યું હતું કે, તમે આ રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે કુર્આનમાં એ હુકમ જોયો છે ? ઈબ્ને અબ્બાસે કહ્યું : હું એવું તો કંઈ કહી શકતો નથી. કારણ કે, નબી (સલ.)નું ફરમાન તમે મારા કરતાં વધારે જાણો છો. હા, ઉસામાએ મને બયાન કર્યું હતું કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વ્યાજ ફકત કર્ઝની રીતે જ થાય છે. અબૂ સઈદ કહે છે કે, મેં કહ્યું કે, અમારા નજીક આ હુકમ તો ત્યારે છે કે, સોનાનો ચાંદી સાથે અને ઘઉંનો જવ સાથે હાથોહાથ ઘટાડા-વધારા સાથે બદલો કરવામાં આવે. આ રીતે ઘટાડા-વધારાથી વ્યાજ થતું નથી. હા, કર્ઝની રીતે જો આવી રીતે બદલો કરવામાં આવે તો કંઈ સારૂં નથી.

### ચાંદીનો સોના સાથે ઉધાર બદલો કરવો

(૨૩૯/૨૪૧૫) અબૂલ મિન્હાલ કહે છે : મેં હઝરત બરા ઈબ્ને આઝિબ અને ઝેદ ઈબ્ને અરકમને 'સર્ફ વેચાણ'નો હુકમ પૂછયો. બન્ને સજ્જનોએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ એ વાતની મનાઈ ફરમાવી છે કે સોના ચાંદી સાથે ઉધાર બદલો કરવામાં આવે.

### સોનાનો ચાંદી સાથે હાથોહાથ બદલો કરવો

(૨૪૦/૨૪૧૬) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એ વાતની મનાઈ ફરમાવી છે કે ચાંદીનો ચાંદી સાથે અને સોનાનો સોના સાથે ઘટાડા-વધારા સાથે બદલો કરવામાં આવે. હા, અમને એની રજા આપવામાં આવી છે કે સોનાનો ચાંદી સાથે અને ચાંદીનો સોના સાથે જેમ ઈચ્છીએ તેમ બદલો કરીએ.

### મુઝાબનતનું વેચાણ કિંવા ખારેકને તે ખજુરના બદલે વેચવું જે ઝાડ પર લાગેલું હોય અથવા સૂકી દ્રાક્ષને તે દ્રાક્ષના બદલે વેચવી જે ઝાડ પર લાગેલી હોય તથા અન્ય ફળોના વેચાણનું બયાન

(૨૪૧/૨૪૧૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ

'મુઝાબનત' અને 'મુહાકલત'ની મનાઈ ફરમાવી છે.

(૨૪૨/૨૪૧૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યાં સુધી ફળો પાકવાનું જાહેર ન થાય ત્યાં સુધી તેને વેચો નહીં અને તે મેવો જે ઝાડ પર લાગેલો હોય તેને ખારેકના બદલે વેચો નહીં. હઝરત ઝૈદ ઈબ્ને સાબિત કહે છે કે, તે પછી રસૂલુલ્લાહ (સલ.)એ એ વાતની રજા આપી હતી કે, તે ખજૂર જે ઝાડ પર લાગેલું હોય તેને તાજા ખજૂર અને ખારેકના બદલે વેચી શકાય છે.

(૨૪૩/૨૪૧૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુઝાબનતના વેચાણની મનાઈ ફરમાવી છે. મુઝાબનતના વેચાણનો અર્થ એ છે કે, મેવો (ઝાડ પર લાગેલું ખજૂર) તાજા ખજૂરના બદલે અથવા લીલી દ્રાક્ષ સૂકી દ્રાક્ષના બદલે અંદાજથી ખરીદવામાં આવે.

(૨૪૪/૨૪૨૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'મુઝાબનત' અને 'મુહાકલત'ના વેચાણની મનાઈ ફરમાવી છે. મુઝાબનતના વેચાણનો અર્થ એ છે કે, મેવો તે ખજૂરના બદલે ખરીદવામાં આવે જે ઝાડ પર લાગેલું હોય.

(૨૪૫/૨૪૨૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુહાકલત અને મુઝાબનતના વેચાણની મનાઈ ફરમાવી છે.

(૨૪૬/૨૪૨૨) હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખારેકના બદલે અંદાજ પરથી તે ખજૂર વેચવાની પરવાનગી આપી છે જે ઝાડ પર લાગેલું હોય.

## સોના અથવા ચાંદીના બદલે તે ફળો વેચવાનું બયાન જે ઝાડ પર લાગેલાં હોય

(૨૪૭/૨૪૨૩) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, જ્યાં સુધી ફળો ઝાડ પર સુંદર રંગવાળા ન થઈ જાય ત્યાં સુધી તેમને વેચો નહીં. કોઈ મેવો અશરફી અને દિરહમ વગર વેચવામાં ન આવે. હા, તાજું ખજૂર ખારેકના બદલે વેચવું જાઈઝ છે.

(૨૪૮/૨૪૨૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જો મેવો ઝાડ પર લગભગ ૨૩ મણ અથવા તેનાથી ઓછો હોય તો તેને ઝાડ પર જ વેચવો જાઈઝ છે.

(૨૪૯/૨૪૨૫) હઝરત સહલ ઈબ્ને અબૂ હસમા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખારેકના બદલે બીજા મેવા વેચવાની મનાઈ ફરમાવી છે. હા, જો તાજું ખજૂર ઝાડ પર લાગેલું હોય તો તે અંદાજે વેચવાની રજા આપી છે, જેથી લેનારને ખાવા માટે તાજું ખજૂર મળે.





સુફયાન કહે છે કે : મેં યહ્યાને કહ્યું કે મક્કાવાળા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'અરાયા' વેચાણની રજા આપી હતી. યહ્યાએ જવાબ આપ્યો : મક્કાવાળાઓને આ હદીસની કેવી રીતે ખબર પડી ? મેં કહ્યું કે મક્કાવાળા હઝરત જાબિરની રિવાયત બયાન કરે છે. આ સાંભળીને યહ્યા ચૂપ થઈ ગયા. સુફયાન કહે છે કે જાબિરનું નામ લેવાથી મારો હેતુ એ હતો કે, જાબિર મદીનાના રહેવાસી હતા અને તેમણે આ રિવાયત મક્કાવાસીઓ સામે બયાન કરી હતી. સુફયાનને હઝરત જાબિરની રિવાયત વિષે કહેવામાં આવ્યું કે એમાં પાકો ફળોના વેચાણની મનાઈ તો નથી ? સુફયાને જવાબ આપ્યો : ના.

## 'અરાયા'ની તફસીર

(૨૫૦/૨૪૨૬) ઈમામ માલિક કહે છે કે, અરિય્યાનો અર્થ એ છે કે ખજૂરનું કોઈ ઝાડ ખજૂર સાથે કોઈને આપી દેવામાં આવે, પરંતુ લેનાર જ્યારે બાગમાં આવે ત્યારે બાગવાળાને તેના આવવાથી તકલીફ થાય, એટલે બાગવાળો ઝાડના બદલે તેને થોડીક ખારેક આપીને ઝાડ છોડાવી લે.

(૨૫૧/૨૪૨૭) ઈમામ શાફિઈ કહે છે કે, અરાયાનું વેચાણ ખારેક માપીને આપવાથી થઈ શકે છે. અંદાજે અને અટકળે આપવાથી થઈ શકતું નથી. એનું સમર્થન હઝરત સહલના કથનથી થાય છે કે, 'અરિય્યા'નું વેચાણ માપવાના માપિયાઓ દ્વારા જ થાય છે.

(૨૫૨/૨૪૨૮) ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે અરિય્યાનો અર્થ એ છે કે માણસ પોતાના બાગમાંથી એક અથવા બે ખજૂરના ઝાડ કોઈને આપી દે (પછી તેને લેનારનું બાગમાં આવવાનું નાપસંદ હોય અને થોડુંક ખજૂર આપીને ઝાડ પાછું લઈ લે.)

(૨૫૩/૨૪૨૯) સુફયાન ઈબ્ને હુસૈન કહે છે કે 'અરાયા' ખજૂરીના તે ઝાડોને કહેતા હતા જે ગરીબોને આપી દેવામાં આવતાં હતાં, પરંતુ ગરીબ માણસો મોસમ આવતાં સુધી રાહ જોઈ શકતા ન હતા. એટલે તેમને રજા આપવામાં આવી હતી કે, જેટલા ખજૂરના બદલામાં યોગ્ય સમજે, ઝાડને વેચી દે.

(૨૫૪/૨૪૩૦) હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ એ વાતની રજા આપી હતી કે, અરાયા ઝાડોના ખજૂરનો અંદાજ કાઢીને ખારેક લઈને વેચી દેવામાં આવે. મૂસા ઈબ્ને ઉકબા કહે છે કે 'અરાયા' અમુક ચોક્કસ ઝાડો હતાં, જેમને ખારેક આપીને ખરીદવામાં આવતાં હતાં.

## પાકવાના ચિહ્નો દેખાતા પહેલાં ફળો વેચવા જાઈઝ છે કે નહીં ?

(૨૫૫/૨૪૩૧) હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ

(સલ.)ના સમયમાં લોકો ખરીદ-વેચાણ કરતા હતા, જેથી જ્યારે ખરીદનાર ઝાડ ઉપરથી મેવો તોડતો અને માંગનારો ઉવા વેચનારો આવીને તેમની પાસે માંગતો ત્યારે ખરીદનાર કહેતો હતો કે ફળો પર આફત આવી ગઈ. ફલાણી ખરાબી આવી ગઈ. ફલાણી બીમારી લાગી ગઈ. આ પ્રમાણે ઝઘડાની વાતો કરતો હતો. હુઝૂર (સલ.) પાસે જ્યારે આ પ્રકારના ઝઘડા ખૂબ આવવા લાગ્યા ત્યારે આપે ફરમાવ્યું કે, જો તમે લોકો ઝઘડા છોડતા ન હોય તો જ્યાં સુધી મેવાના પાકવાનું જાહેર ન થઈ જાય ત્યાં સુધી ખરીદ-વેચાણ ન કરો. હુઝૂરનું આ ફરમાન સલાહ રૂપે હતું. હુઝૂરે આ સલાહ ઝઘડાઓ વધી જવાના કારણે આપી હતી. ખારિઝાહ ઈબ્ને ઝેદ કહે છે કે હઝરત ઝેદ ઈબ્ને સાબિત પોતાની જમીનના ફળો તે સમયે વેચતા હતા જ્યારે 'સુરય્યા' તારો સવારે આકાશમાં ઉદય પામતો હતો અને કાચાં પાકાં ફળો સ્પષ્ટપણે ઓળખાતા હતા.

(૨૫૬/૨૪૩૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મનાઈ ફરમાવી છે કે, જ્યાં સુધી ફળો ન પાકે ત્યાં સુધી વેચો નહીં. આ મનાઈ વેચનાર અને ખરીદનાર બન્ને માટે હતી.

(૨૫૭/૨૪૩૩) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખજૂર લાલ થતાં પહેલાં વેચવાની મનાઈ ફરમાવી છે.

(૨૫૮/૨૪૩૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખજૂર વેચવાની મનાઈ ફરમાવી છે, જ્યાં સુધી કે પાકીને લાલ અથવા પીળું ન થઈ જાય અને ખાવા લાયક ન બની જાય.

## ખજૂર પાકતા પહેલાં ખજૂરનું ઝાડ જ વેચી નાખવું

(૨૫૯/૨૪૩૫) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મનાઈ ફરમાવી છે કે, જ્યાં સુધી ફળોમાં પાકટપણું ન આવી જાય ત્યાં સુધી તેમને વેચો નહીં અને ખજૂર પાકતાં પહેલાં વેચવાની મનાઈ ફરમાવી છે. કોઈએ રાવીને કહ્યું કે, પાકવાની શું નિશાની છે ? તેમણે કહ્યું લાલ અથવા પીળાં થઈ જાય.

## જો કાચા મેવાને વેચી દે, પછી મેવા પર કોઈ આફત આવી પડે તો નુકસાન વેચનારનું થશે

(૨૬૦/૨૪૩૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફળો પાકતાં પહેલાં તેમને વેચવાની મનાઈ ફરમાવી છે. રાવીને પૂછવામાં આવ્યું કે પાકવાની શું રીત છે ? કહ્યું; લાલ થઈ જાય. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ



ફરમાવ્યું છે : ભલા જુઓ તો, જો ખુદા તઆલા ફળ ન આપે તો પછી તમારામાંથી કોઈ કેવી રીતે પોતાના ભાઈનો માલ લઈ શકશે ? ઝુહરી કહે છે કે, જો કોઈ માણસ કાચાં ફળ ખરીદે અને પાછળથી ફળો પર આફત આવી જાય તો નુકસાનનું વળતર વેચનાર પર રહેશે. કારણ કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયત છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જ્યાં સુધી પાકટપણું જાહેર ન થઈ જાય ત્યાં સુધી મેવો વેચો નહીં. ખારેકના બદલે ઝાડ પર લાગેલો મેવો વેચો નહીં

## એક ચોક્કસ મુદ્દતના વાયદે અનાજ ખરીદવું જાઈઝ છે

(૨૬૧/૨૪૩૭) હઝરત અઅ્મસ કહે છે કે, અમે હઝરત ઈબ્રાહીમ નખઈ સામે ચર્ચા કરી કે, કંઈ ગીરવે મૂકીને ઉધાર લેવું જાઈઝ છે કે નહીં ? કહ્યું : એમાં કંઈ વાંધો નથી. કારણ કે, હઝરત આઈશા (રદિ.)ની રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક યહૂદી પાસે પોતાનું બખ્તર ગીરવે મૂકીને એક ચોક્કસ મુદ્દત માટે અનાજ ખરીદ્યું હતું.

## જો સામાન્ય ખારેકને ઉત્તમ ખારેકના બદલે વેચે તો શું હુકમ છે ?

(૨૬૨/૨૪૩૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને ખૈબરનો ગવર્નર બનાવીને મોકલ્યો. તેણે ખૈબરથી અમુક ઉત્તમ ખજૂર લાવીને રજૂ કર્યું. આપે પૂછ્યું : શું ખૈબરનું બધું જ ખજૂર આ પ્રમાણે હોય છે ? તેણે કહ્યું ના, યા રસૂલલ્લાહ ! અમે આવું ત્રણ કીલો ખજૂર છ કીલો સામાન્ય ખજૂરના બદલામાં લઈએ છીએ અને આવું છ કીલો નવ કીલો સામાન્ય ખજૂરના બદલામાં લઈએ છીએ. ફરમાવ્યું કે આવું ન કરો, બલકે સામાન્ય ખજૂરને દિરહમના બદલામાં વેચી દો, પછી દિરહમનું ઉમદા ખજૂર ખરીદો.

## જો કોઈ માણસ કલમી ખજૂરના ઝાડો વેચી દે અથવા ખેતીલાયક ઝમીન વેચી દે અથવા ઠેકા પર આપી દે તો શું હુકમ છે ?

(૨૬૩/૨૪૩૯) હઝરત નાફિઅ કહેતા હતા કે જો કલમી ખજૂરનું ઝાડ વેચી દે અને વેચતી વખતે ફળોનો ઉલ્લેખ ન થયો તો મોજૂદ ફળ વેચનારના છે અને ગુલામ અને ખેતીનો પણ આ જ મસ્અલો છે.

(૨૬૪/૨૪૪૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ખજૂરનું કલમ કરેલું ઝાડ વેચી દે તો ફળ વેચનારનું છે. હા, જો ખરીદનારે શરત કરી હોય તો ઠીક.

## ઉભી ખેતીને અનાજ લઈને અંદાજે વેચી દેવી

(૨૬૫/૨૪૪૧) હઝરત ઈબ્ને ઉમર

(રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુઝાબનતના વેચાણની મનાઈ ફરમાવી છે. કિંવા એ વાતની મનાઈ કરી છે કે, ઝાડ પર લાગેલું ખજુર તુટેલી ખારેકના બદલે અથવા વેલા પર લાગેલી દ્રાક્ષ સૂકી દ્રાક્ષના બદલે અંદાજ કાઢીને વેચવામાં આવે અથવા ઉભી ખેતીને અનાજના બદલે અંદાજથી વેચવામાં આવે.

## મૂળિયાં સાથે ખજુરનું ઝાડ વેચી દેવાનો હુકમ

(૨૬૬/૨૪૪૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ ખજુરના ઝાડમાં કલમ લગાડે પછી ઝાડને મૂળ સાથે વેચી દે તો ઉપરના ફળો કલમ લગાડનાર માટે છે. હા, જો ખરીદનાર શરત કરે તો ઠીક.

## 'મુખાદરત' કિંવા પાકતા પહેલાં ફળ વેચી દેવાનો હુકમ

(૨૬૭/૨૪૪૩) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મુહાકલત, મુખાદરત, મુલામસત, મુનાબઝત અને મુઝાબનતના વેચાણની મનાઈ ફરમાવી છે.

(૨૬૮/૨૪૪૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફળો પાકતા પહેલાં વેચવાની મનાઈ ફરમાવી અને ફરમાવ્યું છે કે, જો ખુદા તઆલા ફળ ન આપે તો પછી તમે કેવી રીતે તમારા ભાઈનો માલ લેવાનું હલાલ સમજશો. હઝરત અનસને પૂછવામાં આવ્યું કે ફળ પાકવાની શું નિશાની છે ? કહ્યું : લાલ અથવા પીળું થવું.

## ખજુરીના ઝાડના દિલને વેચવાનું અને તેને ખાવાનું બયાન (ખજુરીનું દિલ તે ગર્ભને કહે છે જે ખજુરીના ઉપરના ભાગમાંથી નીકળે છે અને ખાવામાં ચીકણું હોય છે)

(૨૬૯/૨૪૪૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એકવાર હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર હતો. આપ ખજુરનું દિલ પી રહ્યા હતા. એવામાં આપે ફરમાવ્યું : ઝાડોમાં એક ઝાડ ઈમાનદાર માણસના જેમ છે. મને વિચાર આવ્યો કે કહી દઉં કે તે ખજુરીનું ઝાડ છે, પરંતુ હું હાજરજનોમાં સૌથી નાની વયનો હતો. (એટલે ન બોલ્યો) હુઝૂરે ફરમાવ્યું કે, તે ખજુરીનું ઝાડ છે.

## જો જુદા જુદા દેશોમાં ત્યાંની ખરીદ-વેચાણની રીત, કોન્ટ્રાકટ અને ત્યાંના માપ-તોલને ધ્યાનમાં લેવામાં આવે, તેમના ધર્મ અને પંથને નજર સામે રાખીને તેમના રિવાજ પ્રમાણે ફેંસલો કરવામાં આવે તો શું હુકમ છે ?

(૨૭૦/૨૪૪૬) કાઝી શુરૈહે સૂતર વેચનારાઓને કહ્યું કે, તમારામાં જે



રિવાજ છે તે જાઈઝ છે.

(૨૭૧/૨૪૪૭) ઈમામ મુહમ્મદ કહે છે કે, જો દસને અગિયારના બદલે વેચી દે અને ખર્ચના બદલે વેચનાર નફો લે તો કોઈ વાંધો નથી.

(૨૭૨/૨૪૪૮) રસૂલુલ્લાહ (સલ.)એ હિન્દાને કહ્યું કે, જેટલો ખર્ચ તમારા માટે અને તમારી ઓલાદ માટે પૂરતો થઈ પડે તેને નેક ઈરાદાથી લેવામાં કોઈ વાંધો નથી.

(૨૭૩/૨૪૪૯) ખુદા તઆલા ફરમાવે છે કે, જે માણસ મુહતાજ હોય તે નેક ઈરાદાથી ખાઈ લે.

(૨૭૪/૨૪૫૦) હઝરત હસન બસરીએ મિરદાસ પાસેથી એક ગધેડું ભાડે લેવાનો ઈરાદો કર્યો. પૂછયું કે, કેટલામાં આપશો ? મિરદાસે કહ્યું કે, બે દાનકમાં. હસન બસરી તેના પર સવાર થઈ ગયા. બીજીવાર ફરી આવ્યા અને કહ્યું : ગધેડું, ગધેડું. ભાડું નક્કી કર્યા વગર ગધેડા પર સવાર થઈને ચાલ્યા ગયા અને મિરદાસને અડધો દિરહમ મોકલી દીધો.

(૨૭૫/૨૪૫૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબૂ તયબાએ રસૂલુલ્લાહ (સલ.)ને સીંગી લગાડવાની હુકમ આપે તેને ત્રણ કીલો ખજુર આપવાનો હુકમ આપ્યો અને તેના માલિકોને હુકમ આપ્યો કે, તેના પરનો કરવેરો ઓછો કરો.

(૨૭૬/૨૪૫૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, મુઆવિયાની માં હિન્દાએ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને કહ્યું કે અબૂ સુફયાન બખીલ માણસ છે. એટલે જો હું તેમના માલમાંથી છુપાવીને લઈ લઉં તો શું મને ગુનોહ થશે ? આપે ફરમાવ્યું કે, જેટલું તમારા અને તમારા બાળકોના માટે પૂરતું થઈ પડે તેટલું નેક ઈરાદાથી લઈ લો.

(૨૭૭/૨૪૫૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, આ આયત **વ મન કાન ગનિય્યન ફલયસ્તઅફિફ વ મન કાન ફકીરન ફલ્યઅકુલ** (જે માણસ માલદાર હોય તે યતીમના માલથી બચે અને જે મુહતાજ હોય તે નેક ઈરાદાથી ખાઈ લે) યતીમના સરપરસ્તો માટે ઉતરી છે કે, જે માણસ યતીમની દેખરેખ રાખતો હોય તો જો મુહતાજ હોય તો રિવાજ પ્રમાણે યતીમના માલમાંથી ખાઈ શકે છે.

## એક ભાગીદારનું બીજા ભાગીદારને વેચવું

(૨૭૮/૨૪૫૪) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દરેક સંયુકત માલમાં હિસ્સો વાજિબ કર્યો છે, પરંતુ જ્યારે હદબંધી થઈ જાય અને

(૨૭૪/૨૪૫૦) 'દાનક' દિરહમનો છઠ્ઠો ભાગ હોય છે.

દરેકનો રસ્તો અલગ બની જાય તો હિસ્સાનો હક્ક નથી.

## સંયુક્ત જમીન, ઘર અને માલનું વેચવું

(૨૭૯/૨૪૫૫) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દરેક સંયુક્ત માલમાં હિસ્સો વાજિબ થવાનો હુકમ આપ્યો છે, પરંતુ જો દરેક હિસ્સાની હદબંધી થઈ જાય અને રસ્તો અલગ થઈ જાય તો પછી (ભાગીદારનો) હિસ્સાનો હક્ક ખત્મ થઈ જાય છે.

## જો કોઈ માણસ કોઈ બીજા માણસ માટે તેની રજા વગર કોઈ વસ્તુ ખરીદે અને પાછળથી તે માણસ આ મામલા અંગે રાજી હોવાનું જાહેર કરે તો શું હુકમ છે ?

(૨૮૦/૨૪૫૬) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ત્રણ માણસો સફરમાં જઈ રહ્યા હતા. એવામાં રસ્તામાં તેમના ઉપર વરસાદ પડયો. બધા પહાડની એક ગુફામાં પેસી ગયા. અંદર દાખલ થયા જ હતા કે એક પત્થર ઉપરથી (દરવાઝા પર) પડયો અને ગુફાનો દરવાજો બંધ થઈ ગયો. તે લોકો પરસ્પર કહેવા લાગ્યા : જે માણસે જે નેક કામ કર્યું હોય તે વડે ખુદા પાસે દુઆ માંગે. જેથી એક માણસ બોલ્યો : અય અલ્લાહ ! મારા મા-બાપ ઘરડાં હતાં. હું જાનવરો ચરાવવા જંગલમાં જતો હતો. પછી પાછો આવીને દૂધ દોહતો હતો અને દૂધ મારા માં-બાપ પાસે લાવતો હતો. જ્યારે તેઓ પી લેતાં હતાં ત્યારે હું મારા બાળબચ્ચાંઓને પીવડાવતો હતો. એક રાત્રે મને મોડું થઈ ગયું. હું આવ્યો ત્યારે માં-બાપ સૂઈ રહ્યાં હતાં. તેમને જગાડવાનું મને ઠીક ન લાગ્યું. મારા બાળકો (ભૂખના માર્યા) પગ પાસે ટળવળતાં હતાં, પરંતુ મારી અને મારાં માં-બાપની સ્થિતિ સવાર થતાં સુધી એ જ રહી (તેઓ સૂઈ રહ્યાં હતાં અને હું ઉભો હતો) અય અલ્લાહ ! જો તું જાણે છે કે, મેં આ કામ તારી ખૂશી માટે કર્યું છે તો એટલું ખુલ્લું કરી દે કે, અમે આકાશ જોઈ શકીએ. હુઝૂરે ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ તેમના માટે એટલું ખુલ્લું કરી દીધું. બીજો બોલ્યો : અય અલ્લાહ ! તું જાણે છે કે, મને મારા કાકાની એક પુત્રી સાથે એટલી મુહબ્બત હતી જેટલી કે એક પુરૂષને સ્ત્રી સાથે

.........................

(૨૭૯/૨૪૫૫) કોઈ જમીન અથવા મકાન વેચાતું હોય ત્યારે તેનો ભાગીદાર અથવા પડોશી તે જ ભાવે એ જમીન અથવા મકાન ખરીદવા માંગે જે ભાવે અન્ય કોઈ માણસ ખરીદવા માંગતો હોય તો એ જમીન/મકાન ખરીદવાનો ભાગીદાર/પડોશીનો વધારે હક ગણાય છે. આવા હકને પડોશીનો હક અથવા ભાગીદારીનો હક કહેવામાં આવે છે.



હોય શકે છે. તે ઓરતે કહ્યું કે તું જ્યાં સુધી મને સો અશરફીઓ આપશે નહીં ત્યાં સુધી તારા મકસદમાં કદાપી કામિયાબ થઈ શકશે નહીં. મેં અશરફી મેળવવા માટે મહેનત કરી અને અશરફી ભેગી કરીને જ્યારે તેના બન્ને પગની વચ્ચે બેઠો હતો ત્યારે તેણે કહ્યું કે, ખુદાથી ડર અને હક્ક વગર મહોર ન તોડ. હું તરત ઉઠી ગયો અને તેને છોડી દીધી. અય અલ્લાહ ! જો તું જાણે છે કે, મેં આ કામ માત્ર તારી ખુશી મેળવવા માટે કર્યું છે તો થોડુંક ખોલી દે. હુઝૂરે ફરમાવ્યું : ખુદા તઆલાએ તેમના માટે બે તૃત્યાંશ પત્થર હટાવી દીધો. ત્રીજો બોલ્યો : અય અલ્લાહ ! તું જાણે છે કે, મેં એક મજૂર રાખ્યો હતો. જેની મજૂરી આઠ કીલો જુવાર નક્કી થઈ હતી. મેં તેને જુવાર આપી, પરંતુ તેણે લીધી નહીં. મેં તે જુવાર વાવી. પછી તેને વેચી ગાયો અને ગોવાળ ખરીદ્યાં. થોડાક દિવસ પછી તે માણસ આવ્યો અને કહેવા લાગયો કે, ખુદાના બંદા મારો હક્ક મને આપી દે. મેં કહ્યું કે, જઈને તે ગાયો અને ગોવાળ લઈ લે. તેણે કહ્યું : શું તું મારી સાથે મજાક કરે છે ? મેં કહ્યું કે, ના, હું મજાક કરતો નથી, બલ્કે આ માલ તારો જ છે. અય અલ્લાહ ! જો તું જાણે છે કે, મેં તારી ખુશી માટે આ કામ કર્યું છે તો અમારા પરથી આ પત્થર હટાવી દે. જેથી તે પત્થર હટાવી દેવામાં આવ્યો.

## મુશરિકો અને હરબીઓ (બિન ઈસ્લામી દેશના નાગરિકો) સાથે ખરીદ-વેચાણ કરવાનું બયાન

(૨૮૧/૨૪૫૭) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર કહે છે કે, એકવાર અમે હુઝૂર (સલ.)ની પાસે હતા. એવામાં એક વિખરાયેલા વાળવાળો લાંબો કાફિર બકરીઓ હાંકતો આવ્યો. હુઝૂર (સલ.)એ તેને પૂછયું કે, વેચવાનો ઈરાદો છે કે એમ જ આપવાનો ? તેણે જવાબ આપ્યો : ના, વેચવાનો ઈરાદો છે. આપે તેની પાસેથી એક બકરી ખરીદી.

## કાફિર હરબી પાસેથી ગુલામ ખરીદીને તેને ભેટ આપવાનું અને આઝાદ કરવાનું બયાન

(૨૮૨/૨૪૫૮) રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સલમાન ફારસીને કહ્યું હતું કે, (તમારા માલિકો સાથે) મુકાતબત કરો. સલમાન હકીકતમાં આઝાદ હતા, પરંતુ કાફિરોએ ઝુલ્મથી તેમને (ગુલામ બનાવીને) વેચી માર્યા હતા.

(૨૮૩/૨૪૫૯) હઝરત અમ્માર, હઝરત સુહૈબ અને હઝરત બિલાલ (રદિ.) પણ ગુલામ હતા, પરંતુ મુસલમાનોએ તેમને ખરીદીને આઝાદ કરી દીધા હતા. ખુદા તઆલાએ ફરમાવ્યું છે : **વલ્લાહુ ફદ્દલ બઅ્દકુમ અલા બઅ્દિન ફી રિઝક્રિ ફમ લ્લઝીન ફુદ્દિલૂ બિરાદ્દી રિઝકિહિમ અલા મા**

**મલકત અયમાનુહુમ ફહુમ ફીહી સવાઉન અફબિનિઅ્મતિલ્લાહિ યજહદૂન** કિંવા ખુદા તઆલાએ તમારામાંથી એકને બીજા પર માલની દ્રષ્ટિએ શ્રેષ્ઠતા આપી છે. જે લોકોને શ્રેષ્ઠતા મળી છે તેઓ હકીકતમાં પોતાના ગુલામોને રોજી આપનારા નથી. માલિક અને ગુલામ રોજીમાં બધા બરાબર છે. શું તેઓ ખુદાની નેઅમતનો ઈન્કાર કરે છે.

(૨૮૪/૨૪૬૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) વતન છોડીને સારાને લઈને ચાલી નીકળ્યા અને એક ગામમાં પહોંચ્યા. ત્યાં એક ઝાલિમ બાદશાહ હતો. તેને ખબર પડી કે, હઝરત ઈબ્રાહીમ એક ઘણી જ ખૂબસૂરત ઓરત લઈને અહીં આવ્યા. બાદશાહે હઝરત ઈબ્રાહીમને પૂછાવ્યું કે, તમારી સાથે આ ઓરત કોણ છે ? હઝરત ઈબ્રાહીમે કહ્યું કે, મારી બહેન છે. આમ કહીને હઝરત સારા પાસે આવ્યા અને કહ્યું : મારી વાતને જૂઠી ઠેરવશો નહીં. મેં તેમને કહી દીધું છે કે, તમે મારી બહેન છો, કારણ કે, ખુદાની કસમ ! ધરતી પર મારા અને તમારા સિવાય બીજું કોઈ મુઅમિન નથી. ત્યાર પછી હઝરત ઈબ્રાહીમે પત્ની સારાને રાજા પાસે મોકલી આપી. રાજા ખરાબ દાનતથી હઝરત સારા તરફ ગયો. હઝરત સારાએ ઉઠીને વુઝૂ કર્યું અને નમાઝ પઢવા લાગ્યાં અને દુઆ માંગી કે, અય અલ્લાહ ! જો હકીકતમાં તારા પર અને તારા રસૂલ પર મારું ઈમાન છે અને હું પાકદામન (શુદ્ધ ચારિત્ર્યવાળી) છું. તો કાફિરને મારા પર શકિત ન આપ. તરત રાજા બેભાન થઈને પડી ગયો અને જમીન પર એડીઓ ઘસવા લાગ્યો. હઝરત અબૂ હુરૈરા કહે છે કે, પત્ની સારાએ ફરી દુઆ કરી કે, અય અલ્લાહ ! જો એ મરી ગયો તો એ જ નામ થશે કે, મેં એને મારી નાખ્યો (એટલે તું એને છોડી દે) હઝરત સારાની દુઆથી રાજાને છોડી દેવામાં આવ્યો. તે ફરી તેમના તરફ બુરી નિય્યતથી ઉભો થયો. હઝરત સારા ફરી ઉઠીને વુઝૂ કરીને નમાઝ માટે ઉભા થઈ ગયાં અને દુઆ કરી કે અય અલ્લાહ ! જો હકીકતમાં હું તારા પર અને તારા પયગંબર પર ઈમાન લાવી છું અને હજુ સુધી પાકદામન રહી છું તો આ કાફિરને મારા પર શકિત ન આપ. તરત રાજા બેભાન થઈને પડી ગયો અને જમીન પર એડીઓ ઘસવા લાગ્યો. હઝરત સારાએ ફરી દુઆ કરી કે, અય અલ્લાહ ! જો આ મરી જશે તો લોકો કહેશે કે, મેં એને મારી નાખ્યો (એટલે તું એને છુટકારો આપ) રાજાને છોડી દેવામાં આવ્યો. છેવટે રાજા કહેવા લાગ્યો કે, ખુદાની કસમ ! તમે તો મારી પાસે શયતાનને મોકલી દીધો. એને ઈબ્રાહીમ પાસે પાછી લઈ જાઓ અને તેનો બદલો પણ આપો. હઝરત સારા ઈબ્રાહીમ (અલૈ.) પાસે પાછા આવ્યાં અને કહ્યું : જુઓ, ખુદા તઆલાએ કાફિરને હતાશ અને બેઆબરૂ કર્યો અને એક લોંડી સેવા માટે આપી.

(૨૮૫/૨૪૬૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, સઅદ ઈબ્ને અબી વક્કાસ અને અબ્દ ઈબ્ને જમ્આએ એક છોકરા માટે પરસ્પર ઝઘડો કર્યો. સઅદ કહેવા લાગ્યા કે યા રસૂલલ્લાહ ! એ મારો ભત્રીજો છે. ઉત્બા ઈબ્ને અબી વક્કાસનો પુત્ર છે. ઉત્બાએ મને વસિય્યત કરી હતી કે, આ છોકરો મારો પુત્ર છે. આપ ઉત્બાનું રૂપ-રંગ જોઈ લો. અબ્દ ઈબ્ને જમ્આએ કહ્યું : હુઝૂર એ મારા પિતાના બિસ્તરા પર તેની લોંડીના પેટે જન્મ્યો છે. હુઝૂરે રૂપ-રંગ જોયું તો સ્પષ્ટ રીતે ઉત્બાના જેવું રૂપ-રંગ દેખાયું, પરંતુ આપે ફરમાવ્યું : અબ્દ, આ છોકરો તમારા માટે છે કારણ કે, અવલાદ બિસ્તરાવાળાની છે અને વ્યભિચારી માટે પત્થર છે, પરંતુ સૌદા તમે એનાથી પરદો કરો. જેથી સૌદા (રદિ.)એ તે છોકરાને કદી જોયો નહીં.

(૨૮૬/૨૪૬૨) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફે હઝરત સુહૈબને કહ્યું : ખુદાથી ડરો, બિન પિતા સાથે પોતાને ન સાંકળો (કિંવા સન્નાન ઈબ્ને માલિક તમીમીને તમારા પિતા ન કહો. કારણ કે, તમે રોમન છો) હઝરત સુહૈબે કહ્યું : હું તો પુષ્કળ નાણાં મળવાના સંજોગોમાં પણ ખોટો દાવો કરવાનું પસંદ કરતો નથી, પરંતુ વાત એવી હતી કે બાળપણમાં મને ચોરીથી લઈ જવામાં આવ્યો હતો. (લઈ જઈને રોમમાં વેચી દેવામાં આવ્યો હતો, નહીં તો હું અરબ છું.)

(૨૮૭/૨૪૬૩) હઝરત હકીમ ઈબ્ને હિઝામ (રદિ.)એ હુઝૂર (સલ.)ની સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! હું અજ્ઞાનતાના યુગમાં જે નેકીઓ કરતો હતો, જેમકે ગુલમો આઝાદ કરવા, કૌટુંબિક સંબંધો જાળવવા, ખેરાત કરવી, શું મને એનો બદલો મળશે ? ફરમાવ્યું : આગલી નેકીઓના કારણે તો તમે મુસલમાન થયા છો.

## રંગવા પહેલા મરેલા જાનવરના ચામડાનો હુકમ

(૨૮૮/૨૪૬૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.) એક મરેલી બકરી પાસેથી પસાર થયા. આપે ફરમાવ્યું : તમે એના ચામડાને શા માટે કામમાં ન લીધું. લોકોએ કહ્યું કે, એ મરેલી છે. ફરમાવ્યું : ફકત એનું ખાવું હરામ છે.

## કુક્કરને કત્લ કરવાનું બયાન

(૨૮૯/૨૪૬૫) હઝરત જાબિર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ

ડુક્કરના વેચાણને હરામ ઠેરવ્યું છે.

(૨૯૦/૨૪૬૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે ખુદાની કસમ જેના કબ્જામાં મારી જાન છે. ટૂંક સમયમાં ઈબ્ને મરયમ તમારામાં ઉતરશે, ન્યાયી શાસક બનશે. સલીબ (ક્રોસ) તોડશે. ડુક્કરને કત્લ કરશે. જજિયાવેરો નાબૂદ કરશે અને એટલો માલ વહેવડાવશે કે કોઈ તેને કબૂલ કરશે નહીં.

## મુરદારની ચરબી પીગાળવામાં ન આવે, ન વેચવામાં આવે. આ વિષયની હદીસ હઝરત જાબિરે રિવાયત કરી છે

(૨૯૧/૨૪૬૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હઝરત ફારૂક (રદિ.)ને ખબર મળી કે ફલાણા માણસે દારૂ વેચ્યો છે. તેમણે કહ્યું કે, તેના પર ખુદાનો માર. શું તેને ખબર નથી કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, યહૂદીઓ પર ખુદાનો માર. ચરબી તેમના પર હરામ કરી દેવામાં આવી હતી, પરંતુ તેમણે ચરબી પીગળાવીને વેચી.

(૨૯૨/૨૪૬૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : યહૂદીઓ પર ખુદાનો માર. ચરબી (ખાવાની) તેમના પર હરામ કરી દેવામાં આવી હતી, જેથી તેમણે ચરબી વેચીને તેની કીંમત ખાધી.

## નિર્જીવ વસ્તુઓની તસ્વીરો વેચવાનું બયાન

(૨૯૩/૨૪૬૯) હઝરત સઈદ કહે છે : હું ઈબ્ને અબ્બાસ (રદિ.) પાસે હતો. સેવામાં એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો : અબૂ અબ્બાસ, (ઈબ્ને અબ્બાસની કુન્નિયત છે) હું પણ એક માણસ છું . હસ્ત ઉદ્યોગ મારી રોજી છે. તસ્વીરો બનાવું છું. ઈબ્ને અબ્બાસે કહ્યું : હું તમને તે જ હદીસ બયાન કરું છું જે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી મેં પોતે સાંભળી છે. આપ ફરમાવતા હતા કે, જે માણસ તસ્વીરો બનાવશે તેને અલ્લાહ તઆલા અઝાબ આપશે કે, એમાં જીવ મૂક. તે કદાપિ જીવ મૂકી શકશે નહીં. આ સાંભળીને તે માણસ હાંફવા લાગ્યો. ચહેરો પીળો પડી ગયો. ઈબ્ને અબ્બાસે કહ્યું કે, કમબખ્ત ! જો તસ્વીરો બનાવવાનું છોડતો નથી તો તે વસ્તુઓની તસ્વીરો બનાવ જેમાં જીવ હોતો નથી. ડિંવા ઝાડ વગેરે.

## શરાબના ખરીદ-વેચાણનું હરામ હોવું

(૨૯૪/૨૪૭૦) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ શરાબના વેચાણને હરામ ઠેરવ્યું છે.

(૨૯૫/૨૪૭૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે સૂરએ બકરહની છેલ્લી આયતો ઉતરી ત્યારે હુઝૂર (સલ.)



બહાર ગયા અને ફરમાવ્યું કે, દારૂનો વેપાર હરામ થઈ ગયો.

## આઝાદ માણસને ગુલામોના જેમ વેચવાનો ગુનોહ

(૨૯૬/૨૪૭૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તઆલા ફરમાવે છે : હું ત્રણ માણસોનો કિયામતના દિવસે દુશ્મન હોઈશ. એક તો તે માણસ જેણે મને વચન આપ્યું અને પછી દગો કર્યો. બીજો તે માણસ જેણે કોઈ આઝાદ માણસને વેચીને તેની કિંમત ખાઈ લીધી. ત્રીજો તે માણસ જેણે મજૂર પાસેથી કામ તો પૂરેપૂરું લીધું, પરંતુ મજૂરી આપી નહીં.

## જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ યહૂદીઓને મદીનામાંથી તડીપાર કર્યા ત્યારે તેમની જમીનો વેચી દેવાનો હુકમ આપ્યો. હઝરત અબૂ હુરૈરાએ આ હદીસ બયાન કરી છે.

## ગુલામનો ગુલામ સાથે અથવા જાનવરનો જાનવર સાથે ઉધાર બદલો કરવો

(૨૯૭/૨૪૭૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ ચાર ઊંટો આપીને એક ઊંટણી ખરીદી હતી અને વેચનાર સાથે એવી શરત કરી હતી કે 'રબઝા' સ્થળેથી ઊંટણી આપજે.

(૨૯૮/૨૪૭૪) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : કદી એક ઊંટ બે ઊંટોથી સારું હોય છે.

(૨૯૯/૨૪૭૫) રાફિએ બે ઊંટોના બદલામાં એક ઊંટ લીધું. એક ઊંટ તો તરત આપી દીધું અને બીજા વિષે કહ્યું કે, કાલે ઈન્શાઅલ્લાહ વિના વિલંબે તમારી પાસે આવી જશે.

(૩૦૦/૨૪૭૬) ઈબ્ને મુસય્યબ કહે છે કે, જાનવરોના બદલામાં વ્યાજ નથી. એક ઊંટ બે ઊંટોના બદલામાં અથવા એક બકરી બે બકરીઓના બદલામાં એક ચોક્કસ મુદત નક્કી કરીને આપી શકાય છે.

(૩૦૧/૨૪૭૭) ઈબ્ને સીરીન કહે છે : એમાં કંઈ વાંધો નથી કે, એક ઊંટ બે ઊંટોના બદલામાં અથવા એક દિરહમ બે દિરહમોના બદલામાં ઉધાર ખરીદવામાં આવે.

(૩૦૨/૨૪૭૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, કેદીઓમાં હઝરત સફિય્યા (રદિ.) પણ હતાં. તેઓ દિહયા કલબીનાં હિસ્સામાં આવ્યાં હતાં, પછી હુઝૂર (સલ.)ના હિસ્સામાં આવ્યાં.

## ગુલામને વેચવું

(૩૦૩/૨૪૭૯) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)એ મુબારક સેવામાં વિનંતી કરી કે, અમને કેદીઓમાં લૌંડીઓ પણ

મળે છે. અમે (વેચીને) તેમની કીંમત વસૂલ કરવા માંગીએ છીએ. હવે જો સંભોગ વખતે અલગ થઈ જઈએ તો શું હુકમ છે ? આપે ફરમાવ્યું : શું તમો એવું કરો છો ? તમારા પર એવું ન કરવું વાજિબ નથી ? કારણ કે, જે જીવનું પેદા થવું લખાયેલું છે તે થઈને રહેશે. (તમારી યુક્તિઓ નિરર્થક છે.)

## મુદબ્બર ગુલામને વેચવો જાઈઝ છે

(૩૦૪/૨૪૮૦) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક મુદબ્બર ગુલામને વેચ્યો હતો.

(૩૦૫/૨૪૮૧) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક મુદબ્બર ગુલામને વેચ્યો હતો.

(૩૦૬/૨૪૮૨) હઝરત ઝેદ ઈબ્ને ખાલિદ અને હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને પૂછવામાં આવ્યું કે, જો ધણી વગરની લોંડી ઝિના કરે તો શું હુકમ છે ? ફરમાવ્યું કે, તેને કોરડા મારો. બીજી વાર ઝિના કરે તો ફરી કોરડા મારો. ત્રીજી વાર ઝિના કર્યા પછી તેને વેચી દો.

(૩૦૭/૨૪૮૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ફરમાવતા હતા કે, જો તમારામાંથી કોઈની લોંડી ઝિના કરે અને ઝિના પુરવાર થઈ જાય તો તેને કોરડા મારો, પરંતુ લાનતાન ન થવું જોઈએ. બીજીવાર ઝિના કરે તો ફરી કોરડા મારો, પરંતુ લાનતાન ન થવું જોઈએ. ત્રીજીવાર ઝિના કરે અને ઝિના પુરવાર થઈ જાય તો વેચી દે, ભલેને વાળની એક રસ્સીના બદલામાં જ હોય.

## શું 'ઈસ્તિબ્રા' પહેલાં લોંડીને સાથે લઈ જવી નાજાઈઝ છે ? (ઈસ્તિબ્રાનો અર્થ એ છે કે, ખરીદયા પછી એકવાર માસિકની રાહ જોવામાં આવે, જેથી ખબર પડી જાય કે ગર્ભાશયમાં બીજાનું બાળક છે નહી ?)

(૩૦૮/૨૪૮૪) હસન બસરીની નજીક ઈસ્તિબ્રા પહેલાં ચુંબન કરવા અને શરીર સાથે શરીર લગાડવામાં કંઈ વાંધો નથી.

(૩૦૯/૨૪૮૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)નું કથન છે કે, જે લોંડી સાથે સંભોગ કરવામાં આવતો હોય, જો તે કોઈને ભેટ આપવામાં આવે અથવા વેચવામાં આવે અથવા આઝાદ કરી દેવામાં આવે તો ગર્ભાશયની સ્પષ્ટતા માટે એક હેઝ (માસિક)ની રાહ જોવી જોઈએ. (કિંવા જ્યાં સુધી એક હેઝ પસાર થાય નહી ત્યાં સુધી સંભોગ કરવામાં આવે નહી) હા, કુંવારી માટે રાહ જોવાની ઝરૂર નથી.



(૩૧૦/૨૪૮૬) અતા કહે છે કે, હામિલા (ગર્ભ ધરાવનાર) લોંડી સાથે સંભોગ સિવાય બીજો આનંદ માણવો જાઈઝ છે. ખુદા તઆલા ફરમાવે છે : **ઈલ્લા અલા અઝવાજિહિમ અવ્ મા મલકત અયમાનુહુમ ફઈન્નહુમ ગયરુ મલૂમીન** કિંવા લાભ ઉઠાવવો જાઈઝ નથી, પરંતુ પોતાની પત્નીઓથી અને લોંડીઓથી, આ રીતે એ લોકો લાનતનને પાત્ર ઠરશે નહી.

(૩૧૧/૨૪૮૭) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) ખૈબર ગયા અને કિલ્લો જીતી લીધો ત્યારે આપની સામે હઝરત સફિય્યા બિન્તે હુયયની ખુબસૂરતીની ચર્ચા નીકળી. હઝરત સફિય્યા દુલ્હન જ હતાં કે તેમનો પતિ યુદ્ધમાં માર્યો ગયો. આપે હઝરત સફિય્યાને પોતાના માટે પસંદ કર્યાં અને તેમને લઈને ચાલ્યા. જ્યારે અમે સદ્દે રવહા સ્થળે પહોંચ્યા ત્યારે હઝરત સફિય્યા હેઝમાંથી પાક થયાં. હુઝૂરે તેમની સાથે સંભોગ કર્યા અને (સવારે) એક નાનકડા દસ્તરખાન પર 'હૈસ' નામનું ખાણું તૈયાર કરાવ્યું. પછી ફરમાવ્યું : જે લોકો આજુબાજુ હોય તેમને ખાવાની ખબર આપી દો. હઝરત સફિય્યાના નિકાહનો બસ આ જ વલીમો થયો. ત્યાર પછી અમે મદીના તરફ રવાના થયાં. અમે જોયું કે, હુઝૂર (સલ.) પોતાની પાછળ મુબારક ચાદર વડે હઝરત સફિય્યા માટે પરદો કરતા હતા અને ઊંટ પાસે બેસીને મુબારક પગ નીચે કરી લેતા. હઝરત સફિય્યા પોતાના પગ તેના પર મૂકીને સવાર થતાં.

## મુરદાર અને મૂર્તિઓ વેચવાનું બયાન

(૩૧૨/૨૪૮૮) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મક્કાના વિજયના વરસે હુઝૂર (સલ.)એ મક્કામાં ફરમાવ્યું હતું કે, ખુદા અને રસૂલે દારૂ, મુરદાર જાનવર, ડુક્કર અને મૂર્તિઓના વેચાણને હરામ ઠેરવ્યું છે. પૂછવામાં આવ્યું કે, યા રસૂલલ્લાહ ! મુરદારની ચરબીથી વહાણોને પૉલીશ કરવામાં આવે છે. ચામડાં ચીકણા કરવામાં આવે છે. દીવાબત્તીમાં લોકો એને બાળે છે. એનો શું હુકમ છે ? ફરમાવ્યું કે, આવું ન થવું જોઈએ. ચરબી હરામ છે. તે પછી ફરમાવ્યું કે, ખુદા યહૂદીઓ પર લાનત કરે. ખુદાએ તો મુરદારની ચરબી તેમના માટે હરામ કરી દીધી હતી, પરંતુ તેમણે પીગળાવીને તેને વેચીને કીંમત ખાવાની શરૂ કરી દીધી.

## કુતરાની કીંમત

(૩૧૩/૨૪૮૯) હઝરત અબૂ મસઊદ અન્સારી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ

ન થઈ જાય ત્યાં સુધી વેચાણ કરવામાં ન આવે. એક માણસે કહયું કે, (મેવો તો ઝાડ પર છે) કઈ વસ્તુ તોલવામાં આવે ? બીજા એક માણસે, જે હઝરત ઈબ્ને અબ્બાસની પાસે બેઠો હતો, જવાબ આપ્યો કે (હેતુ એ છે કે) અંદાજ કાઢી લેવામાં આવે.

### જો ઝાડ પર ખજુર લાગેલું હોય તો તેમાં સલમ વેચાણ કરવું જાઈઝ છે કે નહી.

(૩૨૪/૨૫૦૦) અબૂલ બખ્તરી કહે છે : મેં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને ઝાડ પર લાગેલા ખજુરના સલમ વેચાણ વિષે પૂછયું. ઈબ્ને ઉમર (રદિ.)એ કહયું કે જ્યાં સુધી ખજુર પાકી ન જાય ત્યાં સુધી તેનું વેચાણ મના છે. રોકડ ચાંદીને ઉધારના બદલામાં વેચવાની પણ મનાઈ છે. ઈબ્ને અબ્બાસ (રદિ.)ને આ જ મસ્અલો પૂછયો તો તેમણે કહ્યું કે, જ્યાં સુધી મેવો ખાવા અને તોડવા લાયક ન થઈ જાય ત્યાં સુધી રસૂલુલ્લાહ (સલ.)એ તેના વેચવાની મનાઈ ફરમાવી છે.

(૩૨૫/૨૫૦૧) અબૂલ બખ્તરી કહે છે : મેં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને પૂછયું કે, જો ઝાડ પર ખજુર લાગેલું હોય તો તેનું સલમ વેચાણ જાઈઝ છે કે નહીં ? કહ્યું કે જ્યાં સુધી ખાવા લાયક ન થઈ જાય ત્યાં સુધી હઝરત ઉમરે તેને વેચવાની મનાઈ ફરમાવી છે. રોકડ ચાંદીને ઉધારના બદલે વેચવાની પણ મનાઈ ફરમાવી છે. મેં આ મસ્અલો ઈબ્ને અબ્બાસ (રદિ.)ને પૂછયો. તેમણે કહ્યું કે, જ્યાં સુધી ખાવા અને તોલવા લાયક ન થઈ જાય ત્યાં સુધી રસૂલુલ્લાહ (સલ.)એ ખજુર વેચવાની મનાઈ ફરમાવી છે. મેં કહ્યું કે, કઈ વસ્તુ તોલવામાં આવે ? (કારણ કે ફળો તો ઝાડ પર છે) હઝરત ઈબ્ને અબ્બાસ પાસે એક માણસ બેઠો હતો તેણે કહ્યું કે, અંદાજ કાઢી લેવામાં આવે.

### સલમ વેચાણમાં જામીનગીરી આપવાનું બયાન

(૩૨૬/૨૫૦૨) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક યહૂદી પાસેથી થોડુંક અનાજ ખરીદ્યું હતું અને તેની પાસે પોતાનું લોખંડનું બખ્તર ગીરવે મૂકયું હતું.

### સલમ વેચાણમાં કોઈ વસ્તુ ગીરવે મૂકવાનું બયાન

(૩૨૭/૨૫૦૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક યહૂદી પાસેથી થોડુંક અનાજ ઉધારે લીધું અને આપવાની મુદ્દત મુકર્રર કરી તેની પાસે પોતાનું લોખંડનું બખ્તર ગીરવે મૂકયું.

### મુદ્દત મુકર્રર કરીને સલમ વેચાણ કરવાનું બયાન, ઈબ્ને અબ્બાસ, અબૂ સઈદ ખુદરી, અસ્વદ અને હસન બસરીએ આ વિષયની રિવાયતો બયાન કરી છે



(૩૨૮/૨૫૦૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જો અનાજની કિંમત નક્કી દેવામાં આવે અને આપવાનો સમય નક્કી કરી દેવામાં આવે તો સલમ વેચાણ કરવામાં કંઈ વાંધો નથી. એ શરતે કે કાચી ખેતીનું વેચાણ ન હોય.

(૩૨૯/૨૫૦૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મદીનામાં આવ્યા ત્યારે આપે જોયું કે લોકો બે-ત્રણ વરસની મુદ્દત મુકર્રર કરીને મેવાનું સલમ વેચાણ કરે છે. આપે ફરમાવ્યું કે, માપ અને મુદ્દત મુકર્રર કરીને મેવાનું સલમ વેચાણ કરો. એક રિવાયતમાં આવ્યું છે કે માપ-તોલ મુકર્રર કરી લો.

(૩૩૦/૨૫૦૬) મુહમ્મદ ઈબ્ને અબૂલ મુજાલિદ કહે છે કે, હઝરત અબૂ બુરદા અને અબ્દુલ્લાહ ઈબ્ને શદાદે મને હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબ્ઝા અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઔફા પાસે (સલમ વેચાણનો મસ્અલો) પૂછવા મોકલ્યો. મેં જઈને પૂછયું. બંને સજ્જનોએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ની સાથે અમને પુષ્કળ માલે ગનીમત મળતો હતો અને સીરિયા દેશના કેટલાક ખેડૂતો અમારી પાસે આવતા હતા. અમે તેમની સાથે મુદ્દત નક્કી કરીને ઘઉં, જવ અને ઝયતૂનના તેલનું સલમ વેચાણ કરતા હતા. મેં પૂછયું, તેમની પાસે ખેતી હતી કે નહીં ? કહ્યું : અમે તેમને એ પૂછતા ન હતા.

### ઊંટણીને બચ્ચું પેદા થવાની મુદ્દત નક્કી કરીને સલમ વેચાણ કરવાનું બયાન

(૩૩૧/૨૫૦૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે અજ્ઞાનતાના યુગમાં લોકો 'હબ્લે હબ્લા' (બચ્ચાને બચ્ચું થવાની) મુદ્દત મુકર્રર કરીને વેચાણ કરતા હતા, પરંતુ હુઝૂર (સલ.)એ એની મનાઈ ફરમાવી છે.



### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### સંયુક્ત માલમાં શુફઆનો હક્ક વાજિબ છે. જો હદબંદી થઈ જાય તો પછી શુફઆનો હક્ક બાકી રહેતો નથી

(૩૩૨/૨૫૦૮) હઝરત જાબિર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ દરેક સંયુક્ત માલમાં શુફઆ વાજિબ કર્યો છે. જ્યારે હદબંદી થઈ જાય અને દરેક હિસ્સાનો રસ્તો અલગ થઈ જાય ત્યારે શુફઆ બાકી રહેતો નથી.

### વેચાણ પહેલાં 'શફીઅ' સામે શુફઆનો હક્ક રજૂ કરવો જોઈએ કિંવા કહી દેવું જોઈએ કે તમે લેવા માંગો તો લઈ શકો છો

(૩૩૩/૨૫૦૯) હકમનું કથન છે કે, જો શફીઅને વેચાણ પહેલાં ખબર આપી દીધી અને તેણે ઈન્કાર કરી દીધો તો 'શુફઆ' બાકી રહેતો નથી.

(૩૩૪/૨૫૧૦) શઅબી કહે છે કે, જો શફીઅની સામે વેચાણ કરવામાં આવે અને તે કંઈ બોલે નહીં તો પછી શુફઆનો હક્ક બાકી રહેતો નથી.

(૩૩૫/૨૫૧૧) અમ્ર ઈબ્ને શુરૈદ કહે છે કે, હું સઅદ ઈબ્ને અબી વક્કાસ પાસે ઉભો હતો. એવામાં મિસ્વર પણ આવી ગયા અને મારા ખભા પર હાથ મૂકીને ઉભા થઈ ગયા. પછી અબૂ રાફિઅ પણ આવી ગયા અને કહેવા લાગ્યા : સઅદ, તમારા કમ્પાઉન્ડમાં મારા જે બે મકાનો છે તે તમે ખરીદી લો. સઅદે કહ્યું : ખુદાની કસમ ! હું ખરીદીશ નહીં. મિસ્વરે કહ્યું : તમે જ ખરીદી લો. સઅદે કહ્યું : ખુદાની કસમ ! હું ચાર હઝાર દિરહમથી વધારેમાં ખરીદી શકતો નથી અને રૂપિયા હપ્તેથી આપીશ. અબૂ રાફિએ કહ્યું : મને તો પાંચસો અશરફીઓ મળતી હતી, પરંતુ જો મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી એવું સાંભળ્યું ન હોત કે, પડોશી નજીક હોવાના કારણે વધારે હકદાર છે તો હું ચાર હઝારમાં તમને ન આપત. કારણ કે, મને પાંચસો અશરફીઓ મળે છે. તે પછી અબૂ રાફિએ સઅદને બંને મકાનો આપી દીધાં.

### કયો પડોશી વધારે નજીક માનવામાં આવે છે ?

(૩૩૬/૨૫૧૨) હઝરત આઈશા (રદિ.) કહે છે : મેં મુબારક સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! મારા બે પડોશીઓ છે. હું કોને ભેટ આપું ? આપે ફરમાવ્યું કે, જેનો દરવાજો વધારે નજીક હોય.

**✪ ભાગ-૮ સમાપ્ત ✪**



# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

## ભાગ-૯

# બુખારી શરીફ

## ભાગ-૯

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ મજૂરી ★

### નેક માણસને મજૂરી પર રાખવાનું બયાન

**ખુદા તઆલા ફરમાવે છે : ઉિવા જે મજૂર તમે રાખવા માંગો તેમાં શ્રેષ્ઠ તે માણસ છે જે બળવાન અને અમાનતદાર હોય. ખજાનચીને પણ અમાનતદાર કહે છે. જો કોઈ માણસ પોતે હુકૂમત ઈચ્છતો હોય તો તેને હાકિમ બનાવવામાં આવે નહીં, એ વિષયની ચોખવટ**

(૧/૨૫૧૩) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે અમાનતદાર ખજાનચી માલિકના હુકમ મુજબ ખુશદિલીથી આપે છે તે પણ ખૈરાત કરનારાઓ પૈકીનો એક ખૈરાત કરનાર છે.

(૨/૨૫૧૪) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. મારી સાથે અશ્અરી કબીલાના બીજા બે માણસો પણ હતા. તે બંનેએ હુઝૂર (સલ.) પાસે હાકિમ બનવાની ઈચ્છા વ્યક્ત કરી. આપે મને કહ્યું : અબૂ મૂસા, તમે એમને સાથે લાવ્યા છો ? મેં કહ્યું : મને ખબર ન હતી કે, એ હુકૂમતની ઈચ્છા ધરાવનારા છે. આપે ફરમાવ્યું કે, જે હુકૂમતની ઈચ્છા ધરાવતો હોય તેને અમે હાકિમ બનાવતા નથી.

### અડધા દાનક સોનાના બદલે બકરીઓ ચરાવવાનું બયાન

(૩/૨૫૧૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તઆલાએ કોઈ એવો નબી પેદા કર્યો નથી કે જેણે બકરીઓ ચરાવી ન હોય. સહાબાએ પૂછયું, અને હુઝૂરે ? ફરમાવ્યું કે, હું પણ અમુક કીરાત

(૨/૨૫૧૨) બીજા એક હદીસમાં આવ્યું છે કે, માણસ પોતે કોઈ પદની માંગણી કરે છે તો અલ્લાહની મદદ તેને મળતી નથી. જો લોકો તેને કોઈ હોદ્દો ધારણ કરવાનું કહે તો તેમાં અલ્લાહની મદદ મળે છે અને કામ આસાનીથી થઈ જાય છે. નબીએ કરીમ (સલ.)એ તેમને એટલા માટે હોદ્દો આપ્યો નહીં કે તેઓ એ હોદ્દાના અભિલાષી હતા.

પર મક્કાવાળાઓની બકરીઓ ચરાવ્યા કરતો હતો.

**જો મુસલમાન મજુર ન મળે અથવા ઝરૂરત હોય તો કાફિરને મજુર રાખવો જાઈઝ છે**

(૪/૨૫૧૬) રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના દિવસે યહૂદીઓને તેમની જમીન પર મજુર મુકર્રર કર્યા હતા.

(૫/૨૫૧૭) હઝરત આઈશા (રદિ) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.)એ બની દીલ કબીલામાંથી, પછી બની અબ્દમાંથી એક નિષ્ણાંત માર્ગદર્શક મજુરી પર મુકર્રર કર્યા. એ માણસ કાફિર હતો અને આસ ઈબ્ને વાઈલના ખાનદાનનો મિત્ર હતો. બંને સજ્જનોએ તેને (પોતાના ભેદનો) અમાનતદાર બનાવીને ઊંટણીઓ તેના હવાલે કરી અને ત્રણ રાત્રિઓ પછી સૌર ગુફા પર મળવાનો વાયદો કર્યો. ઉપરોક્ત માર્ગદર્શક ત્રણ રાત્રિઓ પછી બંને ઊંટણીઓ સવારના વખતે લઈને હાજર થઈ ગયો. બંનેએ ત્યાંથી કૂચ કરી સાથે આમિર ઈબ્ને ફુહૈરા અને બની દીલ કબીલાવાળો માર્ગદર્શક પણ હતો, જે દરિયાકાંઠાના રસ્તેથી લઈ જઈ રહ્યો હતો.

**જો કોઈને મજુર મુકર્રર કરે અને શરત કરે કે ત્રણ દિવસ અથવા એક માસ અથવા એક વરસ પછી આ કામ કરવું અને મજુર શરત મંજુર રાખે તો જાઈઝ છે. મુકર્રર મુદ્દત સુધી મજુરીનો મામલો રદ થતો નથી**

(૬/૨૫૧૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.)એ બની દીલ ખાનદાનમાંથી એક નિષ્ણાંત માર્ગદર્શક મજુરી પર મુકર્રર કર્યા. આ માર્ગદર્શક કાફિર હતો. બંને સજ્જનોએ પોતાની ઊંટણીઓ તેને સોંપી દીધી અને ત્રણ રાત પછી સવારના વખતે સૌર ગુફા પર ઊંટણીઓ લઈને પહોંચી જવાનું વચન લીધું.

**યુદ્ધમાં મજુર રાખવાનું બયાન**

(૭/૨૫૧૯) હઝરત યઅલા ઈબ્ને ઉમય્યા કહે છે કે, હુઝૂર (સલ.)ની સાથે મેં એક જિહાદ (તબૂકની લડાઈ) ભારે ગરીબીની હાલતમાં કરી. મારી આ જિહાદ મારી દષ્ટિએ બધા અમલો કરતાં વધારે અફઝલ હતી. તે સમયે મારી પાસે એક નોકર હતો. તે નોકરની બીજા એક (મુસલમાન) માણસ સાથે લડાઈ થઈ. તે માણસે તેની આંગળી દાંતોથી કરડી ખાધી. તેણે પોતાની આંગળી ખેંચી, જેનાથી તેનો આગળનો દાંત તૂટીને પડી ગયો. તે માણસ હુઝૂરની સેવામાં હાજર થયો. આપે દાંત તૂટવાનો બદલો અપાવ્યો નહીં અને કહ્યું : શું તે તારા મોંમાં



આંગળી રાખી મૂકે કે ઊંટની જેમ તું તેને ચાવી જાય. આવો જ એક બનાવ ઈબ્ને અબી મુલયકાએ પોતાના દાદાની રિવાયતથી બયાન કર્યો કે, એક માણસે બીજા માણસના હાથને દાંત વડે કરડયો. તેણે પોતાના હાથને ઝટકો આપ્યો. તે માણસનો આગળનો દાંત તૂટી ગયો. હઝરત અબૂબક્રે દાંત તૂટવાનો બદલો ન અપાવ્યો.

**જો કોઈ માણસ મજુર રાખે અને કામની મુદ્દત મુકર્રર કરી દે, પરંતુ કામનો પ્રકાર ન વર્ણવે તો જાઈઝ છે. ખુદા તઆલા ફરમાવે છે : 'ઈન્ની ઉરીદુ અન ઉન્કિહક ઈહદબ્નતય્ય હાતયનિ વલ્લાહુ અલા મા નકૂલુ વકીલ' ઉંવા હઝરત શુઅય્બે હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું કે, હું ઇચ્છું કે મારી આ બંને છોકરીઓમાંથી એક છોકરીના નિકાહ તમારી સાથે કરી દઉં.... અને ખુદા અમારી વાતનો સાક્ષી છે.**

**જો કોઈ દીવાલ પડવાની અણી પર હોય અને ઠીક કરવા માટે કોઈને મજુર મુકર્રર કરવામાં આવે તો જાઈઝ છે**

(૮/૨૫૨૦) હઝરત ઉબય ઈબ્ને કઅબ કહે છે કે, હઝરત મૂસા અને ખિઝર ચાલ્યા. ગામમાં એક દીવાલ જોઈ કે જે પડવાની અણી પર હતી. હઝરત ખિઝરે તેના પર પોતાનો હાથ ફેરવ્યો. તે સીધી થઈ ગઈ. હઝરત મૂસાએ કહ્યું : જો તમે ઈચ્છયું હોત તો એની મજુરી લઈ શકતા હતા. જેથી આપણે તે ખાત.

**અડધા દિવસ સુધી મજુરી કરવાનું બયાન**

(૯/૨૫૨૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાનોનો દાખલો યહૂદીઓ અને ઈસાઈઓની સરખામણીમાં એવો છે, જેમકે કોઈ માણસે કામ કરવા માટે મજુરો રાખ્યા અને કહી દીધું કે, જે માણસ સવારથી બપોર સુધી કામ કરશે તેને એક કીરાત મજુરી મળશે. જેથી યહૂદીઓએ સવારથી બપોર સુધી કામ કર્યું. તે પછી તેણે કહ્યું કે, જે માણસ બપોરથી અસ્ર સુધી કામ કરશે તેને પણ એક કીરાત મજુરી મળશે. આ સાંભળીને ઈસાઈઓએ અસ્ર સુધી મજુરી કરી. છેવટે તેણે કહ્યું કે, જે માણસ અસ્રથી મગરિબ સુધી કામ કરશે તેને બે કીરાત મળશે. તમે તે જ લોકો છો. (જેમને અસ્રથી મગરિબ સુધી કામ કરવાના બે કીરાત મળશે.) આ જોઈને યહૂદીઓ અને ઈસાઈઓ નારાજ થઈ ગયા અને કહેવા લાગ્યા કે, આ શું વાત છે કે અમે કામ તો વધારે કરીએ અને મજુરી ઓછી મળે. તે માણસે કહ્યું કે, શું મેં

તમારો હક્ક ઓછો આપ્યો ? બંને 'કિતાબવાળાઓએ' (યહૂદીઓ અને ઈસાઈઓએ) જવાબ આપ્યો : ના, તે માણસે કહ્યું : બસ તો આ મારી મહેરબાની છે. જે માણસને ઈચ્છું છું તેને આપું છું.

**અસ્રના સમય સુધી મજુરી કરવાનું બયાન**

(૧૦/૨૫૨૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારો દાખલો યહૂદીઓ અને ઈસાઈઓની સરખામણીમાં એવો છે, જેમકે કોઈ માણસે કામ કરવા માટે અમુક મજૂરો રાખ્યા અને કહી દીધું કે, જે લોકો બપોર સુધી કામ કરશે તેમને એક કીરાત મજુરી મળશે. આ સાંભળીને યહૂદીઓએ એક એક કીરાત મજૂરી પર કામ કર્યું અને ઈસાઈઓએ યહૂદીઓ પછી (અસ્ર સુધી) એક એક કીરાત લઈને કામ કર્યું. છેલ્લે તમે લોકો બબ્બે કીરાત મજૂરી પર અસ્રથી મગરિબ સુધી કામ કરવા લાગ્યા. આ જોઈને યહૂદી અને ઈસાઈ નારાજ થવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, આ શું વાત છે કે, અમારૂં કામ તો વધારે છે અને મજુરી ઓછી છે. તે માણસ કહેવા લાગ્યો : શું મેં તમારો હક્ક ઓછો કરી નાખ્યો ? યહૂદીઓ અને ઈસાઈઓ કહેવા લાગ્યા : ના, ઓછો તો નથી કર્યો. તે માણસે કહ્યું; બસ, તો એ મારી મહેરબાની છે કે જે માણસને ઈચ્છું છું તેને આપું છું.

**મજુરની મજુરી ન આપવાના ગુનાહનું બયાન**

(૧૧/૨૫૨૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તઆલા ફરમાવે છે કે, ત્રણ માણસોનો કિયામતના દિવસે હું દુશ્મન રહીશ. એક તો તે માણસ જેણે મને વચન આપીને દગો કર્યો. બીજો તે માણસ જેણે કોઈ આઝાદ માણસને વેચીને તેની કીમત ખાઈ ગયો. ત્રીજો તે માણસ જેણે મજુર પાસેથી પૂરેપૂરું કામ લીધું, પરંતુ મજુરી આપી નહીં.

**અસ્રના વખતથી સાંજ સુધી મજુરી કરવાનું બયાન**

(૧૨/૨૫૨૪) હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાનોનો દાખલો યહૂદીઓ અને ઈસાઈઓની સરખામણીમાં એવો છે, જેમ કે કોઈ માણસે આખો દિવસ સવારથી સાંજ સુધી કામ કરવા માટે ચોક્કસ મજુરી પર કેટલાક મજુરો રાખ્યા હોય. તે લોકો ફક્ત અડધો દિવસ કામ કરીને કહેવા લાગ્યા કે અમને તમારી મુકર્રર કરેલી મજુરીની કંઈ ઝરૂરત નથી. અમે જે કંઈ કામ કર્યું તે બેકાર ગયું. કામ કરાવનાર કહેવા લાગ્યો કે, આવું ન કરો. બાકીનું



કામ પૂરું કરીને પૂરી મજુરી લઈ લો, પરંતુ તે લોકો માન્યા નહીં અને છોડીને ચાલ્યા ગયા. તે માણસે તેમના જવા પછી બીજા મજૂરો રાખ્યા અને તે મજુરોને કહી દીધું કે, તમે દિવસનો બાકીનો ભાગ પૂરો કરી લો, હું તમને તે બધી મજુરી આપીશ, જે પહેલા મજુરો માટે મુકર્રર કરી હતી. જેથી આ મજુરો કામ કરવા લાગ્યા, પરંતુ અસ્રનો વખત આવ્યો ત્યારે તેઓ પણ કહેવા લાગ્યા કે, અમને તમારી મજુરીની ઝરૂરત નથી. જે કંઈ કામ અમે કર્યું તે બેકાર ગયું. કામ કરાવનાર કહેવા લાગ્યો કે, જુઓ, દિવસનો ઘણો ઓછો ભાગ રહી ગયો છે. બાકીનું કામ પૂરૂં કરી લો અને પૂરી મજૂરી લઈ લો, પરંતુ મજુરો માન્યા નહીં. નાછુટકે તે માણસે બીજા માણસોને રાખી લીધા કે બાકીનો દિવસ પૂરો કરી લે. તે લોકોએ મગરિબ સુધી કામ કર્યું અને બંને જુથોની મજુરી વસૂલ કરી. આ દાખલો યહૂદીઓ, ઈસાઈઓ અને તેમનો (મુસલમાનોનો) છે, જેમણે આ નૂર (શરીઅત)નો સ્વીકાર કર્યો.

**જો કોઈ માણસે મજુર પાસે કામ કરાવ્યું અને મજુર કામ કરીને મજૂરી છોડીને ચાલ્યો ગયો. તે માણસે તેની મજુરી કોઈ કામમાં લગાડી. જેના કારણે મજુરીની રકમમાં ઘણો વધારો થઈ ગયો, તો શું અસલ મજુરીની રકમ મજુરની છે કે મજુરીની રકમથી જેટલો ફાયદો થયો છે તે પણ મજુરનો છે ?**

(૧૩/૨૫૨૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, આગલી કોમોમાંથી કોઈ કોમના ત્રણ માણસો જઈ રહ્યા હતા. (રસ્તામાં વરસાદ પડયો) તેમણે એક ગુફાનો આશ્રય લીધો અને તેમાં ઘુસી ગયા. અંદર દાખલ થયા જ હતા કે, પહાડની ઉપરથી એક પત્થર આવીને પડયો અને ગુફાનો દરવાજો બંધ થઈ ગયો. તે લોકો પરસ્પર કહેવા લાગ્યા કે, ભાઈ આ પત્થરથી છુટકારો મેળવવાનો માત્ર એ ઉપાય છે કે, તમારામાંથી દરેક પોતાનો શ્રેષ્ઠ અમલ રજૂ કરીને ખુદા પાસે દુઆ માંગે. જેથી એક માણસે દુઆ કરી કે, અય અલ્લાહ ! મારા માં-બાપ ખૂબ જ વૃદ્ધ હતાં. સાંજે મારા માં-બાપ પહેલા સ્ત્રી-બાળકો અને ગુલામોને દૂધ પીવડાવતો ન હતો. સંજોગોવશાત (જાનવરોના) ઘાસચારાની શોધમાં હું એક દિવસ દૂર નીકળી ગયો અને સાંજ સુધી ઘેર આવી શક્યો નહીં. મારા માં-બાપ સૂઈ ગયાં. (રાત્રે પાછો આવ્યો) દૂધ લઈને માં-બાપ પાસે ગયો. તેઓ સૂઈ રહ્યાં હતાં. મને ઠીક ન લાગ્યું કે, તેમના પહેલાં મારા સ્ત્રી-બાળકો અથવા ગુલામોને પીવડાવું. એટલે હું ઉભો રહ્યો. પ્યાલું મારા હાથમાં હતું. હું ઉભો રહીને

તેમના જાગવાની રાહ જોઈ રહ્યો હતો. અહીં સુધી કે સવાર થઈ ગઈ અને માં-બાપે ઉઠીને દૂધ પીધું. અય અલ્લાહ! જો મેં આ કામ ફક્ત તને ખુશ રાખવા માટે કર્યું છે તો તું આ પત્થરને હઠાવી દે. ખુદા તઆલાએ પત્થર હઠાવી દીધો, પરંતુ ફક્ત એટલો હઠયો કે તે લોકો બહાર નીકળી શકતા ન હતા. બીજાએ દુઆ કરી કે, અય અલ્લાહ ! મારા કાકાની એક પુત્રી હતી, જે મને સૌથી વધુ પ્રિય હતી. મેં તેની સાથે મિલનની ઈચ્છા વ્યકત કરી, પરંતુ તેણે ઈન્કાર કર્યો. સંજોગોવશાત એક વરસ તે દુકાળમાં સપડાઈ ગઈ અને મારી પાસે આવી. મેં તેને ૧૨૦ અશરફીઓ એવી શરતે આપી કે, મારી સાથે એકાંતમાં આવે. તે રાજી થઈ ગઈ. જ્યારે તે મારા કાબૂમાં આવી ગઈ ત્યારે કહેવા લાગી કે, એ જાઈઝ નથી કે નાહક તમે મહોર તોડો. હું તેના કહેવાથી હઠી ગયો. મને ગુનાહનું ભાન થયું. જો કે મને આખી દુનિયાથી વધારે તેના પ્રત્યે મુહબ્બત હતી, પરંતુ હું તેની પાસેથી ચાલ્યો આવ્યો અને જે અશરફીઓ આપી હતી તે ત્યાં જ મૂકી દીધી. અય અલ્લાહ ! જો મેં ફક્ત તારી ખુશી માટે આ કામ કર્યું છે તો જે મુસીબતમાં અમે સપડાયા છીએ તેને દૂર કરી દે. તરત પત્થર હઠી ગયો, પરંતુ એટલો હઠયો નહીં કે, તે લોકો નીકળી શકે. ત્રીજો માણસ કહેવા લાગ્યો : અય અલ્લાહ ! મેં અમુક મજુરો મજુરી ઉપર રાખ્યા હતા. બધાને મજુરી આપી દીધી. ફક્ત એક માણસ પોતાની મજુરી છોડીને ચાલ્યો ગયો. મેં તેની મજુરીની રકમ વધારી. અહીં સુધી કે તેનાથી ઘણો માલ થઈ ગયો. થોડાક સમય પછી તે મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, ખુદાના બંદા મારી મજુરી આપી દે. મેં કહ્યું કે, આ જેટલા ઊંટો, ગાયો, બકરીઓ અને ગુલામ તમે જોઈ રહ્યા છો, એ બધા તમારી મજુરીના છે. તે કહેવા લાગ્યો કે, ખુદાના બંદા, મારી મશ્કરી ન કર. મેં જવાબ આપ્યો કે, હું તમારી મશ્કરી કરતો નથી. (આ બધો માલ તમારો જ છે) આ સાંભળીને તે માણસ બધો માલ લઈને ચાલ્યો ગયો અને કંઈ છોડયું નહીં. અય અલ્લાહ ! જો આ કામ મેં તને ખુશ રાખવા માટે કર્યું છે તો જે મુસીબતમાં અમે સપડાયા છે તેને દૂર કર. તરત પત્થર હઠી ગયો અને ત્રણે માણસો નીકળી ગયા.

## પીઠ પર વજન ઉંચકીને મજુરી કરવી અને તેનાથી અલ્લાહના રસ્તામાં ખૈરાત કરવાનું બયાન અને મજુરના બદલાની ચોખવટ

(૧૪/૨૫૨૬) હઝરત અબૂ મસઊદ અન્સારી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે અમને ખૈરાત કરવાનો હુકમ આપતા હતા ત્યારે અમારામાંથી



અમુક માણસો મજુરીથી વજન ઉંચકીને એક મુદ અનાજ મેળવતા હતા અને આજે અમુક માણસો લખપતિ છે. શકીક કહે છે કે, એનાથી અબૂ મસઊદે લગભગ પોતાની જાત પ્રત્યે નિર્દેશ કર્યો છે.

## દલાલીની મજુરીનું બયાન

(૧૫/૨૫૨૭) ઈબ્ને સીરીન, અતા, ઈબ્રાહીમ નખઈ અને હસન બસરીની નજીક દલાલની મજુરીમાં કંઈ વાંધો નથી.

(૧૬/૨૫૨૮) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : એમાં કંઈ વાંધો નથી કે, દલાલને કહેવામાં આવે કે, આ કપડાને આટલી કીંમતમાં વેચી દે અને જો એનાથી વધારેમાં વેચશે તો એ વધારો તારો છે.

(૧૭/૨૫૨૯) ઈબ્ને સીરીન કહે છે કે, જો દલાલને કહેવામાં આવે કે, આટલી કીંમતમાં વેચી દો. એનાથી વધારેમાં વેચશો તો નફો તમારો છે અથવા મારી અને તમારી વચ્ચે નફો સંયુક્ત રહેશે તો કંઈ વાંધો નથી.

(૧૮/૨૫૩૦) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાનો પોતાની શરતો પર હોય છે.

(૧૯/૨૫૩૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મનાઈ ફરમાવી છે કે, કાફલાવાળાઓ પાસે જઈને પહેલેથી અનાજ ખરીદી લેવામાં આવે નહીં અને કોઈ શહેરી કોઈ ગામડિયાનો માલ વેચે નહીં. તાઉસ કહે છે : મેં ઈબ્ને અબ્બાસ (રદિ.)ને પૂછયું કે, એનો શું અર્થ છે કે, કોઈ શહેરી ગામડિયાનો માલ વેચે નહીં. ઈબ્ને અબ્બાસે કહ્યું કે, તેનો દલાલ ન બને.

## શું દારૂલ હરબમાં મુસલમાને કાફિરની મજુરી કરવી જોઈએ ?

(૨૦/૨૫૩૨) હઝરત ખબ્બાબ કહે છે કે : હું અજ્ઞાનતાના યુગમાં લુહારનું કામ કરતો હતો અને આસ ઈબ્ને વાઈલનું થોડુંક કામ બનાવ્યું હતું. એટલે મારી થોડીક મજુરી તેના પર હતી. હું તેની પાસે માંગવા ગયો. આસ કહેવા લાગ્યો કે, જ્યાં સુધી મુહમ્મદ (ના રસૂલ હોવા)નો ઈન્કાર કરશે નહીં ત્યાં સુધી કંઈ આપીશ નહીં. મેં કહ્યું કે, જ્યારે તું મરીને બીજી વાર ઉઠશે તે વખતે પણ ખુદાની કસમ હું ઈન્કાર કરીશ નહીં. આસ કહેવા લાગ્યો : શું હું મરીને ફરી ઉઠીશ ? મેં કહ્યું : હા. કહેવા લાગ્યો : ત્યારે મારી પાસે માલ અને ઔલાદ પણ હશે, જેથી તે વખતે હું તારો હક્ક આપી દઈશ. એના પરથી ખુદા તઆલાએ આ આયત ઉતારી : **અફરઅયત લઝી કફર બિઆયાતિના વ કાલ લઊતયન્ન માલં વ્વ વલદા.**

**અરબ કબીલાઓ પર મંત્ર રૂપે સૂરએ હમ્દ પઢીને મહેનતાણું લેવાનું બયાન**

(૨૧/૨૫૩૩) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે કામોમાં તમે મજુરી લો છો તે બધામાં કિતાબુલ્લાહ એની વધારે હકદાર છે.

(૨૨/૨૫૩૪) શઅબી કહે છે કે, મુઅલ્લિમ કુર્આનની તઅલીમના મહેનતાણાની શરત કરે નહી. હા, જો તેને કંઈ આપવામાં આવે તો કબૂલ કરી શકે છે.

(૨૩/૨૫૩૫) હકમનું કથન છે કે, મેં કોઈની પાસેથી સાંભળ્યું નથી કે, મુઅલ્લિમનું મહેનતાણું મકરૂહ છે.

(૨૪/૨૫૩૬) હસન બસરીએ (કુર્આનના મહેનતાણાના) દસ દિરહમ આપ્યા હતા.

(૨૫/૨૫૩૭) ઈબ્ને સીરીનની નજીક વહેંચનારના મહેનતાણામાં કંઈ વાંધો નથી.

(૨૬/૨૫૩૮) ઈબ્ને સીરીન કહે છે કે, 'સુહ્ત'નો અર્થ તે લાંચનો છે જે લીધા પછી કેસનો ચુકાદો આપવામાં આવે છે. લોકો કોઈ વસ્તુનો અંદાજ કાઢવાનું મહેનતાણું આપ્યા કરતા હતા.

(૨૭/૨૫૩૯) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, થોડાક સહાબા સફર માટે નીકળ્યા. જતાં જતાં અરબસ્તાનના કોઈ કબીલા પાસે જઈને ઉતર્યા અને તેમની પાસે મહેમાનીની માંગણી કરી, પરંતુ કબીલાવાળાઓએ મહેમાની કરવાનો ઈન્કાર કરી દીધો. સંજોગોવશાત તે કબીલાના સરદારને સાપે કરડી ખાધો. લોકોએ ભારે દોડધામ કરી, પરંતુ કંઈ ફાયદો થયો નહીં. એક માણસે કહ્યું કે, તમે તે લોકોને લઈ આવત જે અહીં આવીને ઉતર્યા છે તો સારૂં થાત. બનવાજોગ છે કે, તેમની પાસે કોઈ વસ્તુ હોય. લોકો સહાબા પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, અમારા સરદારને સાપે કરડ્યો છે. અમે ભારે દોડધામ કરી, પરંતુ નિરર્થક. શું તમારી પાસે કોઈ લાભદાયક વસ્તુ છે ? એક સહાબીએ કહ્યું : હા, ખુદાની કસમ ! હું મંત્ર જાણું છું, પરંતુ અમે તમારી પાસે મહેમાની માંગી હતી અને તમે અમને કંઈ ખવડાવ્યું નહીં, એટલે જ્યાં સુધી મહેનતાણું મુકર્રર કરશો નહીં ત્યાં સુધી હું મંત્ર પઢીશ નહીં. કબીલાવાળાઓએ બકરીઓનું એક ધણ (ટોળું) આપવાનો વાયદો કર્યો. સહાબા ગયા અને **'અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન'** પઢીને થૂ થૂ કરવા લાગ્યા. તે માણસ તરત ઉઠીને ચાલતો ફરતો થઈ ગયો. એવું લાગતું હતું કે, એના પગની રસ્સી ખુલી ગઈ. બીમારીની નિશાની પણ બાકી રહી નહીં. કબીલાવાળાઓએ શરત મુજબ પૂરેપૂરું



મહેનતાણું આપી દીધું. સહાબાએ પરસ્પર કહ્યું કે, વહેંચી લો, પરંતુ મંત્ર પઢનારાએ કહ્યું કે, ચાલો હુઝૂરની સેવામાં હાજર થઈને બનાવની વિગત જણાવીએ અને જોઈએ કે, હુઝૂર આપણને શું હુકમ આપે છે. છેવટે બધા હુઝૂરની સેવામાં હાજર થયા અને વિગત જણાવી. આપે પૂછ્યું, તમને કેવી રીતે ખબર પડી કે, એ મંત્ર છે ? ત્યાર પછી ફરમાવ્યું કે, તમે ઠીક કર્યું, વહેંચી લો અને એક ભાગ મારો પણ મુકર્રર કરી લો. આમ કહીને હુઝૂર હસી પડયા.

**ગુલામ અને લોંડી પર દરરોજ ફરજિયાત કર આપવાનું ઠેરવવું**

(૨૮/૨૫૪૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબૂ તયબાએ રસૂલુલ્લાહ (સલ.) ને સીંગી* મૂકી. આપે તેને એક અથવા બે સાઅ અનાજ આપવાનો હુકમ આપ્યો અને તેના માલિકોને કહેવડાવ્યું કે, તમે તેના પર દરરોજની જે રકમ મુકર્રર કરી છે, એમાં કંઈક ઓછું કરો. જેથી મુકર્રર રકમમાં ઘટાડો કરવામાં આવ્યો.

**સીંગી મૂકનાર ગુલામ પર રોજિન્દો કર મુકર્રર કરવાનું બયાન**

(૨૯/૨૫૪૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સીંગી મૂકાવી અને સીંગી મૂકનારને મહેનતાણું આપ્યું.

(૩૦/૨૫૪૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સીંગી મૂકાવી હતી અને સીંગી મૂકનારને મજુરી આપી હતી. જો મહેનતાણું આપવાને મકરૂહ માનતા હોત તો ન આપત.

(૩૧/૨૫૪૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સીંગી મૂકાવતા હતા અને કોઈનો હક્ક બરબાદ કરતા ન હતા.

**ગુલામના માલિકોને કર ઓછો કરવા અંગે ભલામણ કરવી જાઈઝ છે**

(૩૨/૨૫૪૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક ગુલામને બોલાવ્યો. ગુલામે આપને સીંગી મૂકી. આપે તેને એક સાઅ અથવા બે સાઅ અથવા એક-બે મુદ અનાજ આપવાનો હુકમ આપ્યો અને માલિકોને એના માટે ભલામણ કરી. હુકમ અનુસાર એના કરમાં ઘટાડો કરવામાં આવ્યો.

**હરામકાર ઓરતો અને લોંડીઓની કમાઈના હરામ હોવાનું બયાન**

(૩૩/૨૫૪૫) ઈબ્રાહીમ નખઈ કહે

* અસ્ત્રા દ્વારા બદનમાંથી ખરાબ લોહી કાઢવું.

છે કે, ગાનારી અને રડનારી ઓરતોનું મહેનતાણું મકરૂહ છે.

(૩૪/૨૫૪૬) ખુદા તઆલા ફરમાવે છે : **વ લાતુકરિહૂ ફતયાતિકુમ અલલ બિગાઈ ઈન અરદ્દન તહસ્સુનન** થી **ગફૂરૂ રહીમ** સુધી. ડિવા લોંડીઓ પર હરામકારી કરાવવા માટે બળજબરી ન કરો, જો તે બચવા માંગે. મુજાહિદની નજીક 'ફતયાત'થી લોંડીઓ મુરાદ છે.

(૩૫/૨૫૪૭) હઝરત અબૂ મસઊદ અન્સારી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કુતરાની કીમત, હરામખોર ઓરતોની ખર્ચી અને જાદુગરોની મીઠાઈની મનાઈ ફરમાવી છે.

(૩૬/૨૫૪૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ લોંડીઓની ખર્ચી (કમાઈ)ની મનાઈ ફરમાવી છે.

## નરને માદા પર કુદાવવાનું મહેનતાણું હરામ છે

(૩૭/૨૫૪૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ નરને માદા પર કુદાવવાના મહેનતાણાની મનાઈ ફરમાવી છે.

## જો ઝમીન ઠેકા પર લે અને બેમાંથી કોઈ મરી જાય તો શું ઠેકો ખત્મ થઈ જાય છે ?

(૩૮/૨૫૫૦) ઈબ્ને સીરીન કહે છે કે, મય્યિતના વારસદારોને એ હક્ક નથી કે, ઠેકેદારોને કાઢી મૂકે, જ્યાં સુધી કે ઠેકાની મુદ્દત પૂરી થઈ જાય નહીં.

(૩૯/૨૫૫૧) હસન બસરી, હકમ અને અયાસનું કથન છે કે, મુદ્દત પૂરી થતાં સુધી ઠેકો (કોન્ટ્રાક્ટ) ચાલુ રહેશે.

(૪૦/૨૫૫૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરનો પ્રદેશ અડધા ભાગે યહૂદીઓને આપી દીધો હતો. આ ઠેકો રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં પણ રહ્યો. હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં પણ અને હઝરત ઉમર (રદિ.)ના ખિલાફત યુગના શરૂઆતના ભાગમાં પણ. રાવીએ એ વાતનો ઉલ્લેખ કર્યો નથી કે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પછી હઝરત અબૂબક્ર અથવા હઝરત ઉમરે ઠેકો તાજો (રીન્યુ) કર્યો હતો.

(૪૧/૨૫૫૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરનો પ્રદેશ યહૂદીઓને એવી શરતે આપ્યો હતો કે, ઝમીનમાં ખેતી કરો. ઉત્પાદનમાંથી તમને અડધો ભાગ મળશે. પછી હઝરત ઉમરે યહૂદીઓને ખૈબરમાંથી કાઢયા.





## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## એક માણસનું દેવું બીજા માણસ પર ફેરવવાનું બયાન

(શરીઅતમાં એને હવાલો કહેવામાં આવે છે)

## શું કર્ઝના હવાલાનો ઈકરાર કરીને તેમાંથી પીછેહઠ કરવી જાઈઝ છે ?

(૪૨/૨૫૫૪) હસન બસરી અને કતાદા કહે છે કે, જે માણસ પર કર્ઝ ફેરવવામાં આવે (ડિવા જે માણસ બીજાનું કર્ઝ પોતાના માથે લઈ લે) જો તે માલદાર હોય તો હવાલો જાઈઝ છે.

(૪૩/૨૫૫૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જો બે ભાગીદારો અથવા વારસદારો પરસ્પર સંયુક્ત માલ વહેંચી લે અને એકના ભાગે હાજર માલ આવે અને બીજાના ભાગે તે માલ આવે જે (કોઈના પર) કર્ઝ હોય. પછી કોઈનો ભાગ બરબાદ થઈ જાય તો બીજા પાસેથી કંઈ નુકસાની વસૂલ કરી શકતો નથી.

(૪૪/૨૫૫૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : માલદાર માણસનું (કર્ઝ ચૂકવવામાં) વિલંબ કરવું ઝુલ્મ છે. જો કોઈ કર્ઝદાર પોતાનું કર્ઝ બીજા માલદાર માણસના માથે નાખી દે તો કબૂલ કરી લેવું જોઈએ.

## જો કોઈ માણસ પોતાના કર્ઝનો કોઈ માલદાર પર હવાલો નાખી દે અને માલદાર જામીન થઈ જાય તો પછી માલદારને રદ કરવાનો હક્ક રહેતો નથી. જો કોઈ માણસના કર્ઝનો કોઈ માલદાર જામીન થઈ જાય તો કર્ઝદાર માલદારની પાછળ લાગી રહે ડિવા જો તમારા પર કોઈનું કર્ઝ હોય અને કોઈ માલદાર માણસ તમારું કર્ઝ પોતાના માથે લઈ લે અને તમે મુફલિસ બની જાઓ તો લેણદાર માલદાર માણસ પાસેથી વસૂલ કરે

(૪૫/૨૫૫૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : (દેવું ચૂકવવામાં) માલદાર માણસનું વિલંબ કરવું ઝુલ્મ છે. જો કોઈ દેવાદાર પોતાના દેવાનો હવાલો માલદાર માણસ પર નાખે તો કબૂલ કરી લેવો જોઈએ.

## જો મય્યિતનું કર્ઝ કોઈ માણસ પોતાના માથે લઈ લે તો જાઈઝ છે

(૪૬/૨૫૫૮) હઝરત સલમહ ઈબ્ને અકવઅ કહે છે કે, એક વાર અમે હુઝૂર (સલ.)ની પાસે બેઠા હતા. એવામાં એક જનાઝો લાવવામાં આવ્યો. લોકોએ વિનંતી કરી કે, હુઝૂર, એની નમાઝ

પઢી આપો. આપે પૂછ્યું, શું એના પર કર્ઝ છે ? લોકોએ કહ્યું : ના. પૂછ્યું, કે કંઈ વારસો છોડયો છે ? કહેવામાં આવ્યું : ના. આપે તેની નમાઝ પઢી આપી. થોડીવાર પછી બીજો એક જનાઝો લાવવામાં આવ્યો. લોકોએ વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! એની નમાઝ પઢી આપો. પૂછ્યું, શું એના પર કર્ઝ છે ? કહેવામાં આવ્યું કે, જી હા, છે. પૂછ્યું, કે કંઇ વારસો છોડયો છે ? કહેવામાં આવ્યું કે, ત્રણ અશરફીઓ. આપે તેની પણ નમાઝ પઢાવી. પછી ત્રીજી વાર બીજો એક જનાઝો લાવવામાં આવ્યો. લોકોએ વિનંતી કરી કે, એની નમાઝ પઢાવી આપો. આપે પૂછ્યું, એણે કંઈ વારસો પણ છોડયો છે ? કહેવામાં આવ્યું, ના. પૂછ્યું, એના ઉપર કંઇ કર્ઝ છે ? કહેવામાં આવ્યું કે, જી હા, ત્રણ અશરફીઓ છે. ફરમાવ્યું : તમે તમારા સાથી પર નમાઝ પઢો. (હું પઢીશ નહીં) હઝરત અબૂ કતાદાએ વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! આપ એની નમાઝ પઢાવી આપો. એનું કર્ઝ હું મારા માથે લઉં છું. આપે તેની પણ નમાઝ પઢાવી.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ જામીનગીરી ★

### માલની જામીનગીરી અને વ્યકિતની જામીનગીરીનું બયાન

(૪૭/૨૫૫૯) હમઝા ઈબ્ને અમ્ર અસ્લમી કહે છે કે, હઝરત ઉમર (રદિ.)એ મને ઝકાતનો માલ મેળવવા માટે મોકલ્યો. સંજોગોવશાત એક માણસે પોતાની પત્નીની લોંડી સાથે વ્યભિચાર કર્યો. મેં કહ્યું કે, હું તને 'પત્થરમાર' મારીશ. ત્યાંના લોકોએ કહ્યું કે, આ પહેલાં એનો કેસ હઝરત ઉમર પાસે રજૂ થયો હતો. હઝરત ઉમરે એને સો કોરડા ફટકાર્યા હતા, પત્થરમાર કર્યા ન હતો. મેં તેની જામીનગીરી લઈ લીધી અને હઝરત ઉમર પાસે પૂછવા માટે માણસ મોકલ્યો. તેમણે એનું સમર્થન કર્યું અને જાણકારી ન હોવાના કારણે પત્થરમાર કર્યા ન હતો.

(૪૮/૨૫૬૦) હઝરત જરીર અને અશઅસે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ને મુરતદો વિષે કહ્યું હતું કે, એમની પાસે તૌબા કરાવીને જામીન લઈ લો. જેથી મુરતદોએ તૌબા કરી અને તેમના કબીલાવાળાઓ તેમના જામીન થયા

(૪૯/૨૫૬૧) હઝરત હમ્માદ કહે છે કે, જો કોઈનો જામીન લેવામાં આવે, પછી ગુનેહગાર મરી જાય તો જામીન ઉપર કંઈ નથી, પરંતુ હકમની નજીક (ગુનેહગારના માથે જે માલ છે) તેની નુકસાની આપવી પડશે.



(૫૦/૨૫૬૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, બની ઈસ્રાઈલમાંના એક માણસે બીજા માણસ પાસે હઝાર અશરફીઓ કર્ઝ માંગી. તે માણસે ગવાહો માંગ્યા. કર્ઝ માંગનાર કહેવા લાગ્યો કે, ખુદા તઆલા ગવાહી માટે પૂરતો છે. તે કહેવા લાગ્યો કે, વારુ, કોઈ જામીન લાવો. કર્ઝ માંગનારાએ જવાબ આપ્યો કે, જામીન તરીકે ખુદા જ બસ છે. તેણે કહ્યું કે, તમે સાચું કહો છો. આમ કહીને એક ચોક્કસ મુદ્દત માટે હઝાર અશરફીઓ આપી દીધી. રૂપિયા લેનારો રૂપિયા લઈને દરિયાઈ સફરમાં ગયો. પોતાનું કામ પૂરું કરીને પાછા ફરવા માટે વહાણની તપાસ કરી, જેથી મુકર્રર મુદ્દતમાં કર્ઝ ચુકવી દે, પરંતુ વહાણ મળ્યું નહીં. નાછુટકે એક (પોલી) લાકડીમાં તેણે અશરફીઓ ભરી અને લેણદારના નામનો એક કાગળ પણ તેમાં મૂકીને મોં બરાબર મજબૂત બંધ કરીને દરિયામાં લાકડી નાખી દીધી અને કહેવા લાગ્યો કે, અય અલ્લાહ ! તું જાણે છે કે, મેં ફલાણા માણસ પાસેથી હઝાર અશરફીઓ ઉધાર લીધી હતી. જ્યારે તેણે જામીન માંગ્યો હતો ત્યારે મેં કહી દીધું હતું કે, ખુદા તઆલા જામીન તરીકે પૂરતો છે. તે તારા જામીન હોવા માટે રાજી થઈ ગયો હતો. પછી તેણે ગવાહો માંગ્યા હતા. મેં કહી દીધું હતું કે, ખુદા જ ગવાહી તરીકે પૂરતો છે. તેણે તારા ગવાહ હોવા અંગે રાજી થઈને મને રૂપિયા આપ્યા હતા. હવે મેં વહાણની શોધમાં ખૂબ કોશિશ કરી. જેથી તેને રૂપિયા પહોંચાડી દઉં, પરંતુ મને વહાણ મળ્યું નહીં. હવે હું આ અશરફીઓ તારા હવાલે કરું છું. આમ કહીને તેણે દરિયામાં લાકડી નાખી દીધી. લાકડી પાણીમાં ડૂબી ગઈ. લાકડી નાખીને પાછો આવ્યો. પાછા ફરતી વખતે પણ વહાણની શોધ કરતો રહ્યો, જેથી પોતાના શહેરમાં પહોંચી જાય. અચાનક એક દિવસ લેણદાર દરિયા પર એવું જોવા ગયો કે, કદાચ કોઈ વહાણમાં મારો માલ આવ્યો હોય. વહાણ તો ન મળ્યું. તે જ અશરફીઓ ભરેલી લાકડી દેખાઈ. તે ઘરના ઈંધણ માટે તેને લઈ આવ્યો. ખોલ્યા પછી માલ અને કાગળ નીકળ્યો. થોડીક મુદ્દત પછી કર્ઝદાર પણ આવી ગયો અને સાથે હઝાર અશરફીઓ લાવ્યો. કહેવા લાગ્યો કે, ખુદાની કસમ ! હું વહાણની તપાસમાં બરાબર કોશિશ કરતો રહ્યો. જેથી તમારો માલ તમને પહોંચાડી દઉં, પરંતુ એ પહેલાં વહાણ મળ્યું નહીં. લેણદારે પૂછ્યું કે, તમે મને કંઈ મોકલ્યું હતું ? કર્ઝદારે કહ્યું કે, હા બતાવું છું. મને આ પહેલાં વહાણ મળ્યું ન હતું એટલે મેં લાકડીમાં ભરીને રૂપિયા મોકલ્યા હતા. લેણદાર કહેવા લાગ્યો : બસ ત્યારે જે માલ તમે લાકડીમાં ભરીને મોકલ્યો હતો તે તમારા તરફથી

ખુદા તઆલાએ મને પહોંચાડી દીધો. છેવટે કર્ઝદાર પોતાની અશરફીઓ લઈને ચાલ્યો ગયો.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન આકદત અયમાનુકુમ ફઆતૂહુમ નસીબહુમ'** કિંવા **જે લોકો સાથે તમે ઈકરાર કર્યો છે તેમને તેમનો હિસ્સો આપો.**

(૫૧/૨૫૬૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મુહાજિરો જ્યારે મદીના આવ્યા ત્યારે અન્સારનો વારસો તેમને મળતો હતો, અન્સારના વારસદારોને મળતો ન હતો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ અન્સારો અને મુહાજિરો વચ્ચે ભાઈચારો કરાવી દીધો હતો, પરંતુ જ્યારે આ આયત ઉતરી : **વ લિકુલ્લિન જઅલ્ના મવાલિય** ત્યારે આયત **વ લ્લઝીન આકદત અયમાનુકુમ** મનસૂખ થઈ ગઈ. અન્સારો અને મુહાજિરો વચ્ચે વારસાનો સિલસિલો બંધ થઈ ગયો, પરંતુ એકબીજાની મદદ કરવી, સારો વર્તાવ રાખવો, ભલાઈ ઈચ્છવી અને બીજા માટે વસિય્યત કરવાનો હુકમ બાકી રહ્યો.

(૫૨/૨૫૬૪) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ મારી અને સઅદ ઈબ્ને રબીઅની વચ્ચે ભાઈચારો કરાવ્યો હતો.

(૫૩/૨૫૬૫) આસિમ કહે છે કે : મેં હઝરત અનસ (રદિ.)ને પૂછ્યું કે, શું તમને આ હદીસ પહોંચી છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : ઈસ્લામમાં ભૂતકાળના વાયદા-વચનની ગણતરી નથી. હઝરત અનસે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ તો મારા ઘરમાં અન્સારો અને મુહાજિરો વચ્ચે ભાઈચારો કરાવ્યો હતો.

**જો કોઈ માણસ મય્યિતનું દેવું ચુકવવાનો જામીન થાય તો પછી તેમાંથી ફરી જવું જાઈઝ નથી. હસન બસરીનું એ જ કથન છે**

(૫૪/૨૫૬૬) હઝરત સલમહ ઈબ્ને અકવઅ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની પાસે એક જનાઝો લાવવામાં આવ્યો. એટલા માટે કે આપ તેની નમાઝ પઢાવે. હુઝૂરે પૂછ્યું, શું એના પર કંઈક કર્ઝ છે ? લોકોએ કહ્યું : નથી. આપે તેની નમાઝ પઢાવી. થોડીવાર પછી બીજો જનાઝો લાવવામાં આવ્યો. આપે પૂછ્યું કે, શું એના પર કંઈ કર્ઝ છે ? લોકોએ કહ્યું કે, જી હા. ફરમાવ્યું : તમે તમારા માણસ પર નમાઝ પઢો. હઝરત અબૂ કતાદાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એનું કર્ઝ હું મારા માથે લઉં છું. આ સાંભળીને આપે તેની નમાઝ પઢાવી.

(૫૫/૨૫૬૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને



કહ્યું કે, જ્યારે બેહરૈનનો માલ આવશે ત્યારે હું તમને આટલો આપીશ, પરંતુ હુઝૂરની વફાત સુધી બેહરૈનનો માલ આવ્યો નહીં. હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં જ્યારે બેહરૈનથી માલ આવ્યો ત્યારે તેમણે જાહેરાત કરાવી કે, જે માણસને રસૂલુલ્લાહ (સલ.)એ કંઈ વાયદો કર્યો હોય અથવા હુઝૂર પર કોઈકનું કંઈ કર્ઝ હોય તો અમારી પાસે આવે. હું આ સાંભળીને હઝરત અબૂબક્રની પાસે ગયો અને કહ્યું કે, હુઝૂરે મને આ પ્રમાણે કહ્યું હતું. હઝરત અબૂબક્રે મને એક ખોબો ભરીને આપ્યો. મેં ગણ્યા તો પાંચસો દિરહમ હતા. પછી કહ્યું કે, એનાથી ડબલ બીજા લઈ લો.

**રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં હઝરત અબૂબક્રનો કાફિરને આશ્રય આપવો અને વચન આપવું**

(૫૬/૨૫૬૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હું સમજતી થઈ ત્યારે મારાં માંબાપને ઈસ્લામના અનુયાયી જોયાં અને કોઈ દિવસ એવો પસાર થતો ન હતો કે રસૂલુલ્લાહ (સલ.) સવાર-સાંજ અમારા ઘેર આવતા ન હોય. જ્યારે મુસલમાનોને જ્યારે તકલીફ થવા લાગી ત્યારે હઝરત અબૂબક્ર હિજરતના ઈરાદાથી હબસા (ઈથોપિયા) તરફ ચાલી નીકળ્યા. 'બરકુલ ગિમાદ' (યમનમાં એક જગ્યા છે) પહોંચ્યા ત્યારે કારહ કબીલાનો સરદાર ઈબ્ને દગિના મળ્યો. હઝરત અબૂબક્રને પૂછ્યું કે, ક્યાંનો ઈરાદો છે ? હઝરત અબૂબક્રે જવાબ આપ્યો કે, મારી કોમે મને કાઢી મૂક્યો છે. હવે હું ઈચ્છું છું કે, દુનિયાની સહેલ કરું અને મારા પાલનહારની ઈબાદત કરું. ઈબ્ને દગિનાએ કહ્યું : તમારા જેવો માણસ એ લાયક નથી કે તેને કોઈ કાઢી મૂકે અથવા તે પોતે નીકળી જાય. કારણ કે, તમે ગરીબોને મદદ કરો છો. કુટુંબીઓનું ભરણપોષણ કરો છો. બાળબચ્ચાંવાળાઓનો બોજ ઉંચકો છો. મહેમાનોની સરભરા કરો છો અને મુસીબતોમાં લોકોની મદદ કરો છો. હું તમને આશ્રય આપું છું. તમે પાછા જાઓ અને તમારા પાલનહારની તમારા શહેરમાં ઈબાદત કરો. આમ કહીને ઈબ્ને દગિના હઝરત અબૂબક્રને પાછા લઈ આવ્યા અને આવીને કુરેશના કાફિરોના સરદારો પાસે એક ચક્કર માર્યો અને તેમને કહ્યું કે, અબૂબક્ર જેવો માણસ ન કાઢી શકાય છે ન નીકળી શકે છે. તમે એવા માણસને શા માટે કાઢો છો જે ફકીરોને મદદ કરે છે, કુટુંબીઓનું પાલનપોષણ કરે છે. બાળ-બચ્ચાંવાળાઓનો ભાર ઉંચકે છે, મહેમાનોની સરભરા કરે છે. બીજા લોકોને મુસીબતોમાં મદદ કરે છે. કુરેશે આ સાંભળીને ઈબ્ને દગિનાના આશ્રયને

યોગ્ય ગણ્યો. હઝરત અબૂબક્રને આશ્રય આપ્યો અને ઈબ્ને દગિનાને કહી દીધું કે તમે અબૂબક્રને કહી દો કે, પોતાના ઘરમાં પોતાના પાલનહારની ઈબાદત કરે. નમાઝ પઢે અને જે ઈચ્છે તે પઢતા રહે. મોટા અવાજે નમાઝ પઢીને કિર્અત સંભળાવીને અમને તકલીફ ન આપે. કારણ કે, અમને ભય છે કે, ક્યાંક અમારા બાળકો અને ઓરતો બગડી ન જાય. ઈબ્ને દગિનાએ આ વાત હઝરત અબૂબક્રને કહી દીધી. હઝરત અબૂબક્ર પોતાના ઘરમાં નમાઝ પઢવા લાગ્યા. ઘર સિવાય બીજી કોઈ જગ્યાએ મોટા અવાજે કિરઅત અને નમાઝ પઢતા ન હતા. થોડા દિવસ પછી હઝરત અબૂબક્રને મસ્જિદ બનાવવાનો વિચાર આવ્યો ત્યારે તેમણે પોતાના ઘરની સહનમાં જ એક મસ્જિદ બનાવી અને તેમાં જ નમાઝ અને કુર્આન પઢવા લાગ્યા. જ્યારે હઝરત અબૂબક્ર પઢવામાં મશગુલ હોય ત્યારે મુશ્રિકોની ઓરતો અને બાળકો તેમની ચારે બાજુએ ટોળે વળતાં હતાં અને ખુશ થઈને તેમને જોતાં હતાં. હઝરત અબૂબક્ર ખૂબ રડતા હતા. કુર્આન પઢતી વખતે અશ્રુઓ રોકી શકતા ન હતા. કુરૈશના સરદારોને આ જોઈને ભય લાગ્યો કે ક્યાંક અમારા બાળકો મુસલમાન ન થઈ જાય એટલે ઈબ્ને દગિનાને કોઈની મારફતે બોલાવ્યો. ઈબ્ને દગિના આવ્યો ત્યારે કહેવા લાગ્યા કે, અમે અબૂબક્રને એવી શરતે આશ્રય આપ્યો હતો કે તે પોતાના ઘરમાં ખુદાની ઈબાદત કરે, પરંતુ તે આ કરારથી આગળ વધી ગયા. તેમણે પોતાના ઘરની સહેનમાં મસ્જિદ બનાવી છે અને નમાઝ અને કુર્આન ઉંચા સાદે પઢે છે. અમને ભય છે કે ક્યાંક અમારા બાળકો અને ઓરતો બગડી ન જાય. જેથી તમે તેમને જઈને કહો કે, ફક્ત પોતાના ઘરમાં ઈબાદત કરે, નહીં તો તમે તમારી જવાબદારી ઉઠાવી લો. અમે તમારા કરારનો ભંગ કરવા માંગતા નથી, પરંતુ અમે એમ પણ ઈચ્છીશું નહીં કે, અબૂબક્ર ઉંચા સાદે કિરઅત પઢે. ઈબ્ને દગિના અબૂબક્ર પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, તમે જાણો છો કે કઈ શરતે મેં તમારી સાથે કરાર કર્યો હતો. એટલે ક્યાં તો તમે એ શરતનું પાલન કરો, નહીં તો મારી જવાબદારી મને પાછી સોંપી દો. કારણ કે, હું એવું ઈચ્છતો નથી કે અરબો ભવિષ્યમાં કહે કે, ઈબ્ને દગિનાનો કરાર તોડી નાખવામાં આવ્યો. અબૂબક્રે કહ્યું : હું તમારી જવાબદારી તમને પાછી આપું છું અને મારા માટે ખુદાનો આશ્રય પસંદ કરું છું. તે સમયે રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં જ હતા. આપે હઝરત અબૂબક્રને કહ્યું કે, મને સ્વપ્નમાં બતાવવામાં આવ્યું છે કે, તમારા લોકોની હિજરત એવી ઝમીનમાં થશે જે ખૂબ ક્ષારવાળી છે. તેમાં ખજુરીઓના ઝાડો છે. બે પથરાળ ઝમીનોની વચ્ચે આવેલ છે. જેથી જે



લોકોએ હબસા તરફ હિજરત કરી હોય તે મદીના તરફ હિજરત કરે. હઝરત અબૂબક્રે તરત હિજરતની તૈયારી કરી. હુઝૂરે ફરમાવ્યું : જરા થોભી જાઓ. આશા છે કે, મને પણ હિજરતની પરવાનગી મળી જાય. હઝરત અબૂબક્રે કહ્યું : મારા માંબાપ કુરબાન, શું હુઝૂરને પણ એની આશા છે ? આપે કહ્યું : હા. હઝરત અબૂબક્ર હુઝૂરને સાથ આપવા માટે થોભી ગયા. પોતાની બંને ઊંટણીઓને બાવળના પાંદડાં ખવડાવીને ચાર માસ સુધી પોષણ કર્યું.

(૫૭/૨૫૬૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) પાસે કોઈ જનાઝો લાવવામાં આવતો અને તેના પર કર્ઝ હોય તો આપ પૂછતા કે, શું તેણે કર્ઝ ચુકવવા જેટલો કંઈ વારસો પણ છોડયો છે કે નહીં ? જો ખબર પડતી કે કર્ઝ ચુકવવા જેટલો વારસો બાકી છે તો આપ નમાઝ પઢાવી દેતા હતા, નહીં તો કહી દેતા હતા કે, તમે તમારા માણસ પર નમાઝ પઢો, પરંતુ જ્યારે ખુદા તઆલાએ આપને વિવિધ વિજયો અપાવ્યા ત્યારે આપે ફરમાવ્યું કે, હું મુસલમાનોનો સૌથી વધુ હકદાર છું. જે મુસલમાન મરી જાય તેના કર્ઝની ચુકવણી મારા ઉપર છે અને વારસો તેના વારસદારો માટે છે.

✪

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ વકીલાત ★

**એક ભાગીદાર બીજા ભાગીદારને પોતાના તરફથી પોતાનો નાયબ બનાવી શકે છે. રસૂલુલ્લાહ (સલ.)એ કુરબાનીના જાનવરમાં હઝરત અલી (રદિ.) સાથે ભાગીદારી કરી. પછી તેમને કુરબાનીનો ગોશ્ત વહેંચવા માટે મુકર્રર કર્યા હતા.**

(૫૮/૨૫૭૦) હઝરત અલી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને હુકમ આપ્યો હતો કે, કુરબાનીના ઊંટોના ચામડાંઓ અને ઝૂલેં (ઊંટને ઓઢાવેલી ઝાલરદાર ચાદર) ખૈરાત કરી દઉં.

(૫૯/૨૫૭૧) હઝરત ઉકબા ઈબ્ને આમિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને થોડીક બકરીઓ આપી, જેથી સહાબાને વહેંચી દઉં. એક બચ્ચું રહી ગયું. મેં હુઝૂરને કહ્યું. ફરમાવ્યું : એની તમે કુરબાની કરી નાખો.

**જો મુસલમાન કોઈ કાફિર હરબીને 'દારૂલ હરબ' અથવા 'દારૂલ ઈસ્લામ'માં પોતાનો વકીલ બનાવે તો જાઈઝ છે**

(૬૦/૨૫૭૨) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ કહે છે કે, મેં ઉમય્યા ઈબ્ને

ખલફ સાથે લેખિત કરાર કર્યો કે, હું તેના સ્ત્રી-બાળકોની, જે મદીનામાં છે, રક્ષણ કરીશ અને તે મારા સ્ત્રી-બાળકોની, જે મક્કામાં છે, રક્ષણ કરશે. (સહી વખતે) જ્યારે મેં શબ્દ 'રહમાન' લખ્યો ત્યારે ઉમય્યા કહેવા લાગ્યા : હું રહમાનને જાણતો નથી. મને તે નામનું લખાણ આપો, જે અજ્ઞાનતાના યુગમાં તમારૂં નામ હતું. મેં અબ્દે અમ્ર લખ્યું. જ્યારે બદરની લડાઈનો દિવસ આવ્યો અને રાત્રે લોકો સૂઈ ગયા ત્યારે હું ઉમય્યાનું રક્ષણ કરવા પહાડ તરફ ગયો. બિલાલે ઉમય્યાને જોઈ લીધો અને પોતાની જગ્યાએથી ઉઠીને અન્સારની એક ટુકડી પાસે જઈને કહ્યું કે, ઉમય્યા ઈબ્ને ખલફ હાજર છે. જો એ બચીને ચાલ્યો ગયો તો હું બચીશ નહીં. હઝરત બિલાલની સાથે અન્સારની એક ટુકડી અમારી શોધમાં નીકળી. જ્યારે અમને ભય લાગ્યો કે હવે એ અમને આવીને પકડી લેશે ત્યારે ઉમય્યાના છોકરાને મેં પાછળ રહેવા દીધો. જેથી લોકોને થોડીવાર સુધી રોકી રાખે. અન્સારે તેને કત્લ કરી નાખ્યો. પછી અમારી પાછળ પડયા. ઉમય્યા ભારેખમ માણસ હતા. જ્યારે લોકો અમારી પાસે પહોંચી ગયા ત્યારે મેં કહ્યું કે, ઊંટની જેમ પડી જા. તે ઘુટણભેર ઉંધો પડી ગયો અને તેના રક્ષણ માટે મેં પોતાને તેના ઉપર નાખી દીધો, પરંતુ અન્સારે નીચેથી તલવારો નાખીને તેને કત્લ કરી નાખ્યો. એક માણસની તલવાર મારા પગ ઉપર પણ વાગી, જેની આ નિશાની મારા પગ ઉપર પણ છે. ઈબ્રાહીમ કહે છે કે, હઝરત અબ્દુર્રહમાન પોતાના પગ ઉપરની ઝખ્મની નિશાની અમને બતાવતા હતા.

**સર્ફ વેચાણ (સોનાનું સોનાના બદલે અથવા ચાંદીનું ચાંદીના બદલે વેચાણ) માટે કોઈને વકીલ બનાવવો અથવા એવી વસ્તુઓના ખરીદ-વેચાણ માટે કોઈને વકીલ મુકર્રર કરવો જે તોલીને વેચવામાં આવે છે**

(૬૧/૨૫૭૩) હઝરત અબૂ સઈદ ખુદરી અને હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને ખૈબરનો સરદાર બનાવીને મોકલ્યો. ઉપરોક્ત સરદાર ત્યાંથી 'જનીબ' નામે શ્રેષ્ઠ ખજુર હુઝૂર (સલ.) માટે લાવ્યો. આપે પૂછ્યું, શું ખૈબરનું બધું જ ખજુર આવું હોય છે ? તેણે કહ્યું : ના, હુઝૂર અમે આવું ત્રણ કીલો ખજુર છ કીલો ખજુર આપીને લઈએ છીએ અથવા છ કીલો નવ કીલોના બદલે લઈએ છીએ. આપે ફરમાવ્યું કે, આવું ન કરો, બલકે સારી-નરસી મેળવીને રૂપિયાના બદલામાં વેચો, પછી રૂપિયાનું ઉમદા ખજુર ખરીદો.

**જો ગોવાળ અથવા નાયબ કોઈ બકરીને મરતાં જુએ અથવા કોઈ વસ્તુને બગડતાં જુએ તો ઝબ્હ કરવું અથવા બગડતી વસ્તુને સુધારવું જાઈઝ છે**



(૬૨/૨૫૭૪) હઝરત કઅબ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, મારી પાસે અમુક બકરીઓ હતી, જે 'સલ્અ' પહાડમાં ચરતી હતી. અચાનક અમારી લોંડીએ એક બકરીને મરતી જોઈને એક પત્થર તોડીને તેનાથી ઝબ્હ કરી. મેં કહયું કે, જ્યાં સુધી હું રસૂલુલ્લાહ (સલ.) પાસે જઈને પૂછી લઉં નહીં ત્યાં સુધી એને ખાશો નહીં. જેથી હુઝૂરને જ્યારે પૂછાવ્યું ત્યારે આપે ખાવાની રજા આપી. ઉબૈદુલ્લાહ કહે છે કે, નવાઈની વાત છે કે, એક લોંડીએ બકરી ઝબ્હ કરી.

**હાજર અને ગાયબ બધાને વકીલ બનાવવું જાઈઝ છે**

(૬૩/૨૫૭૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસે પોતાના વકીલને તેમની ગેરહાજરીમાં આવો હુકમ લખ્યો હતો કે મારા બધા ઘરવાળાંઓ તરફથી, નાના હોય કે મોટા, સદકએ ફિત્ર આપી દેજો.

(૬૪/૨૫૭૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસનું યુવાન ઊંટ હુઝૂર (સલ.) ઉપર કર્ઝ હતું. તે માણસ માંગવા માટે આવ્યો. આપે સહાબાને કહ્યું કે, એના ઊંટનું સમવયસ્ક (હમઉમર) ઊંટ એને આપી દો. સહાબીઓ પાસે તેના ઊંટથી મોટી ઉમરના ઊંટો હતાં. સરખી ઉમરનું ઊંટ ન હતું. હુઝૂરે કહ્યું કે, એ જ આપી દો. તેણે કહ્યું : હુઝૂરે મને પૂરેપૂરો બદલો આપ્યો. ખુદા આપને પૂરો બદલો આપે. હુઝૂરે ફરમાવ્યું કે, સારો માણસ તે છે જે કર્ઝ ચુકવવામાં સારો હોય.

**કર્ઝ ચુકવવા માટે કોઈને વકીલ બનાવવો**

(૬૫/૨૫૭૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસ હુઝૂર (સલ.) પાસે પોતાનું કર્ઝ માંગવા માટે હાજર થયો અને કંઈક સખ્ત શબ્દો બોલ્યો. સહાબાએ તેને મારવાનો ઈરાદો કર્યો. આપે કહયું કે, જવા દો. હકદારને કહેવાનો હક છે. પછી કહ્યું કે, એના ઊંટના જેવું એને ઊંટ આપો. સહાબાએ કહ્યું કે, એના ઊંટની સરખી ઉમરનું તો કોઈ ઊંટ નથી. હા, એનાથી સારૂં છે. ફરમાવ્યું : એ જ આપી દો. કારણ કે, તમારામાં શ્રેષ્ઠ માણસ તે છે જે કર્ઝ ચુકવવામાં સારો હોય.

**જો કોઈ માણસ વકીલ અથવા શફીઅ (પડોશી)ને કંઈ બખ્શી દે તો જાઈઝ છે કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની હવાઝિનના પ્રતિનિધિઓને તે વખતે કહ્યું હતું જ્યારે કે પ્રતિનિધિઓએ ગનીમતના**

**માલની માંગણી કરી હતી કે, મારો હિસ્સો તમારા માટે છે**

(૬૬/૨૫૭૮) હઝરત મિસ્વર ઈબ્ને મખ્રમા કહે છે કે, હવાઝિન કબીલાના પ્રતિનિધિઓ મુસલમાન થઈને હુઝૂરની સેવામાં હાજર થયા અને વિનંતી કરી કે અમારો માલ અને કેદીઓ પાછા આપી દો. હુઝૂર ઉભા થઈ ગયા અને ફરમાવ્યું કે, મને સાચી વાત સૌથી વધારે પ્યારી લાગે છે. તમે બંનેમાંથી એક વસ્તુ પસંદ કરો. ક્યાં તો કેદીઓ પાછા લઈ લો ક્યાં તો માલ લઈ લો. કારણ કે, મેં તમારી રાહ જોઈ હતી, પરંતુ તમે આવ્યા નહીં. છેવટે મેં વહેંચી દીધો. હુઝૂરે તાઈફથી પાછા ફર્યા પછી દસ દિવસથી કંઈક વધુ સમય હવાઝિન કબીલાની રાહ જોઈ હતી. છેવટે જ્યારે પ્રતિનિધિઓને ખાત્રી થઈ ગઈ કે, રસૂલુલ્લાહ (સલ.) બંનેમાંથી ફક્ત એક વસ્તુ પાછી આપશે ત્યારે તેમણે કેદીઓ પાછા આપવાની વિનંતી કરી. હુઝૂરે મુસલમાનો સામે ઉભા થઈને પ્રથમ ખુદા તઆલાના વખાણ કર્યા. પછી ફરમાવ્યું કે, તમારા ભાઈ તૌબા કરીને આવ્યા છે અને મેં નક્કી કર્યું છે કે, એમના કેદીઓ પાછા આપી દઉં. માટે જે માણસ બદલા વગર (પોતાના ભાગનો કેદી) પાછો આપવા માંગે તો આપી દે અને જે માણસ બદલો લેવા માંગે તો સૌથી પહેલો જે માલે ગનીમત આવશે તેમાંથી અમે તેને આપીશું. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે એમ જ આપવા રાજી છીએ. આપે ફરમાવ્યું કે, અમને ખબર નથી કે, કયા માણસે રજા આપી અને કયા માણસે આપી નથી. તમે પાછા જઈને તમારા નેતાઓને મોકલો કે તે આવીને સાચી પરિસ્થિતિથી માહિતગાર કરે. જેથી સહાબાએ પોતાના ચૌધરીઓને કહી દીધું. ચૌધરીઓએ હુઝૂરની સેવામાં હાજર થઈને કહી દીધું કે, સહાબાએ ખુશીથી બદલા વગર કેદીઓ પાછા આપી દીધા.

**જો કોઈને કહેવામાં આવે કે તમે અમારા તરફથી આપી દો, પરંતુ એવું જણાવવામાં ન આવે કે, કેટલું આપો તો વકીલે રિવાજ પ્રમાણે આપવું જોઈએ**

(૬૭/૨૫૭૯) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક સફરમાં હું હુઝૂર (સલ.)ની સાથે હતો અને ખૂબ ધીમી ગતિએ ચાલનાર ઊંટ પર સવાર હતો એટલે સૌની પાછળ રહી ગયો હતો. અચાનક હુઝૂર તે બાજુ આવ્યા અને પૂછ્યું, કોણ છે ? મેં કહ્યું કે, જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ. પૂછ્યું, કેમ, શું વાત છે ? મેં કહ્યું કે, મારું ઊંટ ખૂબ ધીમું છે. પૂછ્યું, તારી પાસે લાકડી છે ? મેં કહ્યું : જી હા. કહ્યું : મને આપી દે. મેં હુઝૂરને આપી દીધી. આપે લાકડીથી ઊંટને માર્યું અને ધમકાવ્યું. ઊંટ ત્યાંથી બધા લોકો કરતાં આગળ વધી ગયું. આપે કહ્યું કે, એ મને વેચી દો. મેં કહ્યું : એમ પણ હુઝૂરને ભેટ છે. કહ્યું : ના, વેચી દો. હું ચાર અશરફીમાં લઉં છું. તમને મદીના સુધી સવારી કરવાની રજા છે. (મેં વેચી દીધું) જ્યારે અમે મદીના પાસે પહોંચ્યા ત્યારે મેં હુઝૂરથી અલગ થવાનો ઈરાદો કર્યો. પૂછ્યું : ક્યાંનો ઈરાદો છે ? મેં કહ્યું કે, એક વિધવા સ્ત્રી સાથે મેં નિકાહ કર્યા છે. ફરમાવ્યું કે, કુંવારી સાથે કેમ કર્યા નહીં કે તું તેની સાથે રમત અને તે તારી સાથે રમત. મેં કહ્યું કે, મારા પિતાનું અવસાન થઈ ગયું છે અને નાની છોકરીઓ છે એટલે મેં ઈચ્છ્યું કે, વિધવા અને અનુભવી સ્ત્રી સાથે નિકાહ કરી લઉં. ફરમાવ્યું : તો સારું કર્યું. જાબિર કહે છે કે, ત્યાર પછી અમે મદીના પહોંચ્યા. હુઝૂરે હઝરત બિલાલને કહ્યું કે એને કીમત ચુકવી દો અને કંઈક વધારે પણ આપ્યું. હઝરત બિલાલે મને ચાર અશરફીઓ અને એક દાનક આપ્યો. હઝરત જાબિર કહે છે કે, હુઝૂરની આ 'વધારે મહેરબાની'ને હું મારાથી કદી અલગ થવા દેતો નથી. તે વધારાનો દાનક મારી તલવારના મ્યાનની સાથે હંમેશા રહે છે.

**ઓરત ઈમામને પોતાના નિકાહના વકીલ બનાવી શકે છે**

(૬૮/૨૫૮૦) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે કે, એક ઓરતે હુઝૂર



(સલ.)ની સેવામાં હાજર થઈને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં મારી જાત હુઝૂરને બખ્શી દીધી. (હાજરજનોમાંથી) એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા નિકાહ એની સાથે કરાવી દો. હુઝૂરે ફરમાવ્યું : મેં તેના નિકાહ તારી સાથે કરી દીધા અને તારી કુર્આનની તઅલીમને મહેર ઠેરવી. એટલા માટે કે તું કુર્આન પઢેલો છે (હાફિઝ છે).

**જો કોઈ માણસ કોઈ બાબતનો કોઈ માણસને વકીલ બનાવે અને વકીલ મુઅક્કિલના હક્કોમાંથી કોઈ હક્ક માફ કરી દે અથવા કોઈને એક ચોક્કસ મુદ્દત માટે કર્ઝ આપે અને મુઅક્કિલ તેની રજા પણ આપે તો જાઈઝ છે**

(૬૯/૨૫૮૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને રમઝાનના સદકાની દેખરેખ માટે વકીલ ઉિવા ઝિમ્મેદાર બનાવ્યો. (રાત્રે) એક માણસ આવ્યો અને અનાજમાંથી ખોબો ભરી ભરીને લેવા લાગ્યો. મેં પકડી લીધો અને કહ્યું : ખુદાની કસમ ! તને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ખેંચીને લઈ જઈશ. તેણે કહ્યું કે, મને છોડી દો.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૬૮/૨૫૮૦) મહેર આર્થિક સ્વરૂપમાં હોવી જોઈએ. કુર્આન કંઠસ્થ કરવાને માનનીય સમજી લગ્નનો પ્રબંધ કરવામાં આવ્યો છે. મહેરનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, જેથી સમાન કક્ષાની મહેર આપવાની રહેશે.

હું મોહતાજ અને બાળ-બચ્ચાંવાળો માણસ છું. સખ્ત હાજતમંદ છું. મેં તેને છોડી દીધો. સવારે હુઝૂરની સેવામાં હાજર થયો. આપે પૂછયું કે, અબૂ હુરૈરા, તમારો રાતનો કેદી ક્યાં ગયો ? મેં કહયું કે, યા રસૂલલ્લાહ ! તેણે પોતાની સખ્ત ઝરૂરત અને બાળ-બચ્ચાંવાળો હોવાની ફરિયાદ કરી હતી એટલે મેં તેના પર દયા ખાઈને છોડી મૂકયો. હુઝૂરે ફરમાવ્યું : સાંભળો, તે તમારી સાથે જૂઠું બોલ્યો છે. બીજી વાર ઝરૂર આવશે. હુઝૂરના કહેવાથી મને ખાતરી થઈ ગઈ કે તે બીજી વાર ઝરૂર આવશે. હું તેની તાકમાં રહ્યો. જ્યારે તે આવીને ખોબે ખોબે અનાજ ભરવા લાગ્યો ત્યારે મેં પકડી લીધો અને કહયું કે હવે તો તને ખેંચીને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ઝરૂર લઈ જઈશ. તેણે કહયું : હું મોહતાજ છું. ઘણાં છોકરાં છે. મને છોડી દો. હવે નહીં આવું. મેં દયા ખાઈને તેને છોડી દીધો અને સવારે હુઝૂરની સેવામાં હાજર થયો. આપે પૂછયું, અબૂ હુરૈરા, તમારા રાતવાળા કેદીનું શું થયું ? મેં કહયું કે, યા રસૂલલ્લાહ ! તેણે સખ્ત ઝરૂરત અને બાળ-બચ્ચાંવાળો હોવાની ફરિયાદ કરી એટલે મેં તેના પર દયા ખાઈને છોડી દીધો. આપે ફરમાવ્યું : સાંભળી લો તે જૂઠું બોલ્યો. પાછો આવશે. ત્રીજી રાત્રે પાછો હું તેની તાકમાં રહ્યો. જ્યારે તે આવીને ખોબાથી અનાજ ભરવા લાગ્યો ત્યારે મેં પકડી લીધો અને કહયું કે તને પકડીને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં લઈ જઈશ. આ ત્રીજી વખત છે. તું દરેક વખત કહી જાય છે કે, હવે આવીશ નહીં અને ફરી આવે છે. હવે છોડીશ નહીં. તેણે કહયું કે, મને છોડી દો. હું કેટલીક વાતો તમને બતાવીશ, જેનાથી ખુદા તઆલા તમને ફાયદો પહોંચાડશે. મેં પૂછયું તે શું વાતો છે ? કહેવા લાગ્યો કે, જ્યારે તમે (સુવા માટે) બિસ્તરા પર જાઓ ત્યારે પૂરી આયતુલ કુર્સી પઢો. સવાર સુધી તમારી પાસે શયતાન આવી શકશે નહીં. ખુદા તઆલા તરફથી તમારા માટે એક ચોકીદાર રહેશે. આ સાંભળીને મેં તેને છોડી દીધો. સવાર પડી ત્યારે હુઝૂરની સેવામાં હાજર થયો. આપે પૂછયું, અબૂ હુરૈરા, તમે રાતવાળા કેદીનું શું કર્યું ? મેં કહયું : યા રસૂલલ્લાહ ! તેણે મને કહયું હતું કે, હું તમને કેટલીક ફાયદાકારક વાતો બતાવું છું એટલે મેં તેને છોડી દીધો. પૂછયું, તે કઈ વાતો છે ? મેં કહયું : તેણે મને કહયું હતું કે, જ્યારે તમે બિસ્તરા પર જાઓ ત્યારે પહેલેથી છેલ્લે સુધી આયતુલ કુર્સી પઢો. સવાર સુધી શયતાન નજીક આવશે નહીં અને ખુદા તઆલા તરફથી તમારા માટે એક ચોકીદાર મુકર્રર થશે. ફરમાવ્યું : છે તો તે જૂઠો, પરંતુ આ વાત તેણે સાચી કહી. અબૂ હુરૈરા, તમે જાણો છો કે, ત્રણ રાતોથી કોની સાથે વાતચીત કરી



રહ્યા છો ? મેં કહયું : ના, ફરમાવ્યું : તે શયતાન છે.

## જો વકીલ કોઈ ખરાબ વસ્તુનું ખોટું વેચાણ કરે તો વેચાણ ગેરકાયદે છે અને રદ કરવા લાયક છે

(૭૦/૨૫૮૨) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હઝરત બિલાલ રસૂલુલ્લાહ (સલ.) માટે થોડુંક ઉમદા ખજૂર લાવ્યા. હુઝૂરે પૂછયું કે, આ ખજૂર ક્યાંથી લાવ્યા ? હઝરત બિલાલે કહયું કે, અમારી પાસે થોડુંક ખરાબ ખજૂર હતું. તેમાંથી છ કીલો આપીને આ ત્રણ કીલો આપના માટે ખરીધું છે. હુઝૂરે ફરમાવ્યું : ઓહ ! એ બિલકુલ વ્યાજ છે વ્યાજ. આવું ન કરો. જો તે ખરીદવાનો ઈરાદો હોય તો પોતાનું ખજૂર અલગ વેચી દો અને તેની કીમતથી તે ખરીદી લો.

## વકફના માલનો કોઈને વકીલ બનાવવો જાઈઝ છે. વકફનો વકીલ પોતે પોતાનો ખર્ચ પણ વકફના માલમાંથી લઈ શકે છે અને પોતાના દોસ્તને પણ સારા ઈરાદાથી ખવડાવી શકે છે

(૭૧/૨૫૮૩) હઝરત અમ્ર ઈબ્ને દીનાર કહે છે કે, હઝરત ઉમર (રદિ.)એ વકફ વિષે ફરમાવ્યું હતું કે, જો 'મુતવલ્લી' (વ્યવસ્થા કરનાર) વકફના માલમાંથી પોતે પણ ખાય, પોતાના દોસ્તોને પણ ખવડાવે, પરંતુ ભેગું કરીને ન રાખે તો કંઈ વાંધો નથી. હઝરત ઈબ્ને ઉમર, હઝરત ઉમર (રદિ.) તરફથી સદકાના માલના મુતવલ્લી બનતા ત્યારે મક્કા-વાળાઓમાંથી તે લોકોને તે માલમાંથી હદિયો મોકલતા જેમની પાસે જઈને તે પોતે ઉતરતા હતા.

## 'શરઈ હદ' અમલમાં મૂકવા કોઈને પોતાનો નાયબ મુકર્રર કરવો

(૭૨/૨૫૮૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, ઉનૈસ ! તે ઓરત પાસે જાઓ. જો તે ઝિનાનો સ્વીકાર કરે તો 'પત્થરમાર' મારો.

(૭૩/૨૫૮૫) હઝરત ઉકબા ઈબ્ને હારિસ કહે છે કે, નુઅયમાને દારૂ પીધો હતો અને એ જ હાલતમાં હુઝૂર (સલ.)ની સેવામાં રજુ કરવામાં આવ્યો. ઘરમાં જે લોકો હતા તે બધાને હુઝૂરે હુકમ આપ્યો કે, નુઅયમાનને મારો. હું પણ મારનારાઓ પૈકીનો એક હતો. અમે જોડા અને ખજુરીની ડાળીઓથી ખૂબ માર્યો હતો.

## કુરબાનીના ઊંટોની દેખરેખ માટે કોઈને મુકર્રર કરવો

(૭૪/૨૫૮૬) હઝરત આયશા (રદિ.) કહે છે કે, મેં મારા હાથે રસૂલુલ્લાહ (સલ.)ના કુરબાનીના

ઊંટોના હાર વધ્યા હતા અને રસૂલુલ્લાહ (સલ.)એ પોતે પહેરાવીને હઝરત અબૂબક્રની સાથે ઊંટો મોકલી દીધાં હતાં. ફકત આ કામના લીધે રસૂલુલ્લાહ (સલ.) માટે શરીઅતની જાઈઝ વસ્તુઓમાંથી કોઈ વસ્તુ નાજાઈઝ બની ન હતી. અહીં સુધી કે ઊંટો ઝબ્હ કરી નાખવામાં આવ્યાં.

**જો કોઈ માણસ પોતાના વકીલને કહે કે, જેવી રીતે તમારી સમજમાં આવે તેવી રીતે માલ ખર્ચ કરો અને વકીલ કહી દે કે, મેં તમારી વાત સાંભળી લીધી ત્યારે વકીલને અધિકાર છે કે જેવી રીતે ઈચ્છે તેવી રીતે ખર્ચ કરે**

(૭૫/૨૫૮૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબૂ તલહા અન્સારીઓમાં સૌથી વધુ માલદાર હતા. અબૂ તલહાને પોતાના માલમાં સૌથી વધુ પસંદ બીરહા બાગ હતો. આ બાગ મસ્જિદની સામે હતો. રસૂલુલ્લાહ (સલ.) તેમાં જતા હતા અને ત્યાંનું સરસ પાણી પીતા હતા. જ્યારે આયત **લન તનાલૂલ બિર્ર હત્તા તુનફિકૂ મિમ્મા તુહિબ્બૂન** ઉતરી ત્યારે અબૂ તલહા રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદા તઆલા ફરમાવે છે કે, જ્યાં સુધી તમારો પ્રિય માલ ખર્ચ કરશો નહી ત્યાં સુધી નેકી અને ભલાઈ તમને મળી શકશે નહીં. મને બીરહા બાગ બધા માલ કરતાં વધુ પસંદ અને પ્રિય છે. હવે હું અલ્લાહના રસ્તામાં એને આપું છું અને આશા રાખું છું કે, તેનો સવાબ અને બદલો અલ્લાહને ત્યાં મને મળશે. યા રસૂલલ્લાહ ! આપ જેમ યોગ્ય સમજો તેમ ઉપયોગ કરો. આપે ફરમાવ્યું : વાહ, વાહ, આ માલ તો ફાયદાકારક છે, લાભદાયક છે. મેં તમારી વાત સાંભળી લીધી, પરંતુ મને યોગ્ય લાગે છે કે, તમે એ તમારા સગાંવહાલાંઓને વહેંચી દો. અબૂ તલહાએ કહ્યું કે, ઘણું સારું, આમ જ કરીશ. જેથી પોતાના સગા-સ્નેહીઓ અને પિત્રાઈઓને તે બાગ વહેંચી દીધો.

**ખજાનામાં ખજાનચી વકીલનો અધિકાર ધરાવે છે**

(૭૬/૨૫૮૮) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અમાનતદાર ખજાનચી જે હુકમ પ્રમાણે પૂરેપૂરૂં ખુશીથી તે માણસને આપે જેને દેવાનો હુકમ હોય તો તે પણ ખૈરાત કરનારાઓ પૈકી એક ખૈરાત કરનાર છે.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ ખેતીવાડી ★

**જો એવી ખેતી કરવામાં આવે અથવા ઝાડ રોપવામાં આવે જેને ખાઈને લોકો ફાયદો ઉઠાવે તો આવી ખેતી વગેરે ઘણી ફઝીલત ધરાવે છે**



**ખુદા તઆલા ફરમાવે છે : 'અફરઅય્તુમ મા તહરિસૂન અ અન્તુમ તઝરઊનહુ અમ નહનુઝ ઝારિઊન લવ નશાઉ લજ અલ્નાહુ હુતામન' ભલા જુઓ તો જે વસ્તુને તમે વાવો છો તેને તમે પેદા કરો છો કે અમે પેદા કરીએ છીએ. જો અમે ઈચ્છીએ તો એને બિલ્કુલ ભૂસૂં બનાવી દઈએ.**

(૭૭/૨૫૮૯) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ મુસલમાન કોઈ ઝાડ રોપે છે અથવા ખેતી વાવે છે, પછી તે ઝાડ અથવા ખેતીમાંથી પક્ષીઓ અથવા માણસ અથવા પશુઓ ખાય છે તો વાવનાર માટે એ ખૈરાત બને છે.

**જે માણસ હંમેશા ખેતીના ઓજારોમાં ગુંથાયેલો રહે અને શરઈ હદથી કંઈક આગળ વધી જાય તો તેનું શું પરિણામ આવશે ?**

(૭૮/૨૫૯૦) હઝરત ઉમામા બાહિલીએ હળ અને ખેતીના અમુક ઓજારો મૂકેલાં જોયાં હતાં ત્યારે કહ્યું : મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, જે કોમના ઘરમાં આ (ઓજારો) દાખલ થાય છે તે ઘરમાં અલ્લાહ તઆલા ઝિલ્લત દાખલ કરે છે.

**ખેતીની દેખરેખ માટે કુતરો રાખવો જાઈઝ છે**

(૭૯/૨૫૯૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કુતરો બાંધીને રહે છે તેના (નેક) અમલોમાંથી એક કિરાત ઓછો થતો રહે છે. હા, ખેતી અથવા પશુઓની દેખરેખ રાખનારો કુતરો આ હુકમમાંથી બાકાત છે. એક રિવાયતમાં આવ્યું છે કે, બકરીઓનો અથવા ખેતીનો અથવા શિકારનો કુતરો આ હુકમમાંથી બાકાત છે. બીજી રિવાયતમાં ફકત શિકારી અથવા પશુઓની દેખરેખ રાખનાર કુતરાનો ઉલ્લેખ છે.

(૮૦/૨૫૯૨) હઝરત સુફયાન ઈબ્ને અબૂ ઝુહૈર કહે છે કે, મેં પોતે હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું, આપ ફરમાવતા હતા કે, જે માણસ કુતરો રાખે કે જે ન ખેતીની દેખરેખના કામમાં આવે અને ન ગાય-બકરીની દેખરેખના, તેના (નેક) અમલોમાંથી દરરોજ એક કીરાત ઓછો થતો રહે છે. હઝરત સાઈબ ઈબ્ને યઝીદ કહે છે કે : મેં સુફયાનને પૂછ્યું કે, શું તમે પોતે હુઝૂર પાસેથી આ હદીસ

સાંભળી છે ? સુફયાને જવાબ આપ્યો : હા, ખુદાની કસમ.

## બળદોને ખેતીના કામમાં લેવાનું બયાન

(૮૧/૨૫૯૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક વાર એક માણસ બળદ પર સવાર થઈને જઈ રહ્યો હતો. બળદે તેના તરફ ગરદન ફેરવીને કહ્યું કે, હું એના માટે પેદા થયો નથી, બલકે ખેતી માટે પેદા થયો છું. તે પછી હુઝૂરે ફરમાવ્યું કે, આ વાતને હું, અબૂબક્ર અને ઉમર સાચી માનીએ છીએ. એવી રીતે ભરવાડ એક વાર બકરીઓ ચરાવી રહ્યો હતો કે કોઈ વરૂ એક બકરી લઈને નાસી ગયો. ભરવાડ તેની પાછળ દોડયો. વરૂએ ભરવાડને કહ્યું કે, કિયામતના દિવસે જ્યારે કે મારા સિવાય કોઈ બીજો ભરવાડ નહી હોય ત્યારે એમનો રખેવાળ કોણ હશે ? તે પછી હુઝૂરે ફરમાવ્યું કે, હું, અબૂબક્ર અને ઉમર એના ઉપર ઈમાન ધરાવીએ છીએ. હઝરત અબૂ સલમહ કહે છે કે, જે વખતે હુઝૂરે આ હદીસ કહી હતી તે વખતે હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર હાજર ન હતા.

## જો કોઈ માણસ બીજા માણસને કહે કે ખજુર અને દ્રાક્ષ વગેરેમાં તમે મહેનત કરો, પેદાવારમાં ભાગીદાર બની જશો તો શું હુકમ છે ?

(૮૨/૨૫૯૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, અન્સારીઓએ હુઝૂરને કહ્યું કે, હુઝૂર અમારી અને અમારા ભાઈઓની વચ્ચે ખજુરના ઝાડો વહેંચી આપો. આપે ફરમાવ્યું : નહીં. અન્સારીઓએ મુહાજિરોને કહ્યું : અચ્છા, તમે મહેનત કરો અને ઉત્પાદનમાં અમારા ભાગીદાર બની જાઓ. મુહાજિરોએ કહયું : વારું, અમે એ માન્ય રાખીએ છીએ.

## ઝાડ કાપવાનું બયાન

(૮૩/૨૫૯૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)એ ખજુરીના ઝાડ હુકમ આપીને કપાવ્યા હતાં.

(૮૪/૨૫૯૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બુવૈરા નામે સ્થળે બની નઝીરના ખજુરીના ઝાડો બળાવી નાખ્યા હતા. થોડાક કપાવી નાખ્યાં હતાં. આ બનાવ વિષે હઝરત હસ્સાન કહે છે કે, લુઈ કબીલાના સરદારો માટે બુવૈરા સ્થળે ફેલાયેલાં ખજુરીના ઝાડો કાપવાં આસાન છે.

(૮૫/૨૫૯૭) હઝરત રાફિઅ ઈબ્ને ખદીજ કહે છે કે, બધા મદીનાવાળાઓ કરતાં અમારી ખેતી વધારે હતી. અમે



ઝમીન ભાગે આપી દેતા હતા, પરંતુ એવી શરત કરતા હતા કે ઝમીનનો એક ચોક્કસ ભાગ ઝમીનદાર માટે રહેશે. ક્યારેક એવું બનતું કે તે ચોક્કસ ભાગ પર કોઈ આફત આવતી હતી અને બાકીની જમીન સલામત રહેતી હતી. ક્યારેક બાકીની ઝમીન પર આફત આવતી હતી અને એ ભાગ સુરક્ષિત રહેતો હતો, પરંતુ અમને એની મનાઈ કરવામાં આવી. વાત એવી હતી કે, તે સમયે સોનું-ચાંદી ન હતું.

## અડધા ભાગની શરતે ખેતી વાવવી

(૮૬/૨૫૯૮) અબૂ જઅફર કહે છે : મદીનામાં મુહાજિરોના જેટલા ઘરો હતાં તે ત્રીજા અથવા ચોથા ભાગે ખેતી કરતાં હતાં.

(૮૭/૨૫૯૯) હઝરત અલી, સઅદ ઈબ્ને માલિક, અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ, ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ, કાસિમ, ઉરવા, હઝરત અબૂબક્રની ઔલાદ, હઝરત ઉમરની ઔલાદ, હઝરત અલીની ઔલાદ અને ઈબ્ને સીરીને ખેતી કરી છે.

(૮૮/૨૬૦૦) અબ્દુર્રહમાન ઈબ્ને અસ્વદ કહે છે કે, હું અબ્દુર્રહમાન ઈબ્ને યઝીદ સાથે ખેતીમાં ભાગીદારી કરતો હતો.

(૮૯/૨૬૦૧) હઝરત ઉમર (રદિ.)એ લોકો સાથે એ શરતે ખેતીમાં ભાગીદારી કરી હતી કે, જો બીયારણ હઝરત ઉમર (રદિ.) તરફથી હોય તો બે તૃત્યાંશ હઝરત ઉમરની રહેશે અને જો બીયારણ લોકોનું હોય તો બે તૃત્યાંશ લોકોની રહેશે.

(૯૦/૨૬૦૨) હઝરત હસન બસરી કહે છે : એમાં કંઈ વાંધો નથી કે, ઝમીન એકની હોય અને બંને ભાગીદાર મળીને ખર્ચ કરે અને પેદાશ પરસ્પર મળીને વહેંચી લે. ઝુહરીનો પણ એ જ અભિપ્રાય છે. હસન બસરી કહે છે કે, જો કપાસ અડધા ભાગે વીણાવવામાં આવે તો કંઈ વાંધો નથી.

(૯૧/૨૬૦૩) ઈબ્રાહીમ નખઈ, ઈબ્ને સીરીન, અતા, હકમ, ઝુહરી અને કતાદા કહે છે કે, જો પીંજારાને એવી શરતે સૂતર આપવામાં આવે કે તું કપડું વણી આપ અને મજુરીના બદલે ત્રીજા ભાગનું અથવા ચોથા ભાગનું કપડું તને આપવામાં આવશે તો કંઈ વાંધો નથી.

(૯૨/૨૬૦૪) મઅમર કહે છે કે, એમાં કંઈ વાંધો નથી કે, કોઈ માણસને જાનવર ભાડેથી ફેરવવા માટે એવી શરતે આપવામાં આવે કે ત્રીજા અથવા ચોથા ભાગનું ભાડું મારું રહેશે અને બાકીનું તારું, પરંતુ એમાં મુદત મુકર્રર કરવી ઝરૂરી છે.

(૯૩/૨૬૦૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના વતનીઓ સાથે એવો કરાર કર્યો કે, પેદાશમાં ફળ હોય કે

અનાજ અડધો ભાગ તમારો રહેશે. ખૈબરની પેદાશમાં હુઝૂર (સલ.) પોતાની પત્નીઓને સો વસક આપતા હતા. એંસી વસક ખજૂર અને વીસ વસક જવ. હઝરત ઉમરે પોતાના ખિલાફતકાળમાં ખૈબરની વહેંચણી કરી ત્યારે પવિત્ર પત્નીઓ ઉપર પસંદગી છોડી કે ઈચ્છે તો ઝમીન અને પાણીનો ભાગ લઈ લે (અને પોતે ખેતી કરાવે) અને ઈચ્છે તો (તે જ પ્રણાલિકા) ચાલુ રાખે (જે રસૂલુલ્લાહની પ્રણાલિકા હતી) અમુક પત્નીઓએ ઝમીન લેવાનું પસંદ કર્યું અને અમુકે અનાજ વગેરેના વસક લેવાનું પસંદ કર્યું. હઝરત આઈશાએ ઝમીન લેવાનું પસંદ કર્યું હતું.

**જો ઝમીનદાર ભાગેથી ખેડનાર કિસાન સાથે વરસો નક્કી ન કરે તો શું હુકમ છે ?**

(૯૪/૨૬૦૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરવાસીઓ સાથે એવી શરતે વ્યવહાર કર્યો કે, ફળો અથવા અનાજ જે કંઈ પેદા થાય તેમાંથી અડધો ભાગ તેઓ લઈ લે.

(૯૫/૨૬૦૭) સુફયાન કહે છે કે, અમ્ર ઈબ્ને દીનારે તાઉસને કહ્યું કે, જો ભાગે ઝમીન આપવાનું તમે બંધ કરી દો તો સારું થાત. કારણ કે, લોકોનું માનવું છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એની મનાઈ ફરમાવી છે. તાઉસે કહ્યું : હું ભાગે ઝમીન આપું છું અને ખેડૂતોની મદદ કરું છું. મને એક ભારે વિદ્વાન કિંવા ઈબ્ને અબ્બાસે બયાન કર્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એની મનાઈ ફરમાવી નથી, પરંતુ એવું ઝરૂર ફરમાવ્યું છે કે, જો તમારામાંથી કોઈ માણસ પોતાના ભાઈને મહેસૂલ વગર મફત જમીન આપી દે તો તે મહેસૂલ લઈને આપવા કરતાં સારું છે.

**યહૂદીઓ સાથે ભાગ પર વ્યવહાર કરવો**

(૯૬/૨૬૦૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના યહૂદીઓ સાથે એવી શરતે વ્યવહાર કર્યો હતો કે, તેઓ મહેનત કરે અને ખેતી કરે. અડધી પેદાશ તેમને મળશે.

**ભાગેથી ખેતી કરાવવામાં કઈ શરતો મકરૂહ છે ?**

(૯૭/૨૬૦૯) હઝરત રાફિઅ કહે છે કે, બધા મદીનાવાસીઓ કરતાં અમારી ખેતી વધારે હતી. અમારામાંથી અમુક લોકો ભાગેથી ઝમીન આપતી વખતે એવું કહી દેતા હતા કે, ઝમીનનો આ ટુકડો મારો છે અને તે ટુકડો તમારો છે, પરંતુ ઘણીવાર એવું બનતું હતું કે, એક ટુકડામાં પેદાશ થતી હતી અને બીજામાં થતી ન હતી. એટલે રસૂલુલ્લાહ (સલ.)એ લોકોને એની મનાઈ ફરમાવી.

**જો કોઈ માણસ બીજા માણસના નાણાંથી તેના માટે તેની રજા વગર ખેતી કરે અને આ કૃત્યથી તે માણસનું ભલું કરવાનો ઈરાદો હોય તો જાઈઝ છે**



(૯૮/૨૬૧૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ત્રણ માણસો સફરમાં જઈ રહ્યા હતા. રસ્તામાં વરસાદ આવ્યો. બધાએ પહાડની એક ગુફામાં જઈને આશ્રય લીધો. એવામાં ગુફાના મુખ પર પહાડ પરથી આવીને એક પત્થર પડયો. તે લોકો અંદર ઘેરાઈ ગયા. વાવારીએ તેમણે પરસ્પર મંત્રણા કરી કે જુઓ, જે માણસે જે નેક કામો ફક્ત ખુદા માટે કર્યાં હોય તે બયાન કરીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે, જેથી અલ્લાહ તઆલા આ પત્થરને હઠાવી દે. આથી એક માણસે કહ્યું કે, અય અલ્લાહ ! મારા માંબાપ બહુ ઘરડાં હતાં અને મારા નાના નાના બાળકો હતાં. તે બધા માટે હું જાનવરો ચરાવ્યા કરતો હતો. સાંજે ઘેર આવીને દૂધ દોહતો હતો. બાળકો પહેલાં પ્રથમ માંબાપને પીવડાવતો હતો. સંજોગોવશાત એક દિવસ મને મોડું થઈ ગયું. રાત સુધી આવી શક્યો નહીં. પાછો આવ્યો ત્યારે માંબાપને સૂતેલાં જોયાં. મેં નિત્યક્રમ પ્રમાણે દૂધ દોહ્યું અને તેમના માથા પાસે જઈને ઉભો થઈ ગયો. જગાડવાનું ઠીક લાગ્યું નહીં. બાળકો મારા પગ પાસે ટળવળતાં હતાં, પરંતુ મારી નઝરે માંબાપ પહેલાં એમને પીવડાવવું ઠીક ન હતું. છેવટે સવાર થઈ ગઈ. અય અલ્લાહ ! જો તું જાણે છે કે, મેં આ કામ ફક્ત તને રાઝી રાખવા માટે કર્યું છે તો અમારા માટે એટલું ખુલ્લું કરી દે કે, એનાથી અમે આસમાન જોઈ શકીએ. તરત અલ્લાહ તઆલાએ ખુલ્લું કરી દીધું અને આસમાન દેખાવા લાગ્યું. બીજા માણસે કહ્યું કે, અય અલ્લાહ ! મારા કાકાની એક પુત્રી હતી. મને તેની સાથે એટલી મુહબ્બત હતી જેટલી એક પુરૂષને સ્ત્રી સાથે વધુમાં વધુ હોય શકે છે. મેં તેની પાસે સંભોગની માંગણી કરી. તેણે સો અશરફી વગર વાયદો કર્યો નહીં. મેં મેહનત કરીને સો અશરફી ભેગી કરી અને તેને આપી. હું જ્યારે તેના પગની વચ્ચે પહોંચ્યો ત્યારે તેણે કહ્યું કે, ખુદાના બંદા, ખુદાથી ડર. હક્ક વગર મહોર ખોલ નહીં. હું આ સાંભળીને તરત ઉઠી ગયો. અય અલ્લાહ ! જો તારી જાણ મુજબ મારું આ કામ માત્ર તને રાઝી રાખવા માટે હતું તો અમારા માટે કંઈક મોકળાશ કરી દે. તરત મોકળાશ થઈ ગઈ. ત્રીજાએ બયાન કર્યું કે, અય અલ્લાહ ! મેં એક માપ ચોખાના વાયદે એક મજૂર રાખ્યો હતો. જ્યારે તે તેનું કામ પૂરું કરી ચુક્યો ત્યારે તેણે કહ્યું કે, મને મારો હક્ક આપો. હું તેને દેવા લાગ્યો, પરંતુ તેણે ઈન્કાર કરી દીધો અને

ચાલ્યો ગયો. હું તેની મજુરીના ધાન્યને બરાબર વાવતો રહ્યો. અહીં સુધી કે તે જ ધાન્યથી મારી પાસે ગાયો-બળદો અને ભરવાડો થઈ ગયા. સંજોગોવસાત એક દિવસ મજુર મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, ખુદાથી ડર (મારી મજુરી આપી દે). મેં કહ્યું : જઈને તે બધી ગાયો, બળદો અને ભરવાડો લઈ લે. તેણે કહ્યું કે, ખુદાથી ડર, મારી સાથે મજાક નહીં કર. મેં કહ્યું : હું મજાક કરતો નથી. ખરેખર તું એ લઈ લે. છેવટે તેણે બધી વસ્તુઓ લઇ લીધી. અય અલ્લાહ ! જો મેં આ કામ માત્ર તને ખુશ રાખવા માટે કર્યું છે તો બાકીનો ભાગ પણ ખોલી નાખ. ખુદા તઆલાએ પૂરો પત્થર ખોલી નાખ્યો.

## સહાબાનું વકફ કરવું, ભાગેથી ખેતી કરાવવી, ખેતીનો વ્યવહાર અને ભાગે આપેલ ઝમીનનું બયાન

(૯૯/૨૬૧૧) નામદાર રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમર (રદિ.)ને કહ્યું હતું કે, અસલ ઝમીન તો ખૈરાત (વકફ) કરી દો. એને વેચવામાં ન આવે. હા, એનો મેવો અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે. હઝરત ઉમરે હુકમનું પાલન કર્યું.

(૧૦૦/૨૬૧૨) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું હતું કે, જો પાછળના મુસલમાનોનો ખ્યાલ ન હોત તો હું જે ગામ જીતાયું હોત તે ત્યાંના જ વતનીઓને વહેંચી દેત. જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરને વહેંચી દીધું હતું.

## પડતર જમીનને ખેતી લાયક બનાવવાનું બયાન

(૧૦૧/૨૬૧૩) હઝરત અલી (રદિ.)એ કુફાની પડતર જમીનને ખેતી લાયક બનાવવાનો હુકમ આપ્યો હતો.

(૧૦૨/૨૬૧૪) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું હતું : જે પડતર જમીનને ખેતી લાયક બનાવે તે જમીન તેની છે.

(૧૦૩/૨૬૧૫) હઝરત અમ્ર બિન ઔફથી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે માણસ પડતર જમીનને ખેતી લાયક બનાવે તે જમીન તેની થઈ જાય છે, એ શરતે કે તે જમીન કોઈની માલિકીની ન હોય. કોઈ ઝાલિમ નસ માટે એમાં કોઈ હક્ક નથી. (કિંવા જો કોઈ બળજબરીથી કોઈની મિલકત પર કબજો કરી લે તો તેનાથી માલિક બની જતો નથી.)

(૧૦૪/૨૬૧૬) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ માણસ બિન વારસી જમીનને ઉપયોગમાં લાવે તો તે તેની થઈ ગઈ. હઝરત ઉરવા કહે છે કે, હઝરત ઉમરે પોતાના ખિલાફતકાળમાં એ મુજબ જ ચુકાદા આપ્યા હતા.



(૧૦૫/૨૬૧૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને સ્વપ્નમાં જોયા કે આપ ઝૂલ-હુલયફામાં ખીણની અંદર તે જગ્યાએ બેઠા છે જ્યાં આપ પાછલી રાત્રે ઉતરીને આરામ ફરમાવતા હતા. એક માણસે કહ્યું હતું કે, હુઝૂર એક બરકતવાળા મેદાનમાં છે. મૂસા (રાવી) છે કે, હઝરત સાલિમ ઈબ્ને અબ્દુલ્લાહે તે જગ્યાએ ઊંટ બેસાડયું જ્યાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર ઊંટ બેસાડતા હતા. કિંવા તે મસ્જિદના નીચાણવાળા ભાગમાં જે ખીણમાં આવેલ છે. એ પડાવનું સ્થળ મસ્જિદ અને રસ્તાની બરાબર મધ્યમાં છે.

(૧૦૬/૨૬૧૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી પાસે ખુદા તઆલા તરફથી એક આવનારો આવ્યો અને કહ્યું કે, આ બરકતવંતી ખીણમાં નમાઝ પઢો અને એમ પણ કહ્યું કે હજ્જ અને ઉમરહ એક જ ઈહરામથી અદા કરો (ખીણથી મુરાદ) અકીકની ખીણ છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) ઉપરોક્ત હદીસ ફરમાવતી વખતે ત્યાં જ હતા.

## જો જમીનદાર ઠેકેદારને કહે કે જ્યાં સુધી ખુદા તમને આ જમીન પર કાયમ રાખશે ત્યાં સુધી હું પણ તમને આ જમીન પર કાયમ રાખીશ. જ્યાં સુધી બંને પક્ષો રાજી રહેશે ત્યાં સુધી ખેતીનો વ્યવહાર કાયમ રહેશે

(૧૦૭/૨૬૧૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ફારૂકે યહૂદીઓ અને ઈસાઈઓને હિજાઝની ભુમિમાંથી કાઢી મૂક્યા હતા. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે ખૈબર જીતી લીધું ત્યારે યહૂદીઓને ત્યાંથી કાઢી મૂકવાનો ઈરાદો કર્યો. યહૂદીઓએ વિનંતી કરી કે, અમને અહીં રહેવા દો. જમીનનો સંપૂર્ણ કારભાર અમે કરીશું અને પેદાશમાંથી અડધો ભાગ લઈશું. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યાં સુધી અમે ઈચ્છીશું ત્યાં સુધી તમને અહીં રહેવા દઈશું. યહૂદીઓએ આ શરતે રહેવાનું સ્વીકાર્યું. છેવટે હઝરત ઉમરે તેમને તયમા અને અરીહા તરફ મોકલી દીધા અને ખૈબરમાંથી કાઢી મૂક્યા. (તયમા અને અરીહા બન્ને સીરિયાની સરહદમાં આવેલ છે.)

## સહાબએ કિરામ અનાજ અને મેવાથી પરસ્પર એકબીજાની મદદ કરતા હતા

(૧૦૮/૨૬૨૦) હઝરત ઝુહૈર ઈબ્ને રાફિઅ કહે છે કે, હુઝૂર (સલ.)એ અમને એક કામની મનાઈ ફરમાવી, જેનાથી અમને લાભ થતો હતો. રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ મને બોલાવીને કહ્યું કે તમે ખેતીની જમીનનું શું કરો છો ?

મેં કહ્યું : અમે જમીનને ગણોતે પણ આપીએ છીએ અને એવી શરત કરી લઈએ છીએ કે, નીચાણવાળા ભાગની પેદાશ અમારી રહેશે અને ઉમદા ખજુરના અમુક માપ મુકર્રર કરીને ભાગેથી પણ આપીએ છીએ. હુઝૂરે ફરમાવ્યું કે, આમ ન કરો. ક્યાં તો પોતે ખેતી કરો અથવા કરાવો અથવા એમ જ જમીન પડી રહેવા દો. હઝરત રાફિઅ કહે છે : મેં હુઝૂરના ફરમાનનો દિલપૂર્વક સ્વીકાર કર્યો.

(૧૦૯/૨૬૨૧) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, લોકો ત્રીજા અથવા ચોથા અથવા અડધા ભાગની શરતે ઝમીન વાવતા હતા, પરંતુ હુઝૂરે ફરમાવ્યું કે, જેની પોતાની ઝમીન હોય તે તેની ક્યાં તો પોતે ખેતી કરે અથવા કોઈને એમ જ આપી દે, નહીં તો ખાલી પડી રહેવા દે.

(૧૧૦/૨૬૨૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જેની પાસે ખેતી હોય તે ક્યાં તો પોતે ખેતી કરે અથવા પોતાના ભાઈને આપી દે અને આ વાતથી ઈનકાર કરે તો એમ જ પડી રહેવા દે.

(૧૧૧/૨૬૨૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ખેતી કરવાની મનાઈ ફરમાવી નથી, બલકે એવું ફરમાવ્યું છે કે, જો કોઈ પોતાના ભાઈને જમીન એમ જ આપી દે તો એનાથી સારું છે કે, તેના પર ગણોત વગેરે મુકર્રર કરીને આપે.

(૧૧૨/૨૬૨૪) હઝરત નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં, હઝરત અબૂબક્રના સમયમાં, હઝરત ઉમરના સમયમાં, હઝરત ઉસ્માનના સમયમાં અને અમીર મુઆવિયાની ખિલાફતના શરૂઆતના સમયમાં પોતાની જમીન ગણોતે આપતા હતા, પરંતુ તે પછી રાફિઅ ઈબ્ને ખદીજની રિવાયત કરેલી હદીસ મશહુર થઈ કે રસૂલુલ્લાહ (સલ.)એ ગણોતે જમીન આપવાની મનાઈ ફરમાવી છે. હઝરત ઈબ્ને ઉમર રાફિઅ પાસે ગયા. હું સાથે હતો. એમણે પૂછયું. રાફિઅે જવાબ આપ્યો કે, રસૂલુલ્લાહ (સલ.)એ ગણોતે જમીન આપવાની મનાઈ ફરમાવી છે. ઈબ્ને ઉમરે કહ્યું કે, તમને ખબર છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એવી શરતે ખેડૂતને જમીન આપતા હતા કે, નીચાણવાળા ભાગની પેદાશ અને થોડુંક ઘાસ અમારું રહેશે. હુઝૂરે એની મનાઈ ફરમાવી હતી.

(૧૧૩/૨૬૨૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હું જાણતો હતો કે, હુઝૂર (સલ.)ના સમયમાં જમીન ગણોતે આપવામાં આવતી હતી, પરંતુ મને ભય લાગ્યો કે ક્યાંક હુઝૂરે એની મનાઈ





ફરમાવી હોય અને મને તેની જાણ ન થઈ હોય. એટલે મેં ગણોતે જમીન આપવાનું બંધ કર્યું.

## જમીનની ગણોતરૂપે ચાંદી-સોનું વસૂલ કરવું

(૧૧૪/૨૬૨૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : તમારા માટે સૌથી સારી રીત એ છે કે, દર વરસે પડતર જમીન ઠેકા પર લઈ લો.

(૧૧૫/૨૬૨૭) હઝરત રાફિઅ ઈબ્ને ખદીજ પોતાના બન્ને કાકાઓની રિવાયતના સિલસિલાથી બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં લોકો ગણોતે જમીન આપતા હતા. કિંવા જમીનદાર તે પેદાશ પોતાના માટે અલગ કરી લેતો હતો, જે નાળાઓના કિનારે થતી હતી અથવા બીજું કંઈ અલગ કરી લેતો હતો, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ અમને એની મનાઈ ફરમાવી. હન્ઝલા કહે છે : મેં રાફિઅને પૂછયું, તો પછી કેવી રીતે જમીન આપવામાં આવે ? શું અશરફી અથવા રૂપિયા પર આપવામાં આવે ? રાફિઅે જવાબ આપ્યો : અશરફી અને દિરહમને ગણોત મુકર્રર કરીને આપવામાં કંઈ વાંધો નથી. લૈસ કહે છે : જે વસ્તુની શરીઅતમાં મનાઈ કરવામાં આવી છે, જો બુધ્ધિશાળીઓ-હલાલ અને હરામને સમજનારાઓ એ અંગે વિચાર કરશે તો કદાપિ જાઈઝ કહેશે નહીં. કારણ કે, એનું હલાલ હોવું ભયવિહોણું નથી.

(૧૧૬/૨૬૨૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) પાસે એક ગામડિયો માણસ બેઠો હતો. આપ બયાન કરી રહ્યા હતા કે, એક જન્નતી માણસે પોતાના પરવરદિગાર પાસે ખેતી કરવાની રજા માંગી. ખુદા તઆલાએ ફરમાવ્યું : શું તને મરજી મુજબ મળ્યું નથી ? તેણે કહ્યું કે, જી હા, દિલની મુરાદો તો પૂરી છે, પરંતુ હું ખેતી કરવા માંગું છું. તેણે બી વાવ્યું અને આંખના પલકારા પહેલાં ખેતી ઉગી, વધી અને કાપવા લાયક થઈ ગઈ. દરેક દાણો પહાડ બરાબર થયો. ખુદા તઆલાએ ફરમાવ્યું : અય માણસ ! તને કોઈ વસ્તુ સંતુષ્ઠ કરી શકતી નથી. આ હદીસ સાંભળીને ગામડિયો બોલ્યો : ખુદાની કસમ ! તે માણસ ક્યાં તો કુરેશી હશે, ક્યાં તો અન્સારી. કારણ કે, એ લોકો ખેડૂત છે અને અમે તો ખેતી કરતા જ નથી. રસૂલુલ્લાહ (સલ.) આ સાંભળીને હસ્યા.

## લીલોતરી વગેરે વાવવાનું બયાન

(૧૧૭/૨૬૨૯) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે કે, અમને જુમ્આની ખુશી થતી હતી. કારણ કે, એક ડોશી થોડાક સૂરણ જે અમે નીચાણવાળી જમીનમાં

(૧૧૩/૨૬૨૫) ઉત્પાદનનું ચોક્કસ પ્રમાણ કોઈના માટે નક્કી કરવું ન જોઈએ.

વાવતા હતા લઈને એક હાંડલીમાં નાંખીને થોડાક જવના દાણા તેની સાથે મેળવીને અમારા માટે પકાવતી હતી. તે હાંડલીમાં ચરબી અથવા ઘી વગેરે હોતું ન હતું. જુમ્આની નમાઝ પઢીને અમે તેની પાસે જતા હતા. ડોશી તે જ ખાણું અમારી પાસે લાવીને મૂકી દેતી. અમે તે દિવસે ખાણું પણ જુમ્આ પછી જ ખાતા હતા અને કયલૂલા (ભોજન પછીનો આરામ) પણ નમાઝ પછી કરતા હતા. આ ખાણાના કારણે અમને જુમ્આની ખુશી થતી હતી.

(૧૧૮/૨૬૩૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, લોકો કહે છે કે, અબૂ હુરૈરા વધારે હદીસો બયાન કરે છે. બીજા મુહાજિરો અને અન્સારીઓ અબૂ હુરૈરાની જેમ હદીસો બયાન કરતા નથી. વાયદાનું સ્થળ તો કિયામતનો દિવસ છે. (સાચું-જુઠું તો ત્યાં ખુલી જશે) હા, વાત એવી હતી કે, મુહાજિર ભાઈઓ તો બજારોમાં ખરીદ-વેચાણમાં મશગુલ રહેતા હતા અને અન્સારી ભાઈઓ પણ પોતાના નાણાકિય વ્યવહારમાં પ્રવૃત્ત રહેતા હતા. હું મોહતાજ માણસ હતો. દરેક વખતે હુઝૂરની સાથે રહેતો હતો. મારા પેટ સિવાય મને બીજી કોઈ ચિંતા રહેતી ન હતી એટલે તેમની ગેર હાજરી વખતે પણ હું હાજર રહેતો હતો અને તેઓ (કામમાં રોકાયેલા હોવાના કારણે) હદીસો ભૂલી જતા હતા. હું યાદ રાખતો હતો. એનું કારણ એ હતું કે, હુઝૂર (સલ.)એ એક દિવસ ફરમાવ્યું હતું કે, જે માણસ પોતાના કપડાંનો પાલવ ફેલાવે અને જ્યારે હું વાત પૂરી કરી લઉં ત્યારે પાલવ સમેટીને છાતી સાથે લગાડે તો કદી મારી વાતનો કોઈ ભાગ ભૂલશે નહિ. મેં આ સાંભળીને મારી ચાદર જે મેં પહેરેલી હતી તે ફેલાવી દીધી. જ્યારે હુઝૂર વાત પૂરી કરી ચુક્યા ત્યારે મેં ચાદર સમેટીને મારી છાતી સાથે લગાડી. તે ખુદાની કસમ જેણે હુઝૂરને સચ્ચાઈની સાથે પયગમ્બર બનાવ્યા છે, તે વખતથી લઈને આજ સુધી હું હુઝૂરની કોઈ વાતનો કોઈ ભાગ ભૂલ્યો નથી. જો કુર્આનમાં બે આયતો ન હોત તો હું કદી તમારી સામે કોઈ હદીસ બયાન ન કરત. આયતો આ છે : **ઈન્ન લ્લઝીન યક્તુમૂન માઅન્ઝલના મિનલ બય્યિનાતિ વલ હુદા...** કિયા જે લોકો અમારી ઉતારેલી નિશાનીઓ અને માર્ગદર્શનને કિતાબુલ્લાહમાં સ્પષ્ટ વર્ણન થઈ ગયા પછી છુપાવે છે તેના પર ખુદાના ફરિશ્તાઓ અને બધા લોકો લાનત કરે છે.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ સિંચાઈ ★

## પાણી પીવડાવવાનું બયાન

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ જઅલ્ના મિનલ માઈ કુલ્લ શયઈન હરિયન અફલા યુઅ્મિનૂન ?' અમે દરેક જીવંત વસ્તુને પાણીથી બાકી રાખી, પછી કેમ ઈમાન લાવતા નથી ? બીજી જગ્યાએ ફરમાવ્યું છે : 'અફરઅય્તુમુલ માઅ લ્લઝી તશ્રબૂન અ અન્તુમ અન્ઝલ્તુમૂહુ મિનલ મુઝનિ અમ નહનુલ મુન્ઝિલૂન ? લવ નશાઉ જ અલ્નાહુ ઉજાજન ફલવ લા તશ્કુરૂન ?' ભલા જુઓ તો જે પાણીને તમે પીઓ છો; તે શું તમે વાદળ માંથી વરસાવ્યું છે કે વરસાવનારા અમે છીએ ? જો અમે ઈચ્છીએ તો એને બિલકુલ ખારું બનાવી દઈએ. હવે તમે આભાર કેમ માનતા નથી ?**

## પાણી ખૈરાત કરવું, બખ્શિશ આપવું અને પાણી આપવાની વસિય્યત કરવી જાઈઝ છે

(૧૧૯/૨૬૩૧) હુઝૂર (સલ.)એ એકવાર ફરમાવ્યું હતું કે, કયો માણસ 'રૂમા' કુવો ખરીદીને પોતાની ડોલનો હક્ક તેમાં એટલો રાખી શકે છે જેટલો બીજા મુસલમાનોની ડોલોનો છે. આ સાંભળીને હઝરત ઉસ્માને તેને ખરીદીને વક્ફ કરી દીધો.

(૧૨૦/૨૬૩૨) હઝરત સહલ ઈબ્ને



સઅદ કહે છે કે, એકવાર હુઝૂર (સલ.)ની સેવામાં એક પ્યાલો રજૂ કરવામાં આવ્યો. આપની જમણી બાજુએ સૌથી નાની વયનો છોકરો બેઠો હતો અને ડાબી બાજુએ મોટી મોટી ઉંમરના માણસો હતા. આપે પ્રથમ પોતે પીધું, પછી તે છોકરાને કહ્યું કે, શું તમે રજા આપો છો કે, હું મોટી ઉંમરવાળાઓને (આ પાણી) આપી દઉં. છોકરાએ કહ્યું કે, હુઝૂરનું બચેલું લેવા માટે હું મારી જાત પર કોઈને અગ્રિમતા નહીં આપું. હુઝૂરે તે પાણી તેને આપી દીધું.

(૧૨૧/૨૬૩૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એકવાર રસુલુલ્લાહ (સલ.) મારા ઘરમાં બિરાજમાન હતા. એવામાં આપના માટે ઘરની એક બકરીનું દૂધ દોહવામાં આવ્યું અને મારા જ ઘરના કુવાનું પાણી એમાં મેળવીને હુઝૂરની સેવામાં રજૂ કરવામાં આવ્યું. આપે પ્યાલામાંથી દૂધ પીધું. તે વખતે હુઝૂરની જમણી બાજુએ એક ગામડિયો બેઠો હતો અને ડાબી બાજુએ હઝરત અબૂબક્ર બેઠા હતા. આપે મોં પાસેથી પ્યાલો હઠાવ્યો જ હતો કે હઝરત ઉમરને વિચાર આવ્યો, ક્યાંક હુઝૂર બચેલું દૂધ ગામડિયાને આપી ન દે, તરત કહ્યું કે યા રસૂલલ્લાહ ! અબૂબક્ર હુઝૂરની પાસે બેઠા છે, એમને આપી દો, પરંતુ આપે જમણી બાજુવાળા ગામડિયાને જ આપી દીધું અને કહ્યું કે, જમણી બાજુથી શરૂ કરવું જોઈએ.

**પાણીવાળો પોતાના પાણીથી તૃપ્ત થવાનો વધારે હકદાર છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, ઝરૂરતથી વધારે પાણીથી કોઈને રોકવામાં આવે નહીં**

(૧૨૨/૨૬૩૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જરૂરતથી વધારે પાણી કોઈથી રોકવામાં આવે નહીં અને ઝરૂરતથી વધારે ઘાસચારો રોકવામાં આવે નહીં.

(૧૨૩/૨૬૩૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જરૂરતથી વધારે પાણી રોકો નહીં અને જરૂરતથી વધારે ચારો રોકીને લોકોને ત્યાં ચરાવવાથી રોકો નહીં. જરૂરતથી વધુ પાણીને લોકોથી ન રોકો જેથી જરૂરતથી વધુ ઘાસચારાથી રોકનારા બની જાવ.

**જો કોઈ માણસ પોતાની જમીનમાં કુવો ખોડે અને તેમાં કોઈ પડીને મરી જાય તો કુવાવાળો તેનો જવાબદાર નથી**

(૧૨૪/૨૬૩૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જો ખાણમાં કોઈ માણસ પડીને મરી જાય તો માફ છે. કુવામાં પડીને મરી જાય તો માફ છે. કોઈનું જાનવર (માલિકના વાંક વગર) જો કોઈને મારી નાખે તો માફ છે અને જમીનમાં દટાયેલા ખઝાનામાં (બયતુલ માલનો) પાંચમો ભાગ છે.

**કુવા અંગે અંદરો અંદરનો ઝઘડો અને તેનો ચુકાદો**

(૧૨૫/૨૬૩૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કોઈ વાત પર જુઠી કસમ ખાઈને કોઈનો માલ છીનવે છે, તે જ્યારે ખુદાની સામે જશે ત્યારે તેના પર ખુદાનો કોપ ઉતરશે. હુઝૂરના આ ફરમાન પછી આ આયત ઉતરી : **ઈન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન** કિંવા જે લોકો ખુદા તઆલાને વચ્ચે રાખીને અને જુઠી કસમો ખાઈને થોડોક દુન્યવી માલ લે છે તે લોકોનો આખિરતમાં કોઈ હિસ્સો નથી. ખુદા તઆલા તેમની સાથે વાતચીત નહીં કરે. આ આયત ઉતર્યા પછી હઝરત અશ્અસ આવ્યા અને કહેવા લાગ્યા કે તમે જે આ હદીસ બયાન કરો છો તે મારા વિષે ઉતરી છે. વિગત એ છે કે, પિત્રાઈ (કાકાના છોકરા)ની ઝમીનમાં મારો એક કુવો હતો (અને તે મને આપતો ન હતો) અમે બંને ઝઘડતા હુઝૂરની સેવામાં પહોંચ્યા. આપે મને પૂછ્યું કે, શું તમારી પાસે સાક્ષીઓ છે ? મેં કહ્યું : સાક્ષીઓ તો મારી પાસે નથી.



હુઝૂરે કહ્યું : તો એની પાસે કસમ ખવડાવો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એ અત્યારે કસમ ખાઈ લેશે. તે પછી હુઝૂરે આ હદીસ બયાન ફરમાવી અને તરત સમર્થન માટે ઉપરોક્ત આયત ઉતરી.

**મુસાફિરોને પાણીથી રોકવાનો ગુનોહ**

(૧૨૬/૨૬૩૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે ત્રણ માણસો તરફ અલ્લાહ તઆલા રહમ નજરથી નહીં જુએ અને તેમને ગુનાહથી પાક કરશે નહીં, બલકે તેમને ભયંકર તકલીફ પહોંચાડનારો અઝાબ થશે. એક તો તે માણસ જેની પાસે રસ્તામાં પોતાની ઝરૂરત કરતાં વધારે પાણી હોય અને તે મુસાફિરોને આપે નહીં. બીજો તે માણસ જે ઈમામના હાથ પર માત્ર દુનિયા માટે બૈઅત કરે. જો ઈમામ તેને દુન્યવી માલ આપતો રહે તો તેનાથી ખુશ રહે, નહીં તો નારાજ થઈ જાય. ત્રીજો તે માણસ જે વેપારી સોદો અસ્ર પછી બજારમાં કાઢીને (જુઠું) બોલે કે, ખુદાની કસમ મને આ માલનો આટલો ભાવ મળતો હતો અને ખરીદનાર એ સાંભળીને સમર્થન કરે. હદીસ પૂરી કર્યા પછી હુઝૂરે આ આયત પઢી : **ઈન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલા.**

**નહેરો બંધ કરવાનું બયાન**

(૧૨૭/૨૬૩૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર (રદિ.) કહે છે કે, પથરાળ ભૂમિમાં એક નાળું હતું. જેનાથી લોકો ખજુરીના ઝાડોને પાણી આપતા હતા. તે નાળા અંગે મારા પિતાનો એક અન્સારી સાથે ઝઘડો થઈ ગયો. અન્સારી કહેતો હતો કે, પાણી છોડી દો, જેથી વહેતું રહે. મારા પિતા ઈનકાર કરતા હતા. છેવટે બંને પોતપોતાનો ઝઘડો હુઝૂર પાસે લઈ ગયા. હુઝૂરે ફરમાવ્યું : ઝુબેર, પ્રથમ તમારા ઝાડોની સિંચાઈ કરી લો, પછી તમારા પડોશી તરફ પાણી છોડી દો. અન્સારી આ સાંભળીને ગુસ્સે થઈ ગયો અને કહેવા લાગ્યો કે, આવો ચુકાદો આપે એટલા માટે આપ્યો છે કે, ઝુબેર આપની ફોઈના છોકરા છે. હુઝૂરના ચહેરાનો રંગ બદલાઈ ગયો અને કહ્યું : ઝુબેર, તમારા ઝાડોને પાણી પીવડાવીને પાણી રોકી રાખો. અહીં સુધી કે પાણી દીવાલ સુધી પહોંચી જાય. હઝરત ઝુબેર કહે છે કે, મારા ખ્યાલ મુજબ નીચેની આયત એ બનાવ વિષે ઉતરી છે : **'ફલા વરબ્બિક લાયુઅ્મિનૂન હત્તા યુહક્કિમૂક ફીમા શજર બય્નહુમ'** તારા પરવરદિગારની કસમ ! તેઓ ઈમાનદાર નહીં હશે જ્યાં સુધી કે તે ઝઘડામાં તમને ન્યાયાધીશ બનાવવામાં આવે નહીં, જે એમની વચ્ચે થયો છે.

## ઉપરવાળો નીચેવાળા કરતાં પહેલાં પાણી પીવડાવે

(૧૨૮/૨૬૪૦) હઝરત ઉરવા કહે છે કે, હઝરત ઝુબૈરનો એક અન્સારી સાથે (પાણી આપવામાં) ઝઘડો થઈ ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ઝુબૈર, પ્રથમ તમે પાણી આપો. પછી (અન્સારી તરફ) પાણી છોડી મૂકો. અન્સારીએ કહ્યું કે, આ ચુકાદો આપે એટલા માટે આપ્યો છે કે, ઝુબૈર આપની ફોઈના છોકરા છે. હુઝૂરે ફરમાવ્યું : ઝુબૈર, તમે પાણી આપીને બંધ રાખો. અહીં સુધી કે, દીવાલ સુધી પહોંચી જાય. ઝુબૈર કહે છે કે, નીચેની આયત આ બનાવ વિષે ઉતરી છે : **ફલા વ રબ્બિક લાયુઅ્મિનૂન હત્તા યુહક્કિમૂક ફીમા શજર બય્નહુમ.**

## ઉપરવાળો પોતાના ઝાડોને ટપ્નો ટપ્નો (ટીંપણો) પાણી આપે

(૧૨૯/૨૬૪૧) હઝરત ઉરવા ઈબ્ને ઝુબૈર કહે છે કે, પથરાળ જમીનમાં પાણીનું નાળું હતું, જેનાથી લોકો ખજૂરીના ઝાડોને પાણી આપતા હતા. પાણી આપવા બાબત એક અન્સારીને હઝરત ઝુબૈર સાથે ઝઘડો થઈ ગયો. હુઝૂરે ફરમાવ્યું : ઝુબૈર, પ્રથમ તમે નિયમ મુજબ પાણી આપો. પછી તમારા પડોશી તરફ છોડી મૂકો. અન્સારી કહેવા લાગ્યો કે, વાત એમ છે કે, ઝુબૈર આપની ફોઈનો છોકરો છે. આ સાંભળીને હુઝૂરના ચહેરાનો રંગ બદલાઈ ગયો અને ફરમાવ્યું કે, ઝુબૈર તમારા ઝાડોને પાણી સિંચીને બંધ કરો. અહીં સુધી કે પાણી દીવાલ સુધી પહોંચી જાય. હુઝૂરે હઝરત ઝુબૈરને તેમનો પૂરેપૂરો હક્ક અપાવ્યો. ઝુબૈર (રદિ.) કહે છે કે, ખુદાની કસમ ! આ આયત આ જ બનાવ અંગે ઉતરી છે : **ફલા વ રબ્બિક લાયુઅ્મિનૂન હત્તા યુહક્કિમૂક ફીમા શજર બય્નહુમ.** ઈબ્ને શિહાબ કહે છે કે, હુઝૂરે જે આ ફરમાવ્યું હતું કે, પાણીને બંધ બાંધીને રોકી રાખો. અહીં સુધી કે, દીવાલ સુધી પહોંચી જાય. એનો અંદાજ અન્સારીઓ અને બીજા માણસોએ પણ ટપ્નો ટપ્નો (ટીંપણો) પાણીનો મૂક્યો છે.

## પાણી પીવડાવવાની ફઝીલતનું બયાન

(૧૩૦/૨૬૪૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, એક માણસ રસ્તામાં જઈ રહ્યો હતો. ચાલતા ચાલતા ખૂબ તરસ લાગી. કુવામાં ઉતરીને પાણી પીધું. પાણી પીને બહાર નીકળી રહ્યો હતો. એવામાં એક કુતરાને જીભ બહાર કાઢીને તરસના કારણે માટી ચાટતો જોયો. તે માણસ કહેવા લાગ્યો કે, જે તકલીફ મને હતી તે જ એને પણ છે. આમ કહીને કુવામાં ઉતરીને મોઝામાં



પાણી ભરીને મોમાં લટકાવીને ચઢીને ઉપર આવ્યો અને કુતરાને પાણી પીવડાવ્યું. ખુદા તઆલાએ તેની મહેનત ઠેકાણે લગાડી અને તેને બખ્શી દીધો. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું જાનવરો સાથે નેકી કરવાનો પણ અમને બદલો મળશે ? ફરમાવ્યું : દરેક ભીના જીગરવાળાને (પાણી પીવડાવવાનો) સવાબ મળશે.

(૧૩૧/૨૬૪૩) હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ સૂર્યગ્રહણની નમાઝ પઢીને ફરમાવ્યું : આગ મારી એટલી નજીક આવી ગઈ હતી કે મેં કહ્યું : અય અલ્લાહ ! શું હું પણ તેમની જ સાથે થઈ જઈશ ? મેં ત્યાં એક ઓરત જોઈ કે જેની ચામડી એક બિલાડી ખેંચી રહી હતી. મેં પૂછ્યું કે, એનું શું કારણ છે ? જાણવા મળ્યું કે, તે ઓરતે એક બિલાડીને બાંધી રાખી હતી. અહીં સુધી કે બિલાડી ભૂખના કારણે મરી ગઈ હતી.

(૧૩૨/૨૬૪૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક ઓરતે બિલાડીને બાંધી રાખી હતી. અહીં સુધી કે બિલાડી ભૂખથી મરી ગઈ. ઓરતને એ કારણે અઝાબ થયો. દોઝખમાં દાખલ કરવામાં આવી. ઓરતને કહેવામાં આવ્યું કે, તે બિલાડીને બંધ તો કરી રાખી હતી, પરંતુ ન ખાવાનું આપ્યું કે ન પીવાનું અને ન જ તેને છોડી મૂકી કે, કંઈક જમીન પરના જીવજંતુઓ જ ખાઈ લેત.

## જેની મશક અથવા હોઝ હોય તે પોતાના પાણીનો વધારે હક્કદાર છે

(૧૩૩/૨૬૪૫) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની સેવામાં એક પ્યાલો રજૂ કરવામાં આવ્યો. તે વખતે આપની જમણી બાજુએ સૌથી નાની વયનો છોકરો બેઠો હતો અને ડાબી બાજુએ મોટી ઉંમરના માણસો હતા. આપે પીને છોકરાને પૂછ્યું કે, શું તમે મને રજા આપો છો કે વૃદ્ધોને (બચેલું) આપું ? છોકરાએ જવાબ આપ્યો : યા રસૂલલ્લાહ ! મને તમારી પાસેથી જે હિસ્સો મળનાર છે તેમાં તો હું કોઈને અગ્રીમતા આપીશ નહીં. હુઝૂરે છોકરાને પ્યાલો આપી દીધો.

(૧૩૪/૨૬૪૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે ખુદાની કસમ જેના કબજામાં મારો જાન છે, હું મારી હોઝ પરથી લોકોને એવી રીતે હઠાવી દઈશ જેવી રીતે પારકા ઊંટો હોઝ પરથી હાંકી કાઢવામાં આવે છે.

(૧૩૫/૨૬૪૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા ઈસ્માઈલની

માં પર રહમ કરે; જો તે ઝમઝમને છોડી મૂકત તો તે એક વહેતું ઝરણું બની જાત. જ્યારે બની જુરહુમે આવીને કહ્યું હતું કે, તમે અમને તમારી પાસે ઉતરવાની રજા આપો છો ? ત્યારે ઇસ્માઈલ (અલૈ.)ની માંએ કહ્યું કે, હા, તમે ઉતરી શકો છો, પરંતુ પાણીનો તમને (માલિકી) હક્ક મળશે નહીં. જુરહુમવાળાઓએ કહ્યું : બહુ સારું.

(૧૩૬/૨૬૪૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબીએ અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, ત્રણ માણસો સાથે ખુદા તઆલા કિયામતના દિવસે વાત કરશે નહીં અને તેમના તરફ (રહમ) નઝરે જોશે નહીં. એક તો તે માણસ જે વેપારી સોદા વિષે કસમ ખાઈને કહે છે કે, મને એનાથી વધારે કીમત મળતી હતી (પરંતુ મેં આપ્યો નહીં) જો કે તે જુઠો છે. બીજો તે માણસ જેણે અસ્ર પછી જુઠી કસમ ખાઈને મુસલમાનનો માલ છીનવી લેવાનો ઈરાદો કર્યો. ત્રીજો તે માણસ જેણે પોતાની જરૂરત કરતાં વધારે પાણી પણ કોઈને આપ્યું નહીં. ખુદા તઆલા તે માણસને કહેશે : જેવી રીતે તેં જરૂરતથી વધારે પાણી પણ કોઈને આપ્યું નહીં, જો કે એના માટે તારે હાથથી મહેનત કરવી પડી ન હતી, એવી રીતે હું આજે મારી મહેરબાની તારાથી રોકું છું.

## ચરવાની જગા રાખવાની ખુસૂસિય્યત ફક્ત ખુદા અને રસૂલ માટે છે

(૧૩૭/૨૬૪૯) હઝરત સઅદ ઈબ્ને જસ્સામા (રદિ.) કહે છે કે, હુઝૂરે (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા અને રસૂલ સિવાય બીજા કોઈના માટે 'ચરવાની જગ્યા' (ગૌચર) નથી (કિવા ગૌચરથી કોઈ કોઈને રોકી શકતું નથી)

(૧૩૮/૨૬૫૦) ઝુહરી કહે છે કે, અમને એવી હદીસ પહોંચી છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'નકીઅ' નામે ગૌચરની રખેવાળી કરાવી હતી. હઝરત ઉમર (રદિ.)એ 'શર્ફ' અને 'રબઝા' નામે ગૌચરો (મુસલમાનોના ઘોડાઓ માટે) સુરક્ષિત રાખ્યાં હતાં.

(૧૩૯/૨૬૫૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, ઘોડાઓ કેટલાક લોકો માટે સવાબના કારણરૂપ છે. કેટલાક લોકો માટે (આગથી) પરદારૂપ છે અને કેટલાક માટે આફતરૂપ છે. સવાબના કારણરૂપ તો તે લોકો માટે છે જે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા માટે તેમને બાંધી રાખે છે અને લાંબી દોરડી સાથે કોઈ ગૌચર અથવા હરિયાળીમાં છોડી મૂકે છે. આ ઘોડાઓ તે દોરડી સાથે ગૌચર અથવા હરિયાળીમાં જ્યાં સુધી જશે અને જેટલી ઘાસ ચરશે તે બધી



તે માણસ માટે નેકીઓમાં ગણાશે. જો ઘોડો દોરડી તોડીને એક બે વાર કુદકો મારશે અને તેના પગોથી ધૂળ ઉડશે તે બધી ધૂળ અહીં સુધી કે ઘોડાની લીદ પણ તેના માટે નેકીમાં ગણાશે. જો ઘોડો કોઈ નહેર પાસેથી પસાર થાય અને પાણી પી લે, ભલેને માલિકનો ઈરાદો પાણી પીવડાવવાનો ન હોય તો પણ એ તેની નેકીઓ જ ગણવામાં આવશે. દરેક રીતે તે ઘોડો માલિક માટે સવાબના કારણરૂપ છે. જો કોઈ માણસ ઘોડાને એવા ઈરાદાથી બાંધે કે, તેના વેપારથી નફો મળે અને પારકી સવારી માંગવામાંથી બચી જાય. પછી જે શરઈ હક્કો તે ઘોડાની ગરદન અથવા પીઠ પર છે (ઝકાત વગેરે) તે પણ આપતો રહે તો એ ઘોડો માલિક માટે (આગ અને ઝિલ્લતથી) પરદો બનશે. હા, જે માણસ ઘમંડ, આડંબર અને મુસલમાનોનું બુરું ઈચ્છવા માટે બાંધે છે તે ઘોડો માલિક માટે આફત બનશે. એક માણસે હુઝૂર (સલ.)ને ગધેડાઓનો હુકમ પૂછયો (કે એમાં ઝકાત છે કે નહીં ?) આપે ફરમાવ્યું : મારા પર આ આયત સિવાય ગધેડાઓ વિશે કોઈ હુકમ ઉતર્યો નથી. આ આયત બધી વસ્તુઓને આવરી લે છે. થોડા શબ્દો અને વધુ અર્થની દષ્ટિએ બહુ ઓછી જોવા મળે છે. આયત આ પ્રમાણે છે : **'ફમંય્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન ખર્રંય્યરહુ વમંય્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન શર્રંય્યરહુ.'** જે માણસ રજકણ જેટલી નેકી કરશે તે તેની સામે આવશે અને જે રજકણ જેટલી બુરાઈ કરશે તે પણ તેની સામે આવશે.

(૧૪૦/૨૬૫૨) હઝરત ઝૈદ ઈબ્ને ખાલિદ (રદિ.) કહે છે કે, એક માણસે પવિત્ર સેવામાં હાજર થઈને રસ્તામાં પડેલી વસ્તુનો હુકમ પૂછયો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તેની થેલી અને બંધન ઓળખી લો અને એક વરસ સુધી લોકોમાં જાહેરાત કરો. આ દરમિયાન જો માલિક આવી જાય તો તેને આપી દો, નહીં તો પોતાના કામમાં લઈ આવો. તે માણસે પૂછયું : ગુમ થયેલી બકરીનો શું હુકમ છે ? ફરમાવ્યું : તારા માટે અથવા તારા ભાઈ માટે અથવા વરૂ માટે છે. તેણે પૂછયું : ગુમ થયેલા ઊંટનો શું હુકમ છે ? ફરમાવ્યું કે, તને એનું શું કામ ? તેની મશક અને તેના મોઝા તેની સાથે છે. પાણી પાસે ઉતરશે અને ઝાડનાં પાંદડાં ખાશે. અહીં સુધી કે તેનો માલિક પોતે તેને શોધી કાઢશે.

## લાકડાં અને ઘાસ વેચવાનો હુકમ

(૧૪૧/૨૬૫૩) હઝરત ઝુબેર ઈબ્ને અવ્વામ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારામાંથી કોઈ માણસ લાકડાંનો ભારો પોતાની પીઠ પર નાખીને વેચી દે અને તેનાથી

ખુદા તઆલા તેની ઈઝઝત સાચવી રાખે તો એ એનાથી સારું છે કે, લોકો પાસે માંગતો ફરે. ક્યાંકથી કંઈક મળે અને ક્યાંકથી ન મળે.

(૧૪૨/૨૬૫૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નામદાર રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી જો કોઈ માણસ લાકડાંનો ભારો પોતાની પીઠ પર લાવે તો એ કોઈની પાસે માંગવા કરતાં સારું છે, મળે કે ન મળે.

(૧૪૩/૨૬૫૫) હઝરત અલી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સાથે બદરની લડાઈના દિવસે મને માલે ગનીમતમાં એક યુવાન ઊંટણી મળી હતી અને એક ઊંટણી હુઝૂરે મને આપી હતી. મેં બન્નેને એક અન્સારીના દરવાજા પાસે જઈને બેસાડી. મારો વિચાર હતો કે એ ઊંટણીઓ પર ઈઝખિર ઘાસ લાવીને વેચું અને રસૂલુલ્લાહ (સલ.)ના પુત્રી હઝરત ફાતિમા ઝહરા સાથે મારી શાદી થઈ હતી તેના વલીમામાં ખર્ચ કરું. તે વખતે મારી સાથે કૈનકાઅ કબીલાનો એક સોની પણ હતો. (તે પણ ઈઝખિર ઘાસ લેવા જઈ રહ્યો હતો) ઘરમાં હઝરત હમઝા ઈબ્ને અબ્દુલ મુત્તલિબ શરાબ પી રહ્યા હતા. તેમની સાથે એક ગાનારી ઓરત પણ હતી. ગાનારીએ આ શેઅર ગાયો :

**અલા યા હમ્ઝુ લિશ્શુરૂફિ ન્નિવાઉ**

અય હમઝા ! જાડી ઊંટણીઓને ઝબહ કરવા માટે તૈયાર થઈ જાઓ. હમઝા તરત તલવાર લઈને ઉઠયા અને બન્ને ઊંટણીઓની ખૂંધ કાપી નાખી અને તેમનું પેટ ચીરીને કલેજું કાઢીને લઈ ગયા. મેં આ ભયાનક દ્દશ્ય જોયું તો તરત રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો. તે વખતે હુઝૂરની પાસે ઝૈદ ઈબ્ને હારિસા બેઠા હતા. મેં આપને બનાવ કહી સંભળાવ્યો. હુઝૂર ઝૈદને સાથે લઈને નીકળ્યા. હું પણ સાથે હતો. હઝરત હમઝા પાસે જઈને આપે ગુસ્સો વ્યક્ત કર્યો. હઝરત હમઝાએ નઝર ઉઠાવીને જોયું અને કહ્યું કે, તમે બધા મારા બાપ-દાદાના ગુલામ છો. રસૂલુલ્લાહ (સલ.) આ સાંભળીને તરત ઉલટા પગે પાછા ચાલ્યા આવ્યા. આ બનાવ શરાબ હરામ થવા પહેલાંનો છે.

## જાગીર આપવાનું બયાન

(૧૪૪/૨૬૫૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બેહરૈનના પ્રદેશમાં અનસારોને થોડીક જાગીર આપવાનો ઈરાદો કર્યો. અનસારોએ કહ્યું કે, જ્યાં સુધી અમે હુઝૂર અમારા મુહાજિર ભાઈઓને પણ અમારા જેમ જાગીર આપશે નહીં ત્યાં સુધી અમે લઈશું નહીં. હુઝૂરે ફરમાવ્યું : ટૂંક સમયમાં તમે જોશો કે, બીજા લોકો તમારા કરતાં પોતાને ચઢીયાતા સમજશે તે વખતે તમે ધીરજ રાખશો; અહીં સુધી કે તમે મને (હૌઝે કવષર પર) મળો.



## કોઈના નામ પર જાગીર લખી આપવાનું બયાન

(૧૪૫/૨૬૫૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અનસારોને બોલાવ્યા જેથી બેહરૈનમાં થોડીક જાગીર તેમને આપે. અનસારોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો હુઝૂર અમારા માટે આવું કરે છે તો અમારા મુહાજિર ભાઈઓ માટે એટલી જ જાગીર લખી આપે. હુઝૂરને આ વાત પસંદ ન પડી અને ફરમાવ્યું કે, મારા પછી ટૂંક સમયમાં તમે તમારા કરતાં બીજાઓને ચઢીયાતા જોશો, તે વખતે સબ્ર કરજો. અહીં સુધી કે, (કિયામતના દિવસે) મને મળો.

## પાણીના કિનારે ઊંટણીઓ દોહવામાં આવે

(૧૪૬/૨૬૫૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઊંટોના હક્કોમાંથી આ વાત પણ છે કે, એમને પાણી પાસે દોહવામાં આવે. (જેથી ગરીબોને ત્યાં દૂધ વહેંચી દેવામાં આવે.)

## જો બાગમાં કોઈને આવવાનો હક્ક હોય અથવા પાણીમાં ભાગ હોય અથવા ખજૂરીના ઝાડોમાં ભાગ હોય તો તેને આવવાથી રોકી શકાતો નથી

(૧૪૭/૨૬૫૯) હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કલમ કરેલ ખજૂરીના ઝાડો વેચે તો (ઉપરના) ફળો તેના છે. ઈમામ બુખારી કહે છે કે, વેચનારને મેવો પૂરો થતાં સુધી આવવા જવાનો અને ઝાડોની સિંચાઈ કરવાનો હક્ક છે. એવી જ રીતે અરિય્યાવાળાને પણ આવવા જવાનો અને ઝાડોને પાણી આપવાનો હક્ક છે.

(૧૪૮/૨૬૬૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું : આપ ફરમાવતા હતા કે, જે માણસ ખજૂરના કલમી ઝાડ ખરીદે તો (ઉપરના) ફળો વેચનારના છે. હા, જો ખરીદનાર શરત કરે તો ઠીક. જો કોઈ માણસ ગુલામ ખરીદે અને ગુલામની પાસે કંઈક માલ હોય તો આ માલ પણ વેચનારનો છે. એ શરતે કે ખરીદનાર તેની વિરુદ્ધ શરત કરે નહીં.

(૧૪૯/૨૬૬૧) હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ રજા આપી છે કે, 'અરાયા'ને ખારેકના બદલામાં અંદાજથી વેચવામાં આવે.

(૧૫૦/૨૬૬૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ 'મુખાબરત', 'મુહાકલત' અને 'મુઝાબનત'ના વેચાણની મનાઈ ફરમાવી છે. એ વાતની પણ મનાઈ કરી છે કે, મેવો પાકતાં પહેલાં વેચવામાં આવે અને એમ પણ ફરમાવ્યું છે કે, 'અરાયા'

સિવાય બીજા ફળો માત્ર રૂપિયા-અશરફીથી વેચવામાં આવે. (અંદાજથી બદલો કરવામાં આવે નહીં)

(૧૫૧/૨૬૬૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અરાયાના વેચાણમાં ખારેકનો અંદાજ કાઢીને વેચવાની રજા આપી છે, પરંતુ પાંચ વસકથી ઓછી હોવી જોઈએ.

(૧૫૨/૨૬૬૪) હઝરત રાફિઅ અને હઝરત સહલ બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'મુઝાબનત'ના વેચાણની મનાઈ ફરમાવી છે. હા, અરાયાવાળાઓને એની રજા આપી છે.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**કર્ઝ લેવું, કર્ઝ ચુકવવું, હાકિમનું કોઈને નાણાકીય વ્યવહાર કરવાથી અટકાવવું અથવા કોઈને નાદાર ઠેરવવો**

**જો કોઈ માણસ કોઈ વસ્તુ ખરીદે અને કીંમત તેની પાસે ન હોય અથવા તે વખતે કીંમત ન હોય તો વેચાણ જાઈઝ છે**

(૧૫૩/૨૬૬૫) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હું એક જિહાદમાં હુઝૂર (સલ.)ની સાથે હતો. હુઝૂરે પૂછ્યું : શું ઊંટ વેચો છો ? મેં કહ્યું : જી હા. જેથી મેં હુઝૂરને ઊંટ વેચી દીધું. જ્યારે આપ મદીના પહોંચ્યા ત્યારે હું આપની પાસે ઊંટ લઈને ગયો. આપે મને કીંમત આપી દીધી.

(૧૫૪/૨૬૬૬) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક યહૂદી પાસેથી થોડુંક અનાજ ઉધાર ખરીદ્યું અને લોખંડનું બખ્તર તેની પાસે ગીરો મૂક્યું.

**લોકોનો માલ લઈ લેવો, ભલે આપવાના ઈરાદાથી હોય કે બરબાદ કરવાના ઈરાદાથી**

(૧૫૫/૨૬૬૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ લોકોનો માલ આપવાના ઈરાદાથી લે છે તો ખુદા આપી દે છે અને જો બરબાદ કરવાના ઈરાદાથી લે છે તો ખુદા તેને બરબાદ કરે છે.

**કર્ઝ ચૂકવવાનું બયાન**

ખુદા તઆલા ફરમાવે છે : **'ઈન્ન લ્લાહ યઅમુરૂકુમ અન તુઅદ્દુલ અમાનાતિ ઈલા અહલિહા વ ઈઝા હકમતુમ બયન ન્નાસિ અન તહકુમૂ બિલ અદલિ ઈન્ન લ્લાહ નિઈમ્મા યઈઝુકુમ બિહિ, ઈન્ન લ્લાહ કાન સમીઅમ્ બસીરા.' ખુદા તઆલા તમને હુકમ આપે છે કે, અમાનતો તેમના માલિકોને**



**પહોંચાડી દો. જ્યારે લોકો વચ્ચે ચુકાદો આપો ત્યારે ઈન્સાફથી આપો. અલ્લાહ તમને સારી નસીહત કરે છે. અલ્લાહ સાંભળે છે; જુએ છે.**

(૧૫૬/૨૬૬૮) હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે, હું નબી (સલ.) સાથે હતો. એવામાં આપે (ઉહદ પહાડ) જોયો અને ફરમાવ્યું કે, જો મારા માટે આ સોનાનો બની જાય તો હું ઈચ્છતો નથી કે, એક અશરફી સિવાય ત્રણ દિવસથી વધુ મારી પાસે બાકી રહે. તે અશરફી પણ કર્ઝ ચૂકવવા માટે હું રાખીશ. પછી ફરમાવ્યું કે, જેઓ બહુ માલદાર છે (કિયામતમાં સવાબની દ્દષ્ટિએ) તેઓ જ મુફલિસ હશે. હા, જેણે આવી રીતે અને આવી રીતે (જમણે ડાબે અને આગળ પાછળ) માલ ખર્ચ કર્યો. (તે મુફલિસ નહીં હોય) પરંતુ એવા લોકો થોડા છે. અબૂઝર કહે છે કે, તે પછી હુઝૂરે મને કહ્યું કે, તમારી જગ્યાએ થોભો, ત્યાં સુધી કે હું તમારી પાસે આવું. આમ કહીને હુઝૂર પોતે આગળ વધી ગયા. થોડીવારે મેં કંઈક અવાજ સાંભળ્યો. વિચાર આવ્યો કે, હુઝૂરની પાસે ચાલ્યો જાઉં, પરંતુ થોભી જવાનો હુકમ યાદ આવ્યો. એવામાં હુઝૂર પણ આવી ગયા. મેં પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં આ અવાજ કેવો સાંભળ્યો હતો ? પૂછ્યું, શું તમે અવાજ સાંભળ્યો હતો ? મેં કહ્યું : જી હા. ફરમાવ્યું : જિબ્રઈલ મારી પાસે આવ્યા હતા અને કહી રહ્યા હતા કે, જે માણસ આપની ઉમ્મતમાંથી ગેરમુશ્રિક મરશે તે જન્નતમાં દાખલ થશે. અબૂઝર કહે છે : મેં કહ્યું, ભલે ને તેણે આવું આવું (ચોરી, વ્યભિચાર વગેરે) કર્યું હોય ? ફરમાવ્યું : હા.

(૧૫૭/૨૬૬૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો મારી પાસે ઉહદ બરાબર સોનું હોય તો મારા દિલને એનાથી ખુશી થઈ શકતી નથી કે ત્રણ દિવસ સુધી એમાંથી કંઈ પણ મારી પાસે રહે. હા, એટલી વસ્તુ હું જરૂર સાચવી રાખીશ જેનાથી કર્ઝ ચુકવી દઉં.

**ઉધાર ઊંટ ખરીદવું**

(૧૫૮/૨૬૭૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ.) પાસે (ઊંટની) માંગણી કરી અને સખ્ત શબ્દો કહ્યા. સહાબાએ તેને (શિક્ષા આપવાનો) ઈરાદો કર્યો. આપે ફરમાવ્યું કે એને છોડી દો. હકદારને બોલવાનો હક છે. એને એક ઊંટ ખરીદીને આપી દો. સહાબાએ કહ્યું કે, અમારી પાસે એના ઊંટથી સારું ઊંટ છે. એના ઊંટ જેવું નથી. ફરમાવ્યું : તે જ ખરીદીને આપી દો. કારણ કે, તમારામાં સારો માણસ તે જ છે જે કર્ઝ ચુકવવાની દ્દષ્ટિએ સારો હોય.

## નરમીથી માંગણી કરવી જાઈઝ છે

(૧૫૯/૨૬૭૧) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપ ફરમાવતા હતા : એક માણસનું અવસાન થઈ ગયું. તેને પૂછવામાં આવ્યું કે, તું શું કામ કરતો હતો ? તેણે જવાબ આપ્યો કે હું લોકો સાથે ખરીદ-વેચાણ કરતો હતો. માલદાર માણસને જવા દેતો હતો કિંવા તેને કર્ઝ ચુકવવાની મહેતલ આપતો હતો અને ગરીબ પાસેથી (કર્ઝ વસૂલ કરવામાં) કમી કરતો હતો. ખુદા તઆલાએ એના લીધે તેને બખ્શી દીધો.

## લેણદારને તેના ઊંટ કરતાં મોટું ઊંટ આપવું જાઈઝ છે

(૧૬૦/૨૬૭૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસ હુઝૂર (સલ.)ની સેવામાં પોતાના ઊંટની માંગણી કરવા હાજર થયો. આપે સહાબાને કહ્યું કે, એને આપી દો. સહાબાએ કહ્યું કે, અમારી પાસે તો એના ઊંટ કરતાં મોટી ઉંમરનું ઊંટ છે. તે જ દરમિયાન તે માણસ બોલી ઉઠયો કે, ખુદા હુઝૂરને પૂરો બદલો આપે. કારણ કે હુઝૂરે મને પૂરેપૂરી કિંમત આપી. આપે ફરમાવ્યું : એ જ આપી દો. કારણ કે, સૌથી સારો માણસ તે છે જે કર્ઝ ચુકવવામાં સારો હોય.

## સારી રીતે કર્ઝ ચુકવવાનું બયાન

(૧૬૧/૨૬૭૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસનું યુવાન ઊંટ રસૂલુલ્લાહ (સલ.) પાસે લેણું નીકળતું હતું. તે માગવા માટે આવ્યો. આપે ફરમાવ્યું : એને આપી દો. સહાબાએ તેના ઊંટની ઉંમરનું ઊંટ શોધ્યું, પરંતુ મોટી ઉંમરનું મળ્યું. સરખી ઉંમરનું ન મળ્યું. હુઝૂરે ફરમાવ્યું કે એ જ આપી દો. તે માણસે કહ્યું : ખુદા હુઝૂરને પૂરેપૂરો બદલો આપે. હુઝૂરે મને પૂરો બદલો આપ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાં સારો તે જ છે જે કર્ઝ ચુકવવામાં સારો હોય.

(૧૬૨/૨૬૭૪) હઝરત જાબિર (રદિ.) કહે છે કે ચાશતના સમયે હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. આપ મસ્જિદમાં હતા. ફરમાવ્યું કે, બે રકાત નમાઝ પઢો. (મેં હુકમનું પાલન કર્યું) મારું આપના પર થોડુંક કર્ઝ હતું. આપે તે મને આપી દીધું, બલકે તેનાથી વધારે આપ્યું.

## જો દેવાદાર લેણદારના હકથી ઓછું આપે અને લેણદાર પોતાનું બાકી લેણું માફ કરી દે તો જાઈઝ છે

(૧૬૩/૨૬૭૫) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના દિવસે મારા પિતા શહીદ થયા હતા, પરંતુ અવસાનના સમયે દેવાદાર હતા. લેણદારોએ મારી પાસે સખ્ત માંગણી શરૂ કરી અને પોતાના હક્કો માંગ્યા. હું હુઝૂરની સેવામાં હાજર થયો. આપે લેણદારોને ભલામણ કરી કે, મારા બાગનો પૂરો મેવો લઈ લે અને મારા પિતાને મુક્ત કરે, પરંતુ તેમણે ઈનકાર કર્યો. છેવટે હુઝૂરે મારા બાગના ફળો તેમને આપ્યા નહીં અને મને કહ્યું કે, કાલે સવારે અમે તમારી પાસે આવીશું. બીજા દિવસની સવાર થઈ ત્યારે હુઝૂર આવ્યા. ઝાડોમાં એક ચક્કર માર્યો અને ફળોમાં બરકત થવાની દુઆ માંગી. મેં તોડીને લેણદારોનો પૂરો હક્ક આપી દીધો અને મારા માટે પણ થોડો મેવો બાકી રહી ગયો.

## જો ઉધાર ખજુરના બદલામાં ખજુર આપે અથવા અંદાજથી કર્ઝ ચુકવે તો જાઈઝ છે

(૧૬૪/૨૬૭૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, ઈન્તિકાલ વખતે મારા પિતા પર એક યહૂદીનું ત્રીસ વસક ખજુર લેણું હતું. મેં તેની પાસે કર્ઝ ચુકવવાની મહેતલ માંગી, પરંતુ તેણે મહેતલ આપવાનો ઈનકાર કર્યો. મેં હુઝૂર પાસે ભલામણ કરાવી. આપે યહૂદીને મારા માટે ભલામણ કરી અને કહ્યું કે, જાબિરનું બધું ખજુર લઈ લો અને તમારું લેણું પતાવી નાખો, પરંતુ તેણે ઈનકાર કર્યો. છેવટે રસૂલુલ્લાહ (સલ.) ખજુરીના ઝાડોમાં દાખલ થયા અને થોડુંક (આમતેમ) ફરીને મને કહ્યું કે, હવે તોડીને આપી દો. મેં રસૂલુલ્લાહ (સલ.)ના પાછા ફર્યા પછી હુકમ અનુસાર ખજુર તોડયું અને ત્રીસ વસક પૂરા આપી દીધા અને મારી પાસે પણ સત્તર વસક બાકી રહ્યું. કર્ઝ ચૂકવીને હું હુઝૂરની સેવામાં બનેલી બીના કહેવા હાજર થયો. આપ નમાઝ પઢવામાં મશગુલ હતા. નમાઝમાંથી પરવાર્યા ત્યારે મેં ખજુરમાં બરકત થવાની આપને ખબર આપી. આપે ફરમાવ્યું કે, (જઈને) ઉમર ઇબ્ને ખત્તાબને કહો. મેં જઈને ઉમર (રદિ.)ને કહ્યું. ઉમરે કહ્યું : જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ખજુરમાં ફરવાનું શરૂ કર્યું હતું ત્યારે હું સમજી ગયો હતો કે, ઝરૂર બરકત થશે.

## કર્ઝ (દેવા)થી પનાહ માંગવાનું બયાન

(૧૬૫/૨૬૭૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) નમાઝમાં દુઆ માંગતા હતા કે, અય અલ્લાહ ! હું ગુનાહ અને કર્ઝથી તારી પનાહ માંગું છું. એક માણસે કહ્યું : હુઝૂર કર્ઝથી બહુ પનાહ માંગો છો ! ફરમાવ્યું કે, કર્ઝદાર (દેવાદાર) માણસ જ્યારે વાત કરે છે ત્યારે જૂઠું બોલે છે. એ વાયદો કરે છે ત્યારે ભંગ કરે છે.

**જો કોઈ માણસ દેવાદાર મરી જાય તો તેના જનાઝાની નમાઝનું બયાન**

(૧૬૬/૨૬૭૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ માલ છોડીને મરે તો માલ તેના વારસદારો માટે છે અને જે માણસ ઔલાદ છોડીને મરે તો તેની પરવરિશ અમારા ઝિમ્મે છે.

(૧૬૭/૨૬૭૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે હું દરેક મુસલમાનનો દીન-દુનિયામાં સૌથી વધુ હકદાર છું. જો શંકા હોય તો આ આયત પઢો : **અન્નબિય્યુ અવલા બિલ-મુઅ્મિનીન મિન અન્ફુસિહિમ** જેથી જે મુસલમાન મરી જાય અને કંઈક માલ છોડી જાય તો માલ તેના વારસદારો માટે છે અને જે માણસ કંઈક દેવું અથવા સ્ત્રી-બાળકો છોડી જાય તો મારી પાસે આવે. હું તેનો વાલી (વડીલ, મુરબ્બી) છું.

**જો માલદાર માણસ કર્ઝ ચુકવવામાં વિલંબ કરે તો એ ઝુલ્મ છે**

(૧૬૮/૨૬૮૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, માલદાર માણસનું (કર્ઝ ચુકવવામાં) વિલંબ કરવું નિરર્થક છે.

**હકદાર માટે સખ્ત શબ્દો બોલવા જાઈઝ છે**

(૧૬૯/૨૬૮૧) રસૂલે અકરમ (સલ.)થી નકલ કરવામાં આવ્યું છે કે, માલદાર માણસના (કર્ઝ ચુકવવામાં) વિલંબ કરવાથી તેની આબરૂ લેવી અને શિક્ષા કરવી હલાલ થઈ જાય છે. સુફયાન આ હદીસની તફસીર અંગે બયાન કરે છે કે, આબરૂ લેવાનો અર્થ છે કે, લેણદાર દેવાદારને કહે કે, તેં મારું લેણું ભરપાઈ કરવામાં ભારે વિલંબ કર્યો, અને શિક્ષાથી મુરાદ કેદ કરવું થાય છે.

(૧૭૦/૨૬૮૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસ હુઝૂર (સલ.) પાસે ઉઘરાણી કરવા આવ્યો અને કંઈક સખ્ત શબ્દો બોલ્યો. સહાબાએ તેને શિક્ષા કરવાનો વિચાર કર્યો. આપે ફરમાવ્યું : રહેવા દો, હકદારને બોલવાનો હક છે.

**જો મુફલિસને કોઈ વસ્તુ વેચી અને તે જ વેચેલી વસ્તુ મુફલિસ પાસે મોજુદ હોય અથવા મુફલિસને કંઈ ઉધાર આપ્યું અને ઉધાર આપેલ માલ મુફલિસ પાસે મોજુદ હોય અથવા મુફલિસ પાસે કંઈ અમાનત મૂકી અને અમાનત મુફલિસ પાસે મોજુદ હોય તો એ માણસ બીજા લેણદારોની સરખામણીમાં એ માલ લેવાનો વધારે હકદાર છે.**



(૧૭૧/૨૬૮૩) હસન બસરી (રહ.) કહે છે કે, જો કોઈ માણસ નાદાર થઈ જાય અને નાદારી પૂરવાર થઈ જાય તો પછી તે ન પોતાનો ગુલામ આઝાદ કરી શકે છે ન કંઈ ખરીદ-વેચાણ કરી શકે છે.

(૧૭૨/૨૬૮૪) સઈદ ઈબ્ને મુસય્યબ કહે છે કે, હઝરત ઉસ્માને ચુકાદો આપ્યો હતો કે, જે માણસ નાદાર થઈ જાય અને નાદાર બનતા પહેલાં કોઈ વસ્તુ કોઈની પાસેથી પોતાના હકની તેણે લીધી હોય (અને તે જ વસ્તુ તેની પાસે હોય) તો તે વસ્તુ તે દેનારની છે. બીજા કોઈનો તેમાં કોઈ હક્ક નથી. જે માણસ નાદાર પાસે પોતાનો માલ જુએ તો તે માલનો હકદાર તે જ માણસ છે.

(૧૭૩/૨૬૮૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ નાદાર બની જાય અને તેની પાસે કોઈનો તે જ માલ મોજુદ હોય તો બીજાઓની સરખામણીમાં એ જ માલવાળો તેના લેવાનો વધુ હકદાર છે.

**જેણે લેણદારને એક-બે દિવસનો વાયદો કર્યો અને તેને કર્ઝ ચુકવવામાં વિલંબ કર્યા સમાન ગણ્યું નહીં**

(૧૭૪/૨૬૮૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, મારા પિતા દેવું મૂકી ગયા. લેણદારોએ એ અંગે સખ્ત માંગણી કરી. રસૂલુલ્લાહ (સલ.)એ તેમને સમજાવ્યા કે બાગમાંનું ખજૂર લઈ લે. તેમણે ઈનકાર કર્યો. રસૂલુલ્લાહ (સલ.)એ ખજૂર તોડીને તેમને આપ્યું નહીં. આપે કહ્યું : હું કાલે તમારે ત્યાં આવીશ. બીજા દિવસની સવારે હુઝૂર આવ્યા. પછી ખજૂરમાં બરકત થવાની દુઆ કરી. તે પછી મેં તેમને કર્ઝ ચુકવી દીધું.

**નાદારનો માલ વેચીને લેણદારોને વહેંચવો અથવા અંગત ખર્ચ માટે તેને આપવાનું બયાન**

(૧૭૫/૨૬૮૭) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક માણસે પોતાના ગુલામને મુદબ્બર બનાવી દીધો હતો (તેને કહી દીધું કે, મારા મૃત્યુ પછી તું આઝાદ છે) પરંતુ તે નાદાર બની ગયો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આ ગુલામ મારી પાસેથી કોણ ખરીદે છે ? નુએમ ઈબ્ને અબ્દુલ્લાહે એ ગુલામ હુઝૂર પાસેથી ખરીદ્યો અને કીંમત ચુકવી દીધી.

**જો કોઈ માણસ કોઈને એક ચોક્કસ મુદ્દતના વાયદે ઉધાર આપે અથવા ઉધાર વેચે તો શું હુકમ છે ?**

(૧૭૬/૨૬૮૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મુદ્દત નક્કી કરીને ઉધાર લેવામાં કંઈ વાંધો નથી. કર્ઝ

ચુકવતી વખતે જો દેવાદાર લેણદારને તેના નાણાં કરતાં વધારે આપે તો પણ કંઈ વાંધો નથી. એ શરતે કે, કર્ઝ આપતી વખતે એવી શરત કરી ન હોય. (એ વ્યાજ નથી.)

(૧૭૭/૨૬૮૯) અતા અને અમ્ર ઈબ્ને દીનાર કહે છે કે, કર્ઝ આપનાર મુકર્રર મુદત સુધી કર્ઝ વસુલ કરવામાં વિલંબ કરે કિંવા પહેલેથી માંગણી કરે નહી.

(૧૭૮/૨૬૯૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે,રસુલુલ્લાહ (સલ.)એ બની ઈસ્રાઈલના એક માણસનો ઉલ્લેખ કર્યો હતો. જેણે બીજા ઈસ્રાઈલી પાસે થોડાક રૂપિયા ઉધાર માંગ્યા હતા અને તેણે એક ચોક્કસ મુદત માટે આપ્યા હતા.

## કર્ઝમાંથી થોડુંક છોડી દેવા માટે ભલામણ કરવી

(૧૭૯/૨૬૯૧) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, જ્યારે અબ્દુલ્લાહ શહીદ થયા ત્યારે તેમના સ્ત્રી-બાળકો પણ હતા અને તેમના ઉપર કર્ઝ પણ બાકી રહી ગયું હતું. મેં લેણદારોને વિનંતી કરી કે, તેમના કર્ઝમાંથી થોડુંક માફ કરી દે અને હુઝૂરની સેવામાં હાજર થઈને આપની પાસે ભલામણ કરાવી, પરંતુ લેણદારોએ ઈનકાર કર્યો. હુઝૂરે મને કહ્યું કે, વારું, ખજુર તારવીને અલગ અલગ કરો. 'અજવા' અલગ કરો. 'લીન' અલગ કરો અને 'અઝક ઈબ્ને ઝેદ' અલગ કરો. (આ ત્રણે ખજુરના પ્રકારના નામો છે) મેં હુકમનું પાલન કર્યું. આપ ખજુર પર બેસી ગયા અને દરેક લેણદારને આપવાનું શરૂ કર્યું. અહીં સુધી કે દરેક માણસે પોતાનું લેણું વસુલ કરી લીધું અને ખજુર એટલું બાકી રહી ગયું કે, એવું લાગતું હતું કે, એને હાથ જ લગાડયો નથી. હઝરત જાબિર કહે છે : હું એક પાણી ખેંચનાર ઊંટ પર સવાર થઈને હુઝૂરની સાથે એક જિહાદમાં ગયો હતો. મારું ઊંટ થાકીને પાછળ રહી ગયું. હુઝૂરે તેને પાછળથી એક લાકડી ફટકારી અને કહ્યું કે, એ મને વેચી દો. મદીના સુધી તમને સવારી કરવાની છુટ છે. જ્યારે મદીના નજીક પહોંચ્યા ત્યારે મેં રજા માંગી અને કહ્યું કે, મેં નવી શાદી કરી છે. પૂછ્યું કે, કોની સાથે શાદી કરી છે, કુંવારી સાથે કે વિધવા સાથે ? મેં કહ્યું કે વિધવા સાથે કરી છે, કારણ કે, જ્યારે મારા પિતા શહીદ થયા હતા ત્યારે તેમની નાની નાની છોકરીઓ રહી ગઈ હતી એટલે મેં એક બિન કુંવારી ઓરત સાથે નિકાહ કર્યા, જેથી છોકરીઓને શિક્ષણ અને સંસ્કાર શીખવે. હુઝૂરે કહ્યું કે, વારું, ત્યારે તમારા ઘેર જાઓ. પરવાનગી મળતાં હું ઘેર આવ્યો અને મારા મામાને ઊંટ વેચી નાખવાની ખબર આપી. મામાએ મને ઠપકો આપ્યો. મેં ઊંટના પાછળ રહી જવાની અને



રસુલુલ્લાહ (સલ.)ના સોટી મારવાની વાત કરી. સવારે હું ઊંટ લઈને હુઝૂર પાસે ગયો આપે તેની કીંમત પણ આપી અને ઊંટ પણ આપી દીધું અને માલે ગનીમતનો હિસ્સો પણ આપ્યો.

## માલને બરબાદ કરવાની મનાઈ છે

ખુદા તઆલા ફરમાવે છે : **'વલ્લાહુ લાયુહિબ્બુલ ફસાદ વ લાયુસ્લિહુ અમલલ મુફસિદીન' ખુદા ઝઘડો પસંદ કરતો નથી અને ઝઘડાખોરોનું કામ ઠીક કરતો નથી.** બીજી જગ્યાએ ફરમાવ્યું છે : **'અ સલાતુક તઅ્મુરૂક અન નત્રુક મા યઅ્બુદુ આબાઉના અવ અન નફઅલ ફી અમ્વાલિના મા નશાઉ' કિંવા હઝરત શુઐબ (અલૈ.)ને કાફિરોએ કહ્યું કે, તારી નમાઝ તને એ વાતનો હુકમ આપે છે કે, જે વસ્તુની અમારા બાપદાદા પૂજા કરતા હતા તેને અમે છોડી દઈએ અથવા અમારા માલનો મરજી મુજબ ઉપયોગ કરવાનું છોડી દઈએ.** બીજી એક આયતમાં આવેલું છે : **'વ લાતુઅતૂ સ્સુફહાઅ અમ્વાલહુમ' બેવકુફોને તેમનો માલ ન આપો. બેવકુફને માલમાં કોઈ પણ પ્રકારની લેવડદેવડ કરવાની મનાઈ છે. બેવકુફ માણસને છેતરીને માલ લઈ લેવાની પણ મનાઈ છે.**

(૧૮૦/૨૬૯૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ને કહ્યું કે, હું ખરીદીમાં ઘણી વાર છેતરાઈ જાઉં છું. આપે ફરમાવ્યું : જ્યારે તમે ખરીદ-વેચાણ કરો ત્યારે કહી દો કે, છેતરપિંડી ન થવી જોઈએ. રજા પ્રમાણે તે માણસ આ શબ્દો કહેતો હતો.

(૧૮૧/૨૬૯૩) હઝરત મુગીરા ઈબ્ને શુઅબા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તઆલાએ તમારા પર માંઓની નાફરમાની અને બેટીઓને જીવતી દાટી દેવાનું હરામ ઠેરવ્યું છે. ઝરૂરી હકને રોકવાનું પણ નાજાઈઝ ઠેરવ્યું છે. તમારા માટે બેફાયદા વાતો કરવી; ઝરૂરત વગર વધુ સવાલ કરવો અને માલને બરબાદ કરવાનું મકરૂહ ઠેરવ્યું છે.

## ગુલામ પોતાના માલિકના માલનો રક્ષક છે. માલિકની રજા વગર તેમાં લેવડદેવડ કરે નહીં

(૧૮૨/૨૬૯૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંનો દરેક માણસ હાકિમ છે અને તેની રૈયત વિષે તેને પૂછપરછ થશે. બાદશાહ હાકિમ છે અને તેની રૈયતની તેને પૂછપરછ થશે.

માણસ પોતાના ઘરનો હાકિમ છે, તેને તેની રૈયત વિષે પૂછપરછ થશે. પત્ની પોતાના પતિના ઘરમાં હાકિમ છે, તેને તેની પૂછપરછ થશે. લગભગ હુઝૂરે એમ પણ ફરમાવ્યું હતું કે, માણસ પોતાના પિતાના માલનો રક્ષક છે, તેને તેની રૈયત વિષે સવાલ થશે. સારાંશ કે, તમારામાંનો દરેક માણસ રક્ષક છે અને તેને તેની રૈયત વિષે પૂછપરછ થશે.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**પરસ્પરના ઝઘડાઓનું બયાન**

**દેવાદારને એક અદાલતમાંથી બીજી અદાલતમાં હાજર કરવાનું બયાન**

**મુસલમાન અને યહૂદી વચ્ચે ઝઘડો થવાની વિગત**

(૧૮૩/૨૬૯૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, મેં એક માણસ પાસેથી એક આયત સાંભળી. રસૂલુલ્લાહ (સલ.) પાસેથી તે આયત મેં બીજી રીતે સાંભળી હતી, એટલે હું તેનો હાથ પકડીને હુઝૂરની પાસે લઈ ગયો. આપે ફરમાવ્યું : તમે બંને ઠીક પઢો છો, પરસ્પર મતભેદ ન ઉભો કરો. કારણ કે, મતભેદ કરવાથી જ આગળની કોમો બરબાદ થઈ ગઈ.

(૧૮૪/૨૬૯૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક મુસલમાન અને એક યહૂદી વચ્ચે ઝઘડો થયો. મુસલમાને કહ્યું કે, તે ખુદાની કસમ જેણે મુહમ્મદને આખી દુનિયાથી શ્રેષ્ઠ બનાવ્યા છે. યહૂદીએ કહ્યું : તે ખુદાની કસમ જેણે મૂસાને આખી દુનિયા પર શ્રેષ્ઠતા આપી છે. મુસલમાને હાથ ઉઠાવીને યહૂદીના મોં પર તમાચો માર્યો. યહૂદી હુઝૂરની પાસે ગયો અને વિગત કહી. હુઝૂરે મુસલમાનને બોલાવ્યો અને બનાવની વિગત પૂછી. મુસલમાને જે કંઈ થયું હતું તે કહી દીધું. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મને મૂસા પર શ્રેષ્ઠતા ન આપો કારણ કે, કિયામતના દિવસે જ્યારે બધા લોકો બેભાન થઈ જશે ત્યારે હું પણ તેમની સાથે બેભાન થઈ જઈશ. સૌથી પહેલાં મને ભાન આવશે. હું તે વખતે જોઈશ કે, મૂસાએ અર્શનો પાયો પકડયો હશે. ખબર નહીં કે, બધા લોકોની સાથે મૂસા બેભાન થઈને સૌથી પહેલા ભાનમાં આવશે કે ખુદા તઆલા તેમને બેભાન થવામાંથી બાકાત રાખશે.

(૧૮૫/૨૬૯૭) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.) બેઠા હતા. એવામાં એક યહૂદીએ આવીને કહ્યું : અબૂલ કાસિમ, તમારા સહાબામાંથી એક માણસે મારા મોં પર માર્યું. આપે પૂછ્યું, કોણે ? યહૂદીએ કહ્યું કે, એક અનસારીએ. ફરમાવ્યું : બોલાવો. આપે પૂછ્યું, શું તમે



એને માર્યો છે ? અનસારીએ કહ્યું : મેં બજારમાં એને કહેતા સાંભળ્યો હતો કિંવા એ કહી રહ્યો હતો કે, તે ખુદાની કસમ જેણે મૂસાને આખી દુનિયા પર શ્રેષ્ઠતા આપી છે. મેં કહ્યું કે, એ ખબીસ, શું મુહમ્મદ ઉપર પણ શ્રેષ્ઠતા આપી છે ? (તેણે કહ્યું : હા.) મને ગુસ્સો આવ્યો અને મેં એના મોં પર તમાચો માર્યો. હુઝૂરે ફરમાવ્યું કે, પયગમ્બરોમાં એકને બીજા પર શ્રેષ્ઠતા ન આપો. કારણ કે, કિયામતના દિવસે જ્યારે લોકો બેભાન થઈ જશે ત્યારે સૌ પ્રથમ હું જમીન (કબ્ર)માંથી નીકળીશ અને મૂસાને જોઈશ કે અર્શનો પાયો પકડીને ઉભા હશે. ખબર નથી કે, બેભાન થયા પછી સૌ પ્રથમ તેમને ભાન આવશે કે (કોહે તૂરનું) તેમનું પહેલું બેભાનપણું ગણાય જશે.

(૧૮૬/૨૬૯૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક યહૂદીએ કોઈ છોકરીનું માથું બે પથ્થરોમાં રાખીને કચડી નાખ્યું. છોકરીને પૂછવામાં આવ્યું કે કોણે આ કામ કર્યું છે ? જ્યારે યહૂદીનું નામ આવ્યું ત્યારે તે છોકરીએ માથાથી ઈશારો કર્યો. યહૂદી પકડાઈ ગયો અને (ગુનાહનો) ઈકરાર કર્યો. આપે તેનું માથું કચડવાનો હુકમ આપ્યો. બે પત્થરોમાં રાખીને તેનું માથું પણ કચડવામાં આવ્યું.

(૧૮૫/૨૬૯૭) સૌજન્ય દાખવવા માટે નબીએ કરીમ (સલ.)એ મૂસા (અલૈ.)ની એક ચોક્કસ બાબતમાં શ્રેષ્ઠતા વર્ણન કરી.

**જો બેવકૂફ અને ઓછી અક્કલવાળાને હાકિમે નાણાકીય વ્યવહારથી રોક્યો ન હોય તો પણ તેનું કામ (ખરીદ-વેચાણ વગેરે) રદ-બાતલ છે**

(૧૮૭/૨૬૯૯) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મનાઈ પહેલાં એક સદકો આપનારને તેનો સદકો પાછો અપાવ્યો હતો, પરંતુ પાછળથી તેને સદકાના માલમાં દખલ કરવાની મનાઈ કરવામાં આવી.

(૧૮૮/૨૭૦૦) ઈમામ માલિક (રહ.) કહે છે કે, જો કોઈ માણસ કોઈનો દેવાદાર હોય અને એક ગુલામ સિવાય તેની પાસે બીજો માલ ન હોય તો એ ગુલામને આઝાદ કરી શકતો નથી. જો કોઈ માણસ કોઈના માટે કોઈ વસ્તુ વેચે અને જેના માટે તે વસ્તુ વેચી છે તે બેવકૂફ અને ભોળો માણસ હોય તો વેચનાર માલની કિંમત તે બેવકૂફને આપી દે અને રીતસર ખર્ચ કરવાની તેને સૂચના આપે. પોતે પણ દેખરેખ રાખતો રહે, જેથી ભોળો માણસ નાણાં બરબાદ કરી શકે નહીં. પછી જો બરબાદ કરવા લાગે તો તેને માલમાં દખલ કરવાથી રોકે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ માલને બરબાદ કરવાની મનાઈ ફરમાવી છે. હુઝૂરે તે માણસને જેને ખરીદ-વેચાણ વખતે

છેતરવામાં આવતો હતો. કહ્યું હતું કે, જ્યારે તમે ખરીદ-વેચાણ કરો ત્યારે કહી દો કે, મને છેતરશો નહીં, પરંતુ હુઝૂરે તેના વ્યવહારને રદ કરવાનો હુકમ આપ્યો નથી.

(૧૮૯/૨૭૦૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક માણસ વેચાણમાં છેતરાઈ જતો હતો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમે ખરીદ-વેચાણ કરો ત્યારે કહી દો કે, મને છેતરશો નહીં, જેથી તે માણસ આ શબ્દો કહેતો હતો.

(૧૯૦/૨૭૦૨) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, એક માણસે પોતાનો ગુલામ આઝાદ કરી દીધો. તેની પાસે બીજો કોઈ માલ ન હતો. હુઝૂરે તેને ગુલામ પાછો આપ્યો. નુએમ ઈબ્ને નહહામે પછી તે ગુલામ તેની પાસેથી ખરીદ્યો.

## કેસના બંને પક્ષો એકબીજા વિષે વાતચીત કરી શકે છે

(૧૯૧/૨૭૦૩) અબ્દુલ્લાહે કહ્યું હતું કે, જે માણસ જૂઠી કસમ ખાઈને કોઈ મુસલમાનનો માલ ઝુટવી લેવા માંગે છે, જ્યારે ખુદાની સામે જશે ત્યારે ખુદા તઆલા તેનાથી નારાજ થશે. અશ્અસ કહે છે કે, ખુદાની કસમ આ હદીસ મારા વિશે આવેલી છે. વાત એમ હતી કે, મારી અને એક યહૂદી વચ્ચે થોડીક જમીન સંયુક્ત હતી. તે અંગે મારો અને તેનો ઝઘડો હતો. હું તેને પકડીને રસૂલુલ્લાહ (સલ.) પાસે લઈ ગયો. આપે પૂછ્યું કે, તારી પાસે ગવાહો છે ? મેં કહ્યું, નથી. હુઝૂરે યહૂદીને કહ્યું કે તું કસમ ખાઈ લે. મેં કહ્યું કે, હુઝૂર એ અત્યારે કસમ ખાઈ લેશે અને મારો માલ લઈ જશે. (તેણે કસમ ખાઈ લીધી) તે ઉપરથી આ આયત ઉતરી : **ઈન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન....** ડિંવા જે લોકો ખુદા તઆલાને વચ્ચે રાખીને અને કસમો ખાઈને થોડીક કિંમત લે છે તેમનો આખિરતમાં કોઈ હિસ્સો નથી.

(૧૯૨/૨૭૦૪) કઅબ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, મેં ઈબ્ને અબી હદરદ પાસે મસ્જિદમાં મારા લેણાંની માંગણી કરી. અમારા બન્નેના ઘાંટા પાડવાનો અવાજ મોટો થવા લાગ્યો. અહીં સુધી કે, રસૂલુલ્લાહ (સલ.)એ શોર સાંભળી લીધો. દરવાજાનો પરદો ઉંચકીને બહાર આવવાનો ઈરાદો કર્યો અને અવાજ દઈને કહ્યું, કઅબ ! મેં કહ્યું, જી હુઝૂર. ફરમાવ્યું : તમારા લેણામાંથી થોડો હિસ્સો માફ કરી દો. ઈશારાથી આપે અડધું લેણું માફ કરવાનું કહ્યું. મેં કહ્યું બહુ સારું. આપે (ઈબ્ને અબી હદરદને) કહ્યું કે, (બાકીનું) દેવું ચુકવી દો.

(૧૯૩/૨૭૦૫) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે કે, મેં હિશામ ઈબ્ને



હકીમને કુર્આનની એક સૂરત એવી રીતે પઢતા જોયા જેવી રીતે હું પઢતો ન હતો. હુઝૂરે મને તે સૂરત પઢાવી હતી એટલે મેં તેને હુઝૂર પાસે લાવવાનો ઈરાદો કર્યો, પરંતુ હું થોડીવાર થોભી ગયો. જ્યારે તેઓ પઢીને પરવાર્યા ત્યારે તેમના ગળામાં ચાદર નાખીને હું હુઝૂરની પાસે લઈ આવ્યો અને કહ્યું કે, જેવી રીતે હુઝૂરે મને પઢાવી છે તેની વિરુદ્ધ મેં તેને પઢતા સાંભળ્યો છે. હુઝૂરે હિશામને પઢવાનું કહ્યું. હિશામે તે સૂરત પઢી. આપે ફરમાવ્યું : આવી જ રીતે ઉતરી છે. પછી મને પઢવાનું કહ્યું. મેં પણ પઢી. આપે ફરમાવ્યું : આ જ પ્રમાણે ઉતરી છે. કારણ કે, કુર્આન સાત લહેજાઓ (લયો)માં ઉતર્યું છે. તમારા માટે જે લહેજો આસાન હોય તેમાં પઢો.

## ગુનેહગારો અને ઝઘડાખોરોને ગુનાહની ઓળખ પછી ઘેરથી બોલાવવા અને બળજબરીથી કાઢવા જાઈઝ છે

(૧૯૪/૨૭૦૬) જ્યારે હઝરત અબૂબક્ર (રદિ.)ની બહેને રૂદન-આક્રંદ કર્યું હતું ત્યારે હઝરત ઉમરે તેમને તેમના ઘરમાંથી પકડીને બોલાવ્યાં હતાં.

(૧૯૫/૨૭૦૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : મેં ઈરાદો કરી લીધો હતો કે, પ્રથમ (લોકોને) નમાઝ માટે ઉભા થવાનો હુકમ આપું. પછી તે લોકોના ઘેર જાઉં જેઓ નમાઝમાં હાજર થતા નથી અને તેમના ઘરોને, જ્યારે કે તેઓ ઘરોમાં હોય, આગ લગાડું.

## મય્યિત તરફથી તેના હક્કોનો દાવો વસી (જેને વસિય્યત કરવામાં આવી હોય તે) કરી શકે છે

(૧૯૬/૨૭૦૮) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, અબ્દ ઈબ્ને ઝમઆ અને સઅદ ઈબ્ને અબી વક્કાસ વચ્ચે ઝમઆની લોંડીના છોકરા વિશે પરસ્પર ઝઘડો થયો. બંને હુઝૂર પાસે ઝઘડો લઈ ગયા. સઅદે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા ભાઈએ મને વસિય્યત કરી હતી કે, જ્યારે તું મક્કા જાય અને ઝમઆની લોંડીના છોકરાને જુએ ત્યારે તેને લઈ લેજે. કારણ કે, તે મારો પુત્ર છે. અબ્દ ઈબ્ને ઝમઆએ કહ્યું : હુઝૂર એ મારો ભાઈ છે. કારણ કે, એ મારા પિતાના બિસ્તરા પર પેદા થયો છે. રસૂલુલ્લાહ (સલ.)એ જોયું કે, તે ઉત્બા ઈબ્ને અબી વક્કાસને બિલકુલ મળતો આવતો હતો, પરંતુ આપે ફરમાવ્યું : અબ્દ, આ છોકરાના માલિક તમે છો. કારણ કે, બિસ્તરાવાળાનો છોકરો હોય છે. સૌદા, તમે એનાથી પરદો કરો.

## જો કોઈના ખરાબ થવાનો ભય હોય તો ઈમામ તેને બાંધીને રાખી શકે છે

(૧૯૭/૨૭૦૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ઈકરિમાને કુર્આન, ફરઝો અને સુન્નતોની તઅલીમ લેવા માટે બાંધી રાખ્યા હતા.

(૧૯૮/૨૭૧૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે થોડાક સવારો નજદ તરફ મોકલ્યા. સવારો જઈને બની હનીફા કબીલાના સરદાર સુમામાને પકડી લાવ્યા. આ માણસ યમામા-વાળાઓનો સરદાર હતો. તેને લાવીને મસ્જિદના એક થાંભલા સાથે બાંધી દીધો. હુઝૂર તેની પાસે ગયા અને પૂછ્યું, સુમામા, શું ખબર છે ? તેણે કહ્યું કે, મુહમ્મદ, સારો છું.... છેવટે હુઝૂરે ફરમાવ્યું : સુમામાને છોડી મૂકો.

## હરમમાં કોઈને બાંધીને અથવા કેદ કરીને રાખવાનું બયાન

(૧૯૯/૨૭૧૧) હઝરત નાફિઅ ઈબ્ને અબ્દુલ હારિસે સફવાન ઈબ્ને ઉમય્યા પાસેથી કેદખાનું બનાવવા માટે એક મકાન એવી શરતે ખરીદ્યું હતું કે, જો હઝરત ઉમરે પસંદ કરી લીધું તો ઠીક, નહીં તો તમને ચારસો અશરફીઓ આપવામાં આવશે. ઈબ્ને ઝુબૈરે મક્કામાં કેદખાનું બનાવ્યું હતું.

(૨૦૦/૨૭૧૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ થોડાક સવારોને નજદ મોકલ્યા. સવારો જઈને બની હનીફા કબીલાના સુમામા નામે એક માણસને પકડી લાવ્યા અને લાવીને મસ્જિદના એક થાંભલા સાથે બાંધી દીધો.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## વાદીનું પ્રતિવાદી સાથે આથડી પડવું

(૨૦૧/૨૭૧૩) હઝરત સઅદ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, મારું ઈબ્ને અબી હદરદ પાસે થોડુંક લેણું હતું. જ્યારે તે મને મળ્યો ત્યારે હું તેની સાથે આથડી પડ્યો. અમારી વાતચીતથી શોરબકોર થયો. હુઝૂર પણ તે બાજુથી પસાર થયા અને ઈશારાથી કહ્યું : કઅબ, અડધું. જેથી મેં અડધું વસુલ કર્યું અને અડધું છોડી દીધું.

## કર્ઝની ઉઘરાણી કરવી

(૨૦૨/૨૭૧૪) હઝરત ખબ્બાબ કહે છે : હું અજ્ઞાનતાના યુગમાં લુહારનું કામ કરતો હતો. આસ ઈબ્ને વાઈલ પાસે મારા થોડા દિરહમ લેણા પડતા હતા. તેની ઉઘરાણી કરવા હું આસ પાસે ગયો. આસે કહ્યું : જ્યાં સુધી તું મુહમ્મદની નુબુવ્વતનો ઈનકાર નહીં કરે ત્યાં સુધી હું તારું લેણું આપીશ નહીં. મેં કહ્યું, હું તો ત્યાં સુધી કુફ્ર કરીશ નહીં જ્યાં સુધી કે ખુદા તઆલા તને મારીને બીજીવાર પેદા કરશે. આસે કહ્યું કે, વારું, ત્યારે થોભ, હું મરીને ઉઠીશ અને મને માલ-ઓલાદ મળશે ત્યારે



તારું લેણું આપી દઈશ. આસના કથન પરથી આ આયત ઉતરી : **અફરઅય્ત લ્લઝી કફર બિઆયાતિના વ કાલ લઊતયન્ન માલં વ્વ વલદા.**



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## પડેલી વસ્તુ ઉઠાવવાનું બયાન

### જો વસ્તુનો માલિક પોતાની વસ્તુની નિશાની બતાવે તો તેને આપી દેવી જોઈએ

(૨૦૩/૨૭૧૫) સુવૈદ ઈબ્ને ગફલા કહે છે કે, હઝરત ઉબય ઈબ્ને કઅબ કહેતા હતા કે, મને એક (કમરે બાંધવાની) થેલી મળી, જેમાં સો અશરફીઓ હતી. હું તેને લઈને હુઝૂર (સલ.) પાસે ગયો. આપે ફરમાવ્યું : એક વરસ સુધી તેની જાહેરાત કરો. હુકમ અનુસાર મેં જાહેરાત કરી, પરંતુ તેની નિશાની બતાવનાર કોઈ મળ્યું નહીં. હું ફરી લઈને હુઝૂર પાસે ગયો. ફરમાવ્યું : વધુ એક વરસ જાહેરાત કરો. મેં ફરી જાહેરાત કરી, પરંતુ તેનો માલિક મળ્યો નહીં. હું હુઝૂર પાસે લઈને ગયો. ફરમાવ્યું : એનું બંધન અને અશરફીઓની સંખ્યા યાદ રાખો. જો માલિક આવી જાય તો ઠીક, નહીં તો પોતે મઝા કરો. જેથી હું તેને કામમાં લાવ્યો.

## ગુમ થયેલ ઊંટનો હુકમ

(૨૦૪/૨૭૧૬) હઝરત ઝૈદ ઈબ્ને ખાલિદ (રદિ.) કહે છે કે, એક ગામડિયાએ આવીને હુઝૂર (સલ.)ને પડેલી વસ્તુનો હુકમ પૂછ્યો. આપે ફરમાવ્યું : એક વરસ સુધી એની જાહેરાત કરો. પછી થેલી અને બંધનની નિશાની રાખો. જો કોઈ માણસ આવીને તમને (તેની નિશાની) બતાવે તો ઠીક, નહીં તો પોતાના ઉપયોગમાં લઈ લો. તેણે પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! ગુમ થયેલી બકરીઓનો શું હુકમ છે ? ફરમાવ્યું : તારા માટે અથવા તારા ભાઈ માટે અથવા વરૂ માટે છે. તેણે કહ્યું કે, ગુમ થયેલ ઊંટનો શું હુકમ છે ? આ સાંભળીને મુબારક ચહેરાનો રંગ બદલાય ગયો અને ફરમાવ્યું : તને એની શું પડી છે ? તેની પાસે તેની મશક અને જોડા છે. પાણી પાસે જઈને પાણી પી લેશે અને ઝાડોના પાંદડાં ખાશે.

## ગુમ થયેલ બકરીનો હુકમ

(૨૦૫/૨૭૧૭) હઝરત ઝૈદ ઈબ્ને ખાલિદ કહે છે કે, હુઝૂર (સલ.)ને પડેલી વસ્તુનો હુકમ પૂછવામાં આવ્યો ત્યારે આપે ફરમાવ્યું કે, એની થેલી અને બંધન ઓળખી લો. એક વરસ સુધી લોકોમાં એની જાહેરાત કરો. અમાનતરૂપે એને રાખો. જો તે વસ્તુ કોઈની ઓળખાણમાં ન આવે તો મેળવનાર ખર્ચ કરી શકે છે.

તે માણસે પૂછ્યું કે, ગુમ થયેલ બકરીનો શું હુકમ છે ? ફરમાવ્યું : એને પકડી લો. કારણ કે, તે ક્યાં તો તમારા માટે છે અથવા તમારા ભાઈ માટે અથવા વરૂ માટે છે. તેણે પૂછ્યું, ગુમ થયેલ ઊંટનો શું હુકમ છે ? ફરમાવ્યું : તેને રહેવા દો. તેની સાથે તેની મશક અને મોઝા છે. પાણી પાસે જઈને પાણી પીશે અને ઝાડોના પાંદડાં ખાશે. અહીં સુધી કે માલિકને મળી જશે.

**જો પડેલી વસ્તુનો માલિક એક વરસ સુધી ન મળે તો તે વસ્તુ મેળવનારની છે**

(૨૦૬/૨૦૧૮) હઝરત ઝૈદ ઈબ્ને ખાલિદ (રદિ.) કહે છે કે, એક માણસે પવિત્ર સેવામાં હાજર થઈને પડેલી વસ્તુનો હુકમ પૂછયો. હુઝૂરે ફરમાવ્યું કે, તેની થેલી અને બંધન ઓળખી લો અને એક વરસ સુધી જાહેરાત કરો. જો માલિક આવી જાય તો ઠીક, નહીં તો તમારા કામમાં લઈ લો. તેણે ગુમ થયેલ બકરીનો હુકમ પૂછયો. ફરમાવ્યું : તે તમારી છે અથવા તમારા ભાઈ માટે અથવા વરૂ માટે છે. તેણે ગુમ થયેલ ઊંટનો હુકમ પૂછયો. ફરમાવ્યું : તમને એની શી જરૂર ? તેની મશક અને જોડા તેની પાસે છે. પાણી પાસે જઈને (પાણી) પીશે અને ઝાડોના પાંદડાં ખાશે. અહીં સુધી કે મૂળ માલિકને મળી જશે.

**જો દરિયામાં કોઈ લાકડું, કોરડો વગેરે મળી આવે તો શું કરે ?**

(૨૦૭/૨૦૧૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે બની ઈસ્રાઈલના એક માણસનો ઉલ્લેખ કરીને બયાન કર્યું કે તે માણસ (લેણદાર) જ્યારે દરિયા તરફ એવા ઈરાદાથી ગયો કે, કદાચ કોઈ વહાણ એનો માલ લાવ્યું હોય. તેણે એક લાકડું આવતું જોયું તો ઘરના ઈંધણ માટે તે લઈ આવ્યો. ફાડીને જોયું તો માલ અને (દેવાદારનો) પત્ર નીકળ્યો.

**જો કોઈ ખજુર રસ્તામાં મળી આવે તો શું હુકમ છે ?**

(૨૦૮/૨૦૨૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એકવાર રસ્તામાં જઈ રહ્યા હતા. એવામાં એક ખજુર પડેલું જોયું. આપે ફરમાવ્યું કે, જો મને એવો વિચાર ન હોત કે, એ સદકાનું ખજુર હશે તો હું એને ખાઈ લેત.

(૨૦૯/૨૦૨૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, (કદી) જ્યારે હું મારા ઘરમાં જાઉં છું ત્યારે મારા બિસ્તરા પર પડેલું ખજુર જોઉં છું. ખાવા માટે તેને ઉઠાવું છું, પરંતુ પછી ડર લાગે છે કે, ક્યાંક એ સદકાનું ન હોય. એટલે ફેંકી દઉં છું.



**મક્કાવાળાઓની પડેલી વસ્તુની કેવી રીતે જાહેરાત કરવામાં આવે ?**

(૨૧૦/૨૦૨૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મક્કાની પડેલી વસ્તુ તે જ ઉઠાવી શકે છે જે એની જાહેરાત કરવા માંગે. બીજી એક રિવાયતમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મક્કાના ઝાડો કાપવામાં ન આવે. ત્યાંનો શિકાર હાંકવામાં ન આવે. ત્યાંનું ઘાસ કાપવામાં ન આવે. જાહેરાત કરનાર સિવાય બીજું કોઈ ત્યાં પડેલી વસ્તુ ઉઠાવે નહીં. હઝરત અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઈઝખિરને બાકાત રાખો. ફરમાવ્યું : હા, ઈઝખિર બાકાત છે.

(૨૧૧/૨૦૨૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જ્યારે ખુદા તઆલાએ હુઝૂરના હાથે મક્કા પર વિજય અપાવ્યો ત્યારે હુઝૂર લોકોની મેદની સામે (ખુત્બો પઢવા) ઉભા થયા. પ્રથમ ખુદા તઆલાના વખાણ કર્યા. પછી ફરમાવ્યું કે, ખુદા તઆલાએ મક્કામાં લડાઈ રોકી છે. પોતાના રસૂલને અને મુસલમાનોને મક્કા પર વિજય અપાવ્યો છે. મક્કા ન મારાથી પહેલાં કોઈના માટે હલાલ હતું, ન મારા પછી કોઈના માટે હલાલ થશે. મારા માટે પણ દિવસની ફક્ત એક પળ માટે હલાલ થયું હતું. હવે અહીંનો શિકાર હાંકવામાં ન આવે. અહીંનું ઘાસ કાપવામાં ન આવે અને જાહેરાત કરનાર સિવાય બીજું કોઈ અહીં પડેલી વસ્તુ ઉઠાવે નહીં, પરંતુ જો કોઈનો કોઈ માણસ માર્યો જાય તો બે વાતોમાંથી જેને સારી સમજે તેને અપનાવે. ક્યાં તો વળતર લઈ લે અથવા બદલો વસૂલ કરે. હઝરત અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઈઝખિરને બાકાત રાખો. કારણ કે, અમે તેને આપણા કબ્રસ્તાનો અને મકાનોના કામમાં લઈએ છીએ. ફરમાવ્યું : હા, ઈઝખિર એમાંથી બાકાત છે. આ સાંભળીને અબૂ શાહ નામના એક યમની માણસે વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! એ (હુકમો) મને લખાવી દો. આપે ફરમાવ્યું કે, અબૂ શાહને લખાવી દો. રાવી કહે છે : મેં અવઝાઈને પૂછ્યું કે, અબૂ શાહ શું લખાવવા માંગતો હતો ? અવઝાઈએ જવાબ આપ્યો કે, હુઝૂરનો તે પૂરો ખુત્બો જે તેણે પોતે સાંભળ્યો હતો.

**કોઈનું જાનવર તેની રજા વગર દોહવામાં આવે નહીં**

(૨૧૨/૨૦૨૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે કોઈ માણસ કોઈનું જાનવર તેની રજા વગર દોહવે નહીં.

આ વાત કોણ પસંદ કરી શકે છે કે, કોઈ તેની કોટડીમાં આવીને ગોડાઉન તોડીને ખાવા-પીવાની વસ્તુઓ કાઢીને લઈ જાય. હકીકતમાં જાનવરોના બાવલાં પોતાની અંદર લોકોનો ખોરાક તૈયાર રાખે છે. જેથી કોઈ માણસ બીજાની રજા વગર તેના જાનવરને દોહવે નહીં.

**જો એક વર્ષ પછી પડેલી વસ્તુનો માલિક આવી જાય તો તેને આપી દેવી જોઈએ. કારણ કે, એ અમાનત છે**

(૨૧૩/૨૭૨૫) હઝરત ઝૈદ ઈબ્ને ખાલિદ કહે છે કે, એક માણસે હુઝૂરને પડેલી વસ્તુઓનો હુકમ પૂછયો. આપે ફરમાવ્યું કે, એક વરસ સુધી એની જાહેરાત કરો. પછી તેની થેલી અને ઢાંકણું યાદ રાખો. જો માલિક આવે તો આપી દો, નહીં તો તમારા કામમાં લઈ લો. તેણે ગુમ થયેલ બકરીઓનો હુકમ પૂછયો. ફરમાવ્યું કે, તેમને પકડી લો. કારણ કે, ક્યાં તો તે તમારા માટે છે અથવા તમારા ભાઈ માટે અથવા વરૂ માટે છે. તે માણસે ખોવાયેલા ઊંટનો હુકમ પૂછયો ત્યારે હુઝૂરને ગુસ્સો આવ્યો. અહીં સુધી કે મુબારક ચહેરો લાલ થઈ ગયો અને ફરમાવ્યું : તને એની શું પડી છે ? એના જોડા અને એની મશક એની સાથે છે. માલિકને તે પોતે મળી જશે.

**શું એ જાઈઝ છે કે, પડેલી વસ્તુ પોતે ઉઠાવી લે અને પડી ન રહેવા દે, જેથી અયોગ્ય માણસના હાથ ચઢી જાય નહીં**

(૨૧૪/૨૭૨૬) સુવૈદ ઈબ્ને ગફલા કહે છે કે, એક જિહાદમાં હું સુલયમાન ઈબ્ને રબીઅહ અને ઝૈદ ઈબ્ને સૂહાન સાથે હતો. એવામાં મને એક કોરડો મળ્યો. બંને સજ્જનોએ કહ્યું, ફેંકી દો. મેં કહ્યું, નહીં. જો માલિક મળી ગયો તો તેને આપી દઈશ, નહીં તો મારા કામમાં લાવીશ. જેથી અમે જિહાદમાંથી પાછા ફર્યા અને હજ્જ કરી લીધી ત્યારે હું મદીના ગયો અને હઝરત ઉબય ઈબ્ને કઅબને મસ્અલો પૂછયો. હઝરત ઉબયે કહ્યું, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મને એક કમર થેલી મળી હતી, જેમાં સો અશરફીઓ હતી. હું લઈને હુઝૂરની સેવામાં હાજર થયો. આપે ફરમાવ્યું : એક વરસ સુધી એની જાહેરાત કરો. મેં એક વરસ સુધી જાહેરાત કરી. લઈને ફરી હુઝૂરની સેવામાં હાજર થયો. ફરમાવ્યું : હજુ એક વરસ જાહેરાત કરો. મેં ફરી એક વરસ સુધી જાહેરાત કરી. ફરી ત્રીજી વાર લઈને પવિત્ર સેવામાં ગયો. ફરમાવ્યું : હજુ એક વરસ જાહેરાત કરો. છેવટે હું ચોથી વાર હાજર થયો ત્યારે ફરમાવ્યું કે, એની ગણતરી યાદ રાખો. થેલી અને ઢાંકણું ઓળખી લો. જો માલિક આવી જાય તો ઠીક, નહીં



તો તમારા કામમાં લઈ લેશો. બીજી એક રિવાયતમાં છે કે, સુવૈદ ઈબ્ને ગફલા કહે છે : ખબર નથી કે, હુઝૂરે એક વરસ જાહેરાત કરવા કહ્યું હતું કે ત્રણ વરસ ?

**જો પડેલી વસ્તુ ઉઠાવીને લોકોમાં જાહેરાત કરે અને હાકિમને ન આપે તો શું હુકમ છે ?**

(૨૧૫/૨૭૨૭) હઝરત ઝૈદ ઈબ્ને ખાલિદ કહે છે કે, એક ગામડિયાએ પડેલી વસ્તુનો હુકમ હુઝૂર (સલ.)ને પૂછયો. આપે ફરમાવ્યું કે, એક વરસ એની જાહેરાત કરો. જો કોઈ માણસ આવીને તમને એની થેલી અને ઢાંકણાની નિશાની બતાવે તો તેને આપી દો. નહીં તો તમારા ઉપયોગમાં લઈ લો. તે માણસે ગુમ થયેલા ઊંટનો હુકમ પૂછયો. આ સાંભળીને મુબારક ચહેરાનો રંગ બદલાઈ ગયો અને ફરમાવ્યું કે, તને એની શી જરૂર ? એની મશક અને એના જોડા એની સાથે છે. પાણી પાસે જઈને પાણી પીશે અને ઝાડના પાંદડાં ખાશે. તું એને છોડી દે. જેથી માલિકને તે મળી જાય. તેણે ગુમ થયેલી બકરીનો હુકમ પૂછયો. આપે ફરમાવ્યું કે, તે તારી છે અથવા તારા ભાઈની અથવા વરૂની.

(૨૧૬/૨૭૨૮) સિદ્દીકે અકબર (રદિ.) કહે છે કે, એક વાર હું જઈ રહ્યો હતો. અચાનક એક ભરવાડ મળ્યો, જે બકરીઓ હાંકીને લઈ જઈ રહ્યો હતો. મેં પૂછયું, તું કોનો નોકર છે ? તેણે જવાબ આપ્યો કે, એક કુરેશી માણસનો. (હઝરત સિદ્દીકે અકબરે કુરેશીનું નામ લીધું હતું, પરંતુ રાવી ભૂલી ગયો) મેં કહ્યું કે, તારી બકરીઓમાંથી કોઈની પાસે દૂધ છે ? તેણે કહ્યું, જી હા. મેં કહ્યું, તું દોહીને મને આપી શકે છે ? તેણે કહ્યું, જી હા. મેં તેને દોહવાનો હુકમ આપ્યો. તે બકરીની પાછળ દોહવા માટે જઈને બેઠો. મેં તેને હુકમ આપ્યો કે, બકરીના બાવલા પરથી ધૂળ ખંખેરી નાંખ અને તારા હાથ પણ સાફ કરી લે. તેણે મારા કહેવાથી એક હાથ બીજા હાથ પર મારીને સાફ કર્યા અને લગભગ એક પ્યાલું મને દોહીને આપ્યું. મારી પાસે રસૂલુલ્લાહ (સલ.) માટે એક વાસણ હતું, જેના મોં પર કપડું ઢાંકેલું હતું. મેં તેમાંથી થોડુંક પાણી દૂધ પર નાખ્યું. જ્યારે દૂધ ઠંડું થઈ ગયું ત્યારે લઈને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં આવ્યો અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ પી લો. હુઝૂરે દૂધ પી લીધું અને મારું દિલ ખુશ થયું.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**ઝુલ્મ અને તેના બદલાનું બયાન**

**ઝુલ્મ કરવાનું અને પારકો માલ છીનવી લેવાનું બયાન**

ખુદા તઆલા ફરમાવે છે : 'વ

**લાતહસબન્ન લ્લાહ ગાફિલન અમ્મા યઅ્મલુઝ ઝાલિમૂન. ઈન્નમા નુઅખ્ખિરૂહુમ લિયવમિન તશ્ખસુ ફીહિલ અબ્સારૂ. મુહતિઈન મુકનિઈ રૂઉસિહિમ લાયરતદ્દુ ઈલયહિમ તરફુહુમ વ અફઈદતુહુમ હવાઉન વઅન્ઝિરિ ન્નાસ યવ્મ યઅતીહિમુલ અઝાબુ ફયકૂલુ લ્લઝીન ઝલમૂ રબ્બના અખ્ખિરના ઈલા અજલિન કરીબિન નુજિબ દઅ્વતક વ નત્તબિઈર્રૂસુલ ઈન્ન લ્લાહ અઝીઝુન ઝૂન્તિકામ'** ઉિંવા **અન્યાયના કામોથી તમે ખુદા તઆલાને ગાફિલ સમજો નહીં. ખુદા તઆલાએ તેમને ફકત તે દિવસ સુધી મહેતલ આપી છે જેમાં આંખો ઉપર તરફ ઉઠશે અને નઝર પાછી આવશે નહીં. માથું ઉંચું રાખીને જલદી જલદી ભાન ભૂલીને નાસતા હશે. તમે લોકોને તે દિવસની બીક બતાવો જે દિવસે અઝાબ આવશે. અન્યાયી લોકો કહેશે કે, એય અમારા પાલનહાર ! અમને થોડી મુદ્દતની મહેતલ આપ. જેથી અમે તારા આમંત્રણનો સ્વીકાર કરીએ અને પયગમ્બરોની વાત પર અમલ કરીએ. મુજાહિદ કહે છે કે, ઉપરોકત આયતમાં 'મુહતિઈન'નો અર્થ એ છે કે, બરાબર જોતા રહેશે. બીજા લોકોએ એવો અર્થ બતાવ્યો છે કે, જલદી કરતા હશે.**

## ઝુલ્મના બદલાનું બયાન

(૨૧૭/૨૭૨૯) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે મુઅમિનો દોઝખમાંથી છુટકારો મેળવીને જન્નત તરફ જશે ત્યારે જન્નત અને દોઝખની વચ્ચે એક પુલ પર તેમને રોકવામાં આવશે. ત્યાં એકબીજા પાસેથી પરસ્પરના હક્કોનો બદલો અપાવવામાં આવશે. છેવટે જ્યારે પાક-સાફ થઈ જશે ત્યારે જન્નતમાં જવાની રજા મળશે. તે ખુદાની કસમ જેના કબજામાં મુહમ્મદનો જાન છે, દરેક માણસ જેવી રીતે દુનિયામાં પોતાના મકાનને ઓળખતો હતો તેનાથી વધુ સારી રીતે જન્નતમાં પોતાના મકાનને ઓળખશે.

## ખુદા તઆલા ફરમાવે છે : 'અલા લઅ્નતુ લ્લાહિ અલઝ ઝાલિમીન' ઉિંવા સાંભળી લો કે ઝાલિમો પર ખુદાની લાનત છે.

(૨૧૮/૨૭૩૦) હઝરત સફવાન માઝની કહે છે કે, હું હઝરત ઈબ્ને ઉમર (રદિ.)નો હાથ પકડીને ક્યાંક જઈ રહ્યો હતો. સામેથી એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો કે, શું તમને નબીનું તે ફરમાન યાદ છે, જેમાં (ખુદા તઆલા અને બંદા વચ્ચે કિયામતના દિવસે) કાનમાં વાત થવાનો ઉલ્લેખ છે ? મેં કહ્યું, હા, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, ખુદા તઆલા (કિયામતના દિવસે) મુઅમિનને પોતાની નજીક રાખશે અને પોતાની રહમતના છાંયડા હેઠળ રાખીને પૂછશે કે, શું તને તારા ફલાણા ફલાણા ગુનાહો યાદ છે ? બંદો કહેશે : જી હા, મારા પાલનહાર ! જ્યારે ખુદા તઆલા તેની પાસે તેના ગુનાહોનો સ્વીકાર કરાવી લેશે અને બંદો વિચાર કરશે કે, હવે હું તબાહ થઈ ગયો, ત્યારે ફરમાવશે : મેં દુનિયામાં પણ તારા ગુનાહો છુપાવ્યા હતા, આજે હું તેને માફ કરૂં છું. તે પછી નેકીઓનું આ'માલનામું તેને આપવામાં આવશે. કાફિરો અને મુનાફિકો વિષે ગવાહો (પયગમ્બરો અને ફરિશ્તાઓ) કહેશે કે, તેમણે તેમના પાલનહારને જૂઠો ઠેરવ્યો હતો. સાંભળી લો, ઝાલિમો પર ખુદાની લાનત છે.

## કોઈ મુસલમાન કોઈ મુસલમાન પર ઝુલ્મ કરે નહીં અને તેને મદદ વગરનો છોડે નહીં

(૨૧૯/૨૭૩૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુસલમાન મુસલમાનનો ભાઈ છે. જેથી તેના પર ઝુલ્મ કરે નહીં અને તેને બેમદદ છોડે નહીં. જે માણસ પોતાના ભાઈનું કામ કરી આપશે તેનું કામ ખુદા તઆલા પૂરૂં કરશે. જે માણસ કોઈ મુસલમાનની મુશ્કેલી આસાન કરશે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેની મુશ્કેલી આસાન કરશે. જે માણસ કોઈ મુસલમાનની એબ ઢાંકશે, કિયામતના દિવસે ખુદા તઆલા તેની એબ ઢાંકશે.

## તમારો ભાઈ ઝાલિમ હોય કે મઝલૂમ (પીડિત), ગમે તે હાલતમાં તેની મદદ કરો

(૨૨૦/૨૭૩૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પોતાના ભાઈની મદદ કરો, ઝાલિમ હોય કે મઝલૂમ.

(૨૨૧/૨૭૩૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારા ભાઈની મદદ કરો, ઝાલિમ હોય કે મઝલૂમ. એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો મઝલૂમ હોય તો અમે મદદ કરી શકીએ છીએ; ઝાલિમ હોય તો કેવી રીતે મદદ કરીએ ? ફરમાવ્યું કે, તેના બંને હાથ પકડી લો.

## મઝલૂમ (પીડિત)ને મદદ કરવી

(૨૨૨/૨૭૩૪) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ અમને સાત વાતો કરવાનો

હુકમ આપ્યો છે અને સાત વાતોની મનાઈ ફરમાવી છે. જેથી આપે બીમારની ખબર લેવાની, જનાઝા સાથે જવાની, છીંકનારને જવાબ આપવાની, સલામનો જવાબ આપવાની, મઝલૂમની મદદ કરવાની, દઅવત આપનારની દઅવત કબૂલ કરવાની અને કસમ ખાનારની કસમ પૂરી કરવાની વાત કરી.

(૨૨૩/૨૭૩૫) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક મુઅમિન બીજા મુઅમિન માટે ઈમારતના પાયાની જેમ છે કે, એકબીજાને મઝબૂત કરે છે. હુઝૂરે આ કહેતી વખતે પોતાની આંગળીઓ એકબીજામાં નાખીને બતાવી હતી.

**ઝાલિમ પાસેથી બદલો લેવાનું બયાન**

ખુદા તઆલા ફરમાવે છે : **'લા યુહિબ્બુ લ્લાહુલ જહ્ર બિસ્સૂઈ મિનલ કવલિ ઈલ્લા મન ઝુલિમ વ કાન લ્લાહુ સમીઅમ બસીરા.'** કિવા **ખુદા તઆલા ખરાબ વાત જોરથી કહેવાનું પસંદ કરતા નથી. હા, જો મઝલૂમ હોય (તો આ હુકમમાંથી બાકાત છે) ખુદા તઆલા સાંભળે છે અને જાણે છે. બીજી આયતમાં છે : 'વ લ્લઝીન ઈઝા અસાબહુમુલ બગ્યુ હુમ યન્તસિરૂન'** કિવા **જે લોકો ઉપર ઝુલ્મ થાય છે તે બદલો લે છે.**

(૨૨૪/૨૭૩૬) ઈબ્રાહીમ નખઈ કહે છે કે, સહાબા ઝલીલ થવાનું ખરાબ ગણતા હતા, પરંતુ જ્યારે તેઓ કાબુ ધરાવતા હતા ત્યારે માફ કરી દેતા હતા.

**મઝલૂમને માફ કરી દેવાનું બયાન**

ખુદા તઆલા ફરમાવે છે : **'ઈન તુબ્દૂ ખય્રન અવ તુખ્ફૂહુ અવ તઅફૂ અન સૂઈન ફઈન્ન લ્લાહ કાન અફુવ્વન કદીરા'** કિવા **તમે નેકી જાહેર કરીને કરો અથવા છુપાવીને અથવા બુરાઈને માફ કરો. ખુદા તઆલા પણ માફ કરનાર અને કાબૂ ધરાવનાર છે. બીજી જગ્યાએ આવ્યું છે : 'વ જઝાઉ સયિયઅતિન સય્યિઅતુમ મિસ્લુહા ફમન અફા વ અસ્લહ ફઅજરૂહુ અલ લ્લાહિ ઈન્ન લ્લાહ લાયુહિબ્બુઝ ઝાલિમીન.'** કિવા **બુરાઈનો બદલો સરખી બુરાઈથી આપવો જાઈઝ છે, પરંતુ જે માણસ માફ કરે અને સુધારે તેનો સવાબ અલ્લાહના ઝિમ્મે છે. ખુદા તઆલા ઝાલિમોને પસંદ કરતો નથી.**



**કિયામતના દિવસે ઝુલ્મ અંધકાર બની જશે**

(૨૨૫/૨૭૩૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે ઝુલ્મ અંધકાર બની જશે.

**મઝલૂમની બદદુઆથી ડરવા અને બચવાનું બયાન**

(૨૨૬/૨૭૩૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જ્યારે હઝરત મુઆઝ (રદિ.)ને રસૂલુલ્લાહ (સલ.)એ યમન મોકલ્યા ત્યારે ફરમાવ્યું, મઝલૂમની બદદુઆથી બચશો. કારણ કે, તેની અને ખુદા તઆલાની વચ્ચે કોઈ અંતરાય નથી.

**જો કોઈએ કોઈના પર કંઈ ઝુલ્મ કર્યો અને મઝલૂમ માફ કરી દે તો શું માફ કરવા માટે વિગતવાર બયાનની જરૂર છે ?**

(૨૨૭/૨૭૩૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ પર કોઈ ભાઈનો કોઈ હક હોય, આબરૂ વિશે હોય તો તે સિવાય (જાન માલ વિશે હોય) તો તેને જોઈએ કે તે દિવસ પહેલાં માફ કરાવી લે જ્યારે કે ન દીનાર હશે ન દિરહમ. જો તેની પાસે નેકીઓ હશે તો હક પ્રમાણે હકદારને આપવામાં આવશે અને નેકીઓ નહીં હોય તો હકદારની થોડીક બુરાઈઓ લઈને તેના પર નાખી દેવામાં આવશે.

**જો મઝલૂમ ઝાલિમને માફ કરી દે તો પછી પોતાની વાતથી ફરી શકતો નથી**

(૨૨૮/૨૭૪૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, નીચેની આયત **'વ ઈનિ મ્રઅતુન ખાફત મિમ બઅ્લિહા નુશૂઝન અવ ઈઅ્રાદન'**નો અર્થ એ છે કે, જો કોઈ ઓરત પોતાના પતિ તરફથી થતી અવગણના જોઈને એવો વિચાર કરે કે, હવે એ મને તલાક આપી દેશે તો તેને કહી દે કે, તમે મને તલાક ન આપો. હું તમારા પરના મારા હકો માફ કરું છું, તો જાઈઝ છે.

**જો કોઈ વાતની રજા આપી અથવા (કર્ઝ વગેરે) માફ કરી દીધું અને વિગત બયાન કરી નહીં તો શું હુકમ છે ?**

(૨૨૯/૨૭૪૧) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં થોડુંક શરબત રજૂ કરવામાં આવ્યું. તે વખતે હુઝૂરની જમણી બાજુએ એક છોકરો અને ડાબી બાજુએ કેટલાક ઘરડા માણસો બેઠા હતા. આપે થોડુંક શરબત પી ને છોકરાને કહ્યું, શું તમારી રજા છે, હું (આ બાકીનું) લોકોને આપી દઉં ? છોકરાએ જવાબ આપ્યો : નહીં, હું આ ભેટ માટે તો બીજા કોઈ

માણસને મારી જાત પર અગ્રીમતા આપીશ નહીં. હુઝૂરે તે પ્યાલું તે છોકરાના હાથમાં આપી દીધું.

**કોઈ માણસની જમીન ઝુલ્મ કરીને છીનવી લેવાનો ગુનોહ**

(૨૩૦/૨૦૪૨) હઝરત સઈદ ઈબ્ને ઝૈદ કહે છે : મેં નામદાર હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, જે માણસ ઝુલ્મ કરીને (કોઈની) જમીન લઈ લેશે તેની ગરદનમાં (કિયામતના દિવસે) જમીનના સાત ભાગોનો ફંદો નાખવામાં આવશે.

(૨૩૧/૨૦૪૩) હઝરત અબૂ સલમહ (રદિ.) કહે છે કે કેટલાક લોકો સાથે (જમીન અંગે) મારો ઝઘડો હતો. મેં હઝરત આઈશા (રદિ.)ને એની વાત કરી. તેમણે કહ્યું : અબૂ સલમહ, જમીન (ના ઝઘડાઓ)થી બચો. કારણ કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જે માણસ કોઈની વેંત જેટલી જમીન ઝુલ્મથી લઈ લેશે તેને જમીનના સાત ભાગોનો ફંદો પહેરાવવામાં આવશે.

(૨૩૨/૨૦૪૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કોઈની જમીન નાહક છીનવી લેશે તેને કિયામતના દિવસે સાત જમીનો સુધી ધસાવી દેવામાં આવશે.

**જો કોઈ માણસ બીજાને કોઈ વાતની રજા આપે તો રજા પ્રમાણે કામ કરવું જાઈઝ છે**

(૨૩૩/૨૦૪૫) હઝરત જબલ કહે છે કે, એકવાર અમે થોડાક ઈરાકીઓ સાથે મદીનામાં હતા કે દુકાળ પડયો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર (રદિ.) અમને ખજૂર ખાવા આપતા હતા. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) જ્યારે અમારા તરફથી પસાર થતા હતા ત્યારે કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ એકસામટું બે ખજૂર (બે પેશીઓ) ખાવાની મનાઈ ફરમાવી છે. હા, જો સાથે ખાનાર માણસ રજા આપે તો ઠીક.

(૨૩૪/૨૦૪૬) હઝરત અબૂ મસ્ઉદ (રદિ.) કહે છે કે, અબૂ શુએબ અનસારીનો એક ગુલામ કસાઈ હતો. એક દિવસ અબૂ શુએબે પોતાના ગુલામને કહ્યું કે, મારો ઈરાદો રસૂલે અકરમ (સલ.)ને દઅવત આપવાનો છે. તમે પાંચ માણસોનું ખાણું તૈયાર કરો. આશા છે કે, પાંચમાં માણસ રસૂલુલ્લાહ (સલ.) હશે. દઅવતનું કારણ એ છે કે, મેં હુઝૂરના મુબારક ચહેરા પર ભૂખના ચિન્હો જોયાં હતાં. જેથી અબૂ શુએબે હુઝૂરને દઅવત આપી. મહેમાનોની સાથે એક વણ બોલાવ્યો માણસ પણ ચાલ્યો ગયો. હુઝૂરે અબૂ શુએબને કહ્યું કે, આ માણસ અમારી સાથે આવી ગયો છે. શું તમે એને રજા આપો છો ? અબૂ શુએબે કહ્યું : જી હા.



આયત **'વ હુવ અલદુલ ખિસામ'**ની તફસીર

(૨૩૫/૨૦૪૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ સૌથી વધુ લડાઈખોર અને ઝઘડાખોર હોય તે ખુદાની નજીક સૌથી વધુ ખરાબ છે.

**જાણી જોઈને ખોટી વાત પર ઝઘડો કરનારના ગુનાહનું બયાન**

(૨૩૬/૨૦૪૮) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, એકવાર હુઝૂર (સલ.)એ મુબારક કમરાના દરવાજા પાસે ઝઘડો થવાનો અવાજ સાંભળ્યો. આપ બહાર નીકળ્યા અને ફરમાવ્યું : હું પણ માણસ જ છું. ઝઘડો લઈને કેટલાક લોકો મારી પાસે આવે છે. કેટલાક માણસો બીજાઓની સરખામણીમાં ઘણું સારૂં વર્ણન કરી શકે છે, એટલે શકય છે કે, તેના વર્ણનથી મને તેના સાચા હોવાનું અનુમાન થાય અને હું તેની તરફેણમાં ચુકાદો આપી દઉં. જેથી જો કોઈ મુસલમાન વિરુદ્ધ હું કોઈને ચુકાદો આપી દઉં તો તે આગનો એક ટુકડો છે. ચુકાદો મેળવનારનું દિલ ઈચ્છે તો લઈ લે અને દિલ ઈચ્છે તો છોડી દે.

**ઝઘડો કરતી વખતે બુરું-ભલું કહેવું અને ગાળ-ગલોચ કરવી જાઈઝ નથી**

(૨૩૭/૨૦૪૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસમાં ચાર વાતો હશે તે (પૂરો) મુનાફિક હશે અને જે માણસમાં તેમાંની એક હશે તેમાં નિફાકની એક વાત હશે. ૧. વાત કરે તો જૂઠું બોલે. ૨. વાયદો કરે તો પૂરો ન કરે. ૩. વચન આપે તો ભંગ કરે. ૪. ઝઘડો કરે ત્યારે બેહૂદા બકવાસ કરે.

**શું મઝલૂમ ઝાલિમના માલમાંથી તક મળતાં પોતાના માલના બદલામાં કંઈ લઈ શકે છે ?**

(૨૩૮/૨૦૫૦) ઈબ્ને સીરીનનું કથન છે કે, પોતાના માલનો બદલો લઈ લેવો જાઈઝ છે. ખુદા તઆલા ફરમાવે છે : **વ ઈન આકબ્તુમ ફઆકિબૂ બિમિસ્લિ મા ઊકિબ્તુમ બિહિ** કિવા જો તમે બદલો લો તો એટલો બદલો લો જેટલી તમને તકલીફ પહોંચી છે.

(૨૩૯/૨૦૫૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, એક વાર હિન્દાએ હાજર થઈને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અબૂ સુફયાન કંજુસ માણસ છે. જો હું તેના માલમાંથી છૂપી રીતે લઈને પોતાના બાળકોને ખવડાવું તો કંઈ ગુનોહ છે ? હુઝૂરે ફરમાવ્યું : જો તમે નિયમ મુજબ ખવડાવશો તો કોઈ ગુનોહ નથી.

(૨૪૦/૨૭૫૨) હઝરત ઉકબા ઈબ્ને આમિર (રદિ.) કહે છે : અમે પવિત્ર સેવામાં વિનંતી કરી, યા રસૂલલ્લાહ ! આપ અમને અમુક અમુક જગ્યાએ મોકલો છો. કદી કદી અમે એવા લોકો પાસે પણ જઈને ઉતરીએ છીએ, જેઓ અમારી મહેમાની કરતા નથી. હવે અમે આવી સ્થિતિમાં શું કરીએ ? ફરમાવ્યું, જો તમે કોઈ કોમ પાસે જઈને ઉતરો અને મહેમાનની જેમ તમને ખાણું વગેરે આપવામાં આવે તો કબૂલ કરો, નહીં તો તેમની પાસેથી મહેમાનીનો હક (બળજબરીથી) વસુલ કરો નહીં.

## સામાન્ય છાંયડાવાળી બેઠકનું બયાન

(૨૪૧/૨૭૫૩) રસૂલુલ્લાહ (સલ.) અને સહાબાએ કિરામ (રદિ.) બની સાઈદાની બેઠકમાં બેઠા હતા.

(૨૪૨/૨૭૫૪) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની વફાત પછી અનસાર બની સાઈદાની બેઠકમાં ભેગા થયા. મેં સિદ્દીકે અકબરને કહ્યું કે, તમે પણ ત્યાં ચાલો, જેથી અમે બની સાઈદાની બેઠકમાં અનસાર પાસે આવી ગયા.

## કોઈ પડોશી પોતાના પડોશીને દીવાલમાં ખૂંટી ઠોકવાથી રોકે નહીં

(૨૪૩/૨૭૫૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, કોઈ માણસ પોતાની દીવાલમાં લાકડું ઠોકવાથી પડોશીને રોકે નહીં. હઝરત અબૂ હુરૈરા (રદિ.)એ જ્યારે આ હદીસ બયાન કરી ત્યારે લોકોએ મસ્તક નીચે ઝુકાવી લીધું. એ પરથી હઝરત અબૂ હુરૈરા (રદિ.)એ કહ્યું : શું વાત છે, શું તમે આ સુન્નતથી મોં ફેરવી લો છો ? ખુદાની કસમ ! આ સુન્નત તો હું તમારા બંને ખભાઓની વચ્ચે ફેંકીશ. (કિંવા બધા લોકોમાં એનો પ્રચાર કરીશ.)

## રસ્તામાં શરાબ ઢોળવાનું બયાન

(૨૪૪/૨૭૫૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હું અબૂ તલહાના ઘરમાં બધા માણસોને પીવડાવનાર હતો. તે મહેફિલમાં કાચા ખજૂરની શરાબ પીવાઈ રહી હતી. એવામાં હુઝૂરે એક જાહેરાતદાર પાસે જાહેરાત કરાવી કે, શરાબ હરામ થઈ ગઈ. આ સાંભળીને અબૂ તલહાએ મને કહ્યું કે, જાઓ, બહાર નીકળીને શરાબ ઢોળી દો. જેથી મેં બહાર નીકળીને ઢોળી દીધી. તે શેરીમાં વહેવા લાગી. એક માણસે કહ્યું કે, જે લોકોના પેટોમાં શરાબ છે, જાણે કે તે કત્લ થઈ ગયા. તેના જવાબમાં ખુદા તઆલાએ આ આયત ઉતારી : **લયસ અલ લ્લઝીન આમનૂ વ અમિલૂ સ્સાલિહાતિ જુનાહુન ફીમા તઈમૂ** કિંવા જે લોકો મુસલમાન થઈને નેક બની ગયા તેમના



ઉપર ખાધેલાનો ગુનોહ નથી. (પહેલાં જે કંઈ ખાધું તે ખાઈ લીધું.)

## ઘરની સહેનમાં અને રસ્તા પર બેસવાનું બયાન

(૨૪૫/૨૭૫૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ પોતાના ઘરની સહેનમાં એક મસ્જિદ બનાવી હતી અને તેમાં નમાઝ પઢતા હતા. મુશ્રિકોની ઓરતો અને બાળકો તેમની આજુબાજુ ભેગાં થતાં હતાં અને ખુશ થતાં હતાં. હુઝૂર (સલ.) તે વખતે મક્કામાં હતા.

(૨૪૬/૨૭૫૮) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમે લોકો રસ્તા પર બેસવાથી દૂર રહો. લોકોએ કહ્યું : હુઝૂર અમે એ માટે તો મજબૂર છીએ. અમારી મહેફિલો ત્યાં થાય છે. ત્યાં બેસીને અમે વાતચીત કરીએ છીએ. જો બેઠા વગર તમે માનતા નથી તો રસ્તાનો હક અદા કરો. લોકોએ પૂછયું કે, રસ્તાનો શું હક છે ? ફરમાવ્યું : આંખો બંધ કરી લેવી. કોઈને તકલીફ આપવી નહીં. સલામનો જવાબ આપવો, નેકીની નસીહત કરવી અને બુરાઈથી રોકવું.

## રસ્તામાં કુવો ખોદવો, એ શરતે કે તેનાથી કોઈને તકલીફ પહોંચે નહીં

(૨૪૭/૨૭૫૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસને રસ્તામાં ખૂબ તરસ લાગી તો તેણે એક કુવામાં ઉતરીને પાણી પીધું અને નીકળ્યો. નીકળ્યો જ હતો કે, એક કુતરાને સખ્ત તરસના કારણે માટી ચાટતો જોયો. કહેવા લાગ્યો કે, તરસના કારણે જે હાલત મારી થઈ હતી તે જ આ કુતરાની છે. એટલે બીજીવાર કુવામાં ઉતરીને મોઝામાં પાણી ભરીને ઉપર લાવીને કુતરાને પીવડાવ્યું. ખુદા તઆલાએ તેની મહેનત ઠેકાણે લગાડી અને તેને બખ્શી દીધો. સહાબાએ પૂછયું કે, યા રસૂલલ્લાહ ! શું જાનવરો સાથે સદ્વર્તન કરવાનો પણ અમને સવાબ મળશે ? ફરમાવ્યું : દરેક ભીના કલેજા-વાળાને પાણી પીવડાવવામાં સવાબ છે.

## તકલીફ પહોંચાડનારી વસ્તુને રસ્તામાંથી દૂર કરવાનું બયાન

(૨૪૮/૨૭૬૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તકલીફ આપનારી વસ્તુને રસ્તામાંથી દૂર કરવી સદકો છે.

## છત પર ધાબું અને ઉંચી અથવા નીચી અગાસી બનાવવાનો હુકમ

(૨૪૯/૨૭૬૧) હઝરત ઉસામા ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ મદીનાની કોઈ

ઉંચી જગ્યા પર ઉભા રહીને જોયું અને ફરમાવ્યું કે, જે કંઈ હું જોઈ રહ્યો છું તે શું તમને દેખાઈ રહ્યું છે ? હું વરસાદની જેમ તમારા ઘરોમાં ઝઘડા-તોફાનની વાંછટ જોઈ રહ્યો છું.

(૨૫૦/૨૭૯૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મને એક મુદતથી હઝરત ઉમર (રદિ.)ને એ પૂછવાનો શોખ હતો કે, રસૂલુલ્લાહ (સલ.)ની તે બે પત્નીઓ કઈ હતી, જેમના વિષે ખુદા તઆલાએ ફરમાવ્યું છે : **ઈન તતૂબા ઈલ લ્લાહિ ફકદ સગત કુલૂબુકુમા** કિંવા તમારા દિલો સચ્ચાઈથી ભરાઈ ગયાં છે, એટલે જો તમે બન્ને તૌબા કરો તો સારૂં છે. એકવાર હું હઝરત ઉમર સાથે હજ્જ માટે ગયો. અચાનક રસ્તા પરથી હઠીને તેઓ વળી ગયા. હું પણ સાથે થઈ ગયો અને લોટો સાથે લઈ લીધો. હઝરત ઉમરે હાજત કરી અને પાછા આવ્યા. મેં લોટા વડે હાથો પર પાણી નાખ્યું. તેમણે વુઝૂ કર્યું. તે પછી મેં પૂછયું, અમીરૂલ મુઅમિનીન, રસૂલુલ્લાહ (સલ.)ની તે બે કઈ પત્નીઓ હતી, જેમના વિષે ખુદા તઆલાએ ફરમાવ્યું છે : **ઈન તતૂબા ઈલ લ્લાહિ ફકદ સગત કુલૂબુકુમા,** હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, ઈબ્ને અબ્બાસ, વાહ, તમે જાણતા નથી ! તે આઈશા અને હફસા હતાં. તે પછી હઝરત ઉમરે વિગતવાર કિસ્સો બયાન કરવાનું શરૂ કર્યું કે, હું અને મારો એક અન્સારી પડોશી બની ઉમય્યાના મહોલ્લામાં મદીનાના ઉપરવાસમાં રહેતા હતા. અમે બન્ને વારા ફરતી હુઝૂરની સેવામાં હાજર થતા હતા. એક દિવસ તે જતો હતો અને એક દિવસ હું જતો હતો. જ્યારે હું જતો હતો ત્યારે તે દિવસના અહકામ વગેરે આવીને તેને કહી દેતો હતો અને તે જતો હતો ત્યારે તે પણ એમ જ કરતો હતો. અમે કુરૈશી હતા. એટલે અમે ઓરતો પર વિજયી હતા, પરંતુ જ્યારે અનસાર પાસે આવીને રહેવા લાગ્યા ત્યારે અનસારની ઓરતો મરદો ઉપર વર્ચસ્વ ધરાવતી હતી. એટલે અમારી ઓરતોએ પણ તેમની આદતો શીખવાનું શરૂ કરી દીધું. એક દિવસની વાત છે કે, મેં મારી પત્નીને ધમકાવીને વાત કરી. તેણે પણ એવી જ રીતે જવાબ આપ્યો. મને તેનો જવાબ ખરાબ લાગ્યો. તેણે કહ્યું : તમને મારો વરતો જવાબ કેમ ખરાબ લાગે છે ? ખુદાની કસમ રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓ પણ વળતો જવાબ આપે છે. અમુક પત્નીઓ તો રસૂલુલ્લાહ (સલ.)થી આખો દિવસ અલગ રહે છે. મને આ સાંભળીને દુઃખ થયું. મેં કહ્યું કે, જો રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓમાંથી કોઈ આવું કરે છે તો



ભયંકર નુકસાન ઉઠાવશે. તે પછી હું કપડાં પહેરીને હફસા પાસે ગયો અને પૂછયું, હફસા, શું તમારામાંની કોઈ ઓરત રસૂલુલ્લાહ (સલ.)ને આખો આખો દિવસ નારાજ રાખે છે ? હફસાએ કહ્યું હા. મેં કહ્યું કે, તેને નુકસાન થશે. શું તમને ભય નથી કે, ખુદા તઆલા પોતાના રસૂલના નારાજ થવાથી નારાજ થઈ જશે, પછી તમે તબાહ થઈ જશો. તમે રસૂલુલ્લાહ (સલ.) પાસે વધારે ખર્ચ માંગો નહીં. આપને વળતો જવાબ આપો નહીં અને હુઝૂરથી અલગ રહો નહીં. જે વસ્તુની જરૂરત હોય તે મારી પાસે માંગી લો. એ વાતથી તમે છેતરાશો નહીં કે, તમારી શોક રસૂલુલ્લાહ (સલ.)ને વધારે પ્યારી છે અને તમારામાંથી વધારે સુંદર છે. હઝરત ઉમરે કહ્યું, તે સમયે અમે પરસ્પર એવી વાતચીત પણ કરતા હતા કે, ગસ્સાન કબીલો અમારી સામે લડવા માટે પોતાના ઘોડાઓને નાલબધ્ધ કરી રહ્યો છે. છેવટે એક દિવસ મારો મિત્ર પોતાના વારાના દિવસે હુઝૂરની સેવામાં હાજર થયો અને ઈશાના સમયે પાછા આવીને મારું બારણું જોરથી ઠોકયું અને કહેવા લાગ્યો : શું સૂઈ રહ્યા છો ? હું ગભરાઈને બહાર નીકળ્યો. તેણે કહ્યું કે એક મોટો બનાવ બની ગયો. મેં કહ્યું : શું છે ? શું ગસ્સાન કબીલો આવ્યો ? તેણે કહ્યું : ના, એનાથી પણ મોટો બનાવ બની ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓને તલાક આપી દીધી ! મેં કહ્યું : હફસાને ભયંકર નુકસાન થયું. મને તો પહેલેથી જ શંકા હતી કે, આવું બનવાનું છે. ખૈર, હું કપડાં પહેરીને નીકળ્યો. રસૂલુલ્લાહ (સલ.) સાથે ફજની નમાઝ પઢી. આપ નમાઝથી પરવારીને એક ઉંચી અગાસીમાં સૌથી અલગ જઈને બેસી ગયા. હું હફસા પાસે ગયો. હફસા રડી રહ્યાં હતાં. મેં કહ્યું કે, કેમ રડે છે ? શું મેં તને પહેલાં ચેતવી ન હતી ? શું તમને સૌને રસૂલુલ્લાહ (સલ.)એ તલાક આપી દીધી ? હફસાએ કહ્યું : મને ખબર નથી. રસૂલુલ્લાહ (સલ.) પોતે ઉપરના ઓરડામાં છે. હું આ સાંભળીને મિમ્બર પાસે ગયો. ત્યાં ઘણા માણસો બેઠા હતા. કેટલાક લોકો રડી રહ્યા હતા. હું થોડીવાર તો તેમની પાસે બેઠો, પરંતુ ચિંતાના કારણે રહેવાયું નહીં એટલે જે ઓરડામાં રસૂલુલ્લાહ (સલ.) હતા ત્યાં જઈને એક હબસી ગુલામને કહ્યું કે, ઉમરના હાજર થવાની પરવાનગી માંગો. ગુલામ મારા કહેવાથી ગયો. રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું. બહાર નીકળીને મને કહ્યું કે, મેં તમારી વાત કહી દીધી, પરંતુ હુઝૂર ચૂપ રહ્યા. હું આ જવાબ સાંભળીને

પાછો આવીને મિમ્બર પાસે બેસી ગયો. પરંતુ દુ:ખના કારણે રહેવાયું નહીં ત્યારે મેં ફરી ગુલામને જઈને કહ્યું કે, ઉમરના હાજર થવાની પરવાનગી માંગો. તેણે જઈને કહી દીધું અને પાછા આવીને તે જ જવાબ આપ્યો. હું ઉલટા પગે પાછો ફર્યો અને મિમ્બર પાસે આવીને લોકો સાથે બેસી ગયો, પરંતુ ભારે દુ:ખના કારણે લાચાર બનીને ફરી ગુલામ પાસે જઈને પરવાનગી મંગાવી. ગુલામે પાછા આવીને પહેલા જેવો જ જવાબ આપ્યો. હું નાછૂટકે પાછો આવ્યો એટલામાં ગુલામે પાછળથી અવાજ દીધો. હું પાછો ફરીને ગયો. ગુલામે કહ્યું કે, તમને રસૂલુલ્લાહ (સલ.)એ હાજર રહેવાની રજા આપી છે. હું તરત અંદર ગયો. આપ ચટાઈ પર સૂતા હતા. ચટાઈ પર બીજી કોઈ વસ્તુ ન હતી. એટલે આપના શરીર પર નિશાનીઓ પડી ગઈ હતી. પડખાંમાં એક તકિયો મૂકયો હતો, જેમાં ખજૂરીની છાલ ભરેલી હતી. ઉપર ચામડાનો ગિલાફ હતો. આપે તેનો ટેકો લીધો હતો. મેં સલામ કરી અને ઉભા ઉભા પૂછયું કે યા રસૂલલ્લાહ ! શું હુઝૂરે પોતાની પત્નીઓને તલાક આપી દીધી છે ? હુઝૂરે નઝર ઉઠાવી અને કહ્યું, ના. (મેં મનમાં વિચાર્યું કે એનો કયાસ કાઢવો જોઈએ કે, હુઝૂર મારાથી ખુશ છે કે નહીં, એટલે મેં વિનંતી કરી કે) યા રસૂલલ્લાહ ! જો હુઝૂર ધ્યાન આપે તો એક વાત કહું. તે એ કે અમે લોકો કુરૈશી છે. અમારો નિયમ હતો કે, અમે અમારી ઓરતો પર વર્ચસ્વ ધરાવતા હતા, પરંતુ જ્યારે અમે અનસાર પાસે આવીને રહેવા લાગ્યા ત્યારે એમની ઓરતો મરદો ઉપર વર્ચસ્વ ધરાવે છે. તે પછી મેં પૂરી વિગત કહી. હુઝૂરે સ્મિત વેર્યું. મેં વિનંતી કરી, હુકમ હોય તો બીજી એક વાત કહું. મેં હફસાને જઈને પહેલેથી કહી દીધું હતું કે, એ વાતથી છેતરાઈશ નહીં કે, તારી શોક પ્રત્યે હુઝૂરને વધારે મુહબ્બત છે અથવા તે તારાથી વધારે ખૂબસુરત છે. હુઝૂરે આ વાત સાંભળીને બીજીવાર સ્મિત ફરકાવ્યું. જ્યારે મેં જોયું કે, હુઝૂરને હસવું આવી ગયું ત્યારે હું બેસી ગયો અને આંખ ઉઠાવીને જોયું તો નબી (સલ.)ના કમરામાં ત્રણ કાચાં ચામડાંઓ સિવાય બીજી કોઈ વસ્તુ ન દેખાઈ. મેં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! હુઝૂર, ખુદા તઆલા પાસે દુઆ માંગીએ કે, અલ્લાહ તઆલા આપની ઉમ્મતને પુષ્કળ આપે. કારણ કે, ઈરાન અને રોમના બાદશાહોને તો પુષ્કળ દોલત મળી છે. આખી દુનિયા તેમને મળી ગઈ છે. જો કે તેઓ ખુદાની ઈબાદત કરતા જ નથી. હુઝૂરે તે વખતે ટેકો લઈને ફરમાવ્યું :



ઈબ્ને ખત્તાબ, શું તને શંકા છે ? તે લોકોને તો દુનિયાની ઝિંદગીમાં બધી સારી વસ્તુઓ આપવામાં આવી છે. મેં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! મારા માટે મગફિરતની દુઆ કરો. હઝરત ઉમરે કહ્યું કે, આ બનાવના લીધે રસૂલુલ્લાહ (સલ.) અલગ થઈ ગયા હતા. કારણ કે, હફસાએ આઈશાને હુઝૂરનું રહસ્ય કહી દીધું હતું. હુઝૂરે કહી દીધું હતું કે, હું એક મહીના સુધી તેમની પાસે જઈશ નહીં. કારણ કે, અલ્લાહ તઆલા આપ પર રોષે ભરાયા હતા. આ રંજના કારણે આપે એક મહીના સુધી ઓરતો પાસે ન જવાનો નિર્ધાર કર્યો હતો. જ્યારે ૨૯ દિવસ પસાર થઈ ગયા ત્યારે સૌ પ્રથમ આપ હઝરત આઈશા પાસે ગયા. હઝરત આઈશાએ કહ્યું કે, હુઝૂરે તો એક મહીનાની કસમ ખાધી હતી. હું બરાબર ગણી રહી છું ૨૯ રાતો પસાર થઈ. ફરમાવ્યું : મહીનો ૨૯ દિવસનો પણ હોય છે. જેમકે તે મહીનો ૨૯ દિવસનો જ હતો. હઝરત આઈશાનું બયાન છે કે, તે પછી તખયીર (બેમાંથી એકની પસંદગી)ની આયત ઉતરી. સૌ પ્રથમ હુઝૂરે મને પૂછયું અને કહ્યું, હું તમને એક વાત કહું છું, પરંતુ જવાબ દેવામાં ઉતાવળ કરશો નહીં. પ્રથમ તમારા માં-બાપને પૂછી લો. હુઝૂર જાણતા હતા કે, મારા માંબાપ મને હુઝૂરથી અલગ કરવાનું પસંદ નહીં કરે. તે પછી હુઝૂરે આ આયત પઢી : **યા અય્યુહ ન્નબિય્યુ કુલ લિઅઝવાજિક ઈન કુન્ત...** આયતનો અર્થ એ છે કે, અય નબીની પત્નીઓ ! જો તમે દુનિયાનો આનંદ અને મજા ઈચ્છતી હોય તો આવો, હું તમને સર્વોત્તમ માલ સામાન આપીને વિદાય કરું અને જો તમે ખુદા, રસૂલ અને આખિરતનો દિવસ ઈચ્છતી હોય તો ખુદા તઆલાએ નેક ઓરતો માટે સર્વોત્તમ સામાન તૈયાર કરી રાખ્યો છે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આ બાબતમાં હું માં બાપની સલાહ લઉં ? હું ખુદા, રસૂલ અને આખિરતની ઈચ્છા રાખું છું. તે પછી હુઝૂરે બધી પત્નીઓને ઈખ્તિયાર (બેમાંથી એકની પસંદગી કરવાનો અધિકાર) આપ્યો. સૌએ મારા જેવો જવાબ આપ્યો.

(૨૫૧/૨૭૭૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓ પાસે એક મહીના સુધી ન જવાની કસમ ખાધી હતી. આપનો પગ મોચકાઈ ગયો હતો. એટલે આપ ઉપરના ઓરડામાં રહેતા હતા. હઝરત ઉમરે હાજર થઈને પૂછયું કે, યા રસૂલલ્લાહ ! શું હુઝૂરે પોતાની પત્નીઓને તલાક આપી દીધી છે ? ફરમાવ્યું : તલાક આપી નથી, બલકે એક મહીના માટે 'ઈલા' કર્યો છે. જેથી આપ ૨૯ દિવસ ત્યાં જ રહ્યા. પછી ઉતરીને ઓરતો પાસે ગયા.

**ઊંટને મસ્જિદના દરવાજા પાસે અથવા તે પથ્થરો પાસે બાંધવાનું**

**બયાન, જે દરવાજા પાસે વધેલા હોય**

(૨૫૨/૨૭૬૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) એકવાર મસ્જિદમાં આવ્યા. હું પણ મુબારક સેવામાં હાજર થવા માટે મસ્જિદમાં ગયો. ઊંટ તે પત્થરોની એક બાજુએ બાંધી દીધું જે મસ્જિદના દરવાજા પાસે બિછાવેલા હતા, ઊંટ જોયું અને ફરમાવ્યું કિંમત અને ઊંટ બન્ને તું જ લઈ લે.

**લોકોના ઉકરડા પાસે ઉભા રહીને પેશાબ કરવાનું બયાન**

(૨૫૩/૨૭૬૫) હઝરત હુઝયફા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) એક કોમના ઉકરડા પાસે ઉભા રહ્યા અને ઉભા ઉભા પેશાબ કર્યો.

**જો રસ્તામાં ઝાંખરાં અથવા કાંટાવાળું લાકડું પડેલું હોય તો તેને ઉઠાવી દેવું જોઈએ**

(૨૫૪/૨૭૬૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ એકવાર ફરમાવ્યું કે, એક માણસ રસ્તામાં જઈ રહ્યો હતો. રસ્તામાં એક કાંટાવાળું લાકડું પડેલું મળ્યું. તેણે રસ્તામાંથી હઠાવી લીધું. ખુદા તઆલાને તેનું આ કામ પસંદ પડયું અને તેને બખ્શી દીધો.

**જો ઘણો પહોળો રસ્તો હોય; લોકો તેમાં આવ-જા કરતા હોય, પરંતુ તે રસ્તાનો માલિક તેમાં બાંધકામ કરવા ઈચ્છે તો સાત હાથ પહોળો રસ્તો છોડીને મકાન બનાવવું જોઈએ**

(૨૫૫/૨૭૬૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જો લોકોમાં રસ્તા વિષે પરસ્પર ઝઘડો હોય તો હુઝૂરનો ચુકાદો છે કે, સાત હાથ રસ્તો છોડી દેવો જોઈએ.

**કોઈ પારકાનો માલ તેની રજા વગર ખુલ્લમખુલ્લો ચોરી વગર લઈ લેવો પણ જાઈઝ નથી**

(૨૫૬/૨૭૬૮) હઝરત ઉબાદા (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)થી એવી શરત પર બૈઅત કરી હતી કે, કોઈને લૂંટીશું નહીં.

(૨૫૭/૨૭૬૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને યઝીદ કહે છે કે, હુઝૂર (સલ.)એ લૂંટવાની અને નાક-કાન વગેરે કાપવાની મનાઈ ફરમાવી છે.

(૨૫૮/૨૭૭૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કોઈ માણસ ઈમાનદાર હોવાની હાલતમાં ઝિના કરતો નથી. ઈમાનદાર હોવાની હાલતમાં શરાબ પીતો નથી. ઈમાનદાર હોવાની હાલતમાં ચોરી કરતો નથી. ઈમાનદાર હાલતમાં કોઈને લૂંટતો નથી કે, લૂંટતી વખતે લોકો તેને આંખો ઉઠાવીને જોઈ રહ્યા હોય અને તે બળજબરીથી લૂંટી રહ્યો હોય. ઈબ્ને અબ્બાસે આ હદીસની એવી તફસીર બયાન કરી છે કે, આ કામો કરતી વખતે ઈમાનનું નૂર છાતીમાંથી કાઢી લેવામાં આવે છે.

**સલીબ (ક્રોસ)ને તોડવાનું અને સુવ્વર (ડુક્કર)ને કત્લ કરવાનું બયાન**

(૨૫૯/૨૭૭૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત ત્યારે આવશે જ્યારે કે ઈબ્ને મરયમ ઉતરીને ન્યાયપૂર્વક ચુકાદા આપી દેશે. સલીબ તોડી નાખશે. સુવ્વરનો વધ કરશે. જઝિયાવેરો મોકુફ કરશે અને માલ એટલો વહેતો કરશે કે, કોઈ કબૂલ કરનારું નહીં હોય.

**શું શરાબના માટલાં તોડી નાખવામાં આવે અને મશકો બાળી નાખવામાં આવે ? જો મૂર્તિ અથવા સલીબ અથવા તંબૂરો અથવા એવી વસ્તુ તોડી નાખવામાં આવે જેનું લાકડું કામમાં આવતું નથી તો વળતર આપવું નહીં પડે ?**

(૨૬૦/૨૭૭૨) કાઝી શુરૈહની સામે એક માણસને રજૂ કરવામાં આવ્યો, જેણે તંબૂરો તોડયો હતો. શુરૈહે તેનું કોઈ વળતર અપાવ્યું નહીં.

(૨૬૧/૨૭૭૩) હઝરત સલમહ ઈબ્ને અકવઅ કહે છે કે, ખૈબરની લડાઈના દિવસે હુઝૂર (સલ.)એ આગ સળગતી જોઈ. પૂછયું, આ આગ કેમ

---

(૨૫૩/૨૭૬૫) જે હદીસમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે ઉભા ઉભા પેશાબ કરવાનું બયાન છે તેમાં વજહ એ છે કે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ બતલાવવા ચાહતા હતા કે કોઈ એકવાર અમુક કારણોસર ઉભા રહી પેશાબ કરવું જાઈઝ છે.

આપ એક જગ્યાએ બેઠા હતા. પેશાબની હાજત થઈ. દૂર જવાનો મોકો ન હતો. તો નજીકની જગ્યા જ્યાં આડ હતી તે શોધી. ઉકરડાની આગળ ઘરની દીવાલ હતી. બેસીને પેશાબ કરવામાં તેહબંદને ઉંચે કરવામાં ગુઠણ અને જાંઘોનો ખુલી જવાનો ભય હતો. એટલે ઉભા રહીને સામે દીવાલની આડ લઈને પાછળની બાજૂ એક સહાબીને બીજી બાજૂ મોં કરીને ઉભા રાખ્યા તો પાછળથી પણ આડ થઈ ગઈ.

બેસવામાં બીજો વાંધો એ હતો કે ઉકરડાની ગંદગી લાગવાનો ભય હતો તેમજ ઉકરડાના ટેકરા પરથી પેશાબ વહીને પગ તળે આવવા અને છાંટા ઉડવાનો ભય હતો.

અને અમુક મુહદ્દિસીનનો મત એ છે કે આપના ગુઠણમાં દર્દ હતું. તો ત્યાં બેસવામાં તકલીફ હતી અને અરબમાં ગુઠણ અને કમ્મરના દુઃખાવાનો ઈલાજ પણ એ હતો કે ઉભા રહીને પેશાબ કરવાથી ફાયદો હતો. એટલે આપે ઉભા રહીને પેશાબ કર્યો.

સળગી રહી છે ? લોકોએ કહ્યું : ખાનગી ગધેડાઓનો ગોશ્ત રંધાય છે. ફરમાવ્યું કે, દેગો તોડી નાખો અને ગોશ્ત ફેંકી દો. લોકોએ કહ્યું કે, હુઝૂર ગોશ્ત ફેંકીને, શું દેગો ધોઈને ન મૂકી દઈએ ? ફરમાવ્યું : ધોઈ નાખો.

(૨૬૨/૨૭૭૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, કઅબાની આજુબાજુ ૩૬૦ મૂર્તિઓ હતી. જ્યારે હુઝૂર (સલ.) મક્કામાં દાખલ થયા ત્યારે લાકડી લઈને પોતાના હાથથી દરેક મૂર્તિને ધક્કો મારતા જતા હતા અને કહેતા હતા : **'જાઅલ હક્કુ વ ઝહકલ બાતિલુ ઈન્નલ બાતિલ કાન ઝહૂકા'.**

(૨૬૩/૨૭૭૫) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, મેં મારા રૂમની જગ્યા પર એક તસ્વીરવાળો પરદો લટકાવ્યો. હુઝૂરે તેને ફાડી નાખ્યો. મેં હુઝૂર માટે તેના બે તકિયા બનાવ્યા, જેના પર હુઝૂર મકાનમાં આરામ ફરમાવતા હતા.

## જો કોઈ માણસ માલ બચાવવા માટે માર્યો જાય તો તેનો શું હુકમ છે ?

(૨૬૪/૨૭૭૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.) ફરમાવતા હતા કે, જે માણસ માલનું રક્ષણ કરવામાં માર્યો જાય તે શહીદ છે.

## જો કોઈ બીજાની રકાબી અથવા પ્યાલું વગેરે તોડી નાખે તો શું હુકમ છે ?

(૨૬૫/૨૭૭૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.) એક પત્ની સાથે બેઠા હતા. એવામાં હુઝૂરની બીજી પત્નીએ એક રકાબીમાં થોડુંક ખાણું નોકર સાથે મોકલ્યું. પ્રથમ પત્ની (આઈશા)એ નોકરના હાથમાં હાથ મારીને રકાબી તોડી નાખી. હુઝૂરે રકાબીના ટુકડા ભેગા કર્યા અને તેમાં ખાણું ભરીને ફરમાવ્યું કે, આ ખાણું ખાઈ લો. પછી હુઝૂરે પોતાના નોકર અને રકાબી બંનેને રોકી રાખ્યાં. જ્યારે ખાઈને પરવારી ગયા ત્યારે તૂટેલી રકાબી રાખી લીધી અને સારી મોકલાવી.

## જો કોઈ માણસ કોઈની દીવાલ તોડી પાડે તો તેના જેવી બનાવી દેવી જોઈએ

(૨૬૬/૨૭૭૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ એક દિવસ ફરમાવ્યું કે, બની ઈસ્રાઈલમાં જુરૈજ નામે એક માણસ નમાઝ પઢી રહ્યો હતો. એવામાં એની માંએ આવીને અવાજ દીધો. તેણે



જવાબ આપ્યો નહીં અને (દિલમાં) વિચારવા લાગ્યો કે, જવાબ આપું કે નમાઝ પઢું. બીજા દિવસે ફરી માંએ આવીને બુમ પાડી. તેણે ત્યારે પણ જવાબ આપ્યો નહીં. તેની માંએ કહ્યું કે, જ્યાં સુધી બુરા કામવાળી ઓરતો સાથે એને કામ ન પડે ત્યાં સુધી એને મોત આપતો નહીં. જુરૈજ પોતાના ઈબાદત- ખાનામાં એક દિવસ બેઠો હતો, એવામાં એક ઓરતે કહ્યું : આજે હું જુરૈજને સકંજામાં લઈશ. આવો ઈરાદો કરીને જુરૈજ સામે આવી અને થોડીક વાત કરી, પરંતુ જુરૈજે જવાબ આપ્યો નહીં. ઓરત પાછી ફરીને એક ભરવાડ પાસે ગઈ અને તેને વ્યભિચારની તક આપી. થોડાક સમય પછી તેને છોકરો થયો. જ્યારે છોકરો થયો ત્યારે કહેવા લાગી, આ જુરૈજનો છોકરો છે. લોકો જુરૈજ પાસે ગયા અને તેનું ઈબાદતખાનું તોડીને ઘસડીને ઈબાદતખાનાના નીચે લઈ ગયા અને પુષ્કળ ગાળો આપી. જુરૈજે વુઝૂ કરીને નમાઝ પઢી. પછી છોકરાની પાસે આવીને કહેવા લાગ્યો : છોકરા, તારા પિતા કોણ છે ? છોકરાએ જવાબ આપ્યો કે, ભરવાડ. લોકોએ જ્યારે સાંભળ્યું ત્યારે કહેવા લાગ્યા : અમે તારું ઈબાદતખાનું સોનાનું બનાવી દઈશું. જુરૈજે કહ્યું : સોનાનું નહીં, બસ માટીનું બનાવી દો.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ખાવામાં, સફરના સામાનમાં, ખર્ચ અને બીજી વસ્તુઓમાં ભાગીદારી કરવાનું બયાન અને એ બાબતની વિગત કે તોલ-માપની વસ્તુઓ કેવી રીતે વહેંચવામાં આવે, અટકળથી કે મુઠ્ઠીઓથી ? જો થોડાક માણસો સફરનો ખર્ચ મેળવીને જેવી રીતે ઈચ્છે તેવી રીતે ખાય, થોડુંક આ થોડુંક તે વગેરે તો મુસલમાનોની નઝરે વાંધાજનક ન હતું.**

(૨૬૭/૨૭૭૯) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ માણસોનું એક લશ્કર હઝરત અબૂ ઉબૈદા ઈબ્ને જર્રાહની સરદારી હેઠળ દરિયા કાંઠા તરફ રવાના કર્યું હતું. હું તે લશ્કરમાં હતો. અચાનક રસ્તામાં અમારો સફરનો સામાન ખલાસ થઈ ગયો. હઝરત અબૂ ઉબૈદાએ બધા લોકોનો ખાવાનો સામાન મંગાવવાનો હુકમ આપ્યો. બધો એક જગ્યાએ ભેગો કરાવ્યો. કુલ ખોરાક ખજૂરના બે મિઝવદ જેટલો થયો. હઝરત અબૂ ઉબૈદા દરરોજ અમને એમાંથી થોડો

થોડી આપતા હતા. છેવટે તે પણ ખલાસ થઈ ગયો. હવે તો અમારા ભાગે ફક્ત એક એક ખજૂર આવવા લાગ્યું. મેં દિલમાં વિચાર્યું, આ એક ખજૂરથી શું ફાયદો ? પરંતુ જ્યારે તે ખજૂર પણ ખલાસ થઈ ગયું ત્યારે મને તે એક ખજૂરની પણ કદર થઈ. છેવટે અમે દરિયા સુધી પહોંચ્યા. ત્યાં અમને એક ઘણી મોટી માછલી મળી, જેને પૂરા લશ્કરે અઢાર દિવસ સુધી ખાધી. હઝરત અબૂ ઉબૈદાએ તેની બે પાંસળીઓ ઉભી કરાવી. એક ઊંટણી કાઠડા સાથે તેની નીચેથી નીકળી ગઈ અને પાંસળીઓની ઉંચાઈ સુધી ન પહોંચી શકી.

(૨૬૮/૨૭૮૦) હઝરત સલમહ ઈબ્ને અકવઅ કહે છે કે, એક વાર લોકોનો સફરનો સામાન ખલાસ થઈ ગયો. બધા લોકો તદ્દન નાદાર થઈ ગયા. હુઝૂરની સેવામાં હાજર થઈને ઊંટો ઝબ્હ કરવાની રજા માંગી. આપે રજા આપી. એવામાં હઝરત ઉમર પણ આવી ગયા અને કહેવા લાગ્યા કે, આ ઊંટો પછી તમારી ઝિન્દગી બાકી રહી શકતી નથી. આમ કહીને હઝરત ઉમર રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં પહોંચ્યા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! ઊંટો પછી લોકોની ઝિન્દગી બાકી રહી શકતી નથી. આપે ફરમાવ્યું : લોકોમાં જાહેરાત કરાવી દો કે, પોતાનો બાકીનો સામાન મારી પાસે લઈ આવે. જેથી ચામડાનું એક દસ્તરખ્વાન બિછાવવામાં આવ્યું. બધા લોકોએ પોતપોતાનો બાકીનો સામાન તેના પર લાવીને ભેગો કરી દીધો. હુઝૂર ઉભા થયા અને બરકતની દુઆ કરી. પછી બધા લોકોને પોતાના વાસણો લઈને બોલાવ્યા. લોકોએ બંને હાથો વડે સમેટવાનું શરૂ કર્યું. જ્યારે સમેટીને પરવારી ગયા ત્યારે હુઝૂરે ફરમાવ્યું : **'અશ્હદુ અલ્લાઈલાહ ઈલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્ની રસૂલુલ્લાહ.'**

(૨૬૯/૨૭૮૧) હઝરત રાફિઅ ઈબ્ને ખુદીજ (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે અસ્રની નમાઝ પઢીને ઊંટ ઝબ્હ કરતા હતા. પછી ગોશ્ત દસ ભાગોમાં વહેંચીને સૂર્ય આથમતા પહેલાં ભુંજેલો ગોશ્ત ખાઈ લેતા હતા.

(૨૭૦/૨૭૮૨) હઝરત અબૂ બુરદા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, અશ્અરી, લોકો જ્યારે યુદ્ધ વખતે મોહતાજ બની જાય છે અથવા મદીનામાં તેમના સ્ત્રી-બાળકો પાસે ખાવાનું ઓછું થઈ જાય છે ત્યારે તેમની પાસે જે કંઈ હોય તે બધું એક કપડામાં ભેગું કરીને એક



વાસણ વડે પરસ્પર વહેંચી લે છે. એ લોકો મારી પદ્ધતિ પર છે અને હું એમનાથી રાજી છું.

## જો બે ભાગીદારોમાં કોઈ વસ્તુ સંયુક્ત હોય તો ઓછા-વધતાનો તેઓ પરસ્પર એકબીજા સાથે હિસાબ કરી લે

(૨૭૧/૨૭૮૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ મારા માટે ઝકાતનું તે હુકમનામું લખ્યું, જે રસૂલુલ્લાહ (સલ.)એ મુકર્રર કર્યું હતું. તે હુકમનામામાં આ વાત પણ હતી કે, જે વસ્તુ બે ભાગીદારોમાં સંયુક્ત હોય તે પરસ્પર એકબીજા સાથે ઓછા-વધતાનો હિસાબ કરી લે.

## બકરીઓ ગણીને પરસ્પર વહેંચવાનું બયાન

(૨૭૨/૨૭૮૪) હઝરત રાફિઅ ઈબ્ને ખદીજ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ઝૂલહુલયફા સ્થળે હતા. ત્યાં ભૂખે લોકોને હેરાન કર્યા. થોડાક ઊંટો અને બકરીઓ તેમના હાથે ચઢી. હુઝૂર તે વખતે સૌથી પાછળના લોકોમાં હતા. લોકોએ જલદી જલદી ઝબ્હ કરીને હાંડલીઓ ચઢાવી દીધી. હુઝૂરે તે હાંડલીઓ ઉલટાવી દેવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર હાંડલીઓ ઉલટાવી દેવામાં આવી. તે પછી આપે માલે ગનીમત વહેંચ્યો. દસ બકરીઓને એક ઊંટ બરાબર ગણાવી. અચાનક એક ઊંટ નાસી ગયું. લોકો તેની પાછળ પડયા, પરંતુ ઊંટે બધાને થકવી નાખ્યા. તે સમયે લોકો પાસે ઘોડા ઓછા હતા. નાછુટકે એક માણસે ઊંટને તીર માર્યું અને એના કારણે ખુદા તઆલાએ ઊંટને રોકી લીધું. હુઝૂરે ફરમાવ્યું : આ જાનવર પણ જંગલી જાનવરોના જેમ નાસી જાય છે. જેથી જે જાનવર તમને લાચાર બનાવી દે તેની સાથે એવું જ કરો. હઝરત રાફિઅ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમને લાગે છે કે, કદાચ કાલે દુશ્મન સાથે મુકાબલો થશે અને શક્ય છે કે, અમારી પાસે છરીઓ ન હોય તો શું વાંસની પટ્ટી વડે ઝબ્હ કરી શકીએ છીએ ? હુઝૂરે ફરમાવ્યું : જે વસ્તુથી લોહી વહી જાય અને ખુદાનું નામ તેના પર લઈ લેવામાં આવ્યું હોય તેને ખાય શકો છો, એ શરતે કે દાંત અને નખ વડે ઝબ્હ કરવામાં આવ્યું ન હોય. કારણ કે, દાંત તો હાડકું છે અને નખ હબસીઓની છરીઓ છે.

(૨૭૨/૨૭૮૪) "ગનીમત" (યુદ્ધમાં જીતાયેલા માલ)માં એક ઊંટ દસ બકરીઓ બરાબર હતું. કુર્બાનીમાં એક ઊંટ સાત બકરાઓ બરાબર ગણાય છે.

**જો ખજુર અમુક ભાગીદારોમાં સંયુક્ત હોય તો ભાગીદારોની રજા વગર બબ્બે ખજુર એકસામટું ખાવાની મનાઈ છે**

(૨૭૩/૨૭૮૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ એ વાતની મનાઈ ફરમાવી છે કે, માણસ પોતાના સાથીઓની રજા વગર એકસામટું બે ખજુર ખાય.

(૨૭૪/૨૭૮૬) હઝરત જબલહ કહે છે કે, એક વાર અમે મદીનામાં હતા, એવામાં દુકાળ પડયો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર અમને ખજુર ખાવા આપતા હતા. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર ત્યાંથી પસાર થતા હતા ત્યારે કહેતા હતા કે, એકસામટું બે ખજુર ન ખાવ. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ એ વાતની મનાઈ ફરમાવી છે કે, માણસ પોતાના ભાઈની રજા વગર એકસામટું બે ખજુર ખાય.

✪ ભાગ–૯ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ–૧૦

# બુખારી શરીફ

## ભાગ-૧૦

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**પરસ્પર ભાગીદારોમાં ઘટાડા-વધારા વગર વસ્તુઓની કીંમત બરાબર નક્કી કરવાનું બયાન**

(૧/૨૭૮૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : જે માણસે (ભાગીદારીના) ગુલામમાંથી પોતાનો ભાગ આઝાદ કરી દીધો અને એટલો માલ તેની પાસે છે કે, (બીજા ભાગીદારોના ભાગોની) કીંમત બરાબર આપી શકાય છે તો પૂરો ગુલામ આઝાદ થઇ જશે (અને ભાગીદારોના ભાગોની કીંમત એ માણસ આપશે) નહીં તો પછી જે ભાગ આઝાદ થયો તે થઇ ગયો. (બાકીનો ભાગ આઝાદ થશે નહીં)

(૨/૨૭૮૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ગુલામમાંથી પોતાનો ભાગ આઝાદ કરે તો (બાકીના ભાગોની કીંમત) પોતાના માલમાંથી આપીને તેણે પૂરો ગુલામ આઝાદ કરી દેવો જોઇએ. જો તેની પાસે એટલો માલ ન હોય તો ગુલામની બરાબર કીંમત મુકર્રર કરીને ગુલામ પાસે કમાઇ કરાવવામાં આવે (અને બાકીના ભાગોની કીંમત એ રીતે આપવામાં આવે) પરંતુ ગુલામ પર અસાધારણ બોજ નાખવામાં ન આવે.

**શું વહેંચણી વખતે ચીઠ્ઠી નાખવી જાઇઝ છે ?**

(૩/૨૭૮૯) હઝરત નુઅમાન ઇબ્ને બશીર કહે છે કે, જે લોકો અલ્લાહની હદોના પાબંદ છે અને જે લોકો શરઇ મનાઇ હુકમોનો ભંગ કરે છે, તે બંનેનો દાખલો તે લોકો જેવો છે, જેમણે ચીઠ્ઠી નાખીને જહાઝમાં પોતપોતાના માટે જગ્યા મુકર્રર કરી લીધી. અમુક લોકોના ભાગે ઉપરની જગ્યા આવી અને અમુકના ભાગ નીચેની. નીચેવાળા માણસોને જ્યારે પાણીની ઝરૂરત પડી ત્યારે ઉપરવાળાઓ પાસે ગયા, પરંતુ (ત્યાં જઇને) કહેવા લાગ્યા કે, જો અમે અમારા ભાગમાં પાણી લેવા માટે કાણું પાડીએ તો ઉપર-વાળાઓને એ તકલીફથી સુરક્ષિત રાખી શકીએ છીએ. હવે જો ઉપરવાળાઓએ નીચેવાળાઓને એ કામ કરવા દીધું અને રોક્યા નહીં તો બધા તબાહ થઇ જશે અને જો તેમના હાથ પકડી લીધા અને

જહાઝ તોડવા ન દીધું તો પોતે પણ સુરક્ષિત રહેશે અને તેમને પણ બચાવી લેશે.

## યતીમની સાથે બીજા વારસદારોની ભાગીદારીનું બયાન

(૪/૨૭૯૦) હઝરત ઉરવા ઇબ્ને ઝુબેર કહે છે : મેં નીચેની આયતની ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ને તફસીર પૂછી, **વ ઇન ખિફતુમ અલ્લાતુકસિતૂ ફીલ યતામા ફન્કિહૂ મા તાબ લકુમ મિન ન્નિસાઇ મસ્ના વ સુલાસ વ રૂબાઅ** કિંવા જો તમને ભય હોય કે, યતીમ છોકરીઓ અંગે ઇન્સાફ કરી શકશો નહીં તો તમારી મરજી મુજબ બબ્બે, ત્રણ ત્રણ અને ચાર ચાર ઓરતો સાથે નિકાહ કરો. હઝરત આઇશાએ કહ્યું કે, ભત્રીજા, એનાથી તે યતીમ છોકરી મુરાદ છે જે પોતાના વાલીના ઉછેર હેઠળ હોય અને વારસામાં તેનો વાલી અને તે બંને ભાગીદાર હોય અને વાલીને તે છોકરીની માલ-મિલકત અને તેનું સૌંદર્ય ગમી જાય અને એવી પણ ઇચ્છા હોય કે અન્યાય કરીને થોડીક મહેર આપીને તેની સાથે નિકાહ કરી લે. એવા વાલીને આવી યતીમ છોકરી સાથે યોગ્ય મહેર આપ્યા વગર નિકાહ કરવાની મનાઇ છે. તેના માટે જરૂરી છે કે જેટલી મહેર બીજા માણસ આપવા તૈયાર હોય તેટલી મહેર તે પણ ન્યાયપૂર્વક આપે, ઓછી ન આપે. આવી પરિસ્થિતિમાં તે માણસ મુક્ત છે કે, પસંદગી મુજબ બે ઓરતો સાથે અથવા ત્રણ સાથે અથવા ચાર સાથે નિકાહ કરે. હઝરત આઇશા કહે છે : આ આયત ઉતર્યા પછી લોકોએ યતીમ છોકરી સાથે નિકાહ કરવાની રજા માંગી. (કારણ કે, કેટલીકવાર યતીમ છોકરીનું તેના વાલી સાથે નિકાહ કરવું સલાહભર્યું હોય છે.) જેથી ખુદા તઆલાએ નીચેની આયત ઉતારી : **યસ્તફતૂનક ફી ન્નિસાઇ કુલિ લ્લાહુ યુફતીકુમ ફીહિન્ન વ મા યુત્લા અલયકુમ ફીલ કિતાબિ ફી યતામ ન્નિસાઇ.... વ તર્ગબૂન અન તન્કિહૂ હુન્ન** કિંવા લોકો તમારી પાસે ઓરતો સાથે નિકાહ કરવાની રજા માંગે છે. તમે તેમને કહી દો કે, ખુદા તઆલા તમને એની રજા આપે છે અને તે હુકમની પણ રજા આપે છે જે યતીમ ઓરતો વિષે કુર્આનમાં આવેલ છે. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, કુર્આનમાં આવેલ હોવાથી તે જ ઉપરની યતીમ છોકરીઓની મહેરવાળી આયત મુરાદ છે, નહીં તો **વ તર્ગબૂન અન તન્કિહૂ હુન્ન** થી મુરાદ એ છે કે, જ્યારે યતીમ છોકરી પાસે માલ ઓછો હોય અને સૌંદર્ય પણ વિશિષ્ટ ન હોય ત્યારે તમે તેના તરફ આકર્ષાતા નથી. જેથી જો માલ વધારે હોય અને આગવું સૌંદર્ય હોય ત્યારે પણ તમે નિકાહ ન કરો. હા, જો પૂરેપૂરા ન્યાય સાથે મહેર આપો અને



મહેર મુકર્રર કરવામાં ઓછું કરો નહીં.

## ઝમીન વગેરેમાં ભાગીદારી કરવાનું બયાન

(૫/૨૭૯૧) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફક્ત સંયુક્ત ઝમીનમાં 'શુફઅ' વાજિબ ઠેરવ્યો છે. નહીંતર જો ઝમીનની હદબંધી થઇ જાય અને રસ્તા અલગ અલગ થઇ જાય તો 'શુફઅ' નથી.

## જો મકાનો વગેરે ભાગીદારો પરસ્પર વહેંચી લે તો હવે ન શુફઅનો હક્ક બાકી રહે છે અને ન પોતાની વાતમાંથી કોઇ ભાગીદાર ફરી શકે છે

(૬/૨૭૯૨) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ શુફઅનો હક્ક વાજિબ હોવાનો હુકમ એવી સ્થિતિમાં આપ્યો છે જ્યારે કે પરસ્પર વહેંચણી ન થઇ હોય, નહીંતર જો હદબંધી થઇ ગઇ હોય અને રસ્તા જુદા જુદા બનાવી આપવામાં આવ્યા હોય તો શુફઅનો હક્ક નથી.

## ચાંદી, સોનું, રૂપિયા, પૈસા વગેરેમાં ભાગીદારી કરવાનું બયાન

(૭/૨૭૯૩) સુલયમાન ઇબ્ને અબૂ મુસ્લિમ કહે છે કે, મેં હઝરત અબૂલ મિન્હાલને હાથોહાથ 'સર્ફ' વેચાણ કરવા અંગે સવાલ પૂછયો. અબૂલ મિન્હાલે જવાબ આપ્યો કે, મેં અને મારા એક ભાગીદારે એક વાર 'સર્ફ વેચાણ' કર્યું. (થોડીક) કીંમત હાથોહાથ હતી અને (થોડીક) ઉધાર. એવામાં હઝરત બરા ઇબ્ને આઝિબ પણ આવી ગયા. અમે તેમને આ વેચાણનો હુકમ પૂછયો. હઝરત બરાએ કહ્યું કે, એક વાર મેં અને મારા ભાગીદાર ઝેદ ઇબ્ને અરકમે આ પ્રકારનું વેચાણ કર્યું હતું અને રસૂલુલ્લાહ (સલ.)ને એનો હુકમ પૂછયો હતો ત્યારે ફરમાવ્યું હતું કે, જે (કીંમત) હાથોહાથ આપવામાં આવે તે લઇ લો અને જે ઉધાર હોય તેનું વેચાણ રદ કરો.

## મુસલમાન ઝિમ્મી કાફિર સાથે ખેતીમાં ભાગીદારી કરી શકે છે

(૮/૨૭૯૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરનો પ્રદેશ યહૂદીઓને એવી શરતે આપ્યો હતો કે, તેઓ મહેનત કરીને ખેતી કરે, ઉત્પાદનનો અડધો ભાગ તેમને આપવામાં આવશે.

## ન્યાયથી બકરીઓ વહેંચવાનું બયાન

(૯/૨૭૯૫) હઝરત ઉકબા ઇબ્ને આમિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને થોડીક બકરીઓ આપી. જેથી કુરબાની કરવા માટે સહાબાને વહેંચી દઉં. હુકમ અનુસાર મેં વહેંચી દીધી. એક બચ્ચું બાકી રહી ગયું. હુઝૂરે

ફરમાવ્યું કે, એની કુરબાની તમે પોતે કરો.

## અનાજ વગેરેમાં ભાગીદાર થવાનું બયાન

(૧૦/૨૭૯૬) રિવાયત છે કે, એક માણસે કોઇ વસ્તુની કીંમત ચુકવી. બીજો માણસ ઉભો હતો. તેણે કીંમત કરનાર તરફ આંખ મારી. હઝરત ઉમરે જોઇ લીધું અને નક્કી કર્યું કે વસ્તુની ખરીદીમાં એ પણ ભાગીદાર છે.

(૧૧/૨૭૯૭) ઝુહરહ ઇબ્ને મઅબદ કહે છે કે, હું મારા દાદા અબ્દુલ્લાહ ઇબ્ને હિશામ સાથે બજાર જતો હતો. મારા દાદા ત્યાંથી અનાજ ખરીદતા હતા. રસ્તામાં ઇબ્ને ઉમર અને ઇબ્ને ઝુબેર મળતા હતા ત્યારે મારા દાદાને કહેતા હતા કે, અમને પણ ભાગીદાર બનાવી લો, કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમારા માટે બરકતની દુઆ કરી છે. જેથી મારા દાદા તેમને ભાગીદાર બનાવી લેતા હતા. ઘણી વાર મારા દાદાને એક ઊંટણીના બોજ જેટલો નફો થતો હતો.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૦/૨૭૯૬) ગીરવે મૂકનાર પોતાના જાનવર પર સવારી કરવા ઇચ્છે અથવા તે જાનવરમાંથી દૂધ મેળવવા ચાહે તો ગીરવે રાખનાર વ્યક્તિ તેને અટકાવી શકે નહીં. કારણ કે જાનવરને જીવંત રાખવા માટે પૈસા તે ખર્ચે છે. ગીરવે રાખનાર એ બાબતોનો લાભ ઉઠાવી શકતો નથી.

જેને તેઓ પોતાના ઘેર મોકલી દેતા હતા. ઝુહરહ ઇબ્ને મઅબદે રસૂલુલ્લાહ (સલ.)ને જોયા છે. તેઓ બાળક હતા ત્યારે તેમની માં તેમને હુઝૂર (સલ.)ની સેવામાં લઇ ગયાં હતાં અને વિનંતી કરી હતી કે, યા રસૂલલ્લાહ ! એમની બૈઅત લઇ લો. હુઝૂરે એમના શિર પર હાથ મૂકીને દુઆ કરી હતી. ઇમામ બુખારી કહે છે કે, જો એક માણસ બીજાને કહે કે, મને પણ ભાગીદાર બનાવી લો અને તે ચુપ રહે તો આ માણસ તેની સાથે અડધાનો ભાગીદાર બની જશે.

## ગુલામમાં ભાગીદારી કરવાનું બયાન

(૧૨/૨૭૯૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ભાગીદારીના ગુલામમાંથી પોતાનો હિસ્સો આઝાદ કરી દે અને તેની પાસે બાકીના હિસ્સા ખરીદવા જેટલો માલ હોય તો યોગ્ય કીંમતથી બાકીના હિસ્સાઓ પણ ખરીદીને આઝાદ કરવું જરૂરી છે. ભાગીદારોને તેમના હિસ્સાઓની કીંમત આપીને ગુલામને સંપૂર્ણ આઝાદ કરી દે.

(૧૩/૨૭૯૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ માણસ ગુલામમાંથી પોતાનો ભાગ આઝાદ કરી દે તો પૂરો ગુલામ આઝાદ થઇ જાય છે. જો (બાકીના



ભાગોની કીંમત જેટલો) તેમની પાસે માલ હશે તો આપી દેવામાં આવશે, નહીં તો (બાકીના ભાગોની કીંમત ચુકવવા માટે) ગુલામ પાસે કમાણી કરાવવામાં આવે, પરંતુ તેના પર અસાધારણ બોજ નાખવામાં આવે નહીં.

## કુરબાનીના ઊંટમાં ભાગીદારી કરવાનું બયાન.

## જો કોઇ માણસ 'હદી' કઅબા તરફ રવાના કરી ચુક્યો હોય અને બીજા માણસને ભાગીદાર બનાવવા ઇચ્છે તો શું હુકમ છે ?

(૧૪/૨૮૦૦) હઝરત જાબિર અને ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અને આપના સહાબા (રદિ.) ઝિલહજ્જની ચોથી તારીખની સવારે ફક્ત હજ્જનો ઇહરામ બાંધીને મક્કા આવ્યા. હજ્જમાં બીજી કોઇ વસ્તુનો (ઉમરાનો) સમાવેશ ન હતો. હુઝૂરે અમને હજ્જનો ઇહરામ તોડી નાખવાનો હુકમ આપ્યો અને ઓરતો સાથે સહવાસ કરવાની રજા આપી. અમે હુકમ અનુસાર હજ્જનો ઇહરામ ખોલીને ઉમરાનો ઇહરામ બાંધી લીધો. આ વાતની લોકોમાં ચર્ચા ફેલાઇ. કેટલાક લોકો કહેવા લાગ્યા કે, (આ યોગ્ય નથી કે) અમે સહવાસથી પરવારીને તરત 'મિના' જઇએ. આ ખબર હુઝૂરને પણ થઇ ગઇ. આપ ખુત્બો પઢવા ઉભા થયા અને ફરમાવ્યું : હું તમારા કરતાં વધારે નેક અને ખુદાથી ઘણો જ ડરનારો છું. જે વાતની મને પાછળથી જાણ થઇ, જો પહેલેથી ખબર હોત તો હું 'હદી' રવાના ન કરત. જો મારી સાથે કુરબાનીનું જાનવર ન હોત તો હું પણ ઇહરામ ખોલી નાખત. આ સાંભળીને સુરાકા ઇબ્ને માલિકે ઉભા થઇને પૂછયું, યા રસૂલલ્લાહ ! આ હુકમ ફક્ત અમારા માટે છે કે હંમેશ માટે છે ? ફરમાવ્યું : ખાસ તમારા માટે નથી, બલકે હંમેશ માટે છે. એવામાં હઝરત અલી પણ આવી ગયા. જાબિર કહે છે કે, હઝરત અલીએ આવીને આ શબ્દો કહ્યા હતા કે, જે વસ્તુનો રસૂલુલ્લાહ (સલ.)એ ઇહરામ બાંધ્યો છે તેનો જ મેં ઇહરામ બાંધ્યો છે. ઇબ્ને અબ્બાસ કહે છે કે, હઝરત અલીએ એવું કહ્યું હતું કે, મેં હુઝૂરના હજ્જના ઇહરામ મુજબ ઇહરામ બાંધ્યો છે. ખેર, રસૂલુલ્લાહ (સલ.)એ તેમને પોતાના ઇહરામ પર કાયમ રહેવાનો હુકમ આપ્યો અને હદીમાં તેમને ભાગીદાર બનાવી લીધા.

## વહેંચણીમાં દસ બકરીઓ એક ઊંટના બરાબર છે

(૧૫/૨૮૦૧) હઝરત રાફિઅ ઇબ્ને

ખદીજ (રદિ.) કહે છે : એક વાર અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ઝુલ-હુલયફાના તિહામા વિસ્તારમાં પહોંચ્યા. બકરીઓ અથવા ઊંટો અમારા હાથમાં આવ્યાં હતાં. લોકોએ જલદી જલદી તેમને ઝબ્હ કરી હાંડલીઓ ચઢાવીને ઉકાળવાનું શરૂ કરી દીધું. એવામાં હુઝૂર પણ આવી પહોંચ્યા. આપે હાંડલીઓ ઉલટાવી દેવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર હાંડલીઓ ઉલટાવી દેવામાં આવી. આપે દસ બકરીઓને એક ઊંટ બરાબર ઠેરવી. અચાનક એક ઊંટ નાસી ગયું. લોકો પાસે ઘોડા ઓછા હતા. (એટલે તેને કોઇ પકડી શક્યું નહીં) નાછૂટકે એક માણસે તેને તીર મારીને રોક્યું. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આ જાનવર પણ જંગલી જાનવરોના જેવું વહશી છે. જેથી જો તમને એ ક્યારેક મજબૂર કરી દે (અને હાથમાં ન આવે) તો આવું જ કામ કરો. મારા દાદાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમને કાલે દુશ્મનો સાથે ઘર્ષણમાં આવવાનો ભય છે. અમારી પાસે છરીઓ નથી. શું અમે ખપાટથી ઝબ્હ કરી શકીએ છીએ ? ફરમાવ્યું : જે વસ્તુ વડે લોહી વહી જાય અને ખુદાનું નામ લઈને ઝબ્હ કરવામાં આવ્યું હોય તેને ખાય શકો છો, પરંતુ દાંત અને નખથી ઝબ્હ ન થવું જોઇએ. કારણ કે, દાંત તો એક હાડકું છે અને નખ હબસીઓની છરીઓ છે.



## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### સફરમાં ન હોવા છતાં કોઇ વસ્તુ ગીરો મૂકવાનું બયાન અને આયત 'વ ઇન કુન્તુમ અલા સફરિ વ્વ લમ તજિદૂ કાતિબન ફરિહાનૂમ્ મકબૂદહ'ની તફસીર. ડિવા જો તમે સફરમાં હોવ અને કોઇ લખનાર ન મળે તો કોઇ વસ્તુ ગીરો મૂકવી જોઇએ અને કબજો પણ આપી દેવો જોઇએ

(૧૬/૨૮૦૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જવ લઈને પોતાનું બખ્તર ગીરો મૂક્યું હતું. હું જવની રોટી અને વાસયુક્ત ચરબી લઈને હુઝૂરની સેવામાં હાજર થયો હતો. મેં પોતે સાંભળ્યું હતું કે, હુઝૂર ફરમાવતા હતા કે, મુહમ્મદના ઘરવાળાઓ પાસે કદી સવારે એક સાઅ અનાજથી વધારે ન થયું અને ન સાંજના થયું. હઝરત અનસ (રદિ.) કહે છે : તે સમયે હુઝૂરના નવ ઘરો હતાં.

### બખ્તર ગીરો મૂકવું

(૧૭/૨૮૦૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક ચોક્કસ મુદતમાં આપવાના વાયદે એક યહૂદી પાસેથી પોતાનું બખ્તર ગીરો મૂકીને થોડુંક અનાજ ખરીદ્યું હતું.

### હથિયારો ગીરો મૂકવાનું બયાન

(૧૮/૨૮૦૪) હઝરત જાબિર ઇબ્ને



અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કઅબ ઇબ્ને અશરફને મારી નાખવાની જવાબદારી કોણ લે છે ? તેણે ખુદા અને રસૂલને ભયંકર તકલીફ આપી છે. મુહમ્મદ ઇબ્ને મસ્લમાએ કહ્યું : હું તેને મારી નાખીશ. જેથી ઇબ્ને મસ્લમા કઅબ પાસે ગયા અને કહ્યું કે, તમે અમને એક-બે વસક અનાજ ઉધાર આપો. કઅબે કહ્યું : તમે મારી પાસે તમારી ઓરતો ગીરો મૂકો. મુહમ્મદે કહ્યું : અમે તમારી પાસે ઓરતો કેવી રીતે ગીરો મૂકી શકીએ, તમે બધા અરબોમાં વધુ ખૂબસુરત છો. કઅબે કહ્યું : તો તમારા બાળકો ગીરો મૂકો. મુહમ્મદે જવાબ આપ્યો કે, અમે બાળકો કેવી રીતે ગીરો મૂકી શકીએ. પાછળથી લોકો તેમને ટોણા મારશે અને કહેશે કે, આ એક-બે વસક અનાજના બદલામાં ગીરો મૂકવામાં આવ્યા હતા. અમને એ શરમજનક લાગશે. હા, હથિયાર મૂકી શકીએ છીએ. જેથી હથિયાર લાવવાનો વાયદો કરીને મુહમ્મદ ચાલ્યા આવ્યા. પછી લોકોએ જઇને કઅબને મારી નાખ્યા અને હુઝૂર (સલ.)ને આવીને ખબર આપી.

### ગીરો મૂકેલા માલનું દૂધ દોહવું અને તેના પર સવાર થવું જાઇઝ છે

(૧૯/૨૮૦૫) ઇબ્રાહીમ નખઇ કહે છે કે, ગુમ થયેલ જાનવરને જો કોઇ પકડી લે અને તેને ઘાસચારો ખવડાવે તો ઘાસચારાના પ્રમાણમાં તેનાથી સવારીનું કામ લેવું અથવા તેનું દૂધ દોહવું જાઇઝ છે. ગીરોમાં એ પ્રમાણે જ છે.

(૨૦/૨૮૦૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) ફરમાવતા હતા : ગીરવે મૂકેલ જાનવર પાસેથી તેના દાણા-ઘાસના બદલામાં સવારીનું કામ લેવામાં આવે અને દૂધવાળા જાનવરનું દૂધ પીવામાં આવે.

(૨૧/૨૮૦૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો સવારીનું જાનવર ગીરવે હોય તો તેના દાણા-ઘાસના બદલામાં તેના પર સવારી કરી શકાય છે અને દૂધવાળું જાનવર ગીરવે હોય તો તેના ખર્ચના બદલામાં તેનું દૂધ દોહી શકાય છે. હા, તે જાનવરોનો ખર્ચ સવાર થનાર અને દૂધ પીનાર ઉપર છે.

### યહૂદીઓ વગેરે પાસે ગીરો મૂકવાનું બયાન

(૨૨/૨૮૦૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક યહૂદી પાસેથી બખ્તર ગીરો મૂકીને થોડુંક અનાજ ખરીદ્યું હતું.

### જો ગીરો લેનાર અને ગીરો મૂકનાર અથવા કોઇ વાદી અને પ્રતિવાદી વચ્ચે મતભેદ જાગે

**તો પુરાવો વાદી ઉપર છે અને કસમ પ્રતિવાદી ઉપર છે**

(૨૩/૨૮૦૯) ઇબ્ને અબૂ મુલૈકા કહે છે કે, મેં ઇબ્ને અબ્બાસને (બે ઓરતોના પરસ્પરના કેસ અંગે) લખ્યું. તેમણે જવાબમાં લખ્યું કે, નામદાર હુઝૂર (સલ.)નો ફેસલો છે કે, પ્રતિવાદી ઉપર કસમ ખાવી જરૂરી છે.

(૨૪/૨૮૧૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે, જો કોઇ માણસ જૂઠી કસમ ખાઇને કોઇનો માલ દબાવી લેવા માંગે તો કિયામતના દિવસે જ્યારે ખુદાની સામે જશે ત્યારે ખુદા તઆલા તેના પર ગુસ્સે થશે. એના સમર્થનમાં ખુદા તઆલાએ આ આયત ઉતારી છે : **ઇન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન....અઝાબુન અલીમ** થોડી વાર પછી અશ્અસ ઇબ્ને કૈસ આવ્યા અને પૂછ્યું કે, અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કઇ હદીસ બયાન કરી રહ્યા હતા ? અમે હદીસ બતાવી. અશ્અસે કહ્યું : ઇબ્ને મસઊદે સાચું કહ્યું. આ આયત મારા વિષે ઉતરી હતી. મારી અને બીજા એક માણસની વચ્ચે એક કુવા વિષે ઝઘડો હતો. અમે બંને કેસ લઇને હુઝૂરની સેવામાં પહોંચ્યા. આપે ફરમાવ્યું : તારી પાસે બે સાક્ષીઓ હોવા જોઇએ, નહીં તો એની કસમ થવી જોઇએ. મેં કહ્યું : હુઝૂર, અત્યારે તો એ કસમ ખાઇ લેશે અને કંઇ પરવા કરશે નહીં. હુઝૂરે ફરમાવ્યું : જે માણસ જૂઠી કસમ ખાઇને માલ લેશે તે કિયામતના દિવસે જ્યારે ખુદા તઆલા સામે જશે ત્યારે ખુદા તઆલા તેના પર ગુસ્સે થશે. ખુદા તઆલાએ આ ફરમાનના સમર્થનમાં ઉપરોક્ત આયત ઉતારી.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

# ★ આઝાદ કરવું ★

**ગુલામ આઝાદ કરવાના સવાબનું બયાન.**

**ખુદા તઆલા ફરમાવે છે : 'ફક્કુ રકબતિન અવ ઇત્આમુન ફી યવમિન ઝીમસ્ગબતિન યતીમન ઝામકરબતિન' કિવા ગુલામોની ગરદનો આઝાદ કરાવવી અથવા ભૂખના દિવસે સ્નેહી યતીમને ખાણું ખવડાવવું**

(૨૫/૨૮૧૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કોઇ મુસલમાનને આઝાદ કરશે ખુદા તઆલા તેના દરેક સાંધાના બદલામાં એના દરેક સાંધાને દોઝખથી મુક્ત કરશે. સઇદ ઇબ્ને મરજાના કહે છે : મેં જઇને આ હદીસ અલી ઇબ્ને હુસેન (હઝરત ઇમામ ઝૈનુલ



આબિદીન)ને કહી. તેમણે તરત પોતાનો ગુલામ આઝાદ કરી દીધો. અબ્દુલ્લાહ ઇબ્ને જઅફર એ ગુલામની કીંમત હઝરત ઇમામ ઝૈનુલ આબિદીનને દસ હઝાર દિરહમ અથવા એક હઝાર અશરફીઓ આપતા હતા.

**કયા ગુલામને આઝાદ કરવો અફઝલ છે ?**

(૨૬/૨૮૧૨) હઝરત અબૂઝર ગિફારી (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું કે, બધા અમલોમાં કયો અમલ અફઝલ છે ? ફરમાવ્યું : અલ્લાહ ઉપર ઇમાન લાવવું અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરવી. મેં પૂછ્યું કે, કયા ગુલામને આઝાદ કરવો અફઝલ છે ? ફરમાવ્યું : જે સૌથી વધુ કીંમતી અને ઘરવાળાઓને સૌથી વધુ પસંદ હોય. મેં કહ્યું કે, જો હું એવું ન કરી શકું તો ? ફરમાવ્યું : **તુઇનુ સાનિઅત....** લોકોને (તારા ઝુલ્મથી) બચાવ. તારા માટે એ જ સદકો છે.

**સૂર્યગ્રહણ વખતે ગુલામ આઝાદ કરવો મુસ્તહબ છે**

(૨૭/૨૮૧૩) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર (રદિ.) કહે છે કે, સૂર્યગ્રહણ વખતે રસૂલુલ્લાહ (સલ.)એ ગુલામ આઝાદ કરવાનો હુકમ આપ્યો છે.

(૨૮/૨૮૧૪) હઝરત અસ્મા કહે છે કે, સૂર્યગ્રહણ વખતે અમને ગુલામ આઝાદ કરવાનો હુકમ આપવામાં આવતો હતો.

**જો સંયુક્ત લોંડી-ગુલામને આઝાદ કરવામાં આવે તો શું હુકમ છે ?**

(૨૯/૨૮૧૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કોઇ એવા ગુલામને આઝાદ કરે જે બે માણસો વચ્ચે ભાગીદારીમાં હોય તો જો માલદાર હશે તો કીમત આંકીને બીજા ભાગીદારના ભાગની તેની પાસેથી વસૂલ કરવામાં આવે, પછી ગુલામને આઝાદ કરી દેવામાં આવે.

(૩૦/૨૮૧૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ સંયુક્ત ગુલામમાંથી પોતાનો હિસ્સો આઝાદ કરે, તેણે બાકીના ભાગીદારોના હિસ્સાઓની યોગ્ય કીમત આપવી જોઇએ. જો તેની પાસે એટલો માલ ન હોય તો જે હિસ્સો આઝાદ થયો તે થઇ ગયો.

(૩૧/૨૮૧૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ કોઇ સંયુક્ત ગુલામમાંથી પોતાનો હિસ્સો આઝાદ કરે તેના ઉપર પૂરો ગુલામ આઝાદ કરવો જરૂરી છે. એ શરતે કે

ગુલામની પુરી કીંમત પ્રમાણે તેની પાસે માલ હોય, નહીં તો ગુલામની યોગ્ય કીંમતનો અંદાજ મૂકવામાં આવશે. જેટલો આઝાદ થયો તેટલો થઇ ગયો. (બાકીની કીંમત ગુલામ પોતે કમાણી કરીને આપે).

(૩૨/૨૮૧૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ગુલામમાંથી પોતાનો હિસ્સો આઝાદ કરે અને તેની પાસે એટલો માલ હોય કે, ગુલામની યોગ્ય કીંમત માટે પૂરતો હોય તો પૂરો ગુલામ આઝાદ થઇ જશે, નહીં તો જેટલો આઝાદ કર્યો છે એટલો જ આઝાદ થશે.

(૩૩/૨૮૧૯) નાફિઅ કહે છે કે, જો કોઇ લોંડી-ગુલામ અમુક ભાગીદારોમાં સંયુક્ત હોય અને એક ભાગીદાર પોતાનો હિસ્સો આઝાદ કરી દે તો ઇબ્ને ઉમરનો ફત્વો છે કે, જો તે માણસ પાસે એટલો માલ હોય કે પૂરા ગુલામની કીંમત માટે પુરતો હોય તો તેના માટે પૂરો ગુલામ આઝાદ કરવો જરૂરી છે. પૂરા ગુલામની વધઘટ વગર યોગ્ય કીંમતનો અંદાજ મૂકીને ભાગીદારોના ભાગોની કીંમત તેમને આપવામાં આવે અને ગુલામને આઝાદ કરી દેવામાં આવે.

**જો સંયુક્ત ગુલામમાંથી પોતાનો હિસ્સો આઝાદ કરી દેવામાં આવે અને બાકીના હિસ્સાઓ જેટલો માલ ન હોય તો ગુલામ પાસે કમાણી કરાવવામાં આવે, પરંતુ અસાધારણ બોજ નાખવામાં આવે નહીં. તેની કમાણીમાંથી ભાગીદારોના ભાગોની કીંમત ચુકવવામાં આવે.**

(૩૪/૨૮૨૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ગુલામમાંથી પોતાનો હિસ્સો આઝાદ કરે તેના માટે જરૂરી છે કે, પોતાના માલથી ખરીદીને પૂરો ગુલામ આઝાદ કરે. એ શરતે કે તેની પાસે એટલો માલ હોય, નહીં તો ગુલામની કીંમતનો અંદાજ કાઢીને (ભાગીદારોના ભાગ જેટલી) તેની પાસે મહેનત કરાવવામાં આવે, પરંતુ અસાધારણ બોજ નાખવામાં ન આવે.

**ભૂલથી ગુલામ આઝાદ કરવો અથવા તલાક દેવી કિંવા જો ઇરાદા વગર તલાક આપી દે અથવા ગુલામને આઝાદ કરી દે તો તલાક અને આઝાદી થશે નહીં. કારણ કે, આઝાદ કરવામાં ખુદાને રાજી રાખવાની શરત છે.**

(૩૫/૨૮૨૧) હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું છે કે, દરેક માણસ માટે તે છે જેની તે નિય્યત કરે અને ભૂલ કરનાર અથવા ઇરાદા વગર ઝબાનથી બોલનારની નિય્યત હોતી નથી, એટલે ઇરાદા વગર તલાક અથવા આઝાદી થતી નથી.



(૩૬/૨૮૨૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ મારા કારણે મારી ઉમ્મત માટે તેમના દિલોમાં જે કંઇ (ખરાબ) વિચારો ઉત્પન્ન થાય છે તે માફ કર્યા છે જ્યાં સુધી કે તેને અમલમાં મુકે નહીં અથવા બોલે નહીં.

(૩૭/૨૮૨૩) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : બધા કામોનો આધાર નિય્યત પર છે. જે વસ્તુની માણસ નિય્યત કરે છે તેના માટે તે જ વસ્તુ છે. એટલે જે માણસની હિજરત ખુદા અને રસૂલ માટે હોય તેની હિજરત ખુદા અને રસૂલ માટે છે. જે માણસની હિજરત દુનિયા મેળવવા માટે અથવા કોઇ ઓરત સાથે શાદી કરવા માટે હોય તો તેની હિજરતનો હેતુ બસ તે જ છે.

**જો કોઇ માણસ પોતાના ગુલામ વિષે આઝાદ કરવાના ઇરાદાથી કહે કે, એ ખુદાના માટે છે, તો શું હુકમ છે ? અને આઝાદ કરતી વખતે ગવાહ બનાવવો**

(૩૮/૨૮૨૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હું મારા ગુલામને સાથે લઇને મુસલમાન થવાના ઇરાદાથી મદીના જવા નીકળ્યો. રસ્તામાં અમે બંને એકબીજાથી છુટા પડી ગયા. હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો અને બેઠો જ હતો કે ગુલામ આવી ગયો. હુઝૂરે ફરમાવ્યું : અબૂ હુરૈરા, આ તમારો ગુલામ આવી ગયો. મેં કહ્યું : હુઝૂર ગવાહ રહે, એ (મારા તરફથી) આઝાદ છે. હઝરત અબૂ હુરૈરાએ મદીના પહોંચીને આ શેઅર પઢયો હતો :

**યા લયલતન મિન તૂલિહા વ અનાઇહા અલા અન્નહા મિન દારતિલ કુફરિ નજતિ**

અર્થાત : તે રાત જો કે ઘણી લાંબી અને કષ્ટદાયક હતી, પરંતુ હું તેને પસંદ કરું છું. કારણ કે, તેણે જ કુફ્રના ઘરમાંથી મને મુક્તિ આપી.

(૩૯/૨૮૨૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જ્યારે હું મુબારક સેવામાં હાજર થવાના ઇરાદાથી નીકળ્યો ત્યારે રસ્તામાં આ શેઅર પઢતો હતો :

**યા લયલતમ મિન તૂલિહા વ અનાઇહા અલા અન્નહા મિન દારતિલ કુફરિ નજતિ**

છેવટે હુઝૂર (સલ.)ની સેવામાં પહોંચ્યો અને બૈઅત કરી લીધી. બૈઅત કરીને બેઠો જ હતો, એવામાં ગુલામ સામે આવ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અબૂ હુરૈરા, લો, આ તમારો ગુલામ છે. મેં કહ્યું કે, એ ખુદાના માટે આઝાદ છે. કિંવા મેં એને આઝાદ કરી દીધો.

(૪૦/૨૮૨૬) કૈસ કહે છે કે, જ્યારે હઝરત અબૂ હુરૈરા ગુલામને સાથે લઇને

મુસલમાન બનવાના ઇરાદાથી મદીના માટે નીકળ્યા ત્યારે રસ્તામાં ગુલામ ગુમ થઇ ગયો. (જ્યારે ગુલામ પાછો આવ્યો ત્યારે) અબૂ હુરૈરાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું હુઝૂરને ગવાહ રાખું છું કે, આ ગુલામ ખુદાના માટે છે.

### ઉમ્મે વલદનું બયાન

(૪૧/૨૮૨૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, કિયામતની નિશાનીઓમાંની એક નિશાની એ પણ છે કે, લૌંડી પોતાની માલિકણની માં હશે.

(૪૨/૨૮૨૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ઉત્બા ઇબ્ને અબી વક્કાસે પોતાના ભાઇ સઅદને વસિય્યત કરી હતી કે, ઝમઆની લૌંડીના છોકરાને લઇ લેશો. કારણ કે, તે મારો પુત્ર છે. જેથી જ્યારે મક્કાના વિજય વખતે હુઝૂર (સલ.) મક્કા આવ્યા ત્યારે સઅદે ઝમઆની લૌંડીના છોકરા પર કબજો કરી લીધો. તેને લઇને હુઝૂરની સેવામાં હાજર થયા. બીજી બાજુ અબ્દ ઇબ્ને ઝમઆ પણ મુબારક સેવામાં પહોંચ્યા. સઅદે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એ મારો ભત્રીજો છે. મારા ભાઇએ મને વસિય્યત કરી હતી કે, જો એ મારા વીર્યથી છે. અબ્દ ઇબ્ને ઝમઆએ કહ્યું કે, હુઝૂર, એ મારો ભાઇ છે. ઝમઆનો પુત્ર છે અને તેના જ બિસ્તરા પર જન્મ્યો છે. હુઝૂરે છોકરાને જોયો ત્યારે તે ઉત્બાને મળતો આવતો હતો, પરંતુ હુઝૂરે ફરમાવ્યું : આ છોકરો ઝમઆના બિસ્તરા પર જન્મ્યો છે એટલે એનો વારસદાર અબ્દ ઇબ્ને ઝમઆ છે. તે પછી ફરમાવ્યું : સૌદા, તમે એનાથી પરદો કરો. હઝરત સૌદા ઝમઆનાં પુત્રી અને રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર પત્ની હતાં. પરદો કરવાનો હુકમ હુઝૂરે એટલા માટે આપ્યો હતો કે, છોકરો ઉત્બાને મળતો આવતો હતો.

### મુદબ્બર ગુલામને વેચવાનો હુકમ

(૪૩/૨૮૨૯) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અમારામાંથી એક માણસે પોતાના ગુલામને મુદબ્બર બનાવ્યો. હુઝૂરે તેને બોલાવીને વેચી દીધો અને વેચવાના પહેલા જ વરસે ગુલામ મરી ગયો.

### હક્કે 'વલા'ને વેચવાનું અને ભેટ આપવાનું બયાન

**(હક્કે વલા, વારસાના તે હક્કને કહેવામાં આવે છે, જે આઝાદ કરનાર માલિકને આઝાદ થયેલ ગુલામના 'તરકા'માંથી મળે છે.)**

(૪૪/૨૮૩૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'હક્કે વલા' વેચવાની મનાઇ ફરમાવી છે અને ભેટ આપવાની પણ મનાઇ ફરમાવી છે.



(૪૫/૨૮૩૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મેં બરીરાને ખરીદી ત્યારે બરીરાના માલિકોએ પોતાના માટે 'હક્કે વલા'ની શરત કરી. મેં હુઝૂરને એની વાત કરી. ફરમાવ્યું : એને આઝાદ કરી દો. કારણ કે, 'હક્કે વલા' રૂપિયા આપ.ારનો જ છે. તે પછી હુઝૂરે બરીર.ને બોલાવીને (પતિથી અલગ થવાનો) ઇખ્તિયાર આપ્યો. બરીરાએ કહ્યું કે, જો તે મને આટલા (રૂપિયા) આપશે તો પણ હું તેની પાસે રહીશ નહીં.

### જો કોઇ મુસલમાનના મુશ્રિક કાકા અથવા ભાઇ ગિરફતાર થઇ જાય તો શું દંડ ભરીને તેને છોડાવવો જાઇઝ છે ?

(૪૬/૨૮૩૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબ્બાસ (રદિ.)એ હુઝૂર (સલ.)ની સેવામાં વિનવ્યું હતું કે, મેં મારો અને અકીલનો દંડ ભરી દીધો.

(૪૭/૨૮૩૩) હઝરત અલી (રદિ.)નો તે માલે ગનીમતમાં હિસ્સો હતો, જે તેમને તેમના ભાઇ અકીલ અને કાકા અબ્બાસ પાસેથી હાથ લાગ્યો હતો.

(૪૮/૨૮૩૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, કેટલાક અનસારોએ હુઝૂર (સલ.) પાસે રજા માંગી અને વિનંતી કરી કે, હુઝૂર અમને રજા આપો કે અમે અમારા ભાણેજ અબ્બાસનો દંડ છોડી દઇએ. હુઝૂરે ફરમાવ્યું કે, એક દિરહમ પણ છોડો નહીં.

### મુશ્રિકના આઝાદ કરવાનું બયાન

(૪૯/૨૮૩૫) હકીમ ઇબ્ને હિઝામ (રદિ.)એ અજ્ઞાનતાના યુગમાં સો ગુલામ આઝાદ કર્યા હતા અને સવારી માટે લોકોને સો ઊંટો આપ્યા હતાં. મુસલમાન થયા ત્યારે પણ સવારી માટે લોકોને સો ઊંટ આપ્યા અને સો ગુલામ આઝાદ કર્યા. હકીમ કહે છે : મેં એ અંગે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અંધકાર યુગમાં મેં જે નેક કામો કર્યાં છે તેનો શું હુકમ છે ? ફરમાવ્યું : આગળના નેક કામોના કારણે તો તમે મુસલમાન થયા છો.

### અરબ ગુલામો ભેટ આપવા, વેચવા, તેમને દંડ ભરીને છોડાવવા તેમના સ્ત્રી-બાળકોને કેદી બનાવવાં, અરબ લૌંડીઓ સાથે સંભોગ કરવો, એ બધું જાઇઝ છે

**ખુદા તઆલા ફરમાવે છે : 'દરબ લ્લાહુ મસલન અબ્દન મમ્લૂકન લાયકદિરૂ અલા શયઇન વ મર્રઝકનાહુ મિન્ના રિઝકન હસનન ફહુવ યુન્ફિકુ મિન્હુ સિર્રં વ્વ જહરન હલ યસ્તવૂન અલ્હમ્દુ લિલ્લાહિ બલ અકસરૂહુમ લાયઅલમૂન.' ખુદા**

**તઆલા એક ઉદાહરણ આપે છે, એક તો તે ગુલામ છે જે કોઇ વસ્તુ પર કાબૂ ધરાવતો નથી અને બીજો તે માણસ છે જેને અમે અમારા તરફથી સર્વશ્રેષ્ઠ રોજી આપી છે કે જાહેર અને ખાનગીમાં જેમ ઇચ્છે છે તેમ તેને ખર્ચ કરે છે. શું એ બરાબર હોય શકે છે ? તમામ વખાણ ખુદાના માટે જ યોગ્ય છે, પરંતુ ઘણા લોકો અજાણ છે.**

(૫૦/૨૮૩૬) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા અને મરવાન કહે છે કે, હવાઝિનના અમુક પ્રતિનિધિઓ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા અને વિનંતી કરી કે, અમારો માલ અને પકડાયેલા કેદીઓ પાછા આપવામાં આવે. હુઝૂર (સલ.) ખુત્બો પઢવા ઉભા થયા અને ફરમાવ્યું : મારી સાથે જે લોકો છે તેમને તમે ઓળખો છો. સાચી વાત મને સૌથી વધુ પસંદ છે. તમે બંનેમાંથી એક વસ્તુ પસંદ કરી લો. માલ અથવા કેદી. કારણ કે, એક મુદ્દત સુધી મેં તમારી રાહ જોઇ. ખરેખર, તાઇફથી પાછા ફર્યા પછી હુઝૂરે દસ દિવસ સુધી તેમની રાહ જોઇ હતી. જ્યારે પ્રતિનિધિઓને ખાત્રી થઇ ગઇ કે, રસૂલુલ્લાહ (સલ.) તેમને ફક્ત એક વસ્તુ પાછી આપશે ત્યારે તેમણે કહ્યું કે, અમે અમારા કેદીઓ પાછા લેવા માંગીએ છીએ. આ સાંભળીને હુઝૂર લોકો સામે ખુત્બો પઢવા ઉભા થયા અને ખુદા તઆલાના વખાણ કર્યા. પછી ફરમાવ્યું કે, લોકો ! હવે તમારા ભાઇ તૌબા કરીને તમારી પાસે આવ્યા છે. મને યોગ્ય લાગે છે કે, તેમના કેદીઓ પાછા આપી દઉં. જેથી જે માણસ વળતર વગર કેદીઓ પાછા આપવાનું પસંદ કરતો હોય તે કરે અને વળતર વગર આપવા માંગતો ન હોય તો સૌ પ્રથમ જે માલે ગનીમત અલ્લાહ તઆલા તરફથી અમારી પાસે આવશે તેમાંથી અમે તેને વળતર આપીશું. લોકોએ કહ્યું કે, અમે વળતર વગર આપવા માંગીએ છીએ. હુઝૂરે ફરમાવ્યું કે, અમને ખબર પડી નહીં કે, તમારામાંથી કોણે એની રજા આપી અને કોણે આપી નહીં. માટે તમે પાછા જાઓ અને તમારા આગેવાનોને અમારી પાસે મોકલો. બધા માણસો પાછા ગયા અને તેમના આગેવાનો તેમની સાથે વાતચીત કરીને હુઝૂરની સેવામાં હાજર થયા અને કહ્યું કે, બધા લોકોએ વળતર વગર પાછા આપ્યા અને એની રજા આપી. બંને રાવીઓ કહે છે કે, હવાઝિન કબીલાના પ્રતિનિધિઓની આ ખબર તો અમને મળી છે. હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબ્બાસે હુઝૂરને કહ્યું હતું કે, મેં મારો અને અકીલનો દંડ ભર્યો.

(૫૧/૨૮૩૭) હઝરત નાફિઅ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની મુસ્તલિક કબીલા ઉપર ચઢાઇ કરી ત્યારે



બની મુસ્તલિકવાળા બિલકુલ ગાફિલ હતા. આપે તેમના તે જાનવરો, જેમને પાણી પીવડાવવા માટે તેઓ લઇ જઇ રહ્યા હતા તે લૂંટી લીધાં. જે લોકોએ લડાઇ કરી તેમને કત્લ કર્યા. તેમની ઓરતો અને બાળકોને ગિરફતાર કર્યાં. તે જ દિવસે હઝરત જુવૈરિયા (રદિ.) પણ આપને હાથ લાગ્યાં.

(૫૨/૨૮૩૮) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, બની મુસ્તલિકના જિહાદમાં અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. અરબસ્તાનના અમુક કેદીઓ અમારા હાથ લાગ્યા હતા. એકલા (સ્ત્રીહીન) રહેવાનું અમને મુશ્કેલ લાગવા માંડયું એટલે અમે ઓરતોની ઇચ્છા કરી, પરંતુ 'અઝલ' કરવાનું અમે પસંદ કર્યું. (જેથી ગર્ભ રહેવા પામે નહીં.) એ અંગે હુઝૂર (સલ.)ને પૂછયું. આપે ફરમાવ્યું કે, શું એવું ન કરો તો કંઇ વાંધો છે ? કિયામત સુધી જે જીવ પેદા થનાર છે તે તો પેદા થઇને રહેશે.

(૫૩/૨૮૩૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મને બની તમીમ પ્રત્યે તે દિવસથી જ ખૂબ મુહબ્બત થઇ ગઇ હતી જ્યારથી મેં તેમના વિષે હુઝૂર (સલ.) પાસેથી ત્રણ વાતો સાંભળી હતી. હુઝૂરે ફરમાવ્યું હતું કે, દજ્જાલને મારી પૂરી ઉમ્મતમાં બની તમીમ સૌથી વધુ ભારે પડશે. બીજું, એક વાર તેમની ઝકાતનો માલ હુઝૂર પાસે આવ્યો ત્યારે આપે ફરમાવ્યું કે, આ અમારી કોમની ઝકાતનો માલ છે. ત્રીજું, હઝરત આઇશા પાસે બની તમીમમાંની એક લોંડી હતી. હુઝૂરે હઝરત આઇશાને કહ્યું હતું કે એને આઝાદ કરી દો. એ હઝરત ઇસ્માઇલની ઓલાદમાંથી છે.

## પોતાની લોંડીને અદબ (સંસ્કાર) અને ઇલ્મ શીખવવાનો સવાબ

(૫૪/૨૮૪૦) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જેની પાસે લોંડી હોય અને તે (તેના શિક્ષણ અને સંસ્કાર માટે) ખર્ચ કરે; તેની સાથે સારો વર્તાવ કરે. પછી તેને આઝાદ કરીને તેની સાથે નિકાહ કરી લે તો તેને બેવડો સવાબ થશે.

**હદીસમાં આવ્યું છે કે, ગુલામ તમારો ભાઇ છે. એટલે જે કંઇ પોતે ખાઓ છો તે જ તેમને પણ ખવડાવો. ખુદા તઆલા ફરમાવે છે : 'વઅ્બુદૂ લ્લાહ વ લાતુશ્રિકૂ બિહિ શયઅં વ્વ બિલ વાલિદયનિ ઇહસાનં વ્વ બિઝીલ કુરબા વલ યતામા વલ મસાકીન.....' કિંવા ખુદા તઆલાની ઇબાદત કરો. તેની સાથે કોઇને ભાગીદાર બનાવો નહીં. માંબાપ સાથે, સગાંવહાલાં સાથે, યતીમો સાથે, મિસ્કીનો સાથે, નજીકના પડોશીઓ સાથે, અજાણ્યા**

**પડોશીઓ સાથે, સફરના સાથી સાથે, મુસાફિરો સાથે અને લોંડી-ગુલામો સાથે સારો વર્તાવ રાખો. ખુદા તઆલા અભિમાની અને ઘમંડીને પસંદ કરતા નથી.**

(૫૫/૨૮૪૧) હઝરત મઅ્રૂર ઈબ્ને સુવૈદ કહે છે કે, મેં હઝરત અબૂઝર ગિફારીને એક જોડી (સૂટ) પહેરેલી હાલતમાં જોયા. તેમના ગુલામે પણ (તેવી જ) જોડી પહેરી હતી. અમે તેનું કારણ પૂછયું. કહ્યું, એક વાર એક માણસ સાથે મારે ગાળગલોચ થઇ. તેણે જઇને હુઝૂરને મારી ફરિયાદ કરી. આપે મને કહ્યું કે, શું તે એને માંની ગાળ આપી છે ? ત્યાર પછી કહ્યું, ગુલામો તમારા ભાઇ છે. ખુદા તઆલાએ તેમને તમારા હાથ નીચે રાખ્યા છે. એટલે યોગ્ય એ છે કે, જેનો ભાઇ તેના હાથ નીચે હોય તે જે કંઇ પોતે ખાય તે જ તેને પણ ખવડાવે; જે પોતે પહેરે તે તેને પણ પહેરાવે. તમે તેમને એટલી તકલીફ ન આપો કે, તે મજબૂર થઈ જાય. જો મજબૂર કરનારા કામનો તેમના ઉપર બોજ નાખવા માંગો તો પોતે પણ તેમની મદદ કરો.

**જે ગુલામ ખુદા તઆલાની ઈબાદત સારી રીતે કરે અને પોતાના માલિકનો હક્ક પણ અદા કરતો રહે તો તેનો શું સવાબ છે ?**

(૫૬/૨૮૪૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે ગુલામ તેના માલિકની ભલાઈ કરે છે અને તેના પરવરદિગારની ઈબાદત પણ સારી રીતે કરે છે તેને બેવડો સવાબ મળશે.

(૫૭/૨૮૪૩) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસની પાસે કોઈ લોંડી હોય. તેને સારી રીતે તઅલીમ આપી, અદબ શીખવી આઝાદ કરીને પોતે તેની સાથે નિકાહ કરી લે તો તેને બેવડો સવાબ મળશે. જે ગુલામ ખુદાનો હક પણ અદા કરે અને પોતાના માલિકનો પણ, તેને બેવડો સવાબ મળશે.

(૫૮/૨૮૪૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : નેક ગુલામ માટે બેવડો સવાબ છે. કસમ છે તે ખુદાની જેના કબજામાં મારો જાન છે, જો અલ્લાહના રસ્તામાં જિહાદ કરવું, હજ્જ કરવું અને માંની સાથે ભલાઈ કરવું, એ (અફઝલ) ન હોત તો હું દિલથી ઈચ્છા રાખત કે, હું મરતી વખતે ગુલામ હોઉં.

(૫૯/૨૮૪૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે દરેક ગુલામ માટે પોતાના પરવરદિગારની ઈબાદત કરવી અને માલિકની ભલાઈ કરવી, એ ઘણી સારી વાત છે.



**પોતાને ગુલામથી મોટા માનવું ખોટું છે. આ વાત પણ ખરાબ છે કે, માણસ કહે કે, 'મારો બંદો' અથવા 'મારી બંદી'. ખુદા તઆલાએ ફરમાવ્યું છે : 'વ સ્સાલિહીન મિન ઇબાદિકુમ વ ઇમાઇકુમ' ઉિવા તમારા જે ગુલામ અને લોંડીઓ નેક હોય તેમના નિકાહ કરી દો. એક જગ્યાએ આવ્યું છે : 'અબ્દમ્ મમ્લૂકન'. બીજી જગ્યાએ આવ્યું છે : 'વ અલ્ફયા સય્યિદહા લદલ બાબિ'. બીજી એક આયતમાં આવ્યું છે : 'ફતયાતિકુમુલ મુઅમિનાતિ'. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : કૂમૂ ઇલા સય્યિદિકુમ, તમારા સરદાર માટે ઉભા થઈ જાઓ. ખુદા તઆલાએ ફરમાવ્યું છે : 'વઝકુરની ઈન્દ રબ્બિક' 'રબ'નો અર્થ બાદશાહ ઘટાવ્યો છે.**

(૬૦/૨૮૪૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે ગુલામ પોતાના માલિકની ભલાઈ કરે છે અને પોતાના પાલનહારની ઈબાદત કરે છે તેને બેવડો સવાબ મળશે.

(૬૧/૨૮૪૭) હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે ગુલામ પોતાના પરવરદિગારની સારી રીતે ઈબાદત કરે અને પોતાના માલિકની સેવા અને ભલાઈ કરતો રહે તો તેને બેવડો સવાબ મળશે.

(૬૨/૨૮૪૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી કોઈ માણસ (પોતાના ગુલામને) એવું ન કહે કે, તારા 'રબ'ને ખાણું ખવડાવ, તારા રબને પાણી પીવડાવ, તારા રબને વુઝૂ કરાવ અને (ગુલામ પોતાના માલિકને કહે) સય્યિદી વ મૌલાઈ અને (કોઈ માણસ ગુલામને આ પ્રમાણે ન કહે) મારો બંદો અથવા મારી બંદી, બલ્કે એવું કહે કે, મારો જવાન અથવા મારો ગુલામ અથવા મારી જવાન.

(૬૩/૨૮૪૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ગુલામમાંથી પોતાનો હિસ્સો આઝાદ કરે અને તેની પાસે પૂરા ગુલામની કીંમત જેટલો માલ હોય તો યોગ્ય કીંમત આંકવામાં આવે અને તેના માલમાંથી કીંમત આપીને ગુલામને આઝાદ કરી દેવામાં આવે, નહીં તો જેટલો હિસ્સો તેણે આઝાદ કર્યો તેના તરફથી બસ તે જ આઝાદ થયો.

(૬૪/૨૮૫૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી દરેક માણસ હાકિમ છે. તેને તેની રૈયતની

પૂછપરછ થશે. જે બધા લોકોનો સરદાર છે તે તેમનો હાકિમ છે. તેને તેમના વિષે પૂછપરછ થશે. પુરૂષ પોતાના ઘરવાળાંઓનો હાકિમ છે. તેને તેમના વિષે પૂછપરછ થશે. ઓરત પોતાના પતિના ઘર અને ઔલાદની હાકિમ છે. તેને તેમના વિષે પૂછપરછ કરવામાં આવશે. ગુલામ પોતાના માલિકના માલનો હાકિમ છે. તેને તેના વિષે પૂછપરછ થશે. સારાંશ એ કે, તમારામાંનો દરેક માણસ હાકિમ છે અને દરેક માણસને તેની રૈયત વિષે પૂછપરછ થશે.

(૬૫/૨૮૫૧) અબૂ હુરૈરા અને ઝેદ ઈબ્ને ખાલિદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે લોંડી ઝિના કરે તો તેને કોરડા મારો. ફરી ઝિના કરે તો ફરી કોરડા મારો. ફરી ઝિના કરે તો ફરી કોરડા મારો. ત્રીજી અથવા ચોથી વાર ઝિના કરે તો તેને વેચી દો, ભલેને વાળની એક રસ્સીના બદલામાં હોય.

## નોકર ખાણું લઇને આવે તો શું હુકમ છે ?

(૬૬/૨૮૫૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી જો કોઇનો સેવક ખાણું લાવે તો યોગ્ય એ છે કે, તેને ખાવા માટે સાથે બેસાડે. જો સાથે બેસાડે નહીં તો તેને એક-બે કોળીયા ઝરૂર આપે. કારણ કે, ખાણાની વ્યવસ્થાનો તે જ જવાબદાર રહ્યો છે.

**ગુલામ પોતાના માલિકના માલનો હાકિમ છે. રસૂલુલ્લાહ (સલ.)એ આ હદીસમાં માલના માલિકી-પણાનો સંબંધ માલિક સાથે સૂચવ્યો છે. (એ પરથી જાણવા મળે છે કે, માલ માલિકનો છે, ગુલામ તેની દેખરેખ રાખનાર છે)**

(૬૭/૨૮૫૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મે પોતે નામદાર હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું. આપ ફરમાવતા હતા કે, તમારામાંથી દરેક માણસ હાકિમ છે. તેને તેની રૈયત વિષે પૂછવામાં આવશે. બાદશાહ પણ હાકિમ છે. તેને તેની રૈયતની પૂછપરછ થશે. પુરૂષ પોતાના ઘરવાળાંઓનો હાકિમ છે. તેને તેની રૈયત વિષે પૂછપરછ થશે, ઓરત પોતાના પતિના ઘરની હાકિમ છે. તેને તેના વિષે પૂછપરછ થશે. નોકર પોતાના માલિકના માલનો હાકિમ (રક્ષક) છે. તેને તે વિષે પૂછપરછ થશે. લગભગ હુઝૂરે એવું પણ ફરમાવ્યું હતું કે, માણસ પોતાના પિતાના માલનો હાકિમ છે. તેને તે અંગે પૂછપરછ થશે. સારાંશ કે, તમારામાંથી દરેક માણસ હાકિમ છે. તેને રૈયતની પૂછપરછ થશે.

## જો ગુલામને મારે તો મોં પર મારે નહીં

(૬૮/૨૮૫૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી જો કોઈ લડે તો મોં પર મારે નહીં.





**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

# ★ મુકાતબ ★

## મુકાતબનું બયાન અને હપ્તેથી રકમ આપવાનો હુકમ.

**મુકાતબ વાર્ષિક હપ્તો ભરશે. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન યબ્તગૂનલ કિતાબ મિમ્મા મલકત અયમાનુકુમ ફકાતિબૂહુમ ઇન અલિમ્તુમ ફીહિમ ખયરન વ આતૂહુમ મિમ્માલિ લ્લાહિ લ્લઝી આતાકુમ'** કિંવા **તમારા જે લોંડી-ગુલામ તમારી પાસે મુકાતબ બનવા માંગે તેમને મુકાતબ બનાવો. એ શરતે કે તમને તેમની પાસે માલ દેખાય. જે માલ તમને ખુદા તઆલાએ આપ્યો છે તેમાંથી તેમને કંઇક આપો**

(૬૯/૨૮૫૫) ઈબ્ને જુરૈજ કહે છે : મેં અતાને પૂછ્યું કે, જો મને ખબર હોય કે, ગુલામની પાસે માલ છે તો શું હું તેને મુકાતબ કરી શકું છું ? અતાએ જવાબ આપ્યો કે, મારા મત મુજબ તો મુકાતબ બનાવવું વાજિબ છે. અમ્ર ઈબ્ને દીનાર કહે છે : મેં અતાને પૂછ્યું કે, આ વાજિબ હોવાનો હુકમ નકલ થયેલ છે કે તમારો અભિપ્રાય છે ? અતાએ કહ્યું કે, સીરીનની પાસે ઘણો માલ હતો. તેણે હઝરત અનસને કહ્યું કે, મને મુકાતબ બનાવી દો. હઝરત અનસે ઇન્કાર કર્યો. સીરીને હઝરત ઉમરને જઇને કહ્યું. હઝરત ઉમરે અનસને કહ્યું કે, મુકાતબ બનાવી દો. હઝરત અનસે તે વખતે પણ ઇન્કાર કર્યો. હઝરત ઉમરે કોરડો લઇને અનસને માર્યા અને આ આયત પઢવા લાગ્યા : **ફકાતિબૂહુમ ઇન અલિમતુમ ફીહિમ ખયરન** છેવટે હઝરત અનસે સીરીનને મુકાતબ બનાવી દીધા.

(૭૦/૨૮૫૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, બરીરા મારી પાસે આવ્યા અને 'બદલે કિતાબત' ચૂકવવા માટે મદદ માંગી. તેને પાંચ ઊકિયહ આપવાના હતા અને પાંચ વરસનો હપ્તો મુકર્રર કર્યો હતો. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મને તેને આઝાદ કરવાની ઇચ્છા થઇ. એટલે મેં તેને કહ્યું : જુઓ, જો હું તમારી કીંમત અત્યારે ગણીને તમારા માલિકોને આપી દઉં અને તમને આઝાદ કરી દઉં, તમારા વારસાનો હક મારા માટે હોય તો એ શરતે તમારા માલિકો વેચી દેશે. બરીરાએ જઇને પોતાના માલિકો સામે બીના કહી. માલિકોએ વારસાના હક્ક વગર વેચવાનો ઇન્કાર કર્યો. જ્યારે હુઝૂર આવ્યા ત્યારે મેં આપને એની વાત કરી. ફરમાવ્યું : તમે એને (બીન શરતે) ખરીદીને આઝાદ કરી દો. કારણ કે, જે માણસ આઝાદ કરશે તેનો જ વારસા-હક્ક રહેશે. ત્યાર પછી હુઝૂરે (બહાર જઇને) ઉભા થઇને

ફરમાવ્યું : લોકોને શું થઈ ગયું છે કે, આવી આવી શરતો કરે છે જે કુર્આનમાં નથી. જે માણસ એવી શરત કરે જે કુર્આનમાં ન હોય તે શરત બેકાર છે. ખુદા તઆલાની શરત ઘણી મજબુત અને અમલને વાજિબ ઠેરવનારી છે.

**મુકાતબ સાથે કઈ શરતો કરવી જાઇઝ છે ? જો શરત કિતાબુલ્લાહમાં ન હોય તો તે બાતલ છે. ઇબ્ને ઉમરે આ વિષયની હદીસ રિવાયત કરી છે**

(૭૧/૨૮૫૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, બરીરા મારી પાસે આવીને 'બદલે કિતાબત' ચુકવવા માટે મદદ માંગી. ત્યાં સુધી તેણે બદલે કિતાબતમાંથી કોઈ હિસ્સો આપ્યો ન હતો. મેં તેને કહ્યું : તમારા માલિકો પાસે જઇને કહો કે, હું તમારો 'બદલે કિતાબત' ચુકવી દઉં છું, પરંતુ વારસાનો હક્ક મારો રહેશે. જો તેઓ એ કબૂલ કરે તો હું એ પ્રમાણે કરીશ. બરીરાએ પોતાના માલિકોને જઇને કહ્યું, પરંતુ તેમણે ઇન્કાર કર્યો અને કહેવા લાગ્યા : જો આઇશા ઇચ્છતા હોય કે, સવાબની આશાએ તમારા ઉપર ઇહસાન કરે તો કરે, પરંતુ વારસાનો હક્ક તો અમારો જ રહેશે. મેં આ બીના હુઝૂરને કહી. આપે ફરમાવ્યું : તમે (બીન શરતે) ખરીદીને એને આઝાદ કરી દો. કારણ કે, વારસાનો હક્ક આઝાદ કરનારનો જ છે. તે પછી હુઝૂરે બહાર જઇને ઉભા થઇને ફરમાવ્યું કે, લોકોને શું થઇ ગયું છે કે આવી આવી શરતો કરે છે, જે કુર્આનમાં નથી. જે માણસ એવી શરત કરશે જે કુર્આનમાં નથી તો તે શરત તેના માટે ફાયદાકારક બની શકશે નહીં, ભલેને સો વાર શરત કરે. કારણ કે, ખુદા તઆલાની શરત ઘણી મજબુત અને અમલ કરવા માટે ખૂબ ઝરૂરી છે.

(૭૨/૨૮૫૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)એ એક લોંડીને ખરીદીને આઝાદ કરવાનો ઇરાદો કર્યો, પરંતુ લોંડીના માલિકોએ કહ્યું કે, એના વારસાનો હક્ક અમારો રહેશે. રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, આ શરતના કારણે તમે આઝાદ કરવાનું માંડી વાળો નહીં. કારણ કે, વારસાનો હક્ક તે જ માણસનો છે જે આઝાદ કરે.

**મુકાતબ 'બદલે કિતાબત' ચુકવવા માટે બીજાઓ પાસેથી મદદ લઇ શકે છે અને લોકો પાસે માંગી શકે છે**

(૭૩/૨૮૫૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, બરીરા મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, મેં નવ ઊકિયહની કીંમતે મુકાતબ બનવાનું નક્કી કર્યું છે. વરસે એક ઊકિયહ આપવો પડશે. તમે મને મદદ કરો. મેં કહ્યું કે, જો તારા માલિક પસંદ કરે તો હું એક સામટો બદલે કિતાબત આપી દઇશ અને તને આઝાદ કરી દઇશ, પરંતુ વારસાનો હક્ક મારો



રહેશે. બરીરાએ જઇને પોતાના માલિકોને કહ્યું, પરંતુ તેમણે ઇન્કાર કર્યો. તેણે મને આવીને કહ્યું કે, મેં તેમને જઇને કહ્યું હતું, પરંતુ વારસાના હક્ક વગર તેમણે એ વાતનો ઇન્કાર કર્યો. રસૂલુલ્લાહ (સલ.)એ બરીરાની આ વાત સાંભળી લીધી અને મને વિગત પૂછી. મેં બીના કહી સંભળાવી. ફરમાવ્યું : તમે લઇને એને આઝાદ કરી દો અને વારસાના હક્કની તેમની શરત સ્વીકારી લો. કારણ કે, વારસાનો હક્ક તો આઝાદ કરનારનો જ રહે છે. પછી લોકોમાં ઉભા થઇને ખુદા તઆલાના વખાણ પછી ફરમાવ્યું : અમ્મા બઅ્દ, લોકોને શું થઈ ગયું કે, આવી શરતો કરે છે, જે કુર્આનમાં નથી. જે શરત કુર્આનમાં ન હોય તે બેકાર છે, ભલેને એવી સો શરતો કરવામાં આવે. કારણ કે, ખુદા તઆલાનો ફેસલો અને શરત ખૂબ મજબુત છે. કેટલાક લોકો એવું શા માટે કહે છે કે, અય માણસ ! તું એને આઝાદ કરી દે, પરંતુ વારસાનો હક્ક મારો રહેશે. વારસાના હક્ક તો તેનો છે જેણે આઝાદ કર્યા હોય.

**જો મુકાતબ ગુલામ વેચાવા માટે રાઝી હોય તો તેને વેચવો જાઇઝ છે**

(૭૪/૨૮૬૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યાં સુધી મુકાતબ ઉપર એક દિરહમ પણ બાકી હોય ત્યાં સુધી તે ગુલામ છે.

(૭૫/૨૮૬૧) ઝેદ ઇબ્ને સાબિતનું કથન છે કે, જ્યાં સુધી એક દિરહમ પણ મુકાતબ ઉપર બાકી છે ત્યાં સુધી તે ગુલામ છે.

(૭૬/૨૮૬૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મુકાતબ ઉપર જ્યાં સુધી કંઈ પણ બાકી રહી ગયું હોય ત્યાં સુધી તે ગુલામ છે, ભલે જીવંત રહે અથવા મરી જાય અથવા કોઇ ગુનોહ કરે.

(૭૭/૨૮૬૩) અમ્રહ બિન્તે અબ્દુર્રહમાન કહે છે કે, બરીરા ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ની સેવામાં હાજર થયાં અને બદલે કિતાબત ચુકવવા માટે મદદ માંગી. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું કે, જો તારા માલિકો એ વાત પર રાઝી હોય કે હું એક સામટી તારી કીંમત તેમને આપીને તને આઝાદ કરી દઉં તો હું એમ કરવા માટે તૈયાર છું. બરીરાએ પોતાના માલિકોને જઇને આ વાત કરી. માલિકોએ વારસાના હક્ક વગર એ વાતનો ઇન્કાર કર્યો. ઉમ્મુલ મુઅમિનીને હુઝૂર સામે એ વાતનો ઉલ્લેખ કર્યો. આપે ફરમાવ્યું : તમે તેને (બીનશરતે) ખરીદીને આઝાદ કરી દો. કારણ કે, વારસાનો હક્ક આઝાદ કરનારનો જ છે.

**જો મુકાતબ કોઇને કહે કે, તમે મને ખરીદીને આઝાદ કરી દો અને તે માણસ એ જ ઇરાદાથી તેને ખરીદી લે તો જાઇઝ છે**

(૭૮/૨૮૬૪) અબૂ અયમન કહે છે કે, હું ઉતબા ઇબ્ને અબૂ લહબનો ગુલામ હતો. જ્યારે ઉતબાનું અવસાન થયું ત્યારે તેની ઔલાદના વારસામાં આવી ગયો. ઉતબાની ઔલાદે મને ઇબ્ને અબૂ અમ્ર મખઝૂમીને ત્યાં વેચી દીધો અને વારસાનો હક્ક પોતાનો રહેવા દીધો. ઇબ્ને અમ્રે મને આઝાદ કરી દીધો. હું હઝરત આઇશા પાસે ગયો. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું કે, બરીરા મુકાતબાં હતાં. એક દિવસ મારી પાસે આવીને કહેવા લાગ્યાં કે, મને ખરીદીને આઝાદ કરી દો. મેં કહ્યું, સારૂં. બરીરાએ કહ્યું : મારા માલિક મને એ શરતે વેચશે કે, વારસાનો હક્ક તેમનો રહે. મેં કહ્યું, મને એ શરતે લેવાનું મંજુર નથી. હુઝૂરને એની ખબર થઇ ગઇ. આપે મને એની વાત કરી. મેં એની વિગત કહી દીધી. આપે ફરમાવ્યું : તમે ખરીદીને આઝાદ કરી દો અને તેઓ જે શરતો કરે તે કરવા દો. મેં બરીરાને ખરીદીને આઝાદ કરી દીધાં અને બરીરાના માલિકોએ વારસાનો હક્ક પોતાના માટે સુરક્ષિત રાખ્યો. હુઝૂરે ફરમાવ્યું : ભલેને તેઓ સો શરતો કરે, પરંતુ વારસાનો હક્ક આઝાદ કરનારનો જ છે.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**બખ્શિશ આપવાનું બયાન. બખ્શિશની ફઝીલત અને બખ્શિશ આપવાને ઉત્તેજન આપવાનું બયાન**

(૭૯/૨૮૬૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું હતું : અય મુસલમાન ઓરતો ! તમારી કોઇ પાડોસણની ભેટને તુચ્છ ન ગણો, ભલેને તે ભેટમાં બકરીની ખરી જ મોકલે.

(૮૦/૨૮૬૬) હઝરત આઇશા (રદિ.)એ ઉરવાને કહ્યું હતું : ભાણેજ, અમે સતત બે મહીનામાં ત્રણ ચાંદ જોઇ લેતાં હતાં (કિંવા પૂરા બે મહીના પસાર થઇ જતા હતા) અને રસૂલુલ્લાહ (સલ.)ના કોઇ ઘરમાં (બે મહીના સુધી) આગ સળગતી ન હતી. હઝરત ઉરવાએ કહ્યું : માસી, તો પછી તમે કેવી રીતે જીવતાં હતાં ? કહ્યું, બે વસ્તુઓ કિંવા ખજુર અને પાણીથી. હા, અન્સારી રસૂલુલ્લાહ (સલ.)ના પાડોશી હતા. તેમની પાસે દૂધ દેનારી બકરીઓ હતી. એટલે અન્સારો બકરીઓનું દૂધ હુઝૂરની સેવામાં મોકલતા હતા. હુઝૂર તે દૂધ અમને આપતા હતા.

**થોડી બખ્શિશ આપવાનું બયાન**

(૮૧/૨૮૬૭) હઝરત અબૂ હુરૈરા



(રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો મને હાથ (આગળના પગ) અથવા પગ (ઘુટણથી નીચેના) ખાવાનું આમંત્રણ આપવામાં આવે તો હું આમંત્રણ સ્વીકારી લઇશ. જો હાથ અને પગ મને ભેટ આપવામાં આવશે તો પણ સ્વીકારી લઇશ.

**જો કોઇ માણસ પોતાના મિત્રો પાસે કોઇ વસ્તુ ભેટ રૂપે માંગે તો જાઇઝ છે**

(૮૨/૨૮૬૮) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તમારી સાથે મારો (પણ) ભાગ રાખો.

(૮૩/૨૮૬૯) હઝરત સહલ કહે છે કે, એક મુહાજિર ઓરતનો ગુલામ સુથાર હતો. હુઝૂર (સલ.)એ તે ઓરતને કહેવડાવ્યું કે, તમારા ગુલામને કહીને મને મિમ્બરની લાકડીઓ બનાવડાવી આપો. હુકમ અનુસાર તે ઓરતે પોતાના ગુલામને હુકમ કર્યો. ગુલામે તરફા નામે ઝાડના લાકડાં કાપીને હુઝૂર માટે એક મિમ્બર તૈયાર કર્યો. તૈયાર થઇ ગયા પછી તે ઓરતે હુઝૂરને કહેવડાવ્યું કે, ગુલામે મિમ્બર તૈયાર કરી નાખ્યો. હુઝૂરે ફરમાવ્યું : મારી પાસે મોકલી આપો. લોકો મિમ્બર લઇ આવ્યા. હુઝૂરે તેને ઉંચકીને તે જગ્યાએ મૂકી દીધો કે જ્યાં તમે લોકો હવે જોઇ રહ્યા છો.

(૮૪/૨૮૭૦) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, એક વાર હું મક્કાના રસ્તામાં એક પડાવની જગ્યાએ સહાબા સાથે બેઠો હતો. રસૂલુલ્લાહ (સલ.)એ અમારી આગળ પડાવ નાખ્યો હતો. બધાનો ઇહરામ હતો. મારો ઇહરામ ન હતો. એવામાં એક જંગલી ગધેડો દેખાયો. હું જોડો સીવવામાં મશગૂલ હતો. એટલે હું જોઇ શકયો નહીં. કોઇએ મને કહ્યું પણ નહીં, પરંતુ તેમનો ખ્યાલ હતો કે આ જોઇ લે તો સારૂં છે. છેવટે જ્યારે મેં ગરદન ફેરવીને જોયું ત્યારે જંગલી ગધેડો દેખાયો. મેં ઉઠીને તરત ઘોડા પર ઝીન મૂકયું અને સવાર થઇ ગયો, પરંતુ કોરડો અને ધારિયું ભૂલી ગયો. સહાબાને કહ્યું કે, તમે લોકો મને ધારિયું અને કોરડો ઉંચકીને આપી દો. તેમણે ઇનકાર કર્યો અને કહેવા લાગ્યા : ખુદાની કસમ ! અમે તને કોઇ પણ પ્રકારની મદદ કરીશું નહીં. મને ગુસ્સો આવ્યો, પરંતુ મેં પોતે ઉતરીને કોરડો અને ધારિયું લઇ લીધાં અને સવાર થઇને જંગલી ગધેડા પર હુમલો કર્યો અને તેને કત્લ કરીને લઇ આવ્યો. જંગલી ગધેડો મરી ગયો હતો. બધા લોકો તેને ખાવા ઉમટી પડયા, પરંતુ ખાધા પછી તેમને શંકા ગઇ (કે આપણું ખાવું જાઇઝ હતું કે નાજાઇઝ ?) કારણ કે, તે બધા ઇહરામની હાલતમાં હતા અને રસૂલુલ્લાહ (સલ.) અમારાથી આગળ બિરાજમાન હતા. એટલે અમે ત્યાંથી ચાલી નીકળ્યા. જંગલી ગધેડાનો એક હાથ (આગળનો પગ) મેં છુપાવી

દીધો હતો. અમે મુબારક સેવામાં હાજર થઇને હુકમ પૂછયો. આપે ફરમાવ્યું : તમારી પાસે એનો કોઇ હિસ્સો બાકી પણ છે ? મેં કહ્યું : જી હા, અને હાથ કાઢીને રજુ કર્યો. આપે પૂરો હાથ (આગળનો પગ) ખાઇ લીધો. જો કે આપ પણ ઇહરામની હાલતમાં હતા.

## કોઇની પાસે કોઇ પીવાની વસ્તુ માંગવાનું બયાન

(૮૫/૨૮૭૧) હઝરત સહલ કહે છે કે, મને હુઝૂરે કહ્યું હતું કે, મને પાણી પીવડાવો.

(૮૬/૨૮૭૨) હઝરત અનસ કહે છે : એક વાર રસુલુલ્લાહ (સલ.) અમારા આ મકાનમાં આવ્યા અને પીવા માટે પાણી માંગ્યું. અમે બકરીનું દૂધ દોહીને તેમાં અમારા આ કુવાનું પાણી મેળવીને સેવામાં રજુ કર્યું. તે વખતે આપની ડાબી બાજુએ અબૂબક્ર બેઠા હતા. હઝરત ઉમર આપની સામે હતા અને એક ગામડિયો માણસ જમણી બાજુએ બેઠો હતો. જ્યારે હુઝૂર પી ચૂકયા ત્યારે હઝરત ઉમરે કહ્યું : આ અબૂબક્ર હાજર છે, પરંતુ હુઝૂરે બચેલું તે ગામડિયાને આપી દીધું અને ફરમાવ્યું : જમણી બાજુના માણસો ક્રમમાં આગળ છે. એટલે તમે જમણી બાજુથી શરૂ કરો. હઝરત અનસે કહ્યું : બસ આ જ સુન્નત છે, સુન્નત છે, સુન્નત છે.

## શિકારનો ગોશ્ત જો ભેટ રૂપે રજુ કરવામાં આવે તો તેને કબૂલ કરવાનું બયાન

(૮૭/૨૮૭૩) રસુલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂ કતાદાએ રજુ કરેલ શિકારનો હાથ (આગળનો પગ) સ્વીકાર્યો હતો.

(૮૮/૨૮૭૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એકવાર મર્રઝ ઝહરાન સ્થળે અમે એક શિકારને નસાડયો. લોકો તેની પાછળ દોડયા, પરંતુ થાકીને થંભી ગયા. મેં તેને પકડી લીધો અને અબૂ તલહા પાસે લઇ આવ્યો. અબૂ તલહાએ તેને ઝબ્હ કર્યો. હુઝૂર (સલ.) પાસે તેની નિતંબ અથવા બંને જાંઘો મોકલી. હુઝૂરે તેનો સ્વીકાર કર્યો અને તેમાંથી થોડુંક ખાધું.

(૮૯/૨૮૭૫) હઝરત સઅબ ઇબ્ને જસ્સામા (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ની સેવામાં એક જંગલી ગધેડો ભેટ રૂપે મોકલ્યો. આપ તે વખતે અબવા અથવા વદ્દાન સ્થળે હતા. આપે પાછો આપી દીધો, પરંતુ મારા ચહેરા પર ચિંતાના ચિન્હો જોઇને ફરમાવ્યું : અમે ફકત એટલા માટે પાછો આપ્યો છે કે, અમે ઇહરામમાં છીએ.

## ભેટ સ્વીકારવાનું બયાન

(૯૦/૨૮૭૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, લોકો રસુલુલ્લાહ (સલ.)ને ખુશ કરવા માટે મારા વારાના દિવસે ભેટો મોકલવા ઇચ્છતા હતા.

(૯૧/૨૮૭૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક વાર મારી માસી ઉમ્મે હુફૈદ હુઝૂર (સલ.)ની સેવામાં ભેટ રૂપે થોડુંક પનીર, ઘી અને ઘો મોકલી. હુઝૂરે થોડુંક પનીર અને ઘી તો ખાધું, ઘો તરફ અણગમો દાખવીને રહેવા દીધી, પરંતુ હુઝૂરના દસ્તરખ્વાન પર ઘો ખાવામાં આવી. જો હરામ હોત તો કોઇ ખાત નહીં.

(૯૨/૨૮૭૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની સેવામાં કોઈ ખાણું રજુ કરવામાં આવતું ત્યારે આપ પૂછતા કે આ ભેટ છે કે ખૈરાત ? જો કહેવામાં આવે કે ખૈરાત છે, તો આપ સહાબાને કહેતા કે, તમે લોકો ખાઇ લો, પોતે ખાતા નહીં અને જો કહેવામાં આવતું કે ભેટ છે તો આપ પોતાનો હાથ પણ નાખતા અને બધા સાથે મળીને ખાતા.

(૯૩/૨૮૭૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં થોડોક ગોશ્ત પેશ કરવામાં આવ્યો અને કહી દેવામાં આવ્યું કે, બરીરાને એ સદકામાં મળ્યો હતો. આપે ફરમાવ્યું : તેના માટે સદકો છે, પરંતુ અમારા માટે ભેટ છે.

(૯૪/૨૮૮૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે : મેં બરીરાને ખરીદવાનો ઇરાદો કર્યો, પરંતુ તેના માલિકોએ વારસાનો હક્ક પોતાના માટે હોવાની શરત કરી. જ્યારે રસુલુલ્લાહ (સલ.)ને એની વાત કરવામાં આવી ત્યારે આપે ફરમાવ્યું : તમે એને ખરીદીને આઝાદ કરી દો. કારણ કે, વારસાનો હક્ક આઝાદ કરનાર વ્યકિતનો જ હોય છે. હઝરત આઇશા કહે છે : એક વાર બરીરાને કોઇએ થોડોક ગોશ્ત આપ્યો. રસૂલુલ્લાહ (સલ.)ને કહી દેવામાં આવ્યું કે, એ બરીરાને સદકામાં મળ્યો છે. આપે ફરમાવ્યું કે, એના માટે સદકો છે ને અમારા માટે તોહફો છે. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, બરીરાને પતિથી અલગ થવાનો ઇખ્તિયાર આપવામાં આવ્યો હતો.

(૯૫/૨૮૮૧) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) હઝરત આઇશા (રદિ.) પાસે ગયા અને કહ્યું કે, તમારી પાસે કંઇ છે ? હઝરત આઇશાએ કહ્યું : બીજું તો કંઇ નથી, ફકત સદકાની તે બકરીનો ગોશ્ત છે, જે તમે ઉમ્મે અતિય્યાને મોકલી હતી. ઉમ્મે અતિય્યાએ તેનો ગોશ્ત મોકલ્યો છે. ફરમાવ્યું : તે તો તેના ઠેકાણે લાગી ગઇ. (હવે તેનો ગોશ્ત ખાવામાં શું વાંધો છે ?)

## જો માણસ પોતાના કોઈ મિત્રને તેની પત્નીઓમાંથી કોઇ પત્નીના વારાના દિવસે ખાસ કરીને કોઇ ભેટ મોકલે તો જાઇઝ છે

(૯૬/૨૮૮૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, લોકો મારા વારાના દિવસની તપાસમાં રહેતા હતા અને ઈરાદાપૂર્વક તે જ દિવસે ભેટ મોકલતા હતા. હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, મારી સાથેની ઓરતો (ઉમ્મહાતુલ મુઅમિનીન) મારી પાસે ભેગી થઇ અને મને કહ્યું કે, તમે રસૂલુલ્લાહ (સલ.)ને કહી દો કે, હુઝૂર જ્યાં હોય ત્યાં લોકો ભેટ મોકલે. હઝરત આઇશાના વારાને ખાસ ઠેરવી ન લે. મેં હુઝૂરને આ વાત કરી, પરંતુ આપે મોં ફેરવી લીધું.

(૯૭/૨૮૮૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓના બે જુથો હતાં. એક જુથમાં આઇશા, હફસા, સફિય્યા અને સૌદા હતાં અને બીજા જુથમાં ઉમ્મે સલમા અને બીજી પત્નીઓ હતી. મુસલમાનો જાણતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)ને આઇશા પ્રત્યે મુહબ્બત છે. એટલે જો કોઇની પાસે મોકલવા માટે કોઇ ભેટ હોય તો તે રાખી મૂકતો હતો. જ્યારે હુઝૂર આઇશાના ઘરમાં હોય ત્યારે તે મોકલતો હતો. એટલે હઝરત ઉમ્મે સલમાવાળા જુથે ઉમ્મે સલમાને કહ્યું કે, તમે હુઝૂરને કહી દો કે, આપ લોકોને કહી દો કે, જે માણસ રસૂલુલ્લાહ (સલ.)ને કોઇ ભેટ મોકલવા માંગે તે આપને મોકલી દે, ભલેને રસૂલુલ્લાહ (સલ.) કોઈ પણ પત્નીના ઘેર હોય. હઝરત ઉમ્મે સલમાએ તે પત્નીઓના કહેવા પ્રમાણે હુઝૂરને કહ્યું, પરંતુ આપે કંઇ જવાબ આપ્યો નહીં. ઉમ્મે સલમાને પત્નીઓએ પૂછ્યું. ઉમ્મે સલમાએ કહ્યું કે, હુઝૂરે મને કોઇ જવાબ આપ્યો નહીં. બીજા વારાના દિવસે ફરી ઉમ્મે સલમાએ હુઝૂરને એ જ વાત કરી, પરંતુ હુઝૂરે ફરી કોઇ જવાબ આપ્યો નહીં. ઉમ્મે સલમાને જ્યારે બીજી પત્નીઓએ પૂછ્યું ત્યારે ઉમ્મે સલમાએ કહી દીધું કે હુઝૂરે હજુ પણ મને કોઇ જવાબ આપ્યો નહીં. પત્નીઓએ કહ્યું કે, તમે ફરી વાર કહેજો. જેથી ત્રીજા વારા વખતે ઉમ્મે સલમાએ ફરી કહ્યું. હુઝૂરે ફરમાવ્યું : તમે આઇશા વિષે મને તકલીફ ન આપો. જો હું આઇશા સિવાય બીજી કોઇ પત્નીના કપડામાં હોઉં છું તો મારા પર વહી આવતી નથી. હઝરત ઉમ્મે સલમાએ કહ્યું કે, હું ખુદા તઆલા પાસે હુઝૂરને તકલીફ આપવા બદલ માફી માંગું છું. તે પછી પત્નીઓએ હુઝૂરની પુત્રી હઝરત ફાતિમા (રદિ.)ને બોલાવ્યાં અને તેમને હુઝૂરની સેવામાં એવું કહેવા માટે મોકલ્યાં કે, આપની પત્નીઓ આપને ખુદાનો વાસ્તો આપીને અબૂબકની પુત્રી સાથે સમાનતા મેળવવાની ઇચ્છા ધરાવે છે. હઝરત ફાતિમાએ જઇને કહ્યું. આપે ફરમાવ્યું : બેટી, શું તમે તેની સાથે મુહબ્બત કરતા નથી, જેની સાથે હું મુહબ્બત કરૂં છું. હઝરત ફાતિમાએ કહ્યું કે, ઝરૂર મુહબ્બત કરૂં છું. આમ કહીને



હઝરત ફાતિમા પાછા આવ્યાં અને આવીને પત્નીઓને ખબર આપી. પત્નીઓએ કહ્યું કે, તમે બીજી વાર જઇને કહેજો, પરંતુ હઝરત ફાતિમાએ ઈન્કાર કરી દીધો. પત્નીઓએ હઝરત ઝેનબને મોકલ્યાં. હઝરત ઝેનબે આવીને કંઇક સખ્તાઇપૂર્વક કહ્યું કે, આપની પત્નીઓ ખુદાનો વાસ્તો આપીને અબૂબકની બેટી સાથે બરાબર રહેવાની ઇચ્છા રાખે છે. ઝેનબે કંઇક જોરથી કહ્યું. અહીં સુધી કે હઝરત આઇશાને પણ છેડયાં. હઝરત આઇશા બેઠાં હતાં. હઝરત ઝેનબે તેમને બુરૂં કહ્યું. રસૂલુલ્લાહ (સલ.) હઝરત આઇશા તરફ જોવા લાગ્યા કે શું જવાબ આપે છે. જેથી હઝરત આઇશાએ હઝરત ઝેનબને જવાબ આપવાનું શરૂ કર્યું અને તેમને બોલતાં બંધ કરી દીધાં. હુઝૂરે આઇશા તરફ જોઇને ફરમાવ્યું : છેવટે અબૂબકની પુત્રી છે. એક રિવાયતમાં એટલું વધુ છે કે, હઝરત આઇશા કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની પાસે જ હતી કે હઝરત ફાતિમાએ અંદર આવવાની રજા માંગી હતી.

## કઇ ભેટ પરત કરવી નાજાઇઝ છે ?

(૯૮/૨૮૮૪) હઝરત અઝવા કહે છે : હું સુમામા પાસે ગયો. તેમણે મને થોડીક ખૂશ્બૂ આપી. તેમણે કહ્યું : હઝરત અનસ ખૂશ્બૂ પાછી આપતા ન હતા અને કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.) પણ ખૂશ્બૂ પરત કરતા ન હતા.

## ગાયબ વસ્તુની ભેટ આપવી

(૯૯/૨૮૮૫) મિસ્વર ઇબ્ને મખ્રમા અને મરવાન બયાન કરે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની સેવામાં હવાઝિન કબીલાના પ્રતિનિધિઓ આવ્યા ત્યારે આપ ખુત્બો પઢવા ઉભા થયા અને ખુદા તઆલાના વખાણ કર્યા પછી ફરમાવ્યું : લોકો ! તમારા ભાઇ તૌબા કરીને હવે તમારી પાસે આવ્યા છે. મને યોગ્ય લાગે છે કે, તેમના કેદીઓ પાછા આપી દઉં. જેથી જે માણસ બદલા વગર ખુશીથી દેવા માંગે તે આપી દે અને જે માણસ પોતાના હિસ્સાનો બદલો લેવા માંગે તો સૌથી પહેલો જે માલે ગનીમત ખુદા તઆલા અમને આપશે તેમાંથી અમે તેને આપી દઇશું. બધા લોકોએ કહ્યું : અમે ખુશીથી બદલા વગર આપીએ છીએ.

## કોઇની બખ્શિશનો બદલો આપવાનું બયાન

(૧૦૦/૨૮૮૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બખ્શિશ સ્વીકારી લેતા હતા, પછી તેનો બદલો આપતા હતા.

## પોતાની ઔલાદ માટે બખ્શિશ કરવાનું બયાન.

**જ્યાં સુધી બધી ઔલાદને બરાબર ન આપે ત્યાં સુધી ફક્ત એકને આપવું જાઇઝ નથી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, પોતાની ઔલાદને**

**આપવામાં ન્યાય જાળવો. શું પિતાના માટે એ જાઇઝ છે કે, પોતાની ઔલાદને કોઇ વસ્તુ આપીને પાછી લઇ લે. પિતા પોતાની ઔલાદના માલમાંથી નેક ઇરાદાથી નિયમ પ્રમાણે હદમાં રહીને ખાઇ શકે છે**

(૧૦૧/૨૮૮૭) રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમર (રદિ.) પાસેથી એક ઊંટ ખરીદીને તેમના પુત્રને આપી દીધું હતું અને ફરમાવ્યું હતું કે જે ઇચ્છો તે કરો.

(૧૦૨/૨૮૮૮) હઝરત નુઅમાન ઇબ્ને બશીર (રદિ.) કહે છે કે, મારા પિતા મને હુઝૂર (સલ.) પાસે લઇ આવ્યા અને કહ્યું : મેં મારા આ પુત્રને ગુલામ આપ્યો છે. આપે પૂછ્યું, શું તમે તમારી બધી ઔલાદને આ પ્રમાણે આપ્યું છે ? પિતાએ કહ્યું, ના. ફરમાવ્યું, તો પાછો લઇ લો.

**બખ્શિશ કરતી વખતે ગવાહ રાખવાનું બયાન**

(૧૦૩/૨૮૮૯) હઝરત નુઅમાન ઇબ્ને બશીર (રદિ.) કહે છે કે, મને મારા પિતાએ થોડીક બખ્શિશ આપી હતી. મારી માં અમરા બિન્તે રવાહા કહેવા લાગ્યાં : જ્યાં સુધી તમે રસૂલુલ્લાહ (સલ.)ને ગવાહ રાખશો નહીં ત્યાં સુધી હું રાજી થઇ શકતી નથી. મારા પિતા હુઝૂરની સેવામાં હાજર થયા અને કહ્યું, યા રસૂલલ્લાહ ! હું હુઝૂરને ગવાહ રાખું છું કે, મેં મારા પુત્રને જે અમરા બિન્તે રવાહાના પેટથી છે થોડીક બખ્શિશ આપી છે. હુઝૂરે પૂછ્યું, શું તમે તમારી બીજી ઔલાદને પણ આ પ્રમાણે આપ્યું છે ? પિતાએ જવાબ આપ્યો, ના. ફરમાવ્યું : તો ખુદાથી ડરો. તમારી ઔલાદ સાથે ન્યાયથી વર્તો. જેથી મારા પિતાએ પોતાની બખ્શિશ પાછી લઇ લીધી.

**પતિ પોતાની પત્નીને બખ્શિશ આપી શકે છે અને પત્ની પોતાના પતિને આપી શકે છે**

(૧૦૪/૨૮૯૦) ઇબ્રાહીમ નખઇ કહે છે કે, આ બંને રીતો જાઇઝ છે.

(૧૦૫/૨૮૯૧) ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝનું કથન છે કે, બંને રીતોમાં પાછું લેવું જાઇઝ નથી.

(૧૦૬/૨૮૯૨) રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓ પાસે રજા માંગી હતી કે, હઝરત આઇશા (રદિ.)ના ઘરમાં બીમારીના દિવસો પસાર કરે.

(૧૦૭/૨૮૯૩) હુઝૂર (સલ.)નું ફરમાન છે કે, આપેલી વસ્તુ પાછી લેનાર એવો છે જેમ કે ઉલટી કરીને ચાટનારો કુતરો.

(૧૦૮/૨૮૯૪) ઝુહરી કહે છે કે, જો કોઇ માણસ પોતાની પત્નીને કહે કે, મને તારી મહેરનો થોડોક ભાગ અથવા



પૂરી મહેર માફ કરી દે અને પત્ની માફ કરી દે. પછી થોડાક દિવસ પછી પતિ પત્નીને તલાક આપી દે તો મહેર પાછી આપવી ઝરૂરી છે. એ શરતે કે આ બાબતમાં પતિએ દગાબાજી કરી હોય અને જો દગાબાજી ન કરી હોય, બલ્કે ઓરતે ખુશીથી પોતાની તરફથી મહેર માફ કરી દીધી હોય તો પાછી આપવી ઝરૂરી નથી.

(૧૦૯/૨૮૯૫) ખુદા તઆલા ફરમાવે છે : **ફઇન તિબ્ન લકુમ અન શયઈમ મિન્હુ નફસન ફકુલૂહુ હનીઅમ્ મરીઆ** કિંવા જો ઓરતો ખુશીથી તમને થોડીક મહેર માફ કરી દે તો તમે મોજથી ખાઓ.

(૧૧૦/૨૮૯૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) બીમાર પડ્યા અને આપની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે આપે પોતાની પત્નીઓ પાસે રજા માંગી કે, મારા ઘરમાં બીમારીના દિવસો પસાર કરે ત્યારે બધી પત્નીઓએ રજા આપી. આપ બે માણસો કિંવા હઝરત અબ્બાસ અને બીજા એક માણસના ટેકાથી ઝમીન પર પગ ઘસડતા આવ્યા. ઇબ્ને અબ્બાસ કહે છે : જાણો છો, તે બીજો માણસ કોણ હતો ? અલી ઇબ્ને અબૂ તાલિબ હતા.

(૧૧૧/૨૮૯૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આપેલી વસ્તુ પાછી લેનાર તે કુતરા જેવો છે જે ઉલટી કરીને ચાટે છે.

**પત્ની પતિના હોવા છતાં બીજાને ભેટ આપી શકે છે અને લૌંડી-ગુલામને આઝાદ કરી શકે છે, એ શરતે કે તદ્દન સીધી સાદી ને બેવકુફ ન હોય. જો ખૂબ ભોળી અને બેવકૂફ હોય તો જાઇઝ નથી. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લાતુઅ્તૂ સ્સુફહાઅ અમ્વાલકુમ'** કિંવા **તમારો માલ તદ્દન ભોળા અને બેવકૂફ માણસોને આપો નહીં**

(૧૧૨/૨૮૯૮) હઝરત અસ્મા કહે છે : મેં પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પાસે બીજો માલ તો નથી, ફક્ત તે જ માલ છે જે ઝુબેરે આપ્યો છે, શું હું ખૈરાત કરી શકું છું ? ફરમાવ્યું : સદકો ભેગો કરો નહીં, નહીં તો તારા માટે પણ બંધ કરી દેવામાં આવશે. (કિંવા તું કોઇને નહીં આપે તો ખુદા પણ તને નહીં આપે.)

(૧૧૩/૨૮૯૯) હઝરત અસ્મા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ખુદાના રસ્તામાં ખર્ચ કર. ગણીને ભેગું ન કર, નહીં તો ખુદા પણ તને ગણીને આપશે. બંધ ન કર, નહીં તો ખુદા પણ તારા માટે બંધ રાખશે.

(૧૧૪/૨૯૦૦) હઝરત મયમૂના (રદિ.) કહે છે કે, મેં મારી લૌંડીને આઝાદ

કરી દીધી અને હુઝૂર (સલ.) પાસે એની રજા માંગી. ફિવા જ્યારે હુઝૂર મારા વારાના દિવસે મારી પાસે આવ્યા ત્યારે મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપને ખબર છે કે, મેં મારી લોંડી આઝાદ કરી દીધી ? પૂછ્યું, શું તેં આઝાદ કરી દીધી ? મેં કહ્યું : જી હા. ફરમાવ્યું : સાંભળી લે, જો તું તારા મામાને આપત તો તને વધારે સવાબ મળત.

(૧૧૫/૨૯૦૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) સફરનો ઇરાદો કરતા ત્યારે પોતાની પત્નીઓના નામની ચીઠ્ઠી નાખતા હતા. જેનું નામ નીકળતું તેને લઇ જતા હતા. આપે દરેક પત્નીનો એક દિવસ મુકર્રર કરી રાખ્યો હતો. અલબત્ત, સૌદા બિન્તે ઝમઆએ પોતાના વારાના રાત-દિવસ મને આપી દીધાં હતાં. એનો હેતુ હુઝૂરને ખુશ રાખવાનો હતો.

## સૌ પ્રથમ કોને ભેટ આપવામાં આવે ?

(૧૧૬/૨૯૦૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.) કહે છે : મેં મારી લોંડીને આઝાદ કરી દીધી ત્યારે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તમે તમારા મામા સાથે સદ્‌વર્તાવ કરત તો ઘણો સવાબ મળત.

(૧૧૭/૨૯૦૩) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા બે પાડોશીઓ છે. હું કોને બખ્શિશ આપ્યા કરૂં ? ફરમાવ્યું : જેનો દરવાજો વધારે નજીક હોય.

## કોઇ ચોક્કસ કારણના લીધે ભેટ કબૂલ ન કરવાનું બયાન

(૧૧૮/૨૯૦૪) ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ભેટ હકીકતમાં ભેટ હતી અને આ સમયમાં લાંચ છે.

(૧૧૯/૨૯૦૫) સઅબ ઇબ્ને જસ્સામા સહાબી બયાન કરે છે કે, એક વાર મેં રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એક જંગલી ગધેડો ભેટરૂપે રજૂ કર્યો. તે વખતે આપ અબવા અથવા વદ્દાન સ્થળે હતા અને ઇહરામની હાલતમાં હતા. આપે મારી ભેટ પાછી આપી, પરંતુ મારા ચહેરા પર ચિંતાના ચિન્હો જોઇને ફરમાવ્યું : તમારી ભેટ પાછી આપવાનું બીજું કોઇ કારણ નથી, ફક્ત એટલી વાત છે કે, અમે ઇહરામની હાલતમાં છીએ.

(૧૨૦/૨૯૦૬) હઝરત અબૂ હુમૈદ સાઇદી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'અઝદ'ના એક માણસને ઝકાત વસૂલ કરવા માટે અમલદાર મુકર્રર કર્યો. જ્યારે ઉપરોક્ત અમલદાર (પોતાના કામથી પરવારીને) પાછો આવ્યો ત્યારે કહેવા લાગ્યો : આ માલ તો આપનો છે અને આ મને ભેટમાં મળ્યો છે. હુઝૂરે ફરમાવ્યું : પોતાના માં-બાપના ઘરમાં કેમ બેસી રહ્યો નહીં, પછી જોઇ લેત કે તેને કેટલી ભેટ મળે છે. કસમ છે તે ખુદાની જેના કબજામાં મારો જાન છે, જે માણસ ઝકાતના માલમાંથી કંઇ પણ લેશે કેયામતના દિવસે તે માલ તેની ગરદન પર સવાર થશે. જો ઊંટ હશે તો ગાંગરશે. ગાય હશે તો ભાંભરશે અને બકરી હશે તો બેં બેં કરશે. ત્યાર પછી હુઝૂરે પોતાના બંને હાથ એટલા ઉંચા કર્યા કે, આપની બંને બગલોની સફેદી દેખાવા લાગી. પછી ત્રણ વાર ફરમાવ્યું : અય અલ્લાહ ! શું મેં તારો હુકમ પહોંચાડી દીધો ?



## જો કોઇએ કોઇને કોઇ વસ્તુ ભેટ આપી હોય અથવા ભેટ આપવાનો વાયદો કર્યો હોય અને તે વસ્તુ પહોંચતા પહેલાં ભેટ મેળવનાર અથવા ભેટ આપનારનું અવસાન થઇ જાય તો શું હુકમ છે ?

(૧૨૧/૨૯૦૭) અબીદા કહે છે કે, જો ભેટનો માલ ભેટ આપનારાએ પોતાના માલથી અલગ કરી દીધો હોય, ભેટ મેળવનાર જીવંત હોય અને ભેટ આપનાર મરી જાય તો આ માલ ભેટ મેળવનારને મળશે અથવા એના વારસદારોને મળશે. જો ભેટ આપનારે પોતાની હયાતીમાં ભેટનો માલ પોતાના માલથી અલગ ન કર્યો હોય તો ભેટ મેળવનારને મળશે નહીં, બલ્કે ભેટ આપનારના વારસદારોને મળશે.

(૧૨૨/૨૯૦૮) હસન બસરી (રહ.) કહે છે : ભેટ આપનાર અથવા ભેટ મેળવનાર (બેમાંથી) જે પણ મરી જાય ત્યારે ભેટનો માલ ભેટ મેળવનાર અથવા તેના વારસદારોને મળશે. એ શરતે કે, ભેટ આપનારની હયાતીમાં ભેટ મેળવનારના કોઇ એલચી અથવા વકીલ વગેરેએ તેના પર કબજો કરી લીધો હોય.

(૧૨૩/૨૯૦૯) હઝરત જાબિર (રદિ.) કહે છે : મને હુઝૂર (સલ.)એ કહ્યું હતું કે, જ્યારે બેહરૈનથી માલ આવશે ત્યારે અમે તમને આટલો આપીશું, પરંતુ હુઝૂરની હયાતીમાં ત્યાંથી કંઇ પણ આવ્યું નહિ. વફાત પછી આવ્યો ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ જાહેરાત કરનાર મારફતે જાહેરાત કરાવી કે, જે માણસનું રસૂલુલ્લાહ (સલ.) પર કંઇ લેણું હોય અથવા હુઝૂરે તેને કંઇ આપવાનો વાયદો કર્યો હોય તે અમારી પાસે આવે. મેં હઝરત અબૂબક્રને જઇને કહ્યું કે, હુઝૂરે મને કહ્યું હતું. હઝરત અબૂબક્રે મને ત્રણ માપ ભરીને આપ્યો.

## કોઇ સામાન અથવા ગુલામ પર કબજો કરવાની કઇ પદ્ધતિ હોવી જોઇએ ?

(૧૨૪/૨૯૧૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હું એક તોફાની ઊંટ પર સવાર હતો. હુઝૂરે મારી પાસેથી તે ખરીદી લીધું. પછી ફરમાવ્યું : અબ્દુલ્લાહ, એ તમે જ લઇ લો.

(૧૨૫/૨૯૧૧) મિસ્વર ઇબ્ને મખ્રમા

કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ લોકોને થોડાક ઝભ્ભાઓ વહેંચ્યા. મને કોઇ ઝભ્ભો આપ્યો નહીં. મેં મારા પુત્રને કહ્યું કે, બેટા, મને હુઝૂર પાસે લઇ જા. તે મને સાથે લઇ ગયો. મેં પુત્રને કહ્યું કે, અંદર જાઇને હુઝૂરને બોલાવી લાવ. પુત્ર અંદર ગયો અને હુઝૂરને બોલાવી લાવ્યો. હુઝૂર તે ઝભ્ભાઓમાંથી એક ઝભ્ભો ઓઢીને બહાર આવ્યા અને ફરમાવ્યું : મખ્રમા, અમે તમારા માટે આ ઝભ્ભો રાખી મૂકયો હતો, મેં ઝભ્ભો જોઇને લઇ લીધો અને ખુશ થઇ ગયો.

**જો કોઇ માણસ કોઇને કોઇ વસ્તુ આપે અને લેનાર તે વસ્તુ લઇ લે, પરંતુ ઝબાનથી કબૂલના શબ્દો ન બોલે તો શું હુકમ છે ?**

(૧૨૬/૨૯૧૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું બરબાદ થઇ ગયો. આપે પૂછ્યું, શું વાત છે ? તેણે કહ્યું, મેં મારી પત્ની સાથે રમઝાનમાં સંભોગ કર્યો. ફરમાવ્યું : શું તને કોઇ ગુલામ મળી શકે છે ? તેણે કહ્યું : નહીં. ફરમાવ્યું : શું તું સતત બે મહિનાના રોઝા રાખી શકે છે ? કહ્યું : નહીં. ફરમાવ્યું : શું સાઠ મિસ્કીનોને ખાણું ખવડાવી શકે છે ? કહ્યું : નહીં. એવામાં એક અન્સારી એક થેલી ખજુર લાવ્યો. હુઝૂરે ફરમાવ્યું : જા, એને ખૈરાત કરી દે. તેણે કહ્યું : શું મારા કરતાં વધારે મોહતાજ માણસને આપું ? કસમ છે તે ખુદાની જેણે સચ્ચાઇની સાથે આપને પયગમ્બર બનાવ્યા છે, મદીનાના બંને પથરાળ છેડાઓ (પૂર્વ અને પશ્ચિમ)ની અંદર અમારા કરતા વધારે ગરીબ કોઇ ઘર નથી. હુઝૂરે ફરમાવ્યું : તો તમારા ઘરવાળાઓને જઇને ખાવા આપી દો.

**જો કોઇ માણસ પર દેવું હોય અને તેને માફ કરી દેવામાં આવે તો શું હુકમ છે ?**

(૧૨૭/૨૯૧૩) હકમ કહે છે કે, કર્ઝ માફ કરી દેવું જાઇઝ છે.

(૧૨૮/૨૯૧૪) હઝરત ઇમામ હસને એક માણસ પરનું પોતાનું લેણું માફ કરી દીધું હતું.

(૧૨૯/૨૯૧૫) નામદાર હુઝૂર (સલ.)નું ફરમાન છે : જે માણસ પર દેવું હોય તે કયાં તો ચુકવી દે કયાં તો માફ કરાવી લે.

(૧૩૦/૨૯૧૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, જ્યારે મારા પિતા શહીદ થયા ત્યારે દેવાદાર હતા. રસૂલુલ્લાહ (સલ.)એ લેણદારોને વિનંતી કરી કે, જાબિરના બાગનું ખજુર લઇ લો અને એના પિતાને મુક્ત કરો.

(૧૩૧/૨૯૧૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, જ્યારે મારા પિતા



ઉહદની લડાઇમાં શહીદ થઇ ગયા ત્યારે લેણદારોએ મારી પાસે પોતાના હક્કોની સખ્ત માંગણી કરી. મેં હુઝૂર (સલ.) પાસે જઇને કહ્યું. આપે લેણદારોને વિનંતી કરી કે, જાબિરના બાગનું (હાલનું બધું) ખજુર લઇ લો અને એના પિતાને મુક્ત કરો, પરંતુ તેમણે ઇન્કાર કર્યો. એટલે હુઝૂરે ન તો તેમને મારા બાગનો મેવો આપ્યો અને ન એ તોડાવ્યો. બલ્કે મને કહ્યું કે, કાલે સવારે હું તમારી પાસે આવીશ. જેથી બીજા દિવસે સવારે હુઝૂર આવ્યા અને ખજુરીના ઝાડો ફરતે ચક્કર મારીને ફળોમાં બરકત થવાની દુઆ કરી. તે પછી મેં ખજુર તોડયું. બધા લોકોનો હક આપી દીધો અને ઘણો મોટો ભાગ મારી પાસે રહ્યો. હું ખબર દેવા માટે હુઝૂરની સેવામાં હાજર થયો. આપ તે વખતે બેઠા હતા. આપે હઝરત ઉમરને કહ્યું, સાંભળી લો. હઝરત ઉમરે કહ્યું, અમને તો પહેલેથી જ ખાત્રી છે કે, હુઝૂર ખુદાના રસૂલ છે. નિઃશંક, હુઝૂર અલ્લાહના પયગમ્બર છે.

**એક માણસ એક જમાઅત (જુથ)ને કોઇ વસ્તુ કેવી રીતે ભેટ આપે ?**

(૧૩૨/૨૯૧૮) હઝરત અસ્માએ કાસિમ ઇબ્ને મુહમ્મદ અને ઇબ્ને અબૂ અતીકને કહ્યું હતું કે, અમને અમારી બહેન આઇશાના વારસાનો જે માલ 'ગાબા' સ્થળે મળ્યો હતો, તેના બદલામાં મુઆવિયાએ અમને એક લાખ દિરહમ આપ્યા હતા. હું તમને બંનેને તે બધું આપું છું.

(૧૩૩/૨૯૧૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) બેઠા હતા. આપની સેવામાં થોડુંક શરબત રજુ કરવામાં આવ્યું. તે વખતે હુઝૂરની જમણી બાજુએ એક છોકરો બેઠો હતો અને ડાબી બાજુએ અમુક વયોવૃધ્ધ માણસો હતા. આપે પોતે પીને કહ્યું : છોકરા, જો તમારી રજા હોય તો હું આ લોકોને આપી દઉં. છોકરાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હુઝૂર પાસેથી જે ભાગ મને મળશે તેમાં તો હું કોઇને મારા પર અગ્રિમતા આપીશ નહીં. હુઝૂરે છોકરાના હાથમાં પ્યાલું આપી દીધું.

**કબજામાં આવેલા અને કબજામાં ન આવેલા, વહેંચાયેલા અને ન વહેંચાયેલા ભેટના માલનું બયાન**

(૧૩૪/૨૯૨૦) રસૂલુલ્લાહ (સલ.) અને આપના સહાબાએ હવાઝિન કબીલાવાળાઓને તે માલે ગનીમત આપ્યો હતો જે તેમની પાસેથી લૂટીને લાવ્યા હતા. જો કે તે માલે ગનીમત વહેંચાયેલો હતો.

(૧૩૫/૨૯૨૧) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, હું મસ્જિદમાં મુબારક સેવામાં હાજર થયો. હુઝૂરે મારો હક્ક મને આપ્યો અને તેનાથી વધુ પણ આપ્યો.

(૧૩૬/૨૯૨૨) હઝરત જાબિર (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને સફર દરમ્યાન એક ઊંટ વેચ્યું હતું. જ્યારે અમે પાછા ફરતાં મદીના પહોંચ્યા ત્યારે આપે ફરમાવ્યું : મસ્જિદમાં આવજો. (હું મસ્જિદે ગયો ત્યારે આપે ફરમાવ્યું :) બે રકઅત નમાઝ પઢી લે. ત્યાર પછી હુઝૂરે ઊંટની કીંમત વજન કરીને આપી અને નમતી આપી. તે કીંમતમાંથી મારી પાસે કંઇ ન કંઇ બાકી હતું. અહીં સુધી કે હર્રા સ્થળે લડાઇના દિવસે સીરિયા-વાસીઓ તે લઇ ગયા.

(૧૩૭/૨૯૨૩) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, હુઝૂર (સલ.)ની સેવામાં થોડુંક શરબત પેશ કરવામાં આવ્યું. તે વખતે આપની જમણી બાજુએ એક છોકરો બેઠો હતો અને ડાબી બાજુએ કેટલાક વયોવૃદ્ધ માણસો હતા. આપે છોકરાને કહ્યું : શું તમારી રજા છે ? હું એમને આપી દઉં ? છોકરાએ કહ્યું : હુઝૂરના આપેલ હિસ્સાનો હકદાર તો હું મારી જાતથી વધારે કોઇને જાણતો નથી. આપે છોકરાના હાથમાં પ્યાલું આપી દીધું.

(૧૩૮/૨૯૨૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક માણસનું હુઝૂર (સલ.) પાસે કંઇક લેણું હતું. (તેણે આવીને સખત શબ્દો કહ્યા) સહાબાએ તેને મારવાનો ઇરાદો કર્યો. હુઝૂરે ફરમાવ્યું, જવા દો. હકદારને કહેવાનો હક છે. પછી ફરમાવ્યું : એને એના ઊંટની બરાબર ઉંમરનું ઊંટ ખરીદીને આપી દો. સહાબાએ કહ્યું કે, એના ઊંટની ઉંમરનું ઊંટ તો મળતું નથી. અલબત્ત, એના કરતાં સારૂં મળે છે. ફરમાવ્યું : તે જ ખરીદીને આપી દો. કારણ કે, તમારામાં સારો માણસ તે છે જે કર્ઝ ચુકવવામાં સારો હોય.

**જો થોડા માણસો મળીને થોડા માણસોને કંઇ ભેટ આપે અથવા એક માણસ કોઇ એક જુથને કોઇ વસ્તુ આપે તો બંને રીતો જાઇઝ છે**

(૧૩૯/૨૯૨૫) મરવાન ઇબ્ને હકમ અને મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, જ્યારે હવાઝિન કબીલાના પ્રતિનિધિઓ મુસલમાન બનીને આવ્યા અને પોતાનો માલ અને કેદીઓને મુક્ત કરવાની વિનંતી કરી ત્યારે હુઝૂરે ફરમાવ્યું : જે લોકો મારી સાથે છે તેમને તમે જાણો છો. (કિંવા માલે ગનીમત અને કેદીઓ સહાબાને આપી દેવામાં આવ્યા છે) સાચી વાત મને સૌથી વધુ પસંદ છે. તમે બેમાંથી એક વસ્તુ પસંદ કરી લો. ક્યાં તો કેદી લઇ લો ક્યાં તો માલ. મેં તમારી ઘણી રાહ જોઇ (પરંતુ તમે આવ્યા નહીં. એટલે મેં બધું વહેંચી દીધું) ખરેખર રસૂલુલ્લાહ (સલ.)એ દસ દિવસથી વધુ સમય સુધી તેમની રાહ જોઇ હતી. જ્યારે પ્રતિનિધિઓને ખાત્રી થઇ ગઇ કે, હુઝૂર ફક્ત એક વસ્તુ પાછી આપશે ત્યારે તેમણે



કેદીઓની પસંદગી કરી. હુઝૂર મુસલમાનો સામે ખુત્બો પઢવા ઉભા થયા. ખુદાના વખાણ કર્યા પછી ફરમાવ્યું :

**અમ્મા બઅદ,** લોકો ! હવે તમારા ભાઇ તૌબા કરીને તમારી પાસે આવ્યા છે. મને યોગ્ય લાગે છે કે, એમના કેદી પાછા આપી દઉં. એટલે જે માણસ ખુશીથી બદલો લીધા વગર આપવા માંગે તે આપી દે અને જે માણસ પોતાના હિસ્સા પર કાયમ રહેવા માંગે તો સૌ પ્રથમ જે માલે ગનીમત ખુદા તઆલા અમને આપશે તેમાંથી અમે તેમનો હિસ્સો આપીશું. બધાએ કહ્યું : અમે ખુશીથી બદલા વગર આપીએ છીએ. હુઝૂરે ફરમાવ્યું કે, અમને ખબર પડી નહીં કે તમારામાંથી કોણે રજા આપી અને કોણે આપી નહીં. એટલે પાછા જઇને તમારા આગેવાનોને અમારી પાસે મોકલો. જેથી આગેવાનોએ પ્રથમ લોકો સાથે વાતચીત કરી, પછી હુઝૂરની સેવામાં હાજર થઇને કહ્યું કે, બધા લોકોએ રજા આપી અને ખુશીથી બદલા વગર આપવાની રજા આપી. ઝુહરી કહે છે કે, હવાઝિન કબીલાવાળાઓની આ ખબર તો અમને મળી છે.

**જો કોઇની પાસે બીજા લોકો પણ બેઠા હોય અને તે વખતે ક્યાંકથી કોઇ ભેટ આવે તો તે ભેટ લેવાનો તે જ માણસ અધિકારી છે. ઇબ્ને અબ્બાસનું જે એક કથન નકલ કરવામાં આવ્યું છે કે, સાથીઓ પણ એ ભેટમાં ભાગીદાર બનશે, તો એ ખોટું છે કિંવા એ નકલ સહીહ નથી.**

(૧૪૦/૨૯૨૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસ પાસેથી એક ઉગતી વયનું ઊંટ લીધું હતું. તે માણસ ઉઘરાણી કરવા આવ્યો. સહાબાએ તેને કહ્યું કે, માંગવામાં સખ્તી ન કર. હુઝૂરે ફરમાવ્યું : હકદારને કહેવાનો હક છે. પછી આપે તેને તેના ઊંટથી સારૂં ઊંટ આપ્યું અને ફરમાવ્યું : તમારામાં સૌથી સારો માણસ તે છે જે દેવું ચુકવવામાં સારો હોય.

(૧૪૧/૨૯૨૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) એક તોફાની ઊંટ પર હુઝૂર (સલ.)ની સાથે એક સફરમાં સવાર હતા. ઊંટ રસૂલુલ્લાહ (સલ.) કરતાં પણ આગળ વધી જતું હતું. હઝરત ઉમર તેમને કહેતા હતા : અબ્દુલ્લાહ, રસૂલુલ્લાહ (સલ.) કરતાં આગળ કોઇ માણસ વધતો નથી. હુઝૂરે હઝરત ઉમરને કહ્યું : આ ઊંટ મને વેચી દો. હઝરત ઉમરે કહ્યું : હુઝૂરને ભેટ છે. છેવટે હુઝૂરે તે ખરીદી લીધું અને ઇબ્ને ઉમરને કહ્યું : અબ્દુલ્લાહ, આ ઊંટ તમે લઇ લો અને મન ફાવે તેમ કરો.

**જો કોઇ માણસ કોઈ ઊંટ પર**

### સવાર હોય અને તેને જ તે ઊંટ આપી દેવામાં આવે તો જાઇઝ છે

(૧૪૨/૨૯૨૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક સફરમાં હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતો અને એક તોફાની ઊંટ પર સવાર હતો. હુઝૂરે હઝરત ઉમરને કહ્યું કે, આ ઊંટ મને વેચી દો. હઝરત ઉમરે વેચી દીધું. હુઝૂરે મને કહ્યું : અબ્દુલ્લાહ, હવે આ ઊંટ તમે લઇ લો.

### ભેટમાં એવા કપડાં આપવાં જાઇઝ છે, જેનું પહેરવું ભેટ મેળવનાર માટે જાઇઝ નથી

(૧૪૩/૨૯૨૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમરે મસ્જિદના દરવાજા પાસે કપડાંની કેટલીક જોડી વેચાતી જોઇ. રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં વિનંતી કરી કે, જો આપ એક જોડી ખરીદી લેત અને જુમ્આના દિવસે અથવા તે દિવસે પહેરત જે દિવસે (બાદશાહોના) એલચીઓ આવે છે તો સારૂં થાત. હુઝૂરે ફરમાવ્યું : એને તે માણસ પહેરે છે જેનો આખિરતમાં કોઇ હિસ્સો હોતો નથી. ત્યાર પછી રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એ જ પ્રકારની કેટલીક જોડી પેશ કરવામાં આવી. આપે એમાંથી એક જોડી હઝરત ઉમરને આપી. હઝરત ઉમરે કહ્યું કે, હુઝૂર હવે મને પહેરવા માટે એ આપી રહ્યા છે. જો કે 'ઉતારિદ'ની જોડી વિષે હુઝૂરે એ વાત કરી હતી. ફરમાવ્યું : હું તમને પહેરવા માટે એ આપતો નથી. જેથી હઝરત ઉમરે તે જોડી પોતાના તે મુશ્રિક ભાઇને આપી જે મક્કામાં રહેતો હતો.

(૧૪૪/૨૯૩૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) હઝરત ફાતિમાના મકાન પર ગયા, પરંતુ અંદર દાખલ થયા નહીં. હઝરત અલી (રદિ.) જ્યારે મકાનમાં આવ્યા ત્યારે આ વાત હઝરત ફાતિમાએ તેમને કરી. હઝરત અલીએ હુઝૂરને કહ્યું. ફરમાવ્યું : મેં દરવાજા પર એક ચિત્રકામવાળો પરદો જોયો હતો. પછી ફરમાવ્યું : મને દુનિયા સાથે શું નિસ્બત ? હઝરત અલી જ્યારે ઘેર ગયા ત્યારે એ વાત હઝરત ફાતિમાને કરી. હઝરત ફાતિમાએ કહ્યું : તો પછી રસૂલુલ્લાહ (સલ.) મને હુકમ આપે કે, હું એને શું કરૂં ? હુઝૂરે ફરમાવ્યું : ફલાણા ઘરવાળાઓને એની ઝરૂર છે તેમને મોકલી આપો.

(૧૪૫/૨૯૩૧) હઝરત અલી મુર્તુઝા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને એક રેશમી જોડી ભેટ રૂપે આપી. મેં તે પહેરી લીધી, પરંતુ મુબારક ચહેરા પર ગુસ્સાના ચિન્હો જોઇને મેં તે ફાડીને મારી ઓરતોને વહેંચી દીધી.

### મુશ્રિકોની ભેટ કબૂલ કરવાનું બયાન



(૧૪૬/૨૯૩૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જ્યારે હઝરત ઇબ્રાહીમ (અલૈ.)એ સારાને સાથે લઇને હિજરત કરી ત્યારે એક ગામમાં પહોંચ્યા. જ્યાં એક ઝાલિમ બાદશાહ હતો. બાદશાહે હુકમ આપ્યો કે, સારાને હાજિરા (એક લોંડીનું) નામ આપો.

(૧૪૭/૨૯૩૩) રસૂલુલ્લાહ (સલ.)ને એક ઝેરયુક્ત બકરી આપવામાં આવી હતી. (આપે તેને કબૂલ કરી હતી.)

(૧૪૮/૨૯૩૪) અબૂ હુમૈદ કહે છે કે, ઇલાના બાદશાહે રસૂલુલ્લાહ (સલ.)ને એક સફેદ ખચ્ચર અને એક ચાદર પહેરવા માટે ભેટ મોકલી હતી. હુઝૂરે તેમના સમુદ્રની હુકૂમતની પરમીટ તેમને લખી આપી હતી.

(૧૪૯/૨૯૩૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)ની સેવામાં રેશમી અતલસની એક જોડી પેશ કરવામાં આવી. હુઝૂર લોકોને રેશમ વાપરવાની મનાઇ ફરમાવતા હતા, એટલે લોકોને એનાથી નવાઇ લાગી. આપે ફરમાવ્યું : તે ખુદાની કસમ, જેના કબજામાં મારો જાન છે, જન્નતમાં સઅદ ઇબ્ને મુઆઝનો રૂમાલ એના કરતાં સારો છે. આ કપડું ઉકૈદિરદુમાએ હુઝૂરને ભેટ મોકલ્યું હતું.

(૧૫૦/૨૯૩૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક યહૂદણ હુઝૂર (સલ.)ની સેવામાં એક ઝેરયુક્ત બકરીનો ગોશ્ત લાવી. આપે તેમાંથી થોડોક ખાધો. પછી યહૂદણને ગિરફતાર કરીને લાવવામાં આવી. લોકોએ કહ્યું કે, અમે એને ન મારી નાખીએ ? આપે ફરમાવ્યું : નહીં. હઝરત અનસ કહે છે કે, આ ઝેરની અસર હું હંમેશા હુઝૂરના તાળવામાં અનુભવતો હતો.

(૧૫૧/૨૯૩૭) અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્ર સિદ્દીક (રદિ.) કહે છે કે, (એક સફરમાં) હુઝૂર (સલ.)ની સાથે એકસો ત્રીસ માણસો હતા. આપે પૂછયું, તમારામાંથી કોઇની પાસે કંઇ અનાજ છે ? અચાનક એક માણસ પાસેથી લગભગ ત્રણ કીલો આટો મળી આવ્યો અને તે ગુંદવામાં આવ્યો. એવામાં એક મુશ્રિક માણસ લાંબો, તગડો અને વિખરાયેલા વાળવાળો બકરીઓ હાંકતો આવ્યો. હુઝૂરે પૂછયું. વેચશો અથવા એમ જ આપશો ? તેણે જવાબ આપ્યો : એમ જ નહીં, બલ્કે વેચીશ. હુઝૂરે તેની પાસેથી એક બકરી ખરીદી અને તેને તૈયાર કરવામાં આવી. હુઝૂરે બકરીનું કલેજું ભુંજવાનો હુકમ આપ્યો. ખુદાની કસમ, એકસો ત્રીસ માણસોમાંથી કોઇ એવો બાકી ન રહ્યો જેને રસૂલુલ્લાહ (સલ.)એ કલેજાનો ટુકડો ન આપ્યો હોય. જે હાજર હતો તેને પોતે આપ્યો અને ગાયબ હતો તેના માટે રાખી મૂકયો. પછી ગોશ્તના બે વાસણો

ભરવામાં આવ્યા અને બધાએ ધરાઈને ખાધો. વાસણોમાં થોડોક ગોશ્ત પણ વધ્યો. તેને ઉંચકીને ઊંટો પર મૂકી દેવામાં આવ્યો.

**મુશ્રિકોને ભેટ મોકલવાનું બયાન.**

**ખુદા તઆલા ફરમાવે છે : 'લાયન્હાકુમુ લ્લાહુ અનિ લ્લઝીન લમ યુકાતિલૂકુમ ફી દીની વ લમ યુખ્રિજૂકુમ મિન દિયારિકુમ અન તબર્રૂહુમ વ તુકસિતૂ ઇલયહિમ ઇન્ન લ્લાહ યુહિબ્બુલ મુકસિતીન'** ઙિવા જે **લોકો તમારી સાથે ન લડયા હોય અને તમને તમારા ઘરોમાંથી ન કાઢયા હોય તો ખુદા તઆલા તમને પણ એ વાતથી રોકતો નથી કે તમે તેમની સાથે નેકી અને ઇન્સાફ કરો. બેશક, ખુદા તઆલા ઇન્સાફ કરનારાઓને પસંદ કરે છે.**

(૧૫૨/૨૯૩૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હઝરત ઉમરે એક જોડી વેચાતી જોઇ તો હુઝૂરને કહ્યું કે, આ જોડી ખરીદી લો અને જુમ્આના દિવસે અથવા તે દિવસે જ્યારે કે બાદશાહોના એલચીઓ આવે ત્યારે પહેર્યા કરો. આપે ફરમાવ્યું કે, એને તે માણસ પહેરે છે જેનો આખિરતમાં કોઇ હિસ્સો હોતો નથી. થોડી મુદ્દત પછી એ જ જોડીઓમાંથી થોડીક જોડીઓ હુઝૂરની સેવામાં રજૂ કરવામાં આવી. આપે એક જોડી હઝરત ઉમરને મોકલી. હઝરત ઉમરે કહ્યું કે, હું એને કેવી રીતે પહેરી શકું છું, જો કે આપે એના વિષે જે ફરમાવ્યું હતું તે મને યાદ છે. આપે ફરમાવ્યું : મેં તમને પહેરવા માટે આપી નથી. તમે એ કોઇને વેચી દો અથવા પહેરાવી દો. હઝરત ઉમરે તે જોડી પોતાના મુશ્રિક ભાઇને, જે મક્કામાં રહેતો હતો અને તે વખત સુધી મુસલમાન થયો ન હતો, મોકલી દીધી.

(૧૫૩/૨૯૩૯) હઝરત અસ્મા કહે છે : મારી માં, જે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મુસલમાન થયાં ન હતાં, તે મારી પાસે આવ્યાં. મેં હુઝૂરને પૂછયું કે, મારી માં ઇસ્લામથી વિમુખ છે. શું હું તેમની સાથે સારો વર્તાવ કરી શકું છું ? આપે ફરમાવ્યું : હા, તમારી માં સાથે સારો વર્તાવ રાખો.

**પોતાનો આપેલો અથવા ખૈરાત કરેલો માલ પાછો લેવો નાજાઇઝ છે**

(૧૫૪/૨૯૪૦) હઝરત ઇબ્ને

(૧૫૨/૨૯૩૮) એ રેશમી કપડાઓની જોડી હતી, જે હરામ છે.



અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આપેલી વસ્તુ પાછી લેનાર તે કુતરા જેવો છે જે ઉલટી કરીને ચાટે છે.

(૧૫૫/૨૯૪૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, અમારા લાયક તે ખરાબ ઉક્તિ નથી કે, આપેલી વસ્તુ પાછી લેનાર તે કુતરા જેવો છે જે ઉલટી કરીને ચાટે છે.

(૧૫૬/૨૯૪૨) હઝરત ઉમર (રદિ.) કહે છે : મેં એક ઘોડો અલ્લાહના રસ્તામાં એક માણસને આપી દીધો. તેણે તેને ખરાબ કરી નાખ્યો. મેં તેને ખરીદવાનો ઇરાદો કર્યો. કારણ કે, મને વિચાર આવ્યો કે, તે સસ્તામાં વેચશે. મેં હુઝૂર (સલ.)ને એ મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું : તમે એક દિરહમમાં પણ એ લેશો નહીં. કારણ કે, પોતાની આપેલી વસ્તુ પાછી લેનાર તે કુતરા જેવો છે જે ઉલટી કરીને ચાટે છે.

(૧૫૭/૨૯૪૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉબૈદુલ્લાહ કહે છે કે, સુહૈબના પુત્રોએ દાવો કર્યો કે, બે મકાનો અને એક કમરો રસૂલુલ્લાહ (સલ.)એ અમારા પિતાને આપ્યો હતો. મરવાને કહ્યું કે, સાક્ષી કોણ છે ? દાવો કરનારાઓએ કહ્યું કે, ઇબ્ને ઉમર. મરવાને હઝરત ઇબ્ને ઉમરને બોલાવ્યા. ઇબ્ને ઉમરે ગવાહી આપી કે, ખરેખર રસૂલુલ્લાહ (સલ.)એ સુહૈબને બે મકાનો અને એક કમરો આપ્યો હતો. મરવાને ઇબ્ને ઉમરની ગવાહી મુજબ ચુકાદો આપી દીધો.

(૧૫૪/૨૯૪૦) ઇમામ અબૂ હનીફા કહે છે કે, બીજી હદીસમાં ભેટ પાછી લેવાની છૂટ આવી છે. જો કે એ દુર્ગુણ અને ખરાબ ગણાય. જો ભેટના બદલામાં કોઇ વસ્તુ લીધી હોય અથવા નિકટના સગાને ભેટ આપી હોય તો પાછી લેવી જાઇઝ નથી.

**ઉમરો* અને રૂકબાનું* બયાન :**

* ઉમરાનો અર્થ એ છે કે, એક માણસ બીજા માણસને કહે કે, હું તને આ મકાન તારી હયાતી સુધી આપું છું.

★ રૂકબાનો અર્થ એ છે કે, એક માણસ બીજાને કહે છે કે, હું આ મકાન તને એ શરતે આપું છું કે, જો હું તારા કરતાં પહેલાં મરી જાઉં તો આ મકાન તારી પાસે રહેશે અને જો તું પહેલો મરી જશે તો આ મકાન મારું જ રહેશે.

(૧૫૮/૨૯૪૪) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ હયાતી સુધીની ભેટ અંગે હુકમ આપ્યો છે કે, તે (હંમેશ માટે) ભેટ મેળવનારની છે.

(૧૫૯/૨૯૪૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હયાતી સુધીની ભેટ જાઇઝ છે.

**ઘોડો અથવા કોઇ બીજુ પશુ કોઇની પાસેથી માંગીને લેવું જાઇઝ છે**

(૧૬૦/૨૯૪૬) હઝરત અનસ

(રદિ.) કહે છે : એક વાર મદીનામાં દુશ્મનનો કંઇક ભય અનુભવાયો ત્યારે હુઝૂર (સલ.)એ અબૂ તલહા પાસે મન્દૂબ નામે ઘોડો માંગ્યો અને સવાર થઇને તે દિશામાં ગયા જ્યાં ભય હતો. જ્યારે પાછા આવ્યા ત્યારે ફરમાવ્યું : અમે તો કંઇ પણ જોયું નહીં. અને ઘોડાના કદમ દરિયો લાગ્યા.

## શાદી વખતે દુલહન માટે કોઇ કપડું વગેરે માંગી લેવું જાઇઝ છે

(૧૬૧/૨૯૪૭) હઝરત અયમન કહે છે કે, એક વાર હું હઝરત આઇશા (રદિ.)ની સેવામાં હાજર થયો. તેમણે એક જાડા કપડાંનો કુરતો પહેર્યો હતો, જેની કીંમત પાંચ દિરહમ હશે. મને કહ્યું કે, જરા આંખ ઉઠાવીને મારી લોંડીને જુઓ કે, આ કુરતો ઘરમાં પહેરતાં પણ મોં બગાડે છે. જો કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મારી પાસે એવો જ એક કુરતો હતો. મદીનામાં જ્યારે ઓરતને શણગારવાની ઝરૂર પડતી ત્યારે તે મારી પાસેથી મંગાવી લેવામાં આવતો હતો.

## દૂધનું જાનવર દૂધ પીવા માટે કોઇને આપવાનો સવાબ

(૧૬૨/૨૯૪૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પુષ્કળ દૂધ આપનારી ઊંટણી અને પુષ્કળ દૂધ આપનારી બકરી કેવી સારી ખૈરાતની વસ્તુ છે કે, સવારે પ્યાલું ભરીને દૂધ આપે છે અને સાંજે પણ પ્યાલું ભરીને આપે છે.

(૧૬૩/૨૯૪૯) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે મુહાજિરો મક્કાથી મદીના આવ્યા ત્યારે તેમની પાસે કંઇ પણ ન હતું અને અનસારીઓ ઝમીનદાર અને જાગીરવાળા હતા. એટલે અનસારીઓએ મુહાજિરોને કહ્યું કે, તમે અમારી ઝમીનો વગેરેનો કારભાર કરો. મહેનત કરો. અમે તમને ઉત્પાદનમાંથી વાર્ષિક અડધો ભાગ આપીશું. મારી માં કિંવા ઉમ્મે સુલૈમ, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ તલહાની માં હતાં, તેમણે રસૂલુલ્લાહ (સલ.)ને ખજુરીઓના અમુક ઝાડો આપ્યાં હતાં. રસૂલુલ્લાહ (સલ.)એ તે ઝાડ પોતાની લોંડી ઉમ્મે અયમન કિંવા હઝરત ઉસામાની માંને આપી દીધાં. હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ખૈબરની લડાઇમાંથી પાછા આવ્યા અને મદીના પહોંચ્યા ત્યારે મુહાજિરોએ અનસારીઓને તેમની આપેલી બધી વસ્તુઓ પાછી આપી દીધી. જેથી રસૂલુલ્લાહ (સલ.)એ પણ ઉમ્મે સુલૈમને તેમના ખજુરીના ઝાડો પાછા આપી દીધાં. ઉમ્મે અયમનને તે ઝાડોના બદલામાં પોતાના બાગમાંથી થોડાક ખજુરીના ઝાડો આપ્યાં.

(૧૬૪/૨૯૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ચાળીસ (ઉત્તમ) આદતો છે, જેમાં સૌથી શ્રેષ્ઠ એ



છે કે, કોઇને દૂધ પીવા માટે બકરી આપી દેવામાં આવે. આ ચાળીસ આદતોમાંથી જે માણસ એક આદત ઉપર પણ સવાબની આશાએ દિલના યકીન સાથે અમલ કરશે તેને ખુદા તઆલા જન્નતમાં ઝરૂર દાખલ કરશે. હસ્સાન કહે છે કે, દૂધવાળી બકરી આપવા સિવાય અમે બીજી આદતો ગણી. જેમ કે સલામનો જવાબ આપવો, છીંકનારને **'યરહમુક લ્લાહુ'** કહેવું, રસ્તામાંથી તકલીફ પહોંચાડનારી વસ્તુ હટાવવી વગેરે, પરંતુ પંદર સુધી પણ અમે ગણી શકયા નહીં.

(૧૬૫/૨૯૫૧) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અમારામાંથી અમુક લોકો પાસે થોડીક વધારે ઝમીન હતી અને તેઓ તે ઝમીન ત્રીજા, ચોથા અથવા અડધા ભાગે આપી દેતા હતા, પરંતુ હુઝૂરે ફરમાવ્યું કે, જેની પાસે ઝમીન હોય તે કયાં તો પોતે તેમાં ખેતી કરે અથવા પોતાના ભાઇને વાપરવા આપી દે અને જો એવું ન કરી શકે તો ઝમીન એમ જ પડી રહેવા દે.

(૧૬૬/૨૯૫૨) હઝરત અબૂ સઇદ કહે છે કે, એક ગામડિયાએ હાજર થઇને રસૂલુલ્લાહ (સલ.)ને હિજરતનો હુકમ પૂછયો. આપે ફરમાવ્યું : અરે, હિજરતની બાબત તો ખૂબ મુશ્કિલ છે. શું તારી પાસે ઊંટ છે ? તેણે કહ્યું : જી હા. પૂછયું, તું એની ઝકાત આપે છે ? તેણે કહ્યું : જી હા. પૂછયું, તું એમાંથી કોઇ ઊંટણી દૂધ પીવા માટે પણ આપે છે ? તેણે કહ્યું, જી હા. પૂછયું, શું પાણી પીવડાવવાના દિવસે તેમનું દૂધ દોહીને મોહતાજોને આપે છે ? તેણે કહ્યું : જી હા. ફરમાવ્યું : તું એવી જ રીતે સાગર પાર કર્યા કર. ખુદા તઆલા તારા અમલોમાંથી કોઇ અમલનો બદલો ઓછો નહીં કરે.

(૧૬૭/૨૯૫૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) એક ઝમીન તરફ ગયા, જે ખેતીના કારણે લહેરાઇ રહી હતી. પૂછયું, આ કોની છે ? કહેવામાં આવ્યું, ફલાણા માણસે ગણોતે ખેડી છે. ફરમાવ્યું : સાંભળો, જો ઝમીનદાર એમ જ વાવવા માટે એને આપી દેત તો ગણોતે આપવા કરતાં એ એના માટે સારૂં થાત.

## જો કોઇ માણસ કોઇને કહે કે, હું આ લોંડી તમને સેવા માટે આપું છું તો પરંપરા ધ્યાનમાં લેતાં એ જાઇઝ છે. અમુક લોકો કહે છે : આ રીતે 'આરિયત'[1]નો હુકમ ગણાશે અને જો એમ કહે કે, હું તમને આ કપડું પહેરવા માટે આપું છું તો એ ભેટ છે. (આરિયત નથી.)

(૧૬૮/૨૯૫૪) હઝરત અબૂ હુરૈરા

૧. કોઇને કોઇ વસ્તુ થોડીક મુદત માટે વાપરવા આપવી.

(રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઈબ્રાહીમ જ્યારે હઝરત સારાને લઈને વતન છોડીને ચાલ્યા ત્યારે (એક ગામમાં) લોકોએ હઝરત સારાને 'હાજિરા' અર્પણ કરી. હઝરત સારા હાજિરાને લઈને પાછાં આવ્યાં અને હઝરત ઈબ્રાહીમને કહ્યું કે, જુઓ, અલ્લાહ તઆલાએ કાફિરને કેવો ઝલીલ કર્યો અને એક લોંડી સેવા માટે અપાવી.

**જો કોઇ માણસ કોઇને કોઇ ઘોડો અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે આપે તો તેનો હુકમ 'ઉમરા' અને ખૈરાત જેવો છે. અમુક લોકોનું કથન છે કે, આપનાર પાછો લઇ શકે છે**

(૧૬૯/૨૯૫૫) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે : મેં એક માણસને એક ઘોડો અલ્લાહના રસ્તામાં સવાર થવા માટે આપ્યો. થોડી મુદ્દત પછી મેં તે ઘોડો વેચાતો જોયો. મેં હુઝૂરને મસ્અલો પૂછ્યો. આપે ફરમાવ્યું : તમે ખરીદો નહીં અને તમારી ખૈરાત પાછી ન લો.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

# ★ ગવાહી-સાક્ષી ★

**પુરાવો વાદી પર છે**

**ખુદા તઆલા ફરમાવે છે :** **'યા અય્યુહ લ્લઝીન આમનૂ ઇઝા તદાયન્તુમ બિદયનિન ઇલા અજલિમ્ મુસમ્મન ફક્તુબૂહુ....'** (ઉર્દૂ: હે મુસલમાનો ! જ્યારે તમે પરસ્પર કોઇ ચોક્કસ મુદ્દતના વાયદે કર્ઝની લેવડદેવડ કરો તો એ લખી લો. બીજી આયતમાં આવ્યું છે : **'યા અય્યુહ લ્લઝીન આમનૂ કૂનૂ કવ્વામીન બિલ કિસ્તિ શુહદાઅ લિલ્લાહિ વ લવ અલા અન્ફુસિકુમ અવિલ વાલિદયનિ વલ અકરબીન'** ઉર્દૂ: હે મુસલમાનો ! તમે ઇન્સાફ પર કાયમ રહો અને ખુદાના માટે ગવાહી આપો, ભલેને એમાં તમારૂં પોતાનું અથવા માં-બાપનું અને સગાવહાલાનું નુકસાન હોય.

**જો કોઇ માણસ કોઇના ફાસિક ન હોવાનું બયાન કરી રહ્યો હોય અને આ પ્રમાણેના શબ્દો કહે કે, હું તો એની નેક વાતો જ જાણું છું અથવા મને તો એની ખૂબીઓની જ ખબર છે (બુરાઇઓની જાણ નથી) તો તે નેક હોવાનું પુરવાર કરે છે.**

(૧૭૦/૨૯૫૬) હઝરત આઇશા (રદિ.) વિષે જ્યારે તહોમત મૂકનારાઓએ જે કંઇ કહ્યું તે કહી દીધું ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલી



અને ઉસામા ઇબ્ને ઝેદને બોલાવ્યા અને પત્નીથી અલગ રહેવા વિષે સલાહ-મંત્રણા કરી. હઝરત ઉસામાએ જવાબ આપ્યો : તે હુઝૂરની પત્ની છે અને અમને તેમના નેક હોવા સિવાય બીજી કંઇ ખબર નથી. હઝરત બરીરાએ કહ્યું કે, મને તેમની કોઇ વાત ખરાબ દેખાઇ નથી. હા, તે ઉગતી વયનાં છે એટલે આટો એમ જ પડતો મૂકીને સૂઇ જાય છે અને બકરી આવીને તે ખાઇ જાય છે. આ સાંભળીને હુઝૂરે ફરમાવ્યું : કોણ માણસ મને લાચાર સમજીને મારો બદલો તે માણસ પાસેથી લેશે જેની તકલીફ મારી પત્ની અંગે મને આટલી હદ સુધી પહોંચી છે. મને તો ખુદાની કસમ મારી પત્ની નેક લાગે છે.

**છુપી રીતે ગવાહી આપવાનું બયાન. અમ્ર ઇબ્ને હુરૈસની નઝરે જાઇઝ છે. ઇબ્ને હુરૈસ કહે છે કે, કાફિર ગુનેહગાર અંગે એવું જ કરવામાં આવે છે (ઉર્દૂ: તેના વિષે ગુપ્ત ગવાહી આપવામાં આવે છે)**

(૧૭૧/૨૯૫૭) ઇબ્ને સીરીન, શઅબી, અતા અને કતાદા કહે છે : ફક્ત (આરોપીનો ઇકરાર) સાંભળવાથી જ ગવાહી આપવાનું જાઇઝ થઇ જાય છે.

(૧૭૨/૨૯૫૮) હસન બસરીએ કહ્યું : જો કોઇ માણસ કોઇ કોમની કોઇ વાત સાંભળે તો હાકિમની પાસે આવીને કહી દે કે, તેમણે મને ગવાહ તો બનાવ્યો નથી, પરંતુ મેં તેમની પાસેથી આવું આવું સાંભળ્યું છે.

(૧૭૩/૨૯૫૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત ઉબય ઇબ્ને કઅબ અનસારી તે ખજૂરીઓના ઝાડોમાં જવા માટે નીકળ્યા, જેમાં ઇબ્ને સય્યાદ હતો. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે અંદર પ્રવેશ્યા ત્યારે આપે ઇરાદો કર્યો કે, ઇબ્ને સય્યાદની નઝર પડતાં પહેલાં ઝાડોના થડોની આડમાં રહીને ચુપચાપ તેની વાતો સાંભળે. ઇબ્ને સય્યાદ કોરવાળી ચાદર બીછાવીને તેના પર સૂઇને કંઇ ગણગણી રહ્યો હતો. ઇબ્ને સય્યાદની માંએ હુઝૂરને ઝાડોની આડમાં છુપાયેલા જોઇ લીધા અને અવાજ દીધો : એય સાફ ! આ મુહમ્મદ મોજુદ છે. ઇબ્ને સય્યાદ ગણગણ કરતો અટકી ગયો. હુઝૂરે કહ્યું કે, જો એની માં જવા દેત તો એ પોતાની હાલત જાહેર કરી દેત.

(૧૭૪/૨૯૬૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક વાર રિફાઆની પત્ની મુબારક સેવામાં હાજર થઇ અને કહ્યું કે, હું રિફાઆની પાસે હતી. તેણે મને કતઇ (મુગલ્લઝ) તલાક આપી દીધી. મેં અબ્દુર્રહમાન ઇબ્ને ઝુબેર સાથે નિકાહ કર્યા, પરંતુ અબ્દુર્રહમાન પાસે તો મેં કપડાના પાલવ સિવાય બીજું કંઇ જોયું નહીં. હુઝૂરે ફરમાવ્યું : તો શું બીજી વાર

રિફાઆ પાસે જવા માંગે છે ? એ ત્યાં સુધી જાઇઝ નથી જ્યાં સુધી તે તારી ચાસણી ચાખી ન લે અને તું તેનાથી મઝા ન માણે. હઝરત અબૂબક્ર આ બનાવ વખતે બેઠા હતા અને ખાલિદ ઈબ્ને સઈદ ઈબ્ને આસ દરવાજા પર હાજર થવા માટે રજાની રાહ જોઇ રહ્યા હતા. હઝરત ખાલિદે કહ્યું : અબૂબક્ર, જુઓ તો આ ઓરત રસૂલુલ્લાહ (સલ.) સામે જોરજોરથી કેવી વાતો કરી રહી છે !

**જો એક અથવા વધુ ગવાહો કોઇ વાતની ગવાહી આપે અને બીજા લોકો કહે કે, અમને એની જાણ નથી તો ગવાહોની વાત પ્રમાણે ચુકાદો આપવામાં આવશે**

(૧૭૫/૨૯૬૧) હુમૈદી કહે છે કે, આ મસ્અલો તે કથન અનુસાર છે કે, હઝરત બિલાલે કહ્યું હતું કે, હુઝૂર (સલ.)એ કઅબામાં નમાઝ પઢી હતી અને ફઝલ ઈબ્ને અબ્બાસે કહ્યું હતું કે, પઢી ન હતી, પરંતુ લોકોએ હઝરત બિલાલની ગવાહીનો સ્વીકાર કર્યો.

(૧૭૬/૨૯૬૨) એવી જ રીતે જો બે માણસો ગવાહી આપે કે, ફલાણા માણસના ફલાણા માણસ પર એક હઝાર દિરહમ છે અને બે ગવાહો આપે કે, એક હઝાર પાંચસો છે તો પંદરસો કહેનારાઓની ગવાહી માન્ય રખાશે.

(૧૭૭/૨૯૬૩) ઉકબા ઈબ્ને હારિસ કહે છે કે, મેં અબૂ ઈહાબ ઈબ્ને અઝીઝની છોકરી સાથે નિકાહ કર્યા ત્યારે એક ઓરત આવીને કહેવા લાગી કે, મેં તમને અને તમારી પત્નીને દૂધ પીવડાવ્યું છે. મેં કહ્યું કે, મને ખબર નથી કે તેં મને દૂધ પીવડાવ્યું છે કે નહીં. ન જ તેં મને પહેલેથી એની ખબર આપી. ખેર, મેં અબૂ ઈહાબના કુટુંબના માણસોને પૂછાવ્યું તો તેમણે પણ જવાબ આપ્યો કે, અમને ખબર નથી કે તેણે અમારી છોકરીને દૂધ પીવડાવ્યું છે કે નહીં. છેવટે હું સવાર થઇને મદીના ગયો અને હુઝૂરને મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું : જ્યારે તને કહી દેવામાં આવ્યું તો પછી નિકાહ કેવી રીતે રહી શકે છે ? મેં તે પત્નીને છુટી કરી અને તેણીએ બીજા નિકાહ કરી લીધા.

**ઇન્સાફ પસંદ ગવાહની ગવાહીનું બયાન.**

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ અશ્હિદૂ ઝવય અદલિમ્ મિન્કુમ વ મિમ્મન તર્દવ્ન મિન શ્શુહદાઇ'** ઉિવા **તમારામાંથી બે ન્યાયી ગવાહ બનાવો અને તે ગવાહોમાંથી પણ જેમને તમે પસંદ કરો છો**

(૧૭૮/૨૯૬૪) હઝરત ઉમર ફારૂક (રદિ.)એ ફરમાવ્યું કે, પહેલાં તો લોકો વહીના કારણે પકડાઇ જતા હતા. હવે વહી બંધ થઇ ગઇ છે. એટલે જાહેરી અમલો જોઇને અમે લોકોને પકડીશું. જે



જાહેરમાં નેકી કરશે તેને સલામતી આપીને અમે સન્માનીશું. તેની આંતરિક હાલત સાથે અમને કંઇ નિસ્બત નથી. આંતરિક હાલતનો હિસાબ ખુદા પોતે લઇ લેશે. જે જાહેરમાં ખરાબ વર્તાવ કરશે તેને અમાનતદાર માનીશું નહીં, ભલેને તેની આંતરિક હાલત સારી હોય.

**કેટલા માણસોનું કોઇને ગેરફાસિક (બિનગુનેહગાર) કહેવું સહીહ છે ?**

(૧૭૯/૨૯૬૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.) પાસેથી એક જનાઝો પસાર થયો. લોકોએ એની ખૂબીઓ બયાન કરી. હુઝૂરે ફરમાવ્યું : વાજિબ થઇ ગઇ. ઉિવા જન્નત. થોડી વાર પછી બીજો એક જનાઝો પસાર થયો. લોકોએ તેની બુરાઇઓ બયાન કરી. હુઝૂરે ફરમાવ્યું : વાજિબ થઇ ગઇ. ઉિવા દોઝખ. કહેવામાં આવ્યું : યા રસૂલલ્લાહ ! હુઝૂરે તેના માટે પણ ફરમાવ્યું : 'વાજિબ થઇ ગઇ' અને આના માટે પણ ફરમાવ્યું : 'વાજિબ થઇ ગઇ' ! (શું હુઝૂરે આ હુકમ વહીના કારણે બયાન કર્યા ?) ફરમાવ્યું : ઈમાનદાર લોકોની ગવાહી કબૂલ છે. મુસલમાન ખુદાના તરફથી ઝમીન પર ગવાહ છે.

(૧૮૦/૨૯૬૬) અબૂ અસ્વદ કહે છે કે, એક વાર હું મદીના ગયો. તે સમયે મદીનામાં ભયંકર બીમારી ફેલાયેલી હતી. લોકો ઘણા જલદી જલદી મરી રહ્યા હતા. હું હઝરત ઉમર (રદિ.) પાસે એક દિવસ બેઠો હતો, એવામાં એક જનાઝો પસાર થયો. લોકોએ તેની નેકીઓ બયાન કરી. હઝરત ઉમરે કહ્યું : વાજિબ થઇ ગઇ. થોડી વાર પછી બીજો જનાઝો પસાર થયો. લોકોએ તેના પણ વખાણ કર્યા. હઝરત ઉમરે કહ્યું : વાજિબ થઇ ગઇ. ફરી થોડીવાર પછી બીજો એક જનાઝો પસાર થયો. લોકોએ તેની બુરાઇઓ બયાન કરી. હઝરત ઉમરે કહ્યું : વાજિબ થઇ ગઇ. મેં પૂછયું, અમીરૂલ મુઅમિનીન ! શું વસ્તુ વાજિબ થઇ ગઇ. કહ્યું, મેં પણ તેવું જ કહ્યું જેવું કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે મુસલમાન વિષે ચાર માણસો નેક હોવાની ગવાહી આપે તેને ખુદા તઆલા જન્નતમાં દાખલ કરશે. અમે પૂછયું કે, જો ત્રણ માણસો ગવાહી આપે તો ? ફરમાવ્યું : ત્રણ હોય. અમે પૂછયું કે, જો બે ગવાહી આપે તો ? ફરમાવ્યું : બે હોય. તે પછી અમે એકની ગવાહી આપવાનો હુઝૂરને સવાલ કર્યો નહીં.

**રઝાઅત, વંશ અને જુના મૃત્યુ વિષે ગવાહી આપવાનું બયાન**

(૧૮૧/૨૯૬૭) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, મને અને અબૂ સલમાને સુવૈબાએ દૂધ પીવડાવ્યું હતું.

(૧૮૨/૨૯૬૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અફલહે મારી પાસે

અંદર આવવાની રજા માંગી, પરંતુ મેં આપી નહીં. અફલહે કહ્યું કે, હું તો તમારો કાકો છું. તમે મારાથી પરદો કરો છો ? મેં કહ્યું કે, એ કેવી રીતે ? અફલહે જવાબ આપ્યો કે, તમને મારા ભાઇની સ્ત્રીએ તેના બચ્ચાનું દૂધ પીવડાવ્યું હતું. હઝરત આઇશા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું : અફલહે સાચું કહ્યું. તમે તેને અંદર આવવાની રજા આપ્યા કરો.

(૧૮૩/૨૯૬૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત હમઝાની પુત્રી વિષે ફરમાવ્યું છે કે, મારા માટે તે હલાલ નથી. તે મારા રઝાઇ ભાઇની પુત્રી છે. રઝાઅતથી પણ તે જ (સગાઇ) હરામ થઇ જાય છે જે વંશથી હરામ થઇ જાય છે.

(૧૮૪/૨૯૭૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.) મારી પાસે હતા, એવામાં હઝરત હફસાના મકાન પર એક માણસનો અવાજ સંભળાયો, જે અંદર આવવાની રજા માંગતો હતો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! એ માણસ હુઝૂરના મકાનમાં જવાની રજા માંગે છે. હુઝૂરે ફરમાવ્યું કે મારા ખ્યાલ પ્રમાણે એ ફલાણો માણસ કિંવા હઝરત હફસાના રઝાઇ કાકા છે. મેં કહ્યું કે, જો ફલાણો માણસ કિંવા મારા રઝાઇ કાકા જીવતા હોત તો તે પણ મારી પાસે આવી શકતા હતા ? ફરમાવ્યું : હા, જે હુરમત (હરામ હોવું) વંશથી થાય છે, તે જ રઝાઅતથી થાય છે.

(૧૮૫/૨૯૭૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. તે વખતે મારી પાસે એક માણસ બેઠો હતો. પૂછયું, આઇશા, એ કોણ છે ? મેં કહ્યું કે, મારો રઝાઇ ભાઇ છે. ફરમાવ્યું : જુઓ, તમારા રઝાઇ ભાઇ કોણ છે. તે રઝાઅત ગણનાપાત્ર છે જે ભૂખના કારણે હોય. (કિંવા એટલું દૂધ પીવું ગણનાપાત્ર છે જે ખોરાકની જગ્યાએ હોય.)

## ઝિનાની તહોમત મૂકનાર, ચોરી કરનાર અને ઝિના કરનારની ગવાહીનું બયાન

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ લાતકબલૂ લહુમ શહાદતન અબદા, ઊલાઇક હુમુલ ફાસિકૂન. ઇલ્લ લ્લઝીન તાબુ' કિંવા તેમની ગવાહી કદાપિ કબૂલ કરો નહીં. એ લોકો નાફરમાન છે. હા, જે લોકો તૌબા કરી લે તેમની ગવાહી કબૂલ કરો.**

(૧૮૬/૨૯૭૨) હઝરત ઉમર (રદિ.)એ અબૂ બકહ, શિબ્લ ઇબ્ને મઅબદ અને નાફિઅને મુગીરા પર ઝિનાની તહોમત મૂકવાના કારણે **'હદ'** (શરીઅતે મુકર્રર કરેલ શિક્ષા) ફટકારી



હતી. પછી તેમની પાસે તૌબા કરાવીને ફરમાવ્યું કે, જે માણસ તૌબા કરી લેશે તેમની ગવાહી હું કબૂલ કરીશ.

(૧૮૭/૨૯૭૩) અબ્દુલ્લાહ ઇબ્ને ઉત્બા, ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ, સઇદ ઇબ્ને જુબેર, તાઉસ, મુજાહિદ, શઅબી, ઇકરિમા, ઝુહરી, મુહારિબ ઇબ્ને દિસાર, શુરૈહ અને મુઆવિયા ઇબ્ને કુર્રહની દ્રષ્ટિએ તહોમત મૂકનારની ગવાહી તૌબા કરી લીધા પછી જાઇઝ છે.

(૧૮૮/૨૯૭૪) અબૂઝ ઝિનાદ કહે છે : મદીનામાં એવો હુકમ અમલમાં હતો કે, જો ઝિનાની તહોમત મૂકનાર પોતાની વાતથી તૌબા કરી લે તો તેની ગવાહી કબૂલ છે.

(૧૮૯/૨૯૭૫) શઅબી અને કતાદા કહે છે કે, જો તહોમત મૂકનાર પોતે પોતાની વાતને જૂઠી ઠેરવે તો તેને તહોમત મૂકવાની શિક્ષા ફટકારવામાં આવશે. પછી તેની ગવાહી કબૂલ થવાને પાત્ર છે.

(૧૯૦/૨૯૭૬) સૌરી કહે છે કે, ગુલામને હદ ફટકારવામાં આવે. પછી તેને આઝાદ કરી દેવામાં આવે તો હવે તેની ગવાહી કબૂલ થવાને પાત્ર છે.

(૧૯૧/૨૯૭૭) અમુક લોકોની નજીક ઝિનાની તહોમત મૂકનારની ગવાહી તૌબા કરી લીધા પછી પણ કબૂલ થઇ શકતી નથી, પરંતુ જો નિકાહના બંને ગવાહો એવા હોય જેમને ઝિનાની તહોમત મૂકવાના કારણે હદ (શિક્ષા) ફટકારવામાં આવી હોય તો નિકાહ જાઇઝ છે અને જો નિકાહના બંને ગવાહો ગુલામ હોય તો જાઇઝ નથી. અલબત્ત, રમઝાનનો ચાંદ જોવા વિષે લોંડી, ગુલામ અને તે માણસની ગવાહી સ્વીકારપાત્ર છે જેને ઝિનાની તહોમત મૂકવાના કારણે હદ ફટકારવામાં આવી હોય.

## ઝિનાની તહોમત મૂકનારની તૌબા જાણવાની શી રીત છે ?

(૧૯૨/૨૯૭૮) રસૂલુલ્લાહ (સલ.)એ એક વ્યભિચારીને એક વરસ માટે શહેર બહાર કાઢી મૂકયો હતો.

(૧૯૩/૨૯૭૯) રસૂલુલ્લાહ (સલ.)એ કઅબ ઇબ્ને માલિક અને તેમના બે સાથીઓ સાથે પચાસ દિવસ સુધી વાતચીત કરવાની મનાઇ ફરમાવી હતી.

(૧૯૪/૨૯૮૦) હઝરત ઉરવા ઇબ્ને ઝુબેર કહે છે કે, એક ઔરતે મક્કાના વિજયની લડાઇમાં ચોરી કરી. તેને હુઝૂર (સલ.)ની સેવામાં રજૂ કરવામાં આવી. આપે તેનો હાથ કાપી નાખવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર હાથ કાપી નાખવામાં આવ્યો. હઝરત આઇશા કહે છે : તેની તૌબા ઘણી સારી થઇ.

અંદર આવવાની રજા માંગી, પરંતુ મેં આપી નહીં. અફલહે કહ્યું કે, હું તો તમારો કાકો છું. તમે મારાથી પરદો કરો છો ? મેં કહ્યું કે, એ કેવી રીતે ? અફલહે જવાબ આપ્યો કે, તમને મારા ભાઇની સ્ત્રીએ તેના બચ્ચાનું દૂધ પીવડાવ્યું હતું. હઝરત આઇશા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું : અફલહે સાચું કહ્યું. તમે તેને અંદર આવવાની રજા આપ્યા કરો.

(૧૮૩/૨૯૬૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત હમઝાની પુત્રી વિષે ફરમાવ્યું છે કે, મારા માટે તે હલાલ નથી. તે મારા રઝાઇ ભાઇની પુત્રી છે. રઝાઅતથી પણ તે જ (સગાઇ) હરામ થઇ જાય છે જે વંશથી હરામ થઇ જાય છે.

(૧૮૪/૨૯૭૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.) મારી પાસે હતા, એવામાં હઝરત હફસાના મકાન પર એક માણસનો અવાજ સંભળાયો, જે અંદર આવવાની રજા માંગતો હતો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! એ માણસ હુઝૂરના મકાનમાં જવાની રજા માંગે છે. હુઝૂરે ફરમાવ્યું કે મારા ખ્યાલ પ્રમાણે એ ફલાણો માણસ કિંવા હઝરત હફસાના રઝાઇ કાકા છે. મેં કહ્યું કે, જો ફલાણો માણસ કિંવા મારા રઝાઇ કાકા જીવતા હોત તો તે પણ મારી પાસે આવી શકતા હતા ? ફરમાવ્યું : હા, જે હુરમત (હરામ હોવું) વંશથી થાય છે, તે જ રઝાઅતથી થાય છે.

(૧૮૫/૨૯૭૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. તે વખતે મારી પાસે એક માણસ બેઠો હતો. પૂછયું, આઇશા, એ કોણ છે ? મેં કહ્યું કે, મારો રઝાઇ ભાઇ છે. ફરમાવ્યું : જુઓ, તમારા રઝાઇ ભાઇ કોણ છે. તે રઝાઅત ગણનાપાત્ર છે જે ભૂખના કારણે હોય. (કિંવા એટલું દૂધ પીવું ગણનાપાત્ર છે જે ખોરાકની જગ્યાએ હોય.)

## ઝિનાની તહોમત મૂકનાર, ચોરી કરનાર અને ઝિના કરનારની ગવાહીનું બયાન

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ લાતકબલૂ લહુમ શહાદતન અબદા, ઊલાઇક હુમુલ ફાસિકૂન. ઇલ્લ લ્લઝીન તાબુ' કિંવા તેમની ગવાહી કદાપિ કબૂલ કરો નહીં. એ લોકો નાફરમાન છે. હા, જે લોકો તૌબા કરી લે તેમની ગવાહી કબૂલ કરો.**

(૧૮૬/૨૯૭૨) હઝરત ઉમર (રદિ.)એ અબૂ બકહ, શિબ્લ ઇબ્ને મઅબદ અને નાફિઅને મુગીરા પર ઝિનાની તહોમત મૂકવાના કારણે **'હદ'** (શરીઅતે મુકર્રર કરેલ શિક્ષા) ફટકારી



હતી. પછી તેમની પાસે તૌબા કરાવીને ફરમાવ્યું કે, જે માણસ તૌબા કરી લેશે તેમની ગવાહી હું કબૂલ કરીશ.

(૧૮૭/૨૯૭૩) અબ્દુલ્લાહ ઇબ્ને ઉત્બા, ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ, સઇદ ઇબ્ને જુબેર, તાઉસ, મુજાહિદ, શઅબી, ઇકરિમા, ઝુહરી, મુહારિબ ઇબ્ને દિસાર, શુરૈહ અને મુઆવિયા ઇબ્ને કુર્રહની દ્રષ્ટિએ તહોમત મૂકનારની ગવાહી તૌબા કરી લીધા પછી જાઇઝ છે.

(૧૮૮/૨૯૭૪) અબૂઝ ઝિનાદ કહે છે : મદીનામાં એવો હુકમ અમલમાં હતો કે, જો ઝિનાની તહોમત મૂકનાર પોતાની વાતથી તૌબા કરી લે તો તેની ગવાહી કબૂલ છે.

(૧૮૯/૨૯૭૫) શઅબી અને કતાદા કહે છે કે, જો તહોમત મૂકનાર પોતે પોતાની વાતને જૂઠી ઠેરવે તો તેને તહોમત મૂકવાની શિક્ષા ફટકારવામાં આવશે. પછી તેની ગવાહી કબૂલ થવાને પાત્ર છે.

(૧૯૦/૨૯૭૬) સૌરી કહે છે કે, ગુલામને હદ ફટકારવામાં આવે. પછી તેને આઝાદ કરી દેવામાં આવે તો હવે તેની ગવાહી કબૂલ થવાને પાત્ર છે.

(૧૯૧/૨૯૭૭) અમુક લોકોની નજીક ઝિનાની તહોમત મૂકનારની ગવાહી તૌબા કરી લીધા પછી પણ કબૂલ થઇ શકતી નથી, પરંતુ જો નિકાહના બંને ગવાહો એવા હોય જેમને ઝિનાની તહોમત મૂકવાના કારણે હદ (શિક્ષા) ફટકારવામાં આવી હોય તો નિકાહ જાઇઝ છે અને જો નિકાહના બંને ગવાહો ગુલામ હોય તો જાઇઝ નથી. અલબત્ત, રમઝાનનો ચાંદ જોવા વિષે લોંડી, ગુલામ અને તે માણસની ગવાહી સ્વીકારપાત્ર છે જેને ઝિનાની તહોમત મૂકવાના કારણે હદ ફટકારવામાં આવી હોય.

## ઝિનાની તહોમત મૂકનારની તૌબા જાણવાની શી રીત છે ?

(૧૯૨/૨૯૭૮) રસૂલુલ્લાહ (સલ.)એ એક વ્યભિચારીને એક વરસ માટે શહેર બહાર કાઢી મૂકયો હતો.

(૧૯૩/૨૯૭૯) રસૂલુલ્લાહ (સલ.)એ કઅબ ઇબ્ને માલિક અને તેમના બે સાથીઓ સાથે પચાસ દિવસ સુધી વાતચીત કરવાની મનાઇ ફરમાવી હતી.

(૧૯૪/૨૯૮૦) હઝરત ઉરવા ઇબ્ને ઝુબેર કહે છે કે, એક ઓરતે મક્કાના વિજયની લડાઇમાં ચોરી કરી. તેને હુઝૂર (સલ.)ની સેવામાં રજુ કરવામાં આવી. આપે તેનો હાથ કાપી નાખવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર હાથ કાપી નાખવામાં આવ્યો. હઝરત આઇશા કહે છે : તેની તૌબા ઘણી સારી થઇ.

પાછળથી તેણે નિકાહ કરી લીધા હતા. જ્યારે આવતી હતી ત્યારે હું તેની વિનંતી હુઝૂર સુધી પહોંચાડી દેતી હતી.

(૧૯૫/૨૯૮૧) હઝરત ઝેદ ઇબ્ને ખાલિદ કહે છે કે, જે અપરિણિત માણસે વ્યભિચાર કર્યો હોય તેને સો કોરડા મારવાનો અને એક વરસ માટે શહેર બહાર કાઢવાનો હુકમ આપ્યો છે.

## જો ગવાહ પાસે ઝુલ્મ (અન્યાય) માટે ગવાહી અપાવવામાં આવે તો કદાપિ આપે નહીં

(૧૯૬/૨૯૮૨) હઝરત નુઅમાન ઇબ્ને બશીર કહે છે કે, મારી માંએ મારા પિતાને મારા માટે થોડોક માલ બખ્શિશ આપવાની વિનંતી કરી. મારા પિતાએ બખ્શિશ આપ્યો. માં કહેવા લાગ્યાં કે, જ્યાં સુધી તમે રસૂલુલ્લાહ (સલ.)ને ગવાહ બનાવશો નહીં ત્યાં સુધી હું રાજી થઇશ નહીં. પિતા મારો હાથ પકડીને હુઝૂરની સેવામાં લઇ ગયા અને કહ્યું કે, એની માંએ એના માટે થોડોક માલ બખ્શિશ રૂપે આપવાની વિનંતી કરી હતી. મેં બખ્શિશ રૂપે આપ્યો. હુઝૂરે પૂછ્યું, તમારી એના સિવાય બીજી કોઇ ઔલાદ છે ? પિતાએ કહ્યું : જી હા. ફરમાવ્યું : તો મને હક બરબાદ કરવાનો ગવાહ બનાવો નહીં.

(૧૯૭/૨૯૮૩) હઝરત ઇમાન ઇબ્ને હુસેન કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૌથી સારા મારા સમયના લોકો છે. પછી તે લોકો છે જે તેમના પછી આવશે. પછી તે લોકો છે જે તેમના પછી આવશે. તેમના પછી એવા લોકો આવશે જે ખયાનત કરશે. અમાનતદાર નહીં હોય. પોતે ગવાહ બનશે. તેમની પાસે ગવાહી માંગવામાં આવશે નહીં. મન્નત માનશે, પરંતુ તેને પૂરી કરશે નહીં. તેમનામાં પેટ ભરવાની વૃત્તિ પેદા થઇ જશે.

(૧૯૮/૨૯૮૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સૌથી શ્રેષ્ઠ મારા યુગના લોકો છે. તેમના પછી તે લોકો હશે જે તેમની સાથે જ આવશે. પછી તેમની પાછળવાળા હશે. તેમના પછી એવા લોકો આવશે જેમની ગવાહી કસમ પહેલાં અને કસમ ગવાહી પહેલાં થશે. ઇબ્રાહીમ કહે છે કે, પહેલાં અમને મારીને એવું કહેવડાવવામાં આવતું હતું કે, 'હું અલ્લાહને ગવાહ રાખીને કહું છું' અથવા 'અલ્લાહ ગવાહ છે.'

## જૂઠી ગવાહી અને ગવાહી છુપાવવાનું બયાન

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન લાયશહદૂનઝ ઝૂર'** ર્ડિવા **તે લોકો જેઓ જૂઠી ગવાહી આપતા નથી. બીજી આયત 'વ લાતકતુમૂ શ્શહાદત વ**



**મંય્યકતુમ્હા ફઇન્નહુ આસિમુન કલ્બુહુ વલ્લાહુ બિમા તઅમલૂન અલીમ' ગવાહી છુપાવો નહીં, જે માણસ ગવાહી છુપાવશે તેનું દિલ ગુનેહગાર છે. તમે જે કરો છો તેને અલ્લાહ જાણે છે. 'તલ્વૂ અલ્સિનતકુમ'માં પણ ગવાહી આપવાનો જ અર્થ છે**

(૧૯૯/૨૯૮૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)ને કબીરા ગુનાહો પૂછવામાં આવ્યા. ફરમાવ્યું : ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવવો. માંબાપની નાફરમાની કરવી. કોઇને મારી નાખવો અને જુઠી ગવાહી આપવી.

(૨૦૦/૨૯૮૬) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ત્રણ વાર સહાબાને પૂછ્યું, શું હું તમને સૌથી મોટો ગુનોહ ન બતાવું ? સહાબાએ કહ્યું, બતાવો. ફરમાવ્યું : ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવવો, માંબાપની નાફરમાની કરવી. ત્યાર પછી હુઝૂર બેસી ગયા. ટેકો લગાડયો. પછી ફરમાવ્યું : જુઠી ગવાહી આપવી. ઘણી વાર સુધી આમ જ બોલતા રહ્યા. અહીં સુધી કે, અમે કહેવા લાગ્યા કે કાશ ! હુઝૂર ચૂપ થઇ જાય.

## આંધળાની ગવાહી આપવી, કારોબાર કરવો, નિકાહ કરવા, નિકાહ કરાવવા, ખરીદ-વેચાણ કરવું, અઝાન આપવી, ઇમામત કરવી અને તે વસ્તુઓની વિગત જે અવાજથી જાણી શકાય છે

(૨૦૧/૨૯૮૭) કાસિમ, હસન બસરી, ઇબ્ને સીરીન, ઝુહરી અને અતાએ આંધળાની ગવાહીને માન્ય રાખી છે.

(૨૦૨/૨૯૮૮) શઅબીનું કથન છે કે, જો આંધળો વાતો સમજતો હોય તો તેની ગવાહી જાઇઝ છે.

(૨૦૩/૨૯૮૯) હકમ કહે છે : ઘણી વસ્તુઓમાં આંધળાની ગવાહી જાઇઝ છે.

(૨૦૪/૨૯૯૦) ઝુહરીએ કહ્યું હતું કે, જુઓ, જો ઇબ્ને અબ્બાસ કોઇ વાતની ગવાહી આપે તો શું તમે તેમની ગવાહી કબૂલ નહીં કરો ?

(૨૦૫/૨૯૯૧) ઇબ્ને અબ્બાસ (રદિ.)એ એક માણસ મુકર્રર કર્યો હતો. જેથી જ્યારે સૂર્ય આથમી જતો અને આ માણસ ખબર આપી દેતો ત્યારે તેઓ ઇફતાર કરતા અને જ્યારે તેમને કહી દેવામાં આવતું કે, સવાર થઇ ગઇ ત્યારે તેઓ બે રકઅત પઢી લેતા હતા.

(૨૦૬/૨૯૯૨) સુલયમાન ઇબ્ને યસારે હઝરત આઇશા પાસે અંદર આવવાની રજા માંગી. હઝરત આઇશાએ

(૨૦૨/૨૯૮૮) આંધળાની ગવાહી કોર્ટમાં માન્ય રાખવામાં નહીં આવે. તેની હાજરીમાં નિકાહ થઇ જશે, પરંતુ તે ન્યાયાલયમાં સાક્ષી આપી શકે નહીં.

અવાજ ઓળખીને કહ્યું : સુલયમાન અંદર આવી જા. જ્યાં સુધી તારી ઉપર કંઇ પણ બાકી છે તું ગુલામ જ છે.

(૨૦૭/૨૯૯૩) હઝરત સમુરા ઇબ્ને જુન્દુબે બુર્કો ઓઢનારી ઓરતની ગવાહીને જાઇઝ ગણી છે.

(૨૦૮/૨૯૯૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને મસ્જિદમાં કુર્આન પઢતાં સાંભળ્યો ત્યારે ફરમાવ્યું : ખુદા તે માણસ પર રહમ કરે, ફલાણી ફલાણી સૂરતમાં ફલાણી ફલાણી આયતો હું ભૂલી ગયો હતો, તેણે મને યાદ અપાવી. એક રિવાયતમાં છે કે, હઝરત આઇશા કહે છે : હુઝૂર મારા ઘરમાં હતા કે, આપે અબ્બાદનો અવાજ મસ્જિદમાંથી સાંભળ્યો. અબ્બાદ તે વખતે મસ્જિદમાં નમાઝ પઢી રહ્યા હતા. અવાજ સાંભળીને મને કહ્યું : આઇશા, આ અબ્બાદનો અવાજ છે ? મેં કહ્યું : જી હા. ફરમાવ્યું : અય અલ્લાહ ! અબ્બાદ પર રહમ કર.

(૨૦૯/૨૯૯૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બિલાલ રાતથી અઝાન આપે છે. જ્યાં સુધી ઇબ્ને ઉમ્મે મકતૂમ અઝાન આપે નહીં ત્યાં સુધી તમે ખાઓ પીઓ. ઇબ્ને ઉમ્મે મકતૂમ આંધળા હતા. એટલે જ્યાં સુધી લોકો સવાર થવાની ખબર આપતા ન હતા ત્યાં સુધી તેઓ અઝાન આપતા ન હતા.

(૨૧૦/૨૯૯૬) મિસ્વર ઇબ્ને મખ્રમા (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.) પાસે થોડાક ઝભ્ભાઓ આવ્યા. મારા પિતાએ મને કહ્યું કે, જરા મારી સાથે રસૂલુલ્લાહ (સલ.) પાસે ચાલો. બનવાજોગ છે કે, હુઝૂર આપણને પણ તેમાંથી કોઇ ઝભ્ભો આપી દે. મારા પિતા હુઝૂરના દરવાજા પાસે ઉભા રહીને કંઇ વાતચીત કરી રહ્યા હતા, એવામાં હુઝૂર અવાજ ઓળખીને બહાર આવ્યા. તે વખતે આપની પાસે એક ઝભ્ભો હતો. આપ તેની ખૂબીઓ મારા પિતાને બતાવી રહ્યા હતા અને કહી રહ્યા હતા કે, મેં આ ઝભ્ભો તમારા માટે અલગ રાખી મૂકયો હતો.

**ઓરતોની ગવાહીનો હુકમ**

**ખુદા તઆલા ફરમાવે છે : 'ફઇલ્લમ યકૂના રજુલયનિ ફરજુલું વ મ્રઅતાનિ' કિંવા જો તમને બે પુરૂષો (ગવાહી માટે) ન મળે તો એક પુરૂષ અને બે ઓરતો હોવી જોઇએ**

(૨૧૧/૨૯૯૭) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ઓરતોને કહ્યું : શું એક ઓરતની ગવાહી પુરૂષની ગવાહીથી અડધી નથી ? ઓરતોએ કહ્યું, જી હા. ફરમાવ્યું : એ ઓરતોની ઓછી અક્કલના કારણે છે.

**લોંડી-ગુલામની ગવાહીનો હુકમ**

(૨૧૨/૨૯૯૮) હઝરત અનસ



(રદિ.) કહે છે કે જો ગુલામ નેક હોય તો તેની ગવાહી જાઇઝ છે.

(૨૧૩/૨૯૯૯) કાઝી શુરૈહ અને ઝુરારા ઇબ્ને ઓફાએ પણ ગુલામની ગવાહીને માન્ય રાખી છે.

(૨૧૪/૩૦૦૦) ઇબ્ને સીરીન કહે છે કે, ગુલામની ગવાહી જાઇઝ છે, એ શરતે કે પોતાના માલિક માટે ન હોય.

(૨૧૫/૩૦૦૧) હસન બસરી અને ઇબ્રાહીમની નજીક ગુલામની ગવાહી નાનકડી વસ્તુ અંગે જાઇઝ છે. (કોઇ મોટી બાબતમાં જાઇઝ નથી)

(૨૧૬/૩૦૦૨) કાઝી શુરૈહે કહ્યું હતું કે, તમે બધા ગુલામો અને લોંડીઓની ઔલાદ છો. (કિંવા તમે બધા અલ્લાહના બંદાઓની ઔલાદ છો. એટલે બધા સરખો દરજ્જો ધરાવે છે.)

(૨૧૭/૩૦૦૩) હઝરત ઉકબા ઇબ્ને હારિસ કહે છે કે, મેં અબૂ ઇહાબની છોકરી ઉમ્મે યહ્યા સાથે નિકાહ કર્યા હતા. થોડાક દિવસ પછી એક હબસી લોંડી આવી અને કહેવા લાગી કે, મેં તમને બંનેને દૂધ પીવડાવ્યું છે. મેં હુઝૂરને વાત કરી. આપે મારા તરફથી મોં ફેરવી લીધું. મેં બીજી તરફ જઇને કહ્યું. આપે મને મારી પત્નીથી રોકયો અને ફરમાવ્યું : જ્યારે તે કહે છે કે, મેં તમને બંનેને દૂધ પીવડાવ્યું છે તો પછી (નિકાહ) કેવી રીતે થશે ?

**દૂધ પીવડાવનારીની ગવાહી કબૂલ છે**

(૨૧૮/૩૦૦૪) ઉકબા ઇબ્ને હારિસ કહે છે : મેં એક ઓરત સાથે નિકાહ કર્યા. થોડાક દિવસ પછી બીજી એક ઓરત આવીને કહેવા લાગી કે, મેં તમને બંનેને દૂધ પીવડાવ્યું છે. મેં હુઝૂર (સલ.)ને એની વાત કરી. આપે ફરમાવ્યું : જ્યારે તે કહે છે કે, મેં તમને બંનેને દૂધ પીવડાવ્યું છે તો (નિકાહ) કેવી રીતે રહી શકે છે. તું તારી પત્નીને છુટી કરી દે.

**અમુક ઓરતો અમુકને ન્યાયી ઠેરવી શકે છે કિંવા એક ઓરત બીજી ઓરતના ન્યાયી (નેક) હોવાનું જાહેર કરી શકે છે**

(૨૧૯/૩૦૦૫) રિવાયતોના જુદા જુદા માર્ગોથી સાબિત છે કે, હઝરત આઇશાએ કહ્યું કે, હુઝૂર (સલ.)નો એ નિયમ હતો કે, જ્યારે સફરમાં જવાનો ઇરાદો કરતા ત્યારે પત્નીઓના નામની ચિઠ્ઠી નાખતા. જેનું નામ નીકળતું તેને પોતાની સાથે લઇ જતા. અચાનક એક જિહાદ વખતે સાથે જવા માટે મારૂં નામ નીકળ્યું. હું હુઝૂરની સાથે નીકળી. પરદાની આયત ઉતરી ચુકી હતી એટલે મારો કાઠડી ઉંચકવામાં આવતો હતો અને કાઠડી જ ઉતારવામાં આવતું હતું. ખેર, અમે હુઝૂરની સાથે નીકળ્યાં. જ્યારે તે જિહાદથી પરવારીને હુઝૂર પાછા ફર્યા

અને અમે મદીનાની નજીક પહોંચીને પડાવ નાખ્યો ત્યારે એક રાત્રે આપે કૂચ કરવાની જાહેરાત કરી. કૂચની જાહેરાત સાંભળીને હું ઉઠીને (હાજત માટે) ગઇ. લશ્કરથી છેટે જઇને હાજત કરીને પોતાના કાઠડામાં પાછી ફરી અને છાતી પર હાથ મારીને જોયું તો માલુમ પડયું કે જઝએ અઝફાર (એક પ્રકારના કાળા અને સફેદ મહોરાઓ)નો હાર ક્યાંક તૂટીને પડી ગયો. હું તરત શોધવા માટે પાછી ફરી. શોધવામાં વાર લાગી અને હું મારી પડાવની જગ્યાએ પહોંચી શકી નહીં. કાઠડો ઉઠાવનારાઓએ આવીને મારો ખાલી કાઠડો ઉઠાવીને એવા ખ્યાલથી ઊંટ પર મૂકી દીધો કે, હું તેની અંદર છું. કારણ કે, તે યુગમાં ઓરતો હલકી ફુલકી હતી. ભારે શરીરવાળી ન હતી. ઘણું થોડું ખાણું ખાતી હતી. એટલે કાઠડો ઉઠાવનારાઓએ જ્યારે કાઠડો ઉઠાવ્યો ત્યારે કોઇને મારા ન હોવાની જાણ થઇ શકી નહીં. તે સમયે હું નવયુવાન પણ હતી. ગમે તેમ, લોકોએ મારૂં ઊંટ ઉઠાડયું અને ચાલતા થયા. લશ્કરના ચાલ્યા ગયા પછી મને હાર પણ મળી ગયો. હું લશ્કરના પડાવ પાસે આવી, પરંતુ ત્યાં કોઇ ન હતું. હું મારા રહેઠાણે આવીને બેસી ગઇ અને વિચાર્યું કે, જ્યારે હું લોકોને લશ્કરમાં નહીં મળું ત્યારે ઝરૂર મારી શોધમાં પાછા આવશે. એ જ વિચારમાં હું બેઠી હતી કે, મને ઉંઘ આવી ગઇ અને હું સૂઇ ગઇ. સફવાન ઇબ્ને મુઅત્તલ લશ્કરમાં પાછળ રહેતો હતો. જેથી પાછળ રહી ગયેલા માણસને સાથે લઇ જાય. આખી રાત તે મારા રહેઠાણની નજીક રહ્યો. સવારે ઉઠયો ત્યારે તેને કોઇ માનવીનો પડછાયો દેખાયો. તે મારી પાસે આવ્યો અને પરદાનો હુકમ ઉતર્યા પહેલાં તેણે જોઇ હતી એટલે જોતાં જ **ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજિઊન** પઢયો. ઊંટણી બેસાડી અને હું હાથથી તેના પર ટેકો દઇને ઊંટણી પર સવાર થઇ ગઇ. તેણે ઊંટણીને ઝડપભેર ખેંચવાનું શરૂ કર્યું. છેવટે અમે લશ્કરમાં પહોંચી ગયા. લશ્કર પાછલી રાત્રે આરામ કરવા માટે નહરે ઝુહયરા સ્થળે ઉતરી પડયું હતું. ત્યાર પછી જે બરબાદ થનાર હતો તે થઇ ગયો (કિંવા તહોમત મૂકનારાઓએ તહોમત મૂકી અને એ તહોમત મૂકવાના કારણે તેઓ તબાહ થયા) આ તહોમતનો ઘડવૈયો અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય ઇબ્ને સલૂલ મુનાફિક હતો. મદીના પહોંચીને હું એક મહીના સુધી બીમાર રહી. લોકો તહોમત મૂકનારાઓની વાતની ચર્ચા કરતા રહ્યા. (પરંતુ તેની મને કંઇ ખબર ન હતી) પરંતુ એટલી વાતથી મને શંકા જતી હતી કે, જેવી રીતે પહેલાં મારી બીમારી વખતે હુઝૂર મહેરબાનીનો વર્તાવ કરતા હતા આ બીમારીમાં મને હુઝૂર તરફથી તેવી મહેરબાની દેખાતી ન હતી. બસ અંદર



આવીને સલામ કર્યા પછી એટલું પૂછી લેતા હતા કે શું ખબર છે ? બીજી કંઇ મને ખબર ન હતી. છેવટે હું બીમારીમાંથી સાજી થઇ. હું મિસ્તહની માં સાથે 'મનાસિઅ' સ્થળે હાજત માટે ગઇ. મનાસિઅ અમારૂં પાયખાનુ (જાજરૂ) હતું. ફક્ત રાત્રે અમે ત્યાં જતાં હતાં, પરંતુ આ સ્થિતિ તે સમયે હતી જ્યારે કે અમારા ઘરો નજીક પાયખાના બન્યા ન હતાં. કારણ કે, તે સમયે અમારી સ્થિતિ હાજત કરવાની દ્રષ્ટિએ અજ્ઞાનતાના યુગના લોકો જેવી હતી કે, પાયખાના માટે જંગલમાં જતાં હતાં. ખેર, હું અને મિસ્તહની માં જઇ રહ્યાં હતાં કે, મિસ્તહની માંનો પગ ચાદરમાં ભેરવાયો અને તે પડી ગયાં. તે બોલવા લાગ્યાં કે ખુદા કરે, મિસ્તહ મરી જાય. મેં કહ્યું કે, તમે કેમ બુરૂં બોલો છો, શું એવા માણસને ભાંડો છો જે 'બદર'માં શામિલ હતા. તેણે કહ્યું : એય ભોળી પત્ની, શું તમે લોકોની વાતો સાંભળી નથી ? તે પછી તેણે મને તહોમત મૂકનારાઓની ગુસપુસની ખબર આપી. આ વાત સાંભળવાથી મારી બીમારીમાં એક વધુ બીમારીનો ઉમેરો થયો. ઘેર પાછી ફરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા અને પૂછયું, શું ખબર છે ? મેં કહ્યું, મને માંબાપના ઘેર જવાની રજા આપો. આ મેં એટલા માટે કહ્યું હતું કે, હું માંબાપની પાસે જઇને ચોક્કસ ખબર જાણવા માંગતી હતી. રસૂલુલ્લાહ (સલ.)એ મને રજા આપી. હું પિયર આવી અને માંને પૂછયું કે, લોકો શું ચર્ચા કરી રહ્યા છે ? માંએ કહ્યું, બેટી, ગભરાવાની કંઇ વાત નથી. ખુદાની કસમ ! જે ખૂબસૂરત ઓરત પતિ સાથે રહે અને પતિ તેના પ્રત્યે મુહબ્બત બતાવતો હોય. તેની શોકણો પણ હોય તો ભાગ્યે જ એવું બને છે કે, શોકણો તેને કલંક ન લગાડતી હોય. મેં કહ્યું : સુબ્હાનલ્લાહ, લોકો આવી ચર્ચા કરે છે. ખેર, તે રાત તો મેં વીતાવી, પરંતુ સવાર સુધી ઉંઘ આવી નહીં અને અશ્રુઓ રોકાયા નહીં. સવારે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલી અને ઉસામા ઇબ્ને ઝૈદને બોલાવ્યા અને તલાક અંગે સલાહ-મંત્રણા કરી. કારણ કે, વહી આવવામાં અસાધારણ વિલંબ થયો હતો. ઉસામા જાણતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)ને પોતાની પત્નીઓ પ્રત્યે મુહબ્બત છે. એટલે તેમણે પોતાની જાણકારી પ્રમાણે સલાહ આપી અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તે આપના પત્ની છે. ખુદાની કસમ ! તેમની પાકદામની અને નેકી સિવાય મને બીજી કંઇ ખબર નથી. હઝરત અલીએ કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદા તઆલાએ તમારા પર કોઇ તંગી કરી નથી, તેમના સિવાય ઘણી ઓરતો મોજુદ છે, પરંતુ બરીરાને પૂછી લો. તે આપને સાચે સાચું બતાવી દેશે. હુઝૂરે બરીરાને બોલાવી અને પૂછયું, બરીરા, શું તે કદી આઇશામાં એવી વાત જોઇ છે

જેનાથી તને તેમની પાકદામની અંગે શંકા ગઇ હોય. બરીરાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ ! જેણે આપને સાચા પયગમ્બર બનાવીને મોકલ્યા છે, મેં તેમની અંદર કદી કોઇ એબની વાત જોઇ નથી. હા, તે ઉગતી વયની છોકરી છે એટલે આટો છોડીને સૂઇ જાય છે અને બકરી આવીને આટો ખાઇ જાય છે. આ સાંભળીને તે જ દિવસે હુઝૂર (ખુત્બો પઢવા) ઉભા થયા અને અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય ઇબ્ને સલૂલ પાસેથી જવાબ માંગ્યા પછી બદલો લેવાનો ઇરાદો કર્યો અને ફરમાવ્યું કે, કોઇ એવો માણસ છે જે આ માણસ પાસેથી કારણ માંગ્યા પછી મારો બદલો લે. જેના તરફથી મારી પત્ની પર તહોમત મૂકવાની મને તકલીફ પહોંચી છે. ખુદાની કસમ ! હું મારી પત્નીને નેક સમજું છું. લોકો એવા માણસનો ઉલ્લેખ કરે છે જે મારી જાણ મુજબ નેક છે. તે તો મારા સંગાથ વગર મારી પત્ની પાસે જતો પણ ન હતો. આ સાંભળીને સઅદ ઇબ્ને મુઆઝ ઉભા થયા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! હું આપનો બદલો તેની પાસેથી લઇશ. જો તે ઔસ કબીલામાંથી હશે તો અમે તેની ગરદન ઉડાવી દઇશું અને જો અમારા ખઝરજી ભાઇઓમાંથી હશે તો આપ અમને હુકમ આપો, અમે તેનું પાલન કરીશું. સઅદ ઇબ્ને મુઆઝની આ વાત સાંભળીને સઅદ ઇબ્ને ઉબાદા ઉભા થયા, જો કે તે નેક હતા, પરંતુ કોમની હિમાયતના કારણે સઅદ ઇબ્ને મુઆઝને કહેવા લાગ્યા : તું જુઠો બકવાસ કરે છે. ખુદાની કસમ ! તું તેને કદાપિ મારી શકશે નહીં અને ન તું તેના ઉપર કાબુ મેળવી શકશે. સઅદ ઇબ્ને ઉબાદાની વાત સાંભળીને ઉસૈદ ઇબ્ને હુદૈરે સઅદ ઇબ્ને મુઆઝ તરફથી સઅદ ઇબ્ને ઉબાદાને કહ્યું : તું જુઠો છે. ખુદાની કસમ ! અમે તેને ઝરૂર કત્લ કરીશું. તું મુનાફિક છે, જે મુનાફિકો તરફથી લડે છે અને તેમની હિમાયત કરે છે. છેવટે બંને કબીલાઓ (ઔસ અને ખઝરજ) ઉભા થઇ ગયા અને એકબીજાને મારવાનો ઇરાદો કર્યો, ત્યાં સુધી રસૂલુલ્લાહ (સલ.) મિમ્બર પર જ હતા. આ સાંભળીને આપ મિમ્બર પરથી ઉતર્યા અને બધાને શાંત કર્યા. બધા શાંત થઇ ગયા ત્યારે રસૂલુલ્લાહ (સલ.) પણ શાંત રહ્યા. હું આખો દિવસ રડતી રહી. ન અશ્રુઓ થંભ્યા, ન ઉંઘ આવી. સવારથી માંબાપ મારી પાસે આવી ગયાં હતાં, પરંતુ હું રાત-દિવસ રડતી રહી અને વિચારવા લાગી કે, રડતાં રડતાં મારૂં કાળજું ફાટી જશે. હું રડી રહી હતી અને મારા માંબાપ મારી પાસે બેઠાં હતાં, એવામાં એક અનસારી ઓરતે અંદર આવવાની રજા માંગી. મેં રજા આપી. તે અંદર આવી અને મારી સાથે બેસીને તે પણ રડવા લાગી. એવામાં રસૂલુલ્લાહ (સલ.) આવ્યા અને મારી પાસે બેસી



ગયા. જે દિવસથી મારા પર તહોમત મૂકાઇ હતી તે દિવસથી લઇને આજ સુધી મારી પાસે આપ બેઠા ન હતા. એક મહીનો થઇ ગયો હતો, પરંતુ મારા વિષે હુઝૂર પાસે કોઇ વહી પણ આવી ન હતી. ખેર, બેસીને હુઝૂર તશહહુદ પઢયા. પછી કહ્યું કે, આઇશા, તારા વિષે મને આવો આવો બનાવ જાણવા મળ્યો છે. જેથી જો તું ગુનાહથી પાક છે તો ટૂંકમાં જ અલ્લાહ તઆલા તારી પાકદામની બયાન કરશે અને જો ખરેખર ગુનાહમાં સંડોવાઇ છે તો ખુદા પાસે ઇસ્તિગફાર કર અને તૌબા કર. કારણ કે, બંદો જ્યારે પોતાના ગુનાહનો ઇકરાર કરીને તૌબા કરે છે ત્યારે અલ્લાહ તઆલા તેના ગુનાહ માફ કરી દે છે અને તેની તૌબા કબૂલ થાય છે. જ્યારે હુઝૂરે વાત પૂરી કરી ત્યારે મારા અશ્રુઓ તદ્દન બંધ થઇ ગયા. પછી એક ટીપું પણ પડયું નહીં. મેં મારા પિતાને કહ્યું કે, મારા તરફથી જવાબ આપો. પિતાએ કહ્યું, ખુદાની કસમ ! હું જાણતો નથી કે શું જવાબ આપું. મેં માંને કહ્યું કે, તમે જવાબ આપી દો. માંએ પણ એમ જ કહ્યું કે, શું જવાબ આપું. મને તો કંઇ ખબર ન હતી. હું પોતે નવયુવાન છોકરી હતી. વધુ કુર્આન પણ પઢયું ન હતું, પરંતુ નાછૂટકે કહ્યું : ખુદાની કસમ ! જે વાતો આપે સાંભળી છે તે આપના દિલમાં ઠસી ગઇ છે. આપ તેને સાચી સમજો છો. એટલે જો હું એમ કહું કે, હું એબથી પાક છું અને ખુદા સારી રીતે જાણે છે કે, હું એ એબથી પાક છું તો આપ મને સાચી માનશો નહીં અને જો હું નહીં કરેલા ગુનાહનો ઇકરાર કરૂં અને ખુદા જાણે છે કે, હું એનાથી પાક છું તો આપ ઝરૂર સાચું માનશો. ખુદાની કસમ છે, મારા અને તમારા મામલા અંગે તે જ કહેવત સાચી છે જે યૂસુફના પિતાએ કહી હતી કે, **ફસબ્રુન જમીલ, વલ્લાહુલ મુસ્તઆનુ અલા મા તસિફૂન** આમ કહીને હું બિસ્તરા પર આવીને સૂઇ ગઇ. લોકો તરફથી મોં ફેરવી લીધું. મને આશા હતી કે અલ્લાહ તઆલા મારી પાકદામની બયાન કરશે, પરંતુ પછી મને મારી જાત તુચ્છ લાગતી હતી. એટલે ખ્યાલ આવતો હતો કે, કુર્આનમાં મારો ઉલ્લેખ શું થશે, પરંતુ એવો ખ્યાલ પણ ઝરૂર હતો કે, અલ્લાહ તઆલા રસૂલુલ્લાહ (સલ.)ને મારૂં પાક હોવું સ્વપ્નમાં બતાવશે. ખુદાની કસમ ! હુઝૂર (સલ.) તે જગ્યાએથી પણ ઉઠયા ન હતા અને ઘરવાળાઓમાંથી પણ કોઇ બહાર નીકળ્યું ન હતું કે હુઝૂર પર વહી ઉતરી. નિયમ મુજબ પરસેવો છુટયો. ઠંડીના દિવસો હોવા છતાં મોતીઓની જેમ પેશાની પરથી ટપકવા લાગ્યો. જ્યારે વહી બંધ થઇ ત્યારે સૌ પ્રથમ આપે મને કહ્યું : આઇશા, ખુદાના વખાણ અને તેનો શુક્ર કરો કે, અલ્લાહ તઆલાએ તમારી પાકદામની બયાન કરી દીધી. આ

સાંભળીને મારી માં બોલ્યાં : આઇશા, ઉઠીને રસૂલુલ્લાહ (સલ.)ને માન આપ. મેં કહ્યું : ખુદાની કસમ ! હું નહીં ઉઠું અને રસૂલુલ્લાહ (સલ.)ને માન નહીં આપું, બલકે ફક્ત તે ખુદાના વખાણ કરીશ જેણે મારી પાકદામની બયાન કરી. મારા નિષ્કલંક હોવા અંગે આ આયતો ઉતરી હતી : **ઇન્નલ્લઝીન જાઊ બિલ ઇફકિ ઉસ્બતુમ્ મિન્કુમ....** મારા પિતા હઝરત અબૂબક્ર સિદ્દીક મિસ્તહને સગાઇના કારણે ખર્ચ આપ્યા કરતા હતા, પરંતુ આ બનાવ સાંભળીને સિદ્દીકે અકબરે કહ્યું : ખુદાની કસમ ! હવે હું મિસ્તહને કદી ખર્ચ આપીશ નહીં. કારણ કે, તેણે આઇશા પર તહોમત મૂકી છે. તે પરથી ખુદા તઆલાએ આ આયત ઉતારી : **વ લાયઅ્તલિ ઊલૂલ ફદલિ મિન્કુમ વ સ્સઅતિ અંય્યૂતૂ....** કિંવા તમારામાંથી જે લોકો માલદાર અને ઉદાર હોય તેઓ સગાંવહાલાઓને ન આપવાની કસમ ન ખાઇ લે. હઝરત અબૂબક્રે કહ્યું : હું તો ઇચ્છું છું કે, ખુદા તઆલા મારી મગફિરત કરે. આમ કહીને હઝરત અબૂબક્રે પૂર્વ વત મિસ્તહને મદદ ચાલુ રાખી. હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઝેનબ બિન્તે જહશને મારી હાલત પૂછી હતી અને પૂછ્યું હતું કે, ઝેનબ, તમને શું ખબર છે અને તમે શું જોયું છે ? હઝરત ઝેનબે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં મારા કાનોથી ન કંઇ સાંભળ્યું અને આંખથી ન કંઇ જોયું. હઝરત આઇશા કહે છે કે, ઝેનબ જ ખૂબસૂરતીમાં મારી બરાબરી કરતી હતી, પરંતુ ખુદા તઆલાએ તેને જૂઠું બોલવાથી બચાવી.

**એક માણસ બીજાને સજ્જન ઠેરવી શકે છે કિંવા એમ કહી શકે છે કે, એ આદિલ (સજ્જન) છે, ફાસિક (રીઢો ગુનેહગાર) નથી**

(૨૨૦/૩૦૦૬) અબૂ જમીલા કહે છે : મેં એક છોકરો પડેલો જોયો. હઝરત ઉમરે જોયો તો મને કહ્યું : બનવા જોગ છે કે, 'ખરાબ ગુફા'નું કારણ બન્યો હોય. જાણે કે, હઝરત ઉમર એ છોકરાની તહોમત મારા ઉપર મૂકવા માંગતા હતા (કિંવા એવું કહેવા માંગતા હતા કે એ છોકરો તારો છે) પરંતુ મારા મુખીએ કહ્યું કે, એ નેક માણસ છે. આ સાંભળીને હઝરત ઉમરે કહ્યું : જા, એ છોકરાનો ખર્ચ અમારા માથે છે અને વારસાનો હક્ક તારા માટે છે.

(૨૨૧/૩૦૦૭) હઝરત અબૂબક્ર કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.)ની સામે એક માણસે બીજા માણસના વખાણ કર્યા. હુઝૂરે વારંવાર ફરમાવ્યું : અરે, તું તારા ભાઇની ગરદન કાપે છે ! તે પછી ફરમાવ્યું કે, જે માણસ પોતાના ભાઇની યોગ્ય પ્રશંસા કરવા માંગે તે એમ કહે કે, 'મારૂં માનવું છે' નહીં તો ખુદા જ તેને



સારી રીતે જાણે છે. હું ખુદાની સામે કોઇને બેએબ (નિષ્કલંક) કહી શકતો નથી. જો તે માણસની ખૂબીઓ ચોક્કસપણે જાણતો હોય તો કહે કે, મારો ખ્યાલ છે કે, ફલાણો ફલાણો માણસ આવો આવો છે.

**હદ ઉપરાંત વખાણ કરવાનું અયોગ્ય છે. જાણકારી અનુસાર વર્ણન કરવું જોઇએ**

(૨૨૨/૩૦૦૮) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને બીજા માણસની હદ ઉપરાંત તારીફ કરતાં સાંભળ્યો ત્યારે ફરમાવ્યું : તમે તેને બરબાદ કરી નાખ્યો.

**છોકરાઓનું પુખ્ત વયે પહોંચવું અને ગવાહી આપવાના લાયક થવું**

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ ઇઝા બલગલ અત્ફાલુ મિન્કુમુલ હુલુમ ફલ્યસ્તઅ્ઝિનૂ'** કિંવા **જ્યારે તમારા છોકરા પુખ્ત વયના થઇ જાય ત્યારે રજા લઇને અંદર આવે.**

(૨૨૩/૩૦૦૯) મુગીરા કહે છે : હું બાર વરસની વયે 'બાલિગ' (પુખ્ત વયનો) થઇ ગયો હતો.

**ઓરતોના પુખ્ત વયના થવાનો આધાર 'હેઝ' (માસિક)ના શરૂ થવા પર છે. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લ્લાઇ યઇસ્ન મિનલ મહીદિ મિન્ નિસાઇકુમ... અન ઇદ્દતુહુન્ન સલાસતુ અશ્હુરિન વ લ્લાઇ લમ યહિદ્ન, વ ઊલાતુલ અહમાલિ અજલુહુન્ન અંય્યદઅ્ન હમ્લહુન્ન'** કિંવા **જે ઓરતો હેઝથી નાસીપાસ થઇ ગઇ હોય, જો તમને શંકા રહી ગઇ હોય તો તેમની ઇદ્દત ત્રણ મહીના છે અને જેમને હેઝ આવ્યું નથી અથવા તેમના પેટમાં બચ્ચું છે તો તેમની ઇદ્દત પ્રસૂતિ સુધી છે.**

(૨૨૪/૩૦૧૦) હસન ઇબ્ને સાલિહ કહે છે કે, અમારા પાડોશમાં ૨૧ વરસની ઉમરની એક ઓરત હતી જે 'નાની' બની ગઇ હતી. (કિંવા દસ વરસની ઉમરમાં તેને છોકરી થઇ, પછી તે છોકરીને દસ વરસની વયે ઔલાદ થઇ)

(૨૨૫/૩૦૧૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ઉહદની લડાઇના દિવસે મારી વય ચૌદ વરસની હતી. (લડાઇમાં ભાગ લેવા માટે) હું હુઝૂરની સામે રજૂ થયો, પરંતુ આપે મને રજા આપી નહીં. પછી ખન્દકની લડાઇના સમયે હું પંદર વરસનો હતો તે વખતે (લડાઇમાં ભાગ લેવા માટે) હું રજૂ થયો ત્યારે આપે મને રજા આપી. હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝની નજીક પંદર

વરસ પુખ્ત વયની હદ છે. તેમણે પોતાના બધા અમલદારોને હુકમ આપ્યો હતો કે, જે છોકરો પંદર વર્ષનો થઇ જાય તેને (લશકરી ખજાનામાંથી) પગાર મળે.

(૨૨૬/૩૦૧૨) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) નબી (સલ.)ના ફરમાનના હવાલાથી બયાન કરે છે કે, જુમ્આના દિવસે દરેક સ્વપ્નદોષવાળા (બાલિગ) પર ગુસ્લ વાજિબ છે.

**પ્રતિવાદીને કસમ ખવડાવતા પહેલાં હાકિમ વાદીને પૂછે કે, તમારી પાસે ગવાહો છે કે નહીં ?**

(૨૨૭/૩૦૧૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જુઠી કસમ ખાઇને મુસલમાનનો માલ હડપ કરશે, કિયામતના દિવસે જ્યારે ખુદાની સામે જશે ત્યારે ખુદા તઆલા તેના પર ગુસ્સે થશે. આ હદીસ સાંભળીને અશ્અસ ઇબ્ને કૈસે કહ્યું : ખુદાની કસમ ! આ હદીસ તો હુઝૂરે મારા વિષે કહી હતી. વાત એવી હતી કે, એક ઝમીન મારી અને બીજા એક માણસની વચ્ચે ભાગીદારીમાં હતી, પરંતુ તેણે મારા હક્કનો ઇન્કાર કર્યો. હું તેને ખેંચીને હુઝૂરની પાસે લાવ્યો. આપે મને પૂછ્યું, શું તારી પાસે ગવાહ છે ? મેં કહ્યું, ના. હુઝૂરે તે માણસને કહ્યું, તું કસમ ખા. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એ તો અત્યારે કસમ ખાઇને મારો હક્ક લઇ જશે. તે પરથી ખુદા તઆલાએ આ આયત ઉતારી : **ઇન્નલ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન...**

**દીવાની અને ફોજદારી કેસોમાં પ્રતિવાદી પર કસમ ઝરૂરી છે**

(૨૨૮/૩૦૧૪) હુઝૂર (સલ.)એ (એક વાદીને) કહ્યું હતું કે, ક્યાં તો તારા બે ગવાહ હોય નહીં તો તેની કસમ થવી જોઇએ.

(૨૨૯/૩૦૧૫) ઇબ્ને શુબ્રુમહ કહે છે કે, અબૂઝ ઝિનાદે ગવાહી અને કસમ વિષે મારી સાથે વાતચીત કરી. મેં કહ્યું કે, ખુદા તઆલા ફરમાવે છે : **'વ સ્તશ્હિદૂ શહીદયનિ મિર્રિજાલિકુમ ફઇલ્લમ યકૂના રજુલયનિ ફરજુલું વ્વ મ્રઅતાનિ મિમ્મન તરદવ્ન મિન શ્શુહદાઇ અન તદિલ્લ ઇહદાહુમા ફતુઝક્કિર ઇહદાહુમલ ઉખ્રા'** કિંવા તમે બે પુરૂષોને ગવાહ બનાવો. બે પુરૂષ ન મળે તો એક પુરૂષ અને બે સ્ત્રીઓ હોવી જોઇએ. જેમને તમે પસંદ કરો છો. જેથી જો એક ભૂલી જાય તો બીજી તેને યાદ અપાવે. ઇબ્ને શુબ્રુમહ કહે છે : મેં અબૂઝ ઝિનાદને કહ્યું કે, જો એક ગવાહની ગવાહી અને વાદીની કસમ



પુરતી થઇ પડતી હોય તો પછી બે ઓરતોની ગવાહીની અને એ વાતની શું ઝરૂર રહે છે કે, એક બીજીને યાદ અપાવે ?

(૨૩૦/૩૦૧૬) હઝરત ઇબ્ને અબી મુલયકા કહે છે કે, મને ઇબ્ને અબ્બાસે લખ્યું હતું કે, હુઝૂર (સલ.)એ પ્રતિવાદી પર કસમ હોવાનો હુકમ આપ્યો છે.

(૨૩૧/૩૦૧૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, જે માણસ જુઠી કસમ ખાઇને કોઇ મુસલમાનનો માલ પડાવી લેશે તેના પર કિયામતના દિવસે અલ્લાહ તઆલા રોષે ભરાશે. ખુદા તઆલાએ એનું સમર્થન આ આયતમાં કર્યું છે : **ઇન્નલ્લઝીન યશ્તરૂન બિઅહદિલ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન.... વ લહુમ અઝાબુન અલીમ.** આ સાંભળીને અશ્અસ ઇબ્ને કૈસે કહ્યું કે, અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે સાચું કહ્યું. મારો એક માણસ સાથે કંઇક ઝઘડો હતો. અમે બંને અમારો ઝઘડો લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા. આપે ફરમાવ્યું કે, ક્યાં તો તારા બે ગવાહ હોવા જોઇએ અથવા પછી એની કસમ થવી જોઇએ. મેં કહ્યું : હુઝૂર, એ તો કસમ ખાઇ લેશે અને કંઇ પરવા કરશે નહીં. એ પરથી હુઝૂરે ફરમાવ્યું કે, જે માણસ જુઠી કસમ ખાઇને મુસલમાનનો માલ પડાવી લેશે જ્યારે તે કિયામતના દિવસે અલ્લાહ તઆલા સામે જશે ત્યારે અલ્લાહ તેના પર રોષે ભરાશે. રસૂલુલ્લાહ (સલ.)ના સમર્થન માટે અલ્લાહ તઆલાએ ઉપરોક્ત આયત ઉતારી.

**જો કોઇ માણસ કોઇ વાતનો દાવો કરે અથવા કોઇના ઉપર કોઇ વાતનો આરોપ મૂકે તો તેણે પોતાની વાત પુરવાર કરવા માટે ગવાહ શોધવા જોઇએ. ગવાહો શોધવા માટે એ માણસ જઇ શકે છે**

(૨૩૨/૩૦૧૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હિલાલ ઇબ્ને ઉમય્યાએ પોતાની ઓરત પર શરીક ઇબ્ને સહમા સાથે ઝિના કરવાની તહોમત મૂકી. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ક્યાં તો ગવાહ લાવો, નહીં તો તમારી પીઠ પર 'શરઇ હદ' લાગશે. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો કોઇ પોતાની પત્ની પર કોઇને જુએ તો ગવાહ શોધતો ફરે, પરંતુ હુઝૂર બરાબર એમ જ ફરમાવતા રહ્યા કે, ક્યાં તો ગવાહ રજુ કરો, નહીં તો તમારી પીઠ પર 'હદ' લાગુ થશે. પછી લિઆનનો ઉલ્લેખ કર્યો.

**અસ્રની નમાઝ પછી કસમ ખાવાનું બયાન**

(૨૩૩/૩૦૧૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ત્રણ માણસો સાથે (કિયામતના

(૨૨૫/૩૦૧૧) સામાન્ય રીતે પંદર વરસનું બાળક પુખ્ત વયનું ગણાય છે.

દિવસે) અલ્લાહ તઆલા વાત નહીં કરે અને તેમના તરફ નહીં જુએ. તેમને માફ નહીં કરે. તેમને કષ્ટદાયક અઝાબ થશે. એક તો તે માણસ જેની પાસે સફરના રસ્તામાં ઝરૂરત કરતાં વધારે પાણી હોય અને તે મુસાફિરોને ન આપે. બીજો તે માણસ જે કોઈની બૈઅત માત્ર દુનિયા મેળવવા માટે કરે. જો તે એની ઈચ્છા મુજબ એને દુનિયા આપી દે તો બૈઅત કાયમ રાખે, નહીં તો બૈઅતનું પાલન ન કરે. ત્રીજો તે માણસ જે અસ્ર પછી ખુદાની કસમ ખાઈને કોઈ ગ્રાહક સાથે સામાનનો ભાવ કરી રહ્યો હોય અને કસમ ખાઈને કહી રહ્યો હોય કે, મને એની આ કીંમત મળતી હતી અને ગ્રાહક (તેના ભરોસે) તે વસ્તુ લઈ લે.

**પ્રતિવાદી પર જે જગ્યાએ કસમ ખાવાનું ઝરૂરી બન્યું હોય ત્યાં જ તેને કસમ આપવામાં આવે. એક જગ્યાએથી બીજી જગ્યાએ તેને કસમ ખાવા માટે મોકલવામાં આવે નહીં.**

(૨૩૪/૩૦૨૦) એકવાર મરવાને ફેસલો કર્યો કે, હઝરત ઝેદ ઈબ્ને સાબિત મિમ્બર પર કસમ ખાય. હઝરત ઝેદ કસમ ખાવા લાગ્યા, પરંતુ મિમ્બર પર કસમ ખાવાનો ઈન્કાર કર્યો, મરવાનને એનાથી ઘણી નવાઈ લાગી.

(૨૩૫/૩૦૨૧) હુઝૂરે (અશઅસ ઈબ્ને કૈસને) કહ્યું હતું કે, કયાં તો તારા બે ગવાહ હોય, નહીં તો તેની કસમ થવી જોઈએ. હુઝૂરે આ ફરમાનમાં કસમ માટે કોઈ સ્થળ નકકી કર્યું નથી.

(૨૩૬/૩૦૨૨) હઝરત ઈબ્ને મસઊદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જૂઠી કસમ ખાઈને કોઈનો માલ પડાવી લેશે, જ્યારે તે ખુદાની સામે જશે ત્યારે ખુદા તેના પર ગુસ્સે થશે.

**જો એક કોમ પર કસમ વાજિબ હોય અને દરેક બીજાથી પહેલાં કસમ ખાવા માંગે તો સૌથી પહેલાં કોને કસમ ખવડાવવામાં આવે ?**

(૨૩૭/૩૦૨૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ એક વાર એક જમાઅત (જૂથ)ને કસમ ખવડાવી ત્યારે બધાએ કસમ ખાવામાં જલદી કરી (દરેકે બીજા કરતાં કસમ ખાવા માંગી) હુઝૂરે હુકમ આપ્યો કે, ચિઠ્ઠી નાખવામાં આવે. જેનું નામ નીકળે તે (પહેલાં) કસમ ખાય.

**આયત 'ઈન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન'ના ઉતરવાના સંજોગોનું બયાન**

(૨૩૮/૩૦૨૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઔફા કહે છે કે, એક માણસે



(વેચવા માટે) થોડોક સામાન કાઢયો અને ખુદાની કસમ ખાઈને કહેવા લાગ્યો કે, મેં આ સામાનની આટલી કીંમત આપી છે. જો કે તેણે એટલી કીંમત આપી ન હતી. તે વખતે ઉપરોકત આયત ઉતરી. અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઔફાનું કથન છે કે, બીજાના ભાવ પર ખરીદવાના ઈરાદા વગર ભાવ વધારનાર વ્યાજખોર અને ખયાનતખોર છે.

(૨૩૯/૩૦૨૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જૂઠી કસમ ખાઈને પોતાના ભાઈનો માલ પડાવી લેશે (કિયામતના દિવસે) જ્યારે ખુદા તઆલાને મળશે ત્યારે ખુદા તઆલા તેના પર ગુસ્સે થશે. નબી (સલ.)ના આ ફરમાનના સમર્થન માટે અલ્લાહ તઆલાએ કુર્આનમાં આ આયત ઉતારી : **ઈન્ન લ્લઝીન યશ્તરૂન.....** અબૂ વાઈલ કહે છે : આ હદીસના વર્ણન પછી થોડી વારે મને અશઅસ મળ્યા અને પૂછયું, અબ્દુલ્લાહ તમને કઈ હદીસ કહી રહ્યા હતા ? મેં બતાવી. અશઅસે કહ્યું : આ આયત મારા વિષે ઉતરી હતી.

**કસમ કેવી રીતે ખવડાવે**

**ખુદા તઆલા ફરમાવે છે : 'સુમ્મ જાઊક યહલિફૂન બિલ્લાહિ ઈન અરદના ઈલ્લા ઈહસાનં વ્વ તવ્ફીકા, વ યહલિફૂન બિલ્લાહિ ઈન્નહુમ લમિન્કુમ યહલિફૂન બિલ્લાહિ લકુમ લિયુરદૂકુમ ફયુકસિમાનિ બિલ્લાહિ લશહાદતુના અહકકુ મિન શહાદતિહિમા' પછી તમારી પાસે ખુદાની કસમો ખાતા આવે છે કે, અમારો હેતુ તો ફકત ભલાઈનો અને પરસ્પરની એકતાનો હતો. તેઓ ખુદાની કસમો ખાય છે કે, અમે તમારામાંના છીએ. તેઓ તમારી સામે ખુદાની કસમો તમને ખૂશ કરવા ખાય છે. તે બંને ખુદાની કસમ ખાઈને કહે છે કે, અમારી ગવાહી તે બંનેની ગવાહીથી વધારે સાચી છે.** (ઈમામ બુખારી કહે છે કે) **કસમ માટે અરબી મહાવરામાં 'બિલ્લાહ', 'તલ્લાહ' અને 'વલ્લાહ' વપરાય છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : વ રજુલુન હલફ કાઝિબન બઅ્દલ અસ્રિ** (ઈમામ બુખારી કહે છે કે) **ખુદાના સિવાય બીજા કોઈની કસમ ખાય નહીં.**

(૨૪૦/૩૦૨૬) હઝરત તલહા ઈબ્ને ઉબૈદુલ્લાહ કહે છે કે, એક માણસ પવિત્ર સેવામાં હાજર થયો અને પૂછયું : યા રસૂલલ્લાહ ! ઈસ્લામ શું વસ્તુ છે ? હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : રાત-દિવસમાં પાંચ નમાઝો પઢવી. તેણે પૂછયું

કે, એ સિવાય બીજી કોઇ નમાઝ મારા પર છે ? ફરમાવ્યું : ના, જો તમે નફિલ પઢો તો ઠીક. પછી આપે ફરમાવ્યું : રમઝાનના રોઝા રાખવા. તેણે પૂછ્યું, તે સિવાય મારા પર બીજા રોઝા ઝરૂરી છે ? ફરમાવ્યું : ના, જો તમે નફિલ રાખો તો ઠીક. ત્યાર પછી આપે ઝકાતનો ઉલ્લેખ કર્યો. તેણે પૂછ્યું કે, એ સિવાય મારા પર બીજું કંઇ આપવું ઝરૂરી છે ? હુઝૂરે ફરમાવ્યું : ના, પરંતુ જો તમે એમ જ ખેરાત કરો તો ઠીક. તે માણસ આ સાંભળીને પીઠ ફેરવીને એવું બોલતો બોલતો ગયો કે, ખુદાની કસમ ! એમાં ઓછું-વધતું નહીં કરૂં. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો એ સાચું કહે છે તો સફળ થઇ ગયો.

(૨૪૧/૩૦૨૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કસમ ખાવા માંગે તે ખુદાની કસમ ખાય અથવા ચુપ રહે.

**પ્રતિવાદીએ કસમ ખાધા પછી વાદીનું ગવાહ રજુ કરવું. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, શક્ય છે કે, તમારામાંના અમુક લોકો બીજાઓ કરતાં વધારે સારા વકતા હોય**

(૨૪૨/૩૦૨૮) તાઉસ, ઇબ્રાહીમ નખઇ અને કાઝી શુરૈહ કહે છે કે, સજ્જન સાક્ષી જુઠી કસમ કરતાં વધારે સ્વીકાર્ય છે.

(૨૪૩/૩૦૨૯) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમે મારી પાસે ઝઘડો લઇને આવો છો અને શક્ય છે કે તમારામાંના અમુક માણસો બીજાઓ કરતાં સારી રજુઆત કરનારા હોય (અને હું તેમની રજુઆતથી તેમની તરફેણમાં ચુકાદો આપી દઉં) જેથી જો હું કોઇની રજુઆત સાંભળીને તેના ભાઇ વિરુદ્ધ ચુકાદો આપી દઉં (અને તે હકીકતમાં ખોટો હોય) તો ખરેખર હું તેને એક આગનો ટુકડો આપું છું. તેણે નહીં લેવો જોઇએ.

**વાયદો પૂરો કરવાનું બયાન**

(૨૪૪/૩૦૩૦) હસન બસરીએ વાયદો પૂરો કરવાનો હુકમ આપ્યો છે. ખુદા તઆલાએ હઝરત ઇસ્માઇલ (અલૈ.)ને 'સાદિકુલ વઅ્દ' (વાયદો પાળનાર) કહ્યા છે. ઇબ્ને અશવાએ વાયદો પૂરો કરવાનો હુકમ આપ્યો હતો અને પુરાવામાં હઝરત સમુરા ઇબ્ને જુન્દુબની હદીસ રજુ કરી હતી.

(૨૪૫/૩૦૩૧) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના જમાઇ (હુઝૂરની પુત્રી હઝરત ઝેનબના [illegible] પતિ અબુલ



આસ)નો ઉલ્લેખ કરીને ફરમાવ્યું કે, તેણે મને વાયદો કર્યા હતો અને તે પૂરો કર્યા. ઇમામ બુખારી કહે છે કે, ઇસ્હાક ઇબ્ને ઇબ્રાહીમ પોતાના ટેકામાં ઇબ્ને અશવઅવાળી હદીસ રજુ કરતા હતા.

(૨૪૬/૩૦૩૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબૂ સુફયાન મને કહેતા હતા કે, હિરકલે મને કહ્યું : મેં તમને પૂછ્યું કે, તે તમને કઇ વાતનો હુકમ આપે છે ? તમે કહ્યું કે, તે અમને નમાઝનો, સાચું બોલવાનો, પાકદામન રહેવાનો, વાયદો પૂરો કરવાનો અને અમાનત આપવાનો હુકમ આપે છે. નબીના એ જ ગુણો છે.

(૨૪૭/૩૦૩૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુનાફિકની ત્રણ નિશાનીઓ છે. વાત કરે તો જૂઠું બોલે. તેની પાસે અમાનત મૂકવામાં આવે તો તેમાં ખયાનત કરે અને ક્યારેક વાયદો કરે તો તેને પૂરો કરે નહીં.

(૨૪૮/૩૦૩૪) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની વફાત પછી હઝરત સિદ્દીકે અકબર પાસે અલા ઇબ્ને હઝરમી તરફથી થોડોક માલ આવ્યો. તેમણે કહ્યું કે, જે માણસનું રસૂલુલ્લાહ (સલ.) પર કંઇક લેણું હોય અથવા હુઝૂરે તેને કંઇ આપવાનો વાયદો કર્યો હોય તો તે અમારી પાસે આવે. આ સાંભળીને હું હઝરત અબૂબક્ર પાસે ગયો અને મેં કહ્યું : હુઝૂરે મને આટલો માલ આપવાનો વાયદો કર્યો હતો. સિદ્દીકે અકબરે મને ત્રણ વાર પાંચસો પાંચસો ગણીને આપ્યા.

(૨૪૯/૩૦૩૫) હઝરત સઇદ ઇબ્ને જુબૈર (રદિ.) કહે છે કે, મને હીરા સ્થળે એક યહૂદીએ પૂછ્યું કે, મૂસાએ બંને મુદ્દતો (આઠ વરસ અને દસ વરસ)માંથી કઇ મુદ્દત (બકરીઓ ચરાવવામાં) પસાર કરી હતી ? મેં જવાબ આપ્યો કે, મને ખબર નથી. અરબસ્તાનના સૌથી મોટા આલિમને પૂછીશ. જેથી હું હઝરત ઇબ્ને અબ્બાસ પાસે ગયો અને તેમને પૂછ્યું. તેમણે કહ્યું : બંનેમાં જે વધારે લાંબી અને સારી મુદ્દત હતી તે હઝરત મૂસાએ (શુઐબની બકરીઓ ચરાવવામાં) ખર્ચ કરી હતી. કારણ કે, ખુદાના પયગમ્બર જ્યારે કોઇ વાયદો કરે છે ત્યારે તે પૂરો કરે છે.

**મુશ્રિકોને ગવાહી આપવાની વિનંતી કરવામાં ન આવે**

(૨૫૦/૩૦૩૬) શઅબી કહે છે કે, કાફિરોના બધા સંપ્રદાયોની પરસ્પર એકબીજા વિરુદ્ધની ગવાહી નાજાઇઝ છે. કારણ કે, ખુદા તઆલા ફરમાવે છે : **'વ અગ્રયના બૈનહુમુલ અદાવત વલ બગ્દાઅ ઇલા યવમિલ કિયામતિ'** અમે તેમના દિલોમાં દુશ્મનાવટ અને નાપાકી કિયામત સુધી નાખી દીધી છે.

(૨૫૧/૩૦૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, તમે 'કિતાબવાળાઓ'ને ન સમર્થન આપો અને ન જુઠા ઠેરવો, બલ્કે એમ કહી દો કે, અમે ખુદા પર અને તે વસ્તુ પર ઈમાન લાવ્યા છે જે અમારા પર ઉતરી છે અને ઈબ્રાહીમ પર....

(૨૫૨/૩૦૩૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું હતું : અય મુસલમાનોના સમુહો ! તમે યહૂદીઓ અને ઈસાઈઓને શું પૂછો છો ? જો કે તમારી કિતાબ તે જ છે જે ખુદાના નબી પર ઉતરી છે. બધી કિતાબોની સરખામણીમાં ખુદાની તાજી ખબરો વધુ આપનારી છે. તમે તે પઢો છો. એમાં કોઈ ફેરફાર નથી. ખુદાએ તમારા માટે બયાન કરી દીધું છે કે, 'કિતાબ-વાળાઓ'એ ખુદાઈ કિતાબોમાં ફેરફાર કર્યા છે. પોતાના હાથે તેમાં ફેરફાર કર્યા છે. પોતાની ફેરફાર કરેલી કિતાબને તેઓ ખુદાઈ કિતાબ કહે છે. જેથી તેમને કંઈક કીંમત મળી જાય. જે ઈલ્મની વાતો તમારા માટે ઉતરી છે, શું તે તમને 'કિતાબવાળાઓ'ને મસ્અલાઓ પૂછવાથી રોકતી નથી ? ખુદાની કસમ ! અમે તો તેમનામાંનો એક માણસ પણ એવો જોયો નથી જે તમને આવીને તમારી કિતાબ વિષે કોઈ મસ્અલો પૂછતો હોય.

(૨૫૧/૩૦૩૭) ગેરમુસ્લિમોની ગવાહી પરસ્પર તેમની અંદર જાઈઝ છે, પરંતુ ઈસ્લામી કોર્ટમાં મુસ્લિમની વિરૂદ્ધ ગેરમુસ્લિમની ગવાહી માન્ય રાખવામાં આવે નહીં.

## મુશ્કિલ કામોમાં ચિઠ્ઠી નાખવાનું બયાન

**ખુદા તઆલા ફરમાવે છે : 'ઇઝ યુલકૂન અકલામહુમ અય્યુહુમ યકફુલુ મરયમ' જયારે કે તેઓ પોતાની કલમો નાખતા હતા કે મરયમનો ઉછેર કોણ કરે. હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, બધા લોકોએ હઝરત મરયમની પરવરિશની જવાબદારી લેવા માટે પોતપોતાની કલમ નાખી. બધાની કલમો તો પાણીના વહેણ તરફ ચાલી ગઇ. હઝરત ઝકરિય્યાની કલમ પાણીના વહેણની સામે ગઇ. એટલે હઝરત ઝકરિય્યાએ હઝરત મરયમની પરવરિશની જવાબદારી લીધી. બીજી આયતમાં છે કે, 'ફસાહમ ફકાન મિનલ મુદહદીન'** કિંવા **હઝરત યૂનુસે ચિઠ્ઠી નાખી, પરંતુ ચિઠ્ઠીમાં હારી ગયા.**

(૨૫૩/૩૦૩૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક કોમને કસમ ખવડાવવા માંગી. દરેકે બીજા કરતાં પહેલાં કસમ ખાવાની તૈયારી બતાવી. હુઝૂરે તેમાં ચિઠ્ઠી નાખવાની



હુકમ આપ્યો કે જેનું નામ નીકળે તે કસમ ખાય.

(૨૫૪/૩૦૪૦) હઝરત નુઅમાન ઈબ્ને બશીર કહે છે કે, જે માણસ અલ્લાહની હદોને સાધારણ વાત ગણે છે અને જે માણસ અલ્લાહના મનાઈ-હુકમોનો ભંગ કરે છે, તે બંને માણસોનું ઉદાહરણ તે વહાણવાળાઓ જેવું છે જેમણે (ચોકકસ જગ્યા માટે) પરસ્પર ચિઠ્ઠી નાખી. જેથી કેટલાક માણસો નીચે ચાલ્યા ગયા અને કેટલાક ઉપર રહી ગયા. નીચેવાળા પાણી લેવા માટે ઉપરવાળાઓ પાસે જતા હતા, જેના લીધે ઉપરવાળાઓને તકલીફ થતી હતી. છેવટે નીચેવાળાઓમાંના એક માણસે કુહાડી લઈને વહાણનો નીચેનો ભાગ કાપવાનું શરૂ કર્યું. ઉપરવાળાઓએ કહ્યું : શું કરે છે ? તે માણસે કહ્યું : તમને મારા લીધે તકલીફ થતી હતી અને મારે પાણી લેવું ઝરૂરી છે (એટલે લાકડું તોડીને પાણી કાઢી રહ્યો છું) હવે જો ઉપરવાળાઓ તેના હાથ પકડી લે તો પોતે પણ બચી જશે અને નીચેવાળા પણ બચી જશે, નહીં તો પોતે પણ નાશ પામશે અને બીજાઓનો પણ નાશ કરશે.

(૨૫૫/૩૦૪૧) હઝરત ઉમ્મે અલા અન્સારિય્યા કહે છે કે, જ્યારે મુહાજિરોનું રહેઠાણ મુકર્રર કરવા માટે અન્સારે પરસ્પર ચિઠ્ઠીઓ નાખી ત્યારે ચિઠ્ઠીમાં ઉસ્માન ઈબ્ને મઝઊનનું રહેઠાણ અમારા

નામે નીકળ્યું. ઉ
અમારે ત્યાં રહેવા માન ઈબ્ને મઝઊન
બીમાર પડયા. અ લાગ્યા. તેઓ અચાનક
પરંતુ તેમનું અવ તેમનો ઈલાજ કર્યો,
તેમના જ કપડામાં ાન થઈ ગયું. અમે
જયારે રસૂલુલ્લાહ મને દફન કરી દીધા.
આવ્યા ત્યારે મેં (સલ.) અમારી પાસે
સાઈબ ! તારા પર કહ્યું કે અય અબૂ
હું ગવાહી આપું ખુદાની રહમત વરસે.
તારી ઈઝઝત કરી કે, ખુદા તઆલાએ
તને શું ખબર કે, હુઝૂરે મને પૂછ્યું,
ઈઝઝતવાળો બના ખુદા તઆલાએ એને
રસૂલલ્લાહ ! મા ો ? મેં કહ્યું કે, યા
કુરબાન, મને કંઈ માંબાપ હુઝૂર પર
ફરમાવ્યું : ઉસ્મા ખબર નથી. હુઝૂરે
મને તેના માટે સ ની વફાત થઈ ગઈ.
ખુદાની કસમ ! ી આશા છે, પરંતુ
છું, પરંતુ મને ખબ કે હું ખુદાનો રસૂલ
શું થશે. મેં કહ્યું, નથી કે તેમની સાથે
પછી હું કોઈને બે ની કસમ ! અત્યાર
હુઝૂરના ઉપરોકત લાહ સમજીશ નહીં.
બની ગઈ. અચા રમાનથી હું ગમગીન
સ્વપ્નમાં દેખાયું ક એક દિવસ મને
ઝરણું વહે છે. ઉસ્માન માટે એક
જણાવ્યું. ફરમાવ્યું હુઝૂર પાસે જઈને
એ તેના અમલો છે.

(૨૫૬/૩૦૪ ) હઝરત આઈશા
(રદિ.) કહે છે ક
જયારે કોઈ સફર રસૂલુલ્લાહ (સલ.)
પત્નીઓના નામ ઈરાદો કરતા ત્યારે
જેનું નામ નીકળતું ચિઠ્ઠીઓ નાખતા.
હુઝૂરની સાથે જતી.

દરેક પત્નીના ભાગે આપે એક દિવસ-રાત વહેંચી દીધાં હતાં, ફકત સૌદા બિન્તે ઝમઆએ પોતાનો ભાગ મને આપી દીધો હતો અને એનાથી તેમનો હેતુ હુઝૂરની ખુશી મેળવવાનો હતો.

(૨૫૭/૩૦૪૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો લોકોને ખબર હોત કે અઝાન દેવામાં અને પહેલી સફમાં ઉભા રહેવામાં કેટલો સવાબ છે (તો પરસ્પર ઝરૂર ઝઘડો કરત) અને ઝઘડાનો નિકાલ જો ચિઠ્ઠી નાખ્યા વગર શકય ન હોત તો ઝરૂર ચિઠ્ઠી નાખત અને જો લોકોને ખબર હોત કે ઝુહર વખતે નમાઝ પઢવામાં કેટલો સવાબ છે તો મસ્જિદમાં આવવા માટે એકબીજા સાથે હરિફાઇ કરત અને જો લોકોને ખબર હોત કે ઇશા અને ફજ્રની જમાઅતનો કેટલો સવાબ છે તો નિતંબ પર ઘસડાઇને પણ ઝરૂર આવત.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

# ★ સુલ્હ-સુલેહ ★

## લોકો વચ્ચે સુલેહ કરાવવા માટે આયતો અને હદીસો.

**ખુદા તઆલા ફરમાવે છે : 'લાખૈર ફી કસીરિમ્ મિન્નજવાહુમ ઇલ્લા મન અમર બિસદકતિન અવ મઅ્રૂફિન અવ ઇસ્લાહિમ્ બય્ન ન્નાસિ.' કિંવા તેમની ઘણી સલાહોમાં કોઇ ભલાઇ નથી, પરંતુ જે માણસ સદકો આપવાનો, અથવા નેક કામ કરવાનો અથવા સુલેહ કરાવવાનો હુકમ આપે છે**

## ઇમામનું લોકોમાં સુલેહ કરાવવા માટે કોઇ જગ્યાએ જવાનું બયાન

(૨૫૮/૩૦૪૪) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, બની અમ્ર બિન ઔફ કબીલાના કેટલાક લોકોમાં ઝઘડો થયો હતો. હુઝૂર (સલ.) થોડાક સહાબાને સાથે લઇને તેમની વચ્ચે સુલેહ કરાવવા માટે ગયા. નમાઝનો વખત થઇ ગયો, પરંતુ હુઝૂર આવ્યા નહીં. બિલાલે અઝાન પણ આપી દીધી, પરંતુ હુઝૂર ત્યારે પણ આવ્યા નહીં. છેવટે બિલાલ હઝરત અબૂબક્ર પાસે આવ્યા અને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ને મોડું થઇ ગયું અને નમાઝ તૈયાર છે. શું તમે નમાઝ પઢાવી દેશો ? હઝરત અબૂબક્રે જવાબ આપ્યો : જો તમે ઇચ્છો તો પઢાવી દઇશ. જેથી હઝરત બિલાલે નમાઝની ઇકામત કહી. હઝરત અબૂબક્ર આગળ વધ્યા. એવામાં હુઝૂર પણ આવી ગયા અને સફો ચીરીને પહેલી સફમાં જઇને ઉભા થઇ ગયા. લોકો તાળીઓ વગાડવા લાગ્યા. હઝરત અબૂબક્રનો નિયમ હતો કે,



નમાઝમાં આમતેમ જોતા ન હતા. તાળીઓનો અવાજ જ્યારે વધી ગયો ત્યારે હઝરત અબૂબક્રે જોયું. રસૂલુલ્લાહ (સલ.)ને પોતાની પાછળ ઉભા રહેલા જોયા. હુઝૂરે હાથના ઇશારાથી કહ્યું કે, આ જ પ્રમાણે નમાઝ પઢાવતા રહો. હઝરત અબૂબક્રે હાથ ઉઠાવીને ખુદાનો શુક્ર અદા કર્યો અને એવા જ ઉલટા પગે પાછળ હઠીને પહેલી સફમાં આવીને જોડાઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.)એ આગળ વધીને લોકોને નમાઝ પઢાવી. નમાઝથી પરવારીને લોકો તરફ ફરીને કહ્યું : આ શું વાત હતી કે નમાઝમાં જ્યારે કોઇ નવી બીના બની ત્યારે તમે તાળીઓ વગાડવાનું શરૂ કરી દીધું. તાળીઓ વગાડવાનું ઓરતો માટે છે. જો કોઇને કંઇ અજુગતી બીના લાગે તો સુબ્હાનલ્લાહ કહે. જે માણસ સુબ્હાનલ્લાહનો અવાજ સાંભળશે તો એ બાજુ ધ્યાન આપશે. તે પછી કહ્યું : અબૂબક્ર, જ્યારે મેં તમને ઇશારો કરી દીધો ત્યારે તમે નમાઝ કેમ પઢાવી નહીં ? હઝરત અબૂબક્રે કહ્યું કે, અબૂ કુહાફાના પુત્ર માટે યોગ્ય નથી કે, તે રસૂલુલ્લાહ (સલ.) સામે નમાઝ પઢાવે.

(૨૫૯/૩૦૪૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)ને કહેવામાં આવ્યું કે, જો હુઝૂર અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય પાસે જાય તો સારી વાત છે. આપ ગધેડા પર સવાર થઇને નીકળ્યા. મુસલમાનો પણ પગપાળા સાથે થઇ ગયા. ઝમીન બિલ્કુલ ખારપાટવાળી હતી. જ્યારે હુઝૂર તેની પાસે પહોંચ્યા ત્યારે તેણે કહ્યું : મારી પાસેથી દૂર જા. ખુદાની કસમ ! તારા ગધેડાની દુર્ગંધથી મને તકલીફ થાય છે. મુસલમાનોમાંથી એક અન્સારીએ જવાબ આપ્યો : ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)નો ગધેડો તારાથી વધુ ખુશ્બૂદાર છે. એ પરથી અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયની કોમના એક માણસને ગુસ્સો આવ્યો અને એક બીજાને અપશબ્દ કહેવાનું શરૂ કરી દીધું. હવે બંને તરફના માણસોને ગુસ્સો આવ્યો અને બંને પક્ષો વચ્ચે લાઠીમાર, છુટાહાથની મારામારી અને જોડામાર શરૂ થઇ ગયો. આ બનાવ અંગે આ આયત ઉતરી : **વ ઇન તાઇફતાનિ મિનલ મુઅ્મિનીન કતતલૂ ફઅસ્લિહૂ બયનહુમા** કિંવા જો મુસલમાનોના બે જુથોમાં લડાઇ થઇ જાય તો તમે તેમની વચ્ચે સુલેહ કરાવી દો.

## જે માણસ બે વચ્ચે સુલેહ કરાવે તે જુઠો નથી

(૨૬૦/૩૦૪૬) હઝરત ઉમ્મે કુલસૂમ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ બેમાં સુલેહ કરાવવા માટે પોતાના તરફથી કોઇ નેક વાત મેળવીને કહે તો તે જુઠો નથી.

## ઇમામ પોતાના સાથીઓને કહી

**શકે છે કે, અમે લોકોમાં સુલેહ કરાવવા જઇ રહ્યા છીએ, તમે પણ અમારી સાથે ચાલો**

(૨૬૧/૩૦૪૭) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, કુબાવાળાઓમાં પરસ્પર લડાઇ થઇ. અહીં સુધી કે પત્થરમાર પણ થયો. હુઝૂર (સલ.)ને એની ખબર મળી. આપે સહાબાને કહ્યું ચાલો, તેમની વચ્ચે સુલેહ કરાવી દઇએ.

**ખુદા તઆલા ફરમાવે છે : 'અંય્યુસ્લિહા બય્નહુમા વ સ્સુલ્હુ ખય્રુન' જો પતિ-પત્ની વચ્ચે સુલેહ કરાવવામાં આવે તો કંઇ વાંધો નથી, સુલેહ સારી છે**

(૨૬૨/૩૦૪૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, આયત **'વ ઇનિ મ્રઅતુન ખાફત મિમ્ બઅ્લિહા નુશૂઝન અવ ઇઅ્રાદન'**નો અર્થ એ છે કે, જો ઓરતની વૃદ્ધાવસ્થા અથવા બીજા કોઇ કારણે પુરૂષની નઝરમાં તેના પ્રત્યે અણગમો હોય અને પુરૂષ તેને છોડી દેવા માંગે અને ઓરત પુરૂષને કહી દે કે, મારા માટે જેમ ઇચ્છો તેમ કરો (કિંવા મને મારા વારાની ઝરૂર નથી, તમે જેમ ઇચ્છો તેમ કરો) બંને પરસ્પર રાજી હોય તો કંઇ વાંધો નથી.

**જો લોકો પરસ્પર મળીને નાહક્ક પર સુલેહ કરી લે તો એવી સુલેહ રદ કરવી ઝરૂરી છે**

(૨૬૩/૩૦૪૯) હઝરત અબૂ હુરૈરા અને હઝરત ઝેદ ઇબ્ને ખાલિદ (રદિ.) કહે છે કે, એક ગામડિયાએ પવિત્ર સેવામાં હાજર થઇને કહ્યું કે, આપ કુર્આન મુજબ અમારી વચ્ચે ચુકાદો આપો. સામા પક્ષવાળાએ પણ ઉભા થઇને કહ્યું કે, કુર્આન પ્રમાણે મારો ન્યાય કરો. ગામડિયાએ કહ્યું : વાત એમ હતી કે, મારો પુત્ર એને ત્યાં મજુર હતો. તેણે એની પત્ની સાથે વ્યભિચાર કર્યો. લોકોએ મને કહ્યું કે, તારા પુત્રને 'સંગસાર' (પત્થર વડે મારીને મરણ શરણ) કરવામાં આવશે. મેં એની નુકસાની પેટે એને સો બકરીઓ અને લોંડી આપી, પરંતુ મેં આલિમોને જઇને પૂછ્યું તો તેમણે કહ્યું કે, તારા પુત્રને સો કોરડાઓ ફટકારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે. હુઝૂરે વિગત સાંભળીને કહ્યું : હું તમારો કુર્આન પ્રમાણે ન્યાય કરૂં છું. લોંડી અને બકરીઓ તો તમને પાછી અપાવવામાં આવશે અને તમારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે. ત્યાર પછી હુઝૂરે હઝરત ઉનૈસને કહ્યું, ઉનૈસ, તમે સવારે એની પત્ની પાસે જાઓ. જો તે ઇકરાર કરે તો તેને 'પ્રાણઘાતક પત્થરમાર' મારશો. હુકમ અનુસાર સવારે ઉનૈસ ગયા અને જઇને તે ઓરતને 'પ્રાણઘાતક પત્થરમાર' માર્યા.

(૨૬૪/૩૦૫૦) હઝરત આઇશા



(રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ અમારા આ કામ (કિંવા દીન)માં નવી વાત કાઢે તે વાત રદ કરવી ઝરૂરી છે.

**સુલેહનામા પર ફકત બંનેનું નામ વાલી સહિત લખવું પુરતું છે અથવા ખાનદાન અને વંશ પણ લખવો ઝરૂરી છે ?**

(૨૬૫/૩૦૫૧) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હુદયબિય્યાવાળાઓ સાથે સુલેહ કરી ત્યારે હઝરત અલી (રદિ.)એ પરસ્પરનું સુલેહનામું લખ્યું અને સુલેહનામામાં મુહમ્મદુ ર્રસૂલુલ્લાહ લખ્યું. મુશ્રિકોએ કહ્યું : મુહમ્મદુ ર્રસૂલુલ્લાહ ન લખો. જો (અમારી નઝરમાં) એઓ ખુદાના રસૂલ હોત તો અમે એમની સાથે લડાઇ જ ન કરત. હુઝૂરે હઝરત અલીને કહ્યું : અલી, એને ભુંસી નાખો. હઝરત અલીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું તો નહીં ભૂંસું. છેવટે હુઝૂરે પોતાના હાથથી તે ભુંસી નાખ્યું અને એ શરતે સુલેહ કરી કે, હું મારા સાથીઓ સાથે મક્કામાં ત્રણ દિવસ રહીશ. અમે હથિયારોનો થેલો લઇને દાખલ થઇશું (ખુલ્લા હથિયાર નહીં લઇ જઇએ) લોકોએ કહ્યું : હુઝૂર, એ થેલો કેવો ? ફરમાવ્યું : મ્યાન વગેરે.

(૨૬૬/૩૦૫૨) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, એક વાર ઝીલકઅદ માસમાં રસૂલુલ્લાહ (સલ.)એ ઉમરાનો ઇહરામ બાંધ્યો, પરંતુ મક્કાવાળાઓએ મક્કામાં દાખલ થવા દીધા નહીં. હુઝૂરે તેમની સાથે એવી શરતે સુલેહ કરી લીધી કે, મક્કામાં ફકત ત્રણ દિવસ થોભીશ. જ્યારે લોકો સુલેહનામું લખી ચુક્યા ત્યારે છેલ્લે લખ્યું કે, આ શરતોએ મુહમ્મદ રસૂલુલ્લાહે સુલેહ કરી. કાફિરો કહેવા લાગ્યા : અમને તમારા રસૂલ હોવાનું માન્ય નથી. જો અમને ખાત્રી હોત કે તમે ખુદાના રસૂલ છો તો અમે તમને મના ન કરત. તમે તો ફકત મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ છો. હુઝૂરે કહ્યું : હું ખુદાનો રસૂલ છું અને મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ પણ છું. પછી હઝરત અલીને કહ્યું, 'રસૂલુલ્લાહ' શબ્દ ભુંસી નાખો. હઝરત અલીએ જવાબ આપ્યો : ખુદાની કસમ ! હું તો કદી નહીં ભૂંસું. રસૂલુલ્લાહ (સલ.)એ પોતે સુલેહનામું લઇને તેના નીચે લખી દીધું, આ તે સુલેહનામું છે જે મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહે કર્યું છે. તે મક્કામાં ખુલ્લા હથિયાર લઇને દાખલ થશે નહીં. જો મક્કાવાળાઓમાંથી કોઇ તેમની સાથે જવા ઇચ્છશે તો તેઓ લઇ જઇ શકશે નહીં અને તેમના સાથીઓમાંથી જો કોઇ મક્કામાં રહી જશે તો તેને રોકી શકશે નહીં. આ શરતો પછી જ્યારે હુઝૂર મક્કામાં દાખલ થયા અને મુકર્રર કરેલી મુદત પૂરી થઇ ગઇ ત્યારે કાફિરોએ આવીને હઝરત અલીને

કહ્યું કે, તમે તમારા દોસ્તને કહો કે હવે અહીંથી જાય. નક્કી કરેલી મુદ્દત પૂરી થઇ ગઇ. રસૂલુલ્લાહ (સલ.) મક્કામાંથી નીકળી ગયા, પરંતુ હઝરત હમઝાની પુત્રી કાકા, કાકા બોલતી પાછળ થઇ ગઇ. હઝરત અલીએ તેમનો હાથ પકડીને હઝરત ફાતિમાને સોંપી : અને કહ્યું, તમારા કાકાની પુત્રીને કાઠડામાં બેસાડી લો. તે છોકરીની પરવરિશ અંગે હઝરત અલી, હઝરત ઝેદ અને હઝરત જઅફરમાં પરસ્પર મતભેદ પડયો. અલી કહેવા લાગ્યા : હું એની પરવરિશ કરવાનો વધુ હકદાર છું. એ મારા કાકાની છોકરી છે. જઅફરે કહ્યું, એ મારા કાકાની પુત્રી પણ છે અને એની માસી મારી પત્ની પણ છે. ઝેદે કહ્યું : એ મારી ભત્રીજી છે. રસૂલુલ્લાહ (સલ.)એ ચુકાદો આપ્યો કે, છોકરી માસીને મળવી જોઇએ અને ફરમાવ્યું કે, માસી માંની જગ્યાએ છે. ત્યાર પછી હઝરત અલીને કહ્યું : તમે મારામાંથી છો અને હું તમારામાંથી છું. હઝરત જઅફરને કહ્યું, તમે આદતો અને ઘાટમાં મારા જેવા છો. હઝરત ઝેદને કહ્યું, તમે અમારા ભાઇ અને દોસ્ત છો.

**મુશ્રિકો સાથે સુલેહ કરવાનું બયાન.**

**અબૂ સુફયાને આ વિષયની એક હદીસ બયાન કરી છે. ઔફ ઇબ્ને માલિક કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું, પછી તમારી અને રોમનોની વચ્ચે સુલેહ થઇ જશે. સહલ ઇબ્ને હુનૈફ, અસ્મા અને મિસ્વર ઇબ્ને મખ્રમાએ પણ એ વિષયની હદીસો બયાન કરી છે**

(૨૬૭/૩૦૫૩) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, હુદયબિય્યાના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ મુશ્રિકો સાથે ત્રણ શરતો પર સુલેહ કરી હતી. ૧. જે મુશ્રિક હુઝૂર પાસે (મુસલમાન બનવા) આવશે તે પાછો આપવો પડશે. ૨. જો કોઇ મુસલમાન કાફિરો સાથે મળી જશે તો તે પાછો મળશે નહીં. ૩. આવતા વરસે રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં દાખલ થઇ શકશે અને ફકત ત્રણ દિવસ રહી શકશે. તલવાર અને તીરકામઠાં વગેરે હથિયારો તેમના થેલાઓમાં મૂકીને મક્કામાં જઇ શકશે. આ સુલેહનામા પછી અબૂ જન્દલ બેડીઓમાં જકડાયેલા હુઝૂર પાસે આવીને મળી ગયા, પરંતુ આપે તેમને પાછા મોકલી દીધા.

(૨૬૮/૩૦૫૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) 'ઉમરો' કરવા માટે નીકળ્યા, પરંતુ કાફિરો વચમાં રોકીને ઉભા થઇ ગયા. આપે ત્યાં જ પોતાની કુરબાની ઝબ્હ કરી અને હુદયબિય્યામાં જ માથું મુંડાવ્યું અને એ શરતે કાફિરો સાથે સુલેહ કરી લીધી કે, આવતા વરસે ઉમરો કરશે અને તલવારો સિવાય બીજા હથિયારો લઇને મક્કામાં જશે નહીં. કાફિરોની



મરજી વગર ત્રણ દિવસથી વધુ મક્કામાં થોભશે નહીં. જેથી હુઝૂરે આગામી વરસે ઉમરો કર્યો અને સુલેહની શરત પ્રમાણે ત્યાં ત્રણ દિવસ રહ્યા. ત્રણ દિવસ પસાર થઇ ગયા ત્યારે કાફિરોએ જવા માટે કહ્યું. આપ ચાલતા થયા.

(૨૬૯/૩૦૫૫) હઝરત સહલ ઇબ્ને અબી હસમા કહે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને અસ્હલ અને મુહય્યિસા ઇબ્ને મસઊદ યહૂદીઓ સાથે સુલેહ થઇ ગયા પછી ખેબર ગયા હતા.

**દિય્યત (વળતર) અંગે સુલેહ કરવાનું બયાન**

(૨૭૦/૩૦૫૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રૂબય્યિઅ બિન્તે નદ્રે એક છોકરીનો દાંત તોડી નાખ્યો. છોકરીના વારસદારોએ વળતર માગ્યું. રૂબય્યિઅના વારસદારોએ માફી માંગી, પરંતુ છોકરીના વારસદારોએ માફ કરવાનો ઇન્કાર કર્યો. બંને પક્ષો હુઝૂર (સલ.) પાસે ગયા. આપે બદલો લેવાનો હુકમ આપ્યો. અનસ ઇબ્ને નદ્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! શું રૂબય્યિઅનો દાંત તોડવામાં આવશે ? તે ખુદાની કસમ ! જેણે આપને સાચા નબી બનાવીને મોકલ્યા છે, મારી બહેનનો દાંત તોડવામાં આવશે નહીં. હુઝૂરે ફરમાવ્યું : અનસ, ખુદાનો હુકમ બદલો અપાવવાનો છે. એવામાં છોકરીના વારસદારો રાજી થઇ ગયા અને બદલો માફ કરી દીધો. (વળતર સ્વીકારી લીધું) હુઝૂરે ફરમાવ્યું કે, ખુદા તઆલાના અમુક બંદાઓ એવા પણ છે કે, જો તેઓ ખુદાની કસમ ખાઇ બેસે તો ખુદા તેમની કસમ પૂરી કરે છે.

**રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઇમામ હસન વિષે કહ્યું હતું કે, મારો આ પુત્ર સય્યિદ છે. આશા છે કે, એની મારફતે અલ્લાહ તઆલા બે મોટા જુથો વચ્ચે સુલેહ કરાવી દેશે. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફઅસ્લિહૂ બયનહુમા'** ઉંવા **બંને વચ્ચે સુલેહ કરાવી દો**

(૨૭૧/૩૦૫૭) હઝરત અબૂ મૂસા કહે છે કે, હસન બસરી કહેતા હતા : ખુદાની કસમ ! હઝરત ઇમામ હસન પહાડો જેવું લશ્કર લઇને મુઆવિયાના મુકાબલા માટે આવ્યા. અમ્ર બિન આસે મુઆવિયાને કહ્યું કે, મને તો લાગે છે કે, આ લશ્કર મેદાનમાંથી ભાગશે નહીં. એના હરીફોને ઝરૂર કત્લ કરશે. અમીર મુઆવિયાએ જે એ બંને પૈકી સારા હતા. તેમણે કહ્યું : અમ્ર, જો તેમણે એમને મારી નાખ્યા અને એમણે તેમને મારી નાખ્યા તો પછી લોકોનો કારભાર કોણ કરશે. એમની ઓરતોનું કોણ જવાબદાર અને વાલી રહેશે. એમના બાળકોની દેખરેખ કોણ રાખશે. ત્યાર પછી અમીર મુઆવિયાએ બે કુરેશી માણસો

અબ્દુર્રહમાન ઇબ્ને સમુરા અને અબ્દુલ્લાહ ઇબ્ને આમિરને ઇમામ હસન પાસે મોકલ્યા અને કહ્યું કે, ઇમામ હસનને સુલેહની વિનંતી કરો. બંને માણસો ઇમામની સેવામાં હાજર થયા. (પોતાના આગમનનો) હેતુ સમજાવ્યો અને સુલેહની વિનંતી કરી. હઝરત હસને કહ્યું : હું અબ્દુલ મુત્તલિબની ઔલાદમાંથી છું અને (ખિલાફતના કારણે) અમને આટલો આટલો માલ મળે છે. (અમે સખાવત કરીએ છીએ. હવે જો ખિલાફત છોડી દઇશું તો બખ્શિશ કયાંથી કરીશું. સખાવત બંધ કરવી એ અમારી પરંપરા નથી.) હા, આ કોમ લોહી વહેવડાવવામાં ખૂબ ચુસ્ત છે. (માલ વગર એટલો હાથ રોકી શકાય નહીં) એલચીઓએ કહ્યું : મુઆવિયા એટલો માલ તમારી સેવામાં રજૂ કરે છે અને સુલેહની વિનંતી કરે છે અને તમારી પાસેથી એની આશા રાખે છે. ઇમામ હસને કહ્યું : એની જવાબદારી કોણ લેશે ? એલચીઓએ કહ્યું, અમે એની જવાબદારી લઇએ છીએ. ઇમામ હસને સુલેહ કરી લીધી. હસન બસરી હઝરત અબૂબક્રહની રિવાયતથી બયાન કરે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) મિમ્બર પર બિરાજમાન હતા. ઇમામ હસન આપની પાસે બેઠા હતા. આપ કદી લોકો તરફ જોતા હતા અને કદી હઝરત હસનને જોતા હતા અને ફરમાવતા હતા : મારો પુત્ર સરદાર છે અને આશા છે કે, ખુદા તઆલા એના લીધે મુસલમાનોના બે મોટા મોટા જુથોમાં સુલેહ કરાવી દેશે.

**શું ઇમામ વાદી અને પ્રતિવાદીમાં સુલેહ કરાવવાનો ઇશારો કરી શકે છે ?**

(૨૭૨/૩૦૫૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ દરવાજા પર ઝઘડો કરનારાઓનો અવાજ સાંભળ્યો. બંને મોટા સાદે બોલી રહ્યા હતા. એક માણસ બીજા પાસે થોડુંક દેવું માફ કરાવવા માંગતો હતો અને નરમી કરવાનું પણ કહેતો હતો. તે માણસ કહી રહ્યો હતો કે, ખુદાની કસમ ! હું એવું નહીં કરૂં. આ સાંભળીને હુઝૂર પણ બહાર આવ્યા અને પૂછયું, કોણ માણસ ખુદાની કસમ ખાઇ રહ્યો હતો કે, નેક કામ નહીં કરૂં. તે માણસે કહ્યું, હુઝૂર હું છું. એ બેમાંથી એક વાત પસંદ કરી લે. (કયાં તો નરમી કરાવે અથવા થોડુંક દેવું માફ કરાવે. 'બંને વાતો હું કરીશ નહીં'.)

(૨૭૩/૩૦૫૯) કઅબ ઇબ્ને માલિકનું અબ્દુલ્લાહ ઇબ્ને અબી હદરદ પાસે થોડુંક લેણું હતું. અચાનક કઅબને અબ્દુલ્લાહ મળી ગયા. કઅબ તેમને વળગી પડયા. બંને ઉંચા સાદે બોલવા લાગ્યા. શોરબકોર સાંભળીને હુઝૂર (સલ.) પણ ત્યાંથી પસાર થયા. ફરમાવ્યું : કઅબ ! અને હાથના ઇશારાથી બતાવ્યું કે, અડધું લઇ લો.



કઅબે હુકમ અનુસાર અડધું લઇ લીધું અને અડધું છોડી દીધું.

**લોકોમાં સુલેહ કરાવવાનો અને ઇન્સાફ કરવાનો સવાબ**

(૨૭૪/૩૦૬૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : લોકોમાં સવાબ માટે ઇન્સાફ કરવો એ માણસોના દરેક સાંધા પર દરરોજ સદકો કરવા બરાબર છે.

**જો ઇમામ ઇશારાથી સુલેહ કરાવવા ઇચ્છે અને લોકો ન માને તો પછી ઇમામે સ્પષ્ટ હુકમ આપવો જોઇએ**

(૨૭૫/૩૦૬૧) હઝરત ઝુબેર (રદિ.) કહે છે કે, હું અને એક અન્સારી બદરી પથરાળ ઝમીનના નાળામાંથી પોતપોતાની ઝમીનોની સિંચાઇ કરતા હતા. એક દિવસ પાણી લેવા અંગે મારો તેની સાથે ઝઘડો થયો. બંને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા. હુઝૂરે મને કહ્યું : ઝુબેર, પ્રથમ તમે તમારી ઝમીનને પાણી આપો. પછી તમારા પાડોશી તરફ પાણી છોડી મૂકો. અનસારી આ સાંભળીને નારાજ થયો અને કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! એ આપના ફોઇના (ફોઇના છોકરા) છે. (એટલે તમે આવો ચુકાદો આપ્યો છે) આ સાંભળીને મુબારક ચહેરાનો રંગ બદલાઇ ગયો અને કહ્યું, (ઝુબેર,) તમે પાણી સિંચીને પાણી રોકી લો. અહીં સુધી કે, મુન્ડેર સુધી ભરાઇ જાય. જાણે હુઝૂરે પહેલાં પોતાના અભિપ્રાયથી ઝુબેરને સદ્વર્તાવનો ઇશારો કર્યો હતો, પરંતુ પાછળથી ઝુબેરને તેમનો પૂરેપૂરો હક્ક અપાવ્યો. કારણ કે, અનસારીએ જ્યારે આપને નારાજ કર્યા ત્યારે આપે ઝુબેરને પૂરેપૂરો હક્ક વસૂલ કરવાનો સ્પષ્ટ હુકમ આપ્યો. હઝરત ઝુબેર કહે છે કે, ખુદાની કસમ ! મારી જાણ પ્રમાણે નીચેની આયત એ જ બનાવ અંગે ઉતરી હતી : **ફલા વરબ્બિક લાયુઅ્મિનૂન હત્તા યુહક્કિમૂક ફીમા શજર બયનહુમ.**

**લેણદારોમાં અને વારસદારોમાં સુલેહ કરાવવી અને અંદાજથી વહેંચણી કરવી**

(૨૭૬/૩૦૬૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જો બંને વારસદારો એવો નિર્ણય કરી લે કે, એક તો હાજર માલ લઇ લે અને બીજો પોતાના ભાગે તે માલ ગણી લે જે મય્યિતનો કોઇના પર કર્ઝ રૂપે હોય તો કંઇ વાંધો નથી. હવે આવી સ્થિતિમાં જો કોઇનો ભાગ બરબાદ થઇ જાય તો તે બીજા પાસેથી

તેની નુકસાની લઇ શકતો નથી.

(૨૭૭/૩૦૬૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : મરતી વખતે મારા પિતાના માથે દેવું હતું. એટલે મેં લેણદારોને કહ્યું કે, હાજર ખજૂર લઇ લો અને મારા પિતાને (દેવામાંથી) મુકત કરો, પરંતુ લેણદારોએ ઇન્કાર કર્યો અને પોતાના લેણા માટે ખજૂરને અપુરતું માન્યું. મેં જઇને હુઝૂરને હકીકત કહી. આપે ફરમાવ્યું : જ્યારે તમે ખજૂર તોડીને ભેગું કરો ત્યારે મને ખબર કરજો. મેં હુકમનું પાલન કર્યું. આપ હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરને સાથે લઇને આવ્યા અને ખજૂરના ઢગલા પર બેસીને બરકતની દુઆ કરી. પછી ફરમાવ્યું કે, લેણદારોને બોલાવો અને તેમનું પૂરેપૂરૂં લેણું ચૂકવી દો. મેં બધા લેણદારોને બોલાવીને લેણું ચૂકવી દીધું અને તેર વસક ખજૂર મારી પાસે બાકી પણ રહ્યું. સાત વસક અજવા અને છ વસક લૌન. બધું કામ પતાવીને મેં રસૂલુલ્લાહ (સલ.) સાથે મગરિબની નમાઝ પઢી અને આપને હકીકતની જાણ કરી. ફરમાવ્યું : અબૂબક્ર અને ઉમરને પણ જઇને કહી દો. બંને સજ્જનોએ કહ્યું કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ બરકતની દુઆ કરી હતી ત્યારે જ અમે સમજી ગયા હતા કે, ઝરૂર બરકત થશે. એક રિવાયતમાં મગરિબના બદલે અસ્રનો ઉલ્લેખ છે અને એક રિવાયતમાં ઝુહરની નમાઝનો ઉલ્લેખ છે.

## હાજર માલ કર્ઝના બદલામાં આપીને સુલેહ કરવાનું બયાન

(૨૭૮/૩૦૬૪) કઅબ ઇબ્ને માલિકે ઇબ્ને અબી હદરદ પાસે પોતાના કર્ઝની ઉઘરાણી મસ્જિદમાં કરી. બંનેના અવાજનો શોરબકોર થયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) કમરાનો પરદો ઉંચકીને બહાર આવ્યા અને કઅબને અવાજ દઇને કહ્યું : કઅબ ! કઅબે કહ્યું, જી. આપે હાથના ઇશારાથી કહ્યું, અડધું ઓછું કરી નાખો. કઅબે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઘણું સારૂં. ત્યાર પછી હુઝૂરે ઇબ્ને અબી હદરદને કહ્યું, ઉઠીને આપી દો.



## ★ શરત ★

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### ઇસ્લામ લાવતી વખતે, ખરીદ-વેચાણ કરતી અને બીજા અહકામ વખતે કઇ કઇ શરતો જાઇઝ છે ?

(૨૭૯/૩૦૬૫) મરવાન અને મિસ્વર ઇબ્ને મખ્રમા બયાન કરે છે કે, જ્યારે હુદયબિય્યાની સુલેહના



દિવસે (કુરેશના કાફિરો તરફથી) સુહૈલ ઇબ્ને અમ્રે રસૂલુલ્લાહ (સલ.) સાથે સુલેહ કરી ત્યારે બીજી શરતો પૈકી એક શરત એ પણ હતી કે, અમારામાંથી જે માણસ તમારી પાસે આવશે, ભલેને તે તમારા ધર્મનો હોય, પરંતુ તમારે તેને પાછો આપવો પડશે અને અમારી અને તેની વચ્ચે તમારે કોઇ દખલગીરી કરવાનો હક્ક રહેશે નહીં. મુસલમાનોને આ શરત મુશ્કેલ લાગી અને ખરાબ લાગી, પરંતુ સુહૈલ એના પર મક્કમ રહ્યો. છેવટે હુઝૂરે એ જ શરતે સુલેહનામું લખી દીધું. અબૂ જન્દલને (જેઓ મુસલમાન થઇને હુઝૂર પાસે આવ્યા હતા) તેમના પિતા સુહૈલના હવાલે કરી દીધા. એ મુદ્દત દરમ્યાન હુઝૂર પાસે જેટલા માણસો મુસલમાન થઇને આવતા હતા તેમને આપ પાછા મોકલી આપતા હતા. કેટલીક મુસલમાન ઓરતો પણ હિજરત કરીને આવી, જેમાં ઉમ્મે કુલસૂમ પણ હતાં. ઉમ્મે કુલસૂમ બિન્તે ઉકબા તે સમયે 'બાલિગહ' (પુખ્ત વયનાં) થઇ ગયાં હતાં. તેમના વારસદારોએ માંગણી કરી કે, અમારી છોકરી પાછી આપો, પરંતુ હુઝૂરે મુસલમાન ઓરતો પાછી આપી નહીં. કારણ કે, ખુદા તઆલાનું ફરમાન હતું : **ઇઝા જાઅકુમુલ મુઅ્મિનાતુ મુહાજિરાતિન ફમ્તહિનૂહુન્ન લ્લાહુ અઅ્લમુ બિઇમાનિહિન્ન ફઇન અલિમ્તુમૂહુન્ન મુઅ્મિ-નાતિન ફલાતરજિઊહુન્ન ઇલલ કુફ્ફારિ** કિંવા જો મુસલમાન ઓરતો હિજરત કરીને તમારી પાસે આવે તો અલ્લાહ તો તેમના ઇમાનને જાણે જ છે, પરંતુ તમે પણ તેમના ઇમાનની કસોટી કરી લો. કસોટી પછી જો તે તમને ઇમાનવાળી લાગે તો પછી કાફિરોને પાછી આપો નહીં. હઝરત આઇશા કહે છે કે, આયત **યા અય્યુહ લ્લઝીન આમનૂ ઇઝા જાઅકુમુલ મુઅ્મિનાતુ મુહા-જિરાતિન.....** માં જે શરતોનો ઉલ્લેખ છે. તે શરતો હેઠળ રસૂલુલ્લાહ (સલ.) હિજરત કરનારી ઓરતોની કસોટી કરતા હતા. જો ઓરત એ શરતોનો સ્વીકાર કરતી હતી તો તેને કહેતા હતા કે, મેં તારી બૈઅત લીધી. આ ફકત ઝબાનથી કહેતા હતા (હાથથી બૈઅત લેતા ન હતા) ખુદાની કસમ ! બૈઅત લેતી વખતે હુઝૂરે પોતાના હાથથી કોઇ ઓરતના હાથને સ્પર્શ કર્યો નથી.

(૨૮૦/૩૦૬૬) હઝરત જરીર કહે છે : મેં જ્યારે હુઝૂર (સલ.)ના હાથ પર બૈઅત કરી ત્યારે આપે (બીજી શરતો પૈકી) મારી પાસે એવી શરત પણ કરાવી કે, દરેક મુસલમાનની ભલાઇ ઇચ્છવી પડશે.

(૨૮૧/૩૦૬૭) હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, મેં હુઝૂર (સલ.)થી કાયદેસર નમાઝ પઢવા, ઝકાત આપવા અને દરેક મુસલમાનની ભલાઇ ઇચ્છવાની શરતે બૈઅત કરી હતી.

## જો કલમી ખજુરનું ઝાડ વેચે તો ફળો વેચનારના છે

(૨૮૨/૩૦૬૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો માણસ કલમી ખજુરના ઝાડ વેચે તો ફળ વેચનારના છે. હા, જો ખરીદનાર શરત કરે તો ઠીક.

## ખરીદ-વેચાણ કરતી વખતે શરત કરવાનું બયાન

(૨૮૩/૩૦૬૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, બરીરાએ મારી પાસે આવીને 'બદલે કિતાબત' આપવામાં મદદ કરવાની ઇચ્છા વ્યકત કરી. ત્યાં સુધી તેણે પોતાના બદલે કિતાબતમાંથી કંઇ આપ્યું ન હતું. મેં કહ્યું : તારા માલિકો પાસે પાછી જઇને કહે કે, તારો વારસા- હક્ક મારા માટે રહેશે, હું તારો પૂરો 'બદલે કિતાબત' આપી દઉં છું. જો તેઓ એ શરત માની લે તો હું નાણા આપીશ. તેણે માલિકો પાસે જઇને કહ્યું, પરંતુ તેમણે માન્યું નહીં. કહેવા લાગ્યા કે, જો આઇશા સવાબ માટે તને ખરીદવા માંગે તો ખરીદી લે, પરંતુ વારસાહક્ક અમારો જ રહેશે. મેં હુઝૂર (સલ.)ને એની વાત કરી. આપે ફરમાવ્યું : તમે ખરીદીને એને આઝાદ કરી દો. કારણ કે, વારસાનો હક્ક આઝાદ કરનારનો જ હોય છે.

## જો કોઇ જાનવર વેચતી વખતે વેચનાર ખરીદનાર સાથે એવી શરત કરે કે, ફલાણી જગ્યા સુધી હું એ જાનવર પર સવાર થઇને જઇશ અને ત્યાં જઇને તમારા હવાલે કરીશ તો જાઇઝ છે

(૨૮૪/૩૦૭૦) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, (એક સફરમાં) મારૂં ઊંટ થાકી ગયું હતું, પરંતુ હું તેના પર જ સવાર હતો. (ઊંટ બધા કરતાં પાછળ રહી ગયું હતું) હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. ઊંટને લાકડીથી માર્યું. તેના માટે દુઆ કરી. પછી તો ઊંટ એવું ચાલવા લાગ્યું કે, આ પહેલાં એવું ચાલતું જ ન હતું. આપે ફરમાવ્યું : એક ઊકિયહમાં મને આ ઊંટ વેચી દો. મેં જવાબ આપ્યો : નહીં. ફરી ફરમાવ્યું : એક ઊકિયહમાં વેચી નાખો. મેં વેચી દીધું, પરંતુ એ જ ઊંટ પર ઘર સુધી પહોંચવાની શરત કરી. મદીના જઇને મેં હુઝૂરને ઊંટ આપી





દીધું અને આપે મને કીંમત આપી દીધી. હું કીંમત લઇને પાછો ફર્યો. આપે મારી પાછળ બોલાવવા માટે માણસ મોકલ્યો. હું સેવામાં હાજર થયો. ફરમાવ્યું : હું તારૂં ઊંટ લેતો નથી. તારૂં ઊંટ લઇ લે. હવે એ માલ તારો છે. એક રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીના સુધી મને એ ઊંટ પર સવાર થવાની રજા આપી. એક રિવાયતમાં આ શબ્દો છે કે, મેં હુઝૂરને એવી શરતે ઊંટ વેચ્યું કે, મદીના સુધી સવાર રહેવાની મને છુટ હોય. એક રિવાયતમાં છે કે, હઝરત જાબિરે મદીના સુધી તેના પર સવાર રહેવાની શરત કરી હતી. બીજી એક રિવાયતમાં છે કે, હુઝૂરે હઝરત જાબિરને કહ્યું હતું : તમને મદીના પાછા ફરતાં સુધી એના પર સવાર રહેવાની છુટ છે. બીજી એક રિવાયતમાં છે કે, હુઝૂરે કહ્યું હતું : અમે તમને મદીના સુધી એની સવારી આપી. એક રિવાયતમાં છે કે, તું એના પર પોતાના ઘરવાળાંઓ સુધી પહોંચાડ. એક રિવાયતમાં છે કે, હુઝૂરે કહ્યું હતું : હું ચાર દીનારમાં એને ખરીદું છું. એક દીનાર (અશરફી) દસ દિરહમનો થાય છે એટલે ચાર દીનારનો એક ઊકિયહ થઇ ગયો. મુગીરાની રિવાયતમાં કીંમતની કોઇ વિગત નથી. કેટલીક રિવાયતોમાં એક ઊકિયહ સોનું અને કેટલીકમાં બસો દિરહમની સ્પષ્ટતા છે. એક રિવાયતમાં ચાર ઊકિયહનો અને બીજી રિવાયતમાં વીસ દીનારનો ઉલ્લેખ છે, પરંતુ મોટા ભાગની રિવાયતોમાં માત્ર એક ઊકિયહનો ઉલ્લેખ છે. ઇમામ બુખારી કહે છે કે, મોટા ભાગની રિવાયતોમાં એવું આવ્યું છે કે, હઝરત જાબિર (રદિ.)એ વેચાણ વખતે મદીના સુધી સવાર થવાની રસૂલુલ્લાહ (સલ.) સાથે શરત કરી હતી. આ જ મારી દ્રષ્ટિએ વધુ સહીહ છે.

## વ્યવહાર વગેરેમાં શરતો કરવાનું બયાન

(૨૮૫/૩૦૭૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, અનસારે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, અમારી અને અમારા (મુહાજિર) ભાઇઓ વચ્ચે ઝાડો વહેંચી આપો. ફરમાવ્યું : ના. અન્સારે કહ્યું કે, વારૂ ત્યારે તમે લોકો અમારો બધો કારભાર કરો. ફળોમાં અમે તમને ભાગીદાર બનાવી લઇશું. મુહાજિરોએ કહ્યું : ઘણું સારૂં, અમે એ માનીએ છીએ.

(૨૮૬/૩૦૭૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ યહૂદીઓને ખૈબરની ઝમીન એવી શરતે આપી હતી કે, તેઓ બધો કારભાર કરશે અને પેદાશમાંથી અડધો ભાગ તેમને મળશે.

## નિકાહ વખતે મહેરમાં શરત કરવાનું બયાન

(૨૮૭/૩૦૭૩) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, શરત કર્યા પછી હક્કોનો ખુલાસો થઇ જાય છે. જે તમે શરત કરશો તે જ તમને મળશે.

(૨૮૮/૩૦૭૪) હઝરત મિસ્વર કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના જમાઇ (અબૂલ આસ)નો ઉલ્લેખ કર્યો અને જમાઇપણા અંગે તેની પ્રશંસા કરી. ફરમાવ્યું કે, તેણે મને જે વાત કહી તે સાચી કહી અને જે વાયદો કર્યો તે પૂરો કર્યો.

(૨૮૯/૩૦૭૫) હઝરત ઉકબા ઇબ્ને આમિર કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે શરતો પૂરી કરવી ઝરૂરી છે તેમાં સૌથી મોટી શરત એ છે જેના કારણે ઓરતોને તમે તમારા માટે હલાલ કરો છો (કિંવા મહેર).

## ખેતીમાં શરત કરવાનું બયાન

(૨૯૦/૩૦૭૬) હઝરત રાફિઅ ઇબ્ને ખદીજ (રદિ.) કહે છે કે, બધા અનસારીઓ કરતાં અમારી ખેતી વધારે હતી. અમે (ઝમીનનો એક ભાગ અમારા માટે અલગ કરીને) ઝમીન ગણોતે આપી દેતા હતા. ઘણી વાર એવું બનતું હતું કે, એક ભાગમાં પેદાશ થતી હતી અને બીજામાં થતી ન હતી. એટલે અમને એવી રીતે ઝમીન આપવાની મનાઇ કરવામાં આવી, પરંતુ નાણાંના બદલામાં ઝમીન આપવાની મનાઇ કરવામાં આવી નહીં.

## નિકાહ કયા પ્રકારની શરતે નાજાઇઝ છે ?

(૨૯૧/૩૦૭૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ શહેરી ગામડિયાને વેચે નહીં. બીજાના ભાવ પર ખરીદવાના ઇરાદા વગર ભાવ વધારે નહીં. કોઇ માણસ પોતાના ભાઇના વેચાણ પર વધારો કરે નહીં. કોઇ માણસ પોતાના ભાઇના નિકાહની વાત પર વાત મોકલે નહીં. કોઇ ઓરત પોતાની બહેન (શોક)ની તલાકની માંગણી એવા વિચારથી ન કરે કે, જે કંઇ તેના વાસણમાં હોય તે પોતે લઇ લેવા માંગે.

## શરીઅતની હદોમાં કઇ શરતો નાજાઇઝ છે ?

(૨૯૨/૩૦૭૮) અબૂ હુરૈરા અને ઝેદ ઇબ્ને ખાલિદ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, એક ગામડિયાએ પવિત્ર સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું હુઝૂરને ખુદાના વાસ્તે કહું છું કે, આપ કુર્આન પ્રમાણે અમારો ન્યાય કરો. સામા પક્ષે કહ્યું : હા, યા રસૂલલ્લાહ ! કુર્આન અનુસાર અમારો ન્યાય કરો, પરંતુ મને કંઇક કહેવાની રજા આપો. આપે ફરમાવ્યું : કહો. તેણે કહ્યું : મારો છોકરો એને ત્યાં નોકર હતો. તેણે એની પત્ની સાથે વ્યભિચાર કર્યો. મને જાણવા મળ્યું કે, તેને 'પ્રાણઘાતક પત્થરમાર' મારવામાં આવશે. એટલે મેં તેના વળતર રૂપે એક લોંડી અને સો બકરીઓ એને આપી, પરંતુ આલિમોને પૂછવાથી જાણવા મળ્યું કે, તેમ છતાં મારા છોકરાને સો કોરડા ફટકારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે અને એની ઓરતને 'પ્રાણઘાતક પત્થરમાર' મારવામાં આવશે. હુઝૂરે વિગત સાંભળીને ફરમાવ્યું : તે ખુદાની કસમ ! જેના કબજામાં મારો જાન છે; હું કુર્આન મુજબ તમારો ન્યાય કરૂં છું. લોંડી અને બકરીઓ તો તને પાછી મળવી જોઇએ. તારા છોકરાને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે. પછી (ઉનૈસને કહ્યું :) ઉનૈસ, સવારે આ માણસની પત્ની પાસે જજો. જો તે ઇકરાર કરે તો પ્રાણઘાતક પત્થરમાર મારજો. હુકમ અનુસાર ઉનૈસ સવારે ઓરત પાસે ગયા. તેણે ઇકરાર કર્યો. રસૂલુલ્લાહ (સલ.)એ તેને પ્રાણઘાતક પત્થરમાર મરાવ્યો.



## ગુલામને મુકાતબ કરતી વખતે કઇ શરતો જાઇઝ છે ?

(૨૯૩/૩૦૭૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, બરીરાએ આવીને મને કહ્યું : ઉમ્મુલ મુઅમિનીન, મારા માલિકો મને વેચી રહ્યા છે. તમે ખરીદીને મને આઝાદ કરી દો. મેં કહ્યું, સારૂં. બરીરાએ કહ્યું કે, મારા માલિકો વારસાના હક્કની શરત વગર વેચશે નહીં. મેં જવાબ આપ્યો, તો પછી મને કંઇ ઝરૂર નથી. રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે આ વાતચીત સાંભળી ત્યારે ફરમાવ્યું, બરીરાની શું વાત છે ? તમે ખરીદીને એને આઝાદ કરી દો. જે શરતો તેઓ કરવા માંગે તે કરવા દો. મેં બરીરાને ખરીદીને આઝાદ કરી દીધી. બરીરાના માલિકોએ વારસા-હક્કની પોતાના માટે શરત કરી. હુઝૂરે ફરમાવ્યું : તેઓ સો શરતો કરે, પરંતુ વારસા હક્ક તો આઝાદ કરનારનો જ છે.

## તલાકે મુઅલ્લક કિંવા શરતી તલાકનું બયાન

(૨૯૪/૩૦૮૦) ઇબ્ને મુસય્યબ, અતા અને હસન બસરી કહે છે કે, તલાકનો શબ્દ પ્રથમ બોલે અને શરતનો ઉલ્લેખ પછી કરે અથવા શરતનો ઉલ્લેખ પ્રથમ કરે અને તલાકનો શબ્દ પછી બોલે. દરેક રીતે શરતી તલાક થઇ જશે.

(૨૯૫/૩૦૮૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મનાઇ ફરમાવી છે. ૧. પહેલેથી શહેર બહાર જઇને વેપારીઓ પાસેથી માલ ખરીદવાની. ૨. શહેરીને ગામડિયાને અનાજ વેચવાની. ૩. કોઇ ઓરત પોતાની બહેન (શોક)ની તલાકની માંગણી કરે. ૪. પોતાના ભાઇના ભાવ પર ભાવ વધારવાની. ૫. ખરીદવાના ઇરાદા વગર કોઇ વસ્તુની બોલી વધારે બોલવાની. ૬. જાનવરના બાવલામાં (ખરીદનારને બતાવવા અને લલચાવવા માટે) દૂધ ભેગું થવા દેવાની.

## ✪ ભાગ–૧૦ સમાપ્ત ✪